# કિશોરસિંહ

કિંવા

# દુઃખનો પહાડ !

## તૃતીયવિભાગ

પ્રયોજક,

**ત્ર્યંબકલાલ જીવરાજ જોશી**

માળીલા-( અમરેલી-કાઠિયાવાડ )

પ્રકાશક

**જી. એમ. જાગુષ્ટે**

ત્રણ દરવાજા-અમદાવાદ

સોલ એજંટ

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે**

બુકસેલર એન્ડ પબ્લીશર

ત્રણ દરવાજા-અમદાવાદ

ખ્રિસ્તાબ્દ ૧૯૧૯ વિક્રમાબ્દ ૧૯૭૫

મૂલ્ય રૂ. ૨-૧૨-૦



| પ્રથમાવૃત્તિ | ૭૯૬૦ | પ્રત ૧૦૦૦ |
|---|---|---|



एको वशी सर्वभूतांतरात्मा ।
एकं रूपं बहुधा यः करोति ।
तमात्मस्थं येऽनुपश्यन्ति धीरा-
स्तेषां सुखं शाश्वतं नेतरेषाम् ॥

—कठोपनिषद्

निर्त्यो नित्यानां चेतनश्चेतनाना-
मेको बहूनां यो विदधाति कामान् ।
तमात्मस्थं येऽनुपश्यन्ति धीरा-
स्तेषां शांतिः शाश्वती नेतरेषाम् ॥

—कठोपनिषद्

અમદાવાદ:
ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# અર્પણ પત્રિકા



મહામાન્ય શ્રીમાન સાહિત્યાનુરાગી,

બહુગુણાન્વિત શેઠ શ્રી

હીરાલાલ રણછોડદાસ શાહ

શુભનિવાસ–અમદાવાદ

આપશ્રીનો અપૂર્વ સાહિત્યાનુરાગ, ઉદારસ્વભાવ, પરોપકારવૃત્તિ, સ્વદેશભક્તિ, ગુર્જર સાહિત્યને ઉન્નત જોવાની ઉચ્ચ અભિલાષા, અલૌકિક ગુણગ્રાહકતા તથા અનેક શુભ ગુણોથી આકર્ષાઇને તથા આપ મારાપ્રતિ જે સ્નેહ દર્શાવો છો, તેના ઋણમાંથી કિંચિત્ મુક્ત થવાની અભિલાષાથી, હું આ નીતિ–અનીતિના સંઘર્ષમાં પરિણામે નીતિના વિજયથી વિભૂષિત થયેલી નવરસપરિપ્લુત નવલકથા પરમપ્રેમ અને શ્રદ્ધાસહિત આપના સુનામની સાગે સંલગ્ન કરીને કૃતાર્થ થાઉં છું, તથા પરમ પ્રેમમય પરમાત્મા આપની સર્વ શુભાભિલાષાને પૂર્ણ કરે, એવી તે વિશ્વનિયંતાને વિશુદ્ધ હૃદયથી પ્રાર્થના કરૂં છું. અસ્તુ.

આપનો નિરંતર શુભાકાંક્ષી,

ત્ર્યંબકલાલ જોશી

# પ્રસ્તાવના

પ્રેમસ્વરૂપ પરમાત્મની પરમકૃપાથી હું આજે પ્રસ્તત પુસ્તકને પૂર્ણ કરી વાંચક બંધુઓના કરકમળમાં સાદર સમર્પિત કરવાને સમર્થ થયો છું, અને એ માટે એ અનંતનામીનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનું છું.

પ્રસ્તુત પુસ્તકના પ્રથમ, દ્વિતીય અને તૃતીય વિભાગમાં અનેક સ્થળે ભૂત-પ્રેતાદિનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, એથી અનેક વાંચકોના મનમાં એ સંબંધી અનેક પ્રકારની શંકાઓ ઉપસ્થિત થાય તો તે સ્વાભાવિક છે. હું એ શંકાનું નિરસન કરવા માટે આ સ્થળે એ સંબંધમાં કિંચિત્ ઉલ્લેખ કરવાનું ઉચિત ધારૂં છું.

ભૂત શબ્દની વ્યાખ્યા આ પ્રમાણે છે, આપણા આ સ્થૂળ શરીરની અંદર જે સૂક્ષ્મ શરીર છે, મૃત્યુ થવાથી આપણો જીવાત્મા એ સૂક્ષ્મ શરીર ધારણ કરીને પરલોકમાં જઇ વસે છે, એ સૂક્ષ્મ-શરીરી જીવાત્માઓમાં કોઇ કોઇ કર્મદોષથી ભૂત-પ્રેત થાય છે અને એ ભૂત-પ્રેતના નામથી જનસાધારણના હૃદયમાં કોઇ એક પ્રકારનો ભય ઉપસ્થિત થાય છે.

અતિ પ્રાચીન કાળથી પૃથ્વીના સઘળા દેશોમાં સભ્ય, અસભ્ય સર્વ જાતિઓના લોકો ભૂતને માનતા આવે છે.

આપણા દેશમાં તાંત્રિક અને પૌરાણિક યુગમાં લોકો ભૂતને માનતા હતા, તંત્રમાં અને પુરાણાદિ ગ્રંથોમાં ભૂતયોનિ પ્રાપ્ત થવાનાં કારણ, તેમની આકૃતિ, પ્રકૃતિ અને બીજાં અનેક પ્રકારનાં વિવરણો જોવામાં આવે છે.

"જેઓ સર્વદા પાપકાર્યમાં ગુંથાઇ રહી આ લોકમાંથી વિદાય ગ્રહણ કરે છે, ગળેફાંસો ખાવાથી, વિષપાન કરવાથી, શસ્ત્રાદિના આઘાતથી, લૂટારાઓના હાથથી, વજ્રાઘાતથી, સર્પદંશથી અને અસંસ્કૃત અવસ્થામાં જેમનું મૃત્યુ થાય છે, તેઓ પ્રેતયોનિ પામીને "**वायुभूत क्षुधाविष्ट कर्मजं देहमाश्रयेत्**" અર્થાત્ પોતાનાં કર્માનુસાર વાયુરૂપ દેહયુક્ત અને ક્ષુધાતુર થઇ રહે છે. (ગરુડપુરાણ. ૯-૧)

એ સર્વે પ્રેત "**आकाशस्थो निरालम्बो वायुभूत निराश्रयः।**" થઇને સેંકડો હજારો વરસો કે તેનાથી પણ વિશેષ સમય સુધી આ પૃથ્વીમાં મહા કષ્ટથી વિચરણ કર્યા કરે છે."

(બ્રહ્મવૈવર્ત્ત પુરાણ)

હિન્દુઓની પેઠે તિબેટવાસીઓ પણ મૃત્યુ પછી માનવની પ્રેત-પ્રાપ્તિનો સ્વીકાર કરે છે અને તિબેટ તથા ચીન દેશના લોકો ભૂત-પ્રેતનો અત્યંત ભય રાખે છે. તેમનાં શાસ્ત્રોમાં ૩૬ પ્રકારનાં ભૂતોનો ઉલ્લેખ છે.

મુસલમાનો પણ આત્માના અસ્તિત્વનો સ્વીકાર કરે છે. તેમના મતમાં પણ સ્વર્ગ ( જન્નત ) અને નરક ( જહન્નમ ) છે, અને દેહાંતે કર્મફળ ભોગવવાની વાત તેમના શાસ્ત્રમાં પણ ઉલ્લેખિત છે.

પૂર્વકાળમાં યૂરોપીય સર્વ જાતિઓ ભૂતને માનતી હતી, અને કોઇના ઉપર ભૂતનો આવિર્ભાવ થવાથી યોગ્ય મનુષ્યદ્વારા ભૂત નહસાડવામાં આવતું. રોમન અને ગ્રીકસમાજભુક્ત ખ્રિસ્તી પાદરીમાં ભૂત કાઢવાની પ્રથા અદ્યાપિ પ્રચલિત છે. તેમના સમાજમાં હજી સુધી પણ ભૂતની માન્યતા દ્રઢીભૂત રહેલી છે.

ગ્રીસના આદિ પુરુષો ક્રાઇસ્ટના જન્મનાં છસો વર્ષ પહેલાં કહી ગયા છે કે, આ પૃથ્વી ભૂત-પ્રેત પરિપૂર્ણ થઇ રહી છે, મર્ત્યવાસીઓ જે કાંઈ વિચારે છે કિંવા કરે છે, તેને ભૂત-પ્રેતો અદ્દશ્ય સાક્ષીરૂપ રહીને જોયા કરે છે અને અદ્દશ્ય રીતે મર્ત્યવાસીઓને ચલાવ્યા કરે છે.

The master minds of Greece, such as Thales, who lived some six hundred years B. C; thought that the universe was replete with demons, who were the spiritual guides of human beings and the invisible witnesses of all their thoughts and actions.

—*Uuiversal spiritualism, pp. 299.*

પ્લેટોએ પણ કહ્યું છે કે:—

" Each human being has a particular spirit with him to be his guiding genius during his mortal lifetime; and when the physical life is ended, the spirit receives and accompanies the enfranchised to its future desting. "

આ સર્વ પ્રમાણોપરથી હવે ભૂતના વિષયમાં તો કોઇને કશી પણ શંકા રહેશેજ નહિ. હવે બીજો વિષય ' યોગવિદ્યા ' નો છે.

એ યોગવિદ્યાદ્વારા આ નવલકથાનાં પાત્રોદ્વારા અનેકાનેક અદ્‌ભુત ઘટનાઓનો આવિર્ભાવ કરાવવામાં આવ્યો છે અને અને એમાં અસંભવ જેવું કાંઇજ નથી. કારણ કે, યોગવિદ્યાનો પ્રભાવજ એવો અદ્‌ભુત છે અને એ સંબંધમાં શ્રીમદ્ સ્વામી વિવેકાનંદ, સ્વામી રામતીર્થ આદિ આધુનિક યુગના અનેક વિદ્વાનો પણ ઘણું લખી ગયા છે, એટલે આ સ્થળે એનો અધિક ઉલ્લેખ કરવાની મને વિશેષ અગત્ય જણાતી નથી. અસ્તુ.

સારાંશમાં માત્ર એટલુંજ જણાવવાનું કે, આ નવલકથા નીતિ–અનીતિ અને ધર્મ અધર્મના સંઘર્ષથી પરિપૂર્ણ છે, પરિણામે નીતિ તથા ધર્મનો વિજય અને અનીતિ અને અધર્મનો પરાજય થાય છે, એમ દર્શાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે, વાર્ત્તાને રસમય કરવા માટે કેટલાક અદ્‌ભુત પ્રસંગો પણ ઉપજાવવામાં આવ્યા છે, પરંતુ તેમ હોવા છતાં અસંભવિત પ્રસંગોનો કિંવા બીભત્સ ભાષાનો આભાસ પણ થવા દેવામાં આવ્યો નથી, રેનોલ્ડઝની સર્વ વાર્ત્તાઓમાં જો નૈતિક વાર્ત્તારૂપે અગ્રસ્થાન કોઇ પણ વાર્ત્તાને મળી શકતું હોય તો તે પ્રસ્તુત નવલકથા 'કેનેથા' કિંવા કિશોરસિંહનેજ મળી શકે તેમ છે. એવો અનેક વિદ્વાનોનો તથા મારો નમ્ર મત છે.

મારો આ પ્રયાસ અન્ય સર્વ પ્રયાસોની પેઠે પાઠકવર્ગને આદર પાત્ર થશે, તો હું શ્રમની સાર્થકતા માનીશ.

અંતે જે અવિનાશી વિપદ્‌વિભંજનની કરુણાથી હું આ વાર્ત્તાને પૂર્ણ કરી શક્યો છું, તેનું પુનઃ સ્મરણ કરીને મારી આ પ્રસ્તાવનાને પરિપૂર્ણ કરૂં છું. અસ્તુ.

| | |
|---|---|
| **અમદાવાદ** | સાહિત્યાનુરાગી સેવક— |
| તા. ૩-૧-૧૯ | **ત્ર્યંબકલાલ જોશી** |

# અનુક્રમણિકા

## તૃતીયવિભાગ

ॐ तत्सत्परमात्मने नमः।

# કિશોરસિંહ

કિંવા

# દુઃખનો પહાડ !

## તૃતીયવિભાગ

પ્રથમ પ્રસંગ

### અદ્વિતીય કાર્યકુશળતા

હવે તો હું વૈરી જગત્ સઘળાનો થઇ રહ્યો !
અહો ! જેને માટે મમ હૃદય બાળી દુઃખી થયો !
કૃતઘ્ની લોકોને કદર નવ કાંઇ હૃદયની !
ન જોવાની ઇચ્છા ! કદર કરવા સાધન નહીં !
તુફાની સત્વો આ કુદરત તણામાં મળી રહું !
બને તો વંટોળો થઇ જગત આ ઉજડ કરૂં !
ગડેડાટો મોટા, કડડ કડડાટો વીજળીના !
મને વ્હાલાં વ્હાલાં પ્રલય ધમસાણો પવનનાં !

કલાપી

રાત્રિને સમયે બીજાં શાં શાં કાર્યો થયાં, એ કેવળ રાત્રિજ જાણી શકી છેવટે રાત્રિ વીતી જવા આવી, ઉષાએ આવીને રાત્રિના અંધકારને દૂર કરી પોતાના આછા આછા ઉજાસનો વિસ્તાર કરી દીધો. ઉષાનો એ આછો ઉજાસ સૂર્યોદય થવાની સૂચના આપવા લાગ્યો. જોતજોતામાં ઉષા વીતી પ્રભાત પણ થઇ ગયો.

સૂર્યદેવે ઉદયાચલમાં દર્શન દઇ સર્વત્ર પોતાની રક્તપતાકા ફરકાવવા માંડી. એ સમયે આકાશમંડળ નિરભ્ર હોઇને સૂર્યનાં કોમળ

કિરણોવડે તામ્રમય ભાસવા લાગ્યું, અને એજ કિરણો શત્રુગઢ દુર્ગના ભવ્ય દ્વાર પાસે ઉભેલા અસંખ્ય અસ્ત્રધારી સૈનિકોની નગ્ન તલ્વારો પર પડીને ચમકવા લાગ્યાં. દુર્ગના સઘળા દરવાજા ખુલ્લા હોવાથી ત્યાં આગળ મનુષ્યોની મોટી ભીડ જામી હતી. દુર્ગના શિખરપર બે સુરંજિત રાજપતાકા પ્રભાતના મંદ મંદ વાયુથી ધીમી ધીમી ફરકી રહી હતી. દુર્ગભૂમિએ જાણે પ્રભાતના રૌદ્ર-તાપની સાથે મળી નવીન રંગથી રંગાઇને ભીષણ ભાવ ધારણ કરી લીધો હતો. સૂર્યોદય થતાંજ રાજા દીનવલ્લભસિંહને રાજદ્રોહી ઠરવાથી, તલ્વારથી ઠાર કરવામાં આવશે, એવું સાંભળીને આજે માણસોનાં ટોળાંને ટોળાં એ ભીષણ દૃશ્ય જોવા માટે દુર્ગભણી આવતાં હતાં; આજે માણસોની એટલી બધી ભીડ જામી હતી કે, દુર્ગમાં એક તિલપૂર પણ જગા રહી નહોતી.

દુર્ગના દ્વાર પાસેના ભવ્ય ચૉકમાં રાજદ્રોહી રાજા દીનવલ્લભસિંહના વધ માટે એક વધમંચ નિર્માણ કરવામાં આવ્યો હતો, એ મંચ અથવા માંચડાપર ચઢવા માટે બીજાં દશ પગથિયાં વાળી એક સીડી ગોઠવવામાં આવી હતી. માંચડા ઉપર એક લાલ રંગનું મોટું વસ્ત્ર બિછાવવામાં આવ્યું હતું અને એ સાથે એ માંચડાના ચારે ખૂણામાં ચાર કાળા પોશાક વાળા ચંડાળો-જલ્લાદો હાથમાં તીક્ષ્ણ ધારવાળી તલ્વારો લઇને ઉભા હતા. માંચડાની બન્ને બાજૂએ અસંખ્ય સૈનિકો બરાબર હારબંધ ગોઠવાઇને ઉભા હતા; સેનાપતિ નીલાંબર નીલકંઠ મહારથી આખા શરીરપર બખ્તર પહેરી સફેદ રંગના તેજસ્વી અશ્વપર આરોહણ કરી ચારે તરફ તપાસ રાખતો આમતેમ ફરી રહ્યો હતો. ચૉકની ઉત્તર દિશામાં આવેલા એક બેમાળવાળા મકાનની એક બારીમાં એક રાજધાત્રી શિશુ રાજાને ગોદમાં લઇને બેઠી હતી, દ્વારપર હાથમાં ખુલ્લી તલ્વારો ધારણ કરી ભીષણાકાર પહાડી વીર પ્રહરીઓ ભીષણ ભાવ દર્શાવતા પહેરો ભરી રહ્યા હતા. બીજા એક ગૃહના ગવાક્ષમાં ત્રણ નવીન રાજપ્રતિનિધિઓ બીજા કેટલાક પારિષદ મિત્ર વર્ગની સાથે પ્રફુલ્લવદને બેસીને તેમના પરમપ્રિય મિત્ર મહદ્વંશોદ્ભવ રાજા દીનવલ્લભસિંહના મસ્તકચ્છેદનનાં દર્શન કરવાની વાટ જોતા હતા. દુર્ગનાં દ્વાર ઉદાર ઉન્મુક્ત હતાં, સાગરના તરંગોની પેઠે સજીવ જનતરંગો ધીમે ધીમે દરવાજાને ઓળંગીને દુર્ગમાં પ્રવાહિત થતા હતા, માણુસોની ભીડનો કાંઇ શુમારજ રહ્યો નહોતો.

કેવળ વધમંચજ ખાલી પડ્યો હતો, અસ્ત્રધારી પ્રહરીઓએ

મંડળાકારે મંચની ચારે બાજૂએ વિંટાઇને ઉભા રહ્યા હતા. એવામાં એ ભયંકર નાટકનો અંતિમ અભિનય થવાનો સમય આવી લાગ્યો. સૂર્યદેવે સોનેરી રંગનો પરિત્યાગ કરી રૂપેરી રંગ ધારણ કરી લીધો હતો.

"આમ જૂઓ, એ વધમંચના ચારે ખુણામાં ચાર હથિયારબંધ ચંડાળો ઉભેલા છે." પ્રેક્ષકોના સમૂહમાંથી એક જણ ચંડાળો ભણી આંગળી ચીંધી ક્રોધ સાથે બોલ્યો:—"રાજા સાહેબના વધ માટે આખા શહેરમાંથી એક પણ જલ્લાદ મળતો નહોતો, પણ આમ જૂઓ, અત્યારે એકી સાથે ચાર શયતાનો રાજાનું રક્ત પીવા માટે વધમંચપર આવી ઉભા રહ્યા છે. મને તો લાગે છે કે સર્વથી પ્રથમ એ પાપાત્માઓનોજ વધ કરવો—"

"પણ હા, એ સર્વ અત્યારે અહીં આવ્યા ક્યાંથી ?" અન્ય એક પ્રેક્ષકે આતુરતાથી પૂછ્યું.

"ના, ના, તમો સર્વ ભૂલો છો, એ સર્વ જલ્લાદો નથી; વધમંચનો પહેરો ભરનાર પ્રહરીઓ છે અને સર્વ લોકોને પ્રથમથીજ ભીષણતાનું દિગ્દર્શન કરાવવા માટે રાજપ્રતિનિધીઓએ તેમને વધમંચ પર ઉભા રાખ્યા છે. હજી ખરો જલ્લાદ તો આવ્યો પણ નથી. મને લાગે છે કે, તે રાજાના આવ્યા પછીજ આવશે." ત્રીજો એક પ્રેક્ષક વચ્ચમાંજ બોલી ઉઠ્યો.

એ સમયે સેનાપતિ નીલકંઠ ફરતો ફરતો ત્યાં આગળ આવી પહોંચ્યો, એ જોઇને સર્વ પ્રેક્ષકો ચૂપ થઈ ગયા. કોઇના મુખમાંથી એક શબ્દ પણ બહાર નીકળી શક્યો નહિં.

એવામાં બારીમાં બેઠેલા એક રાજપ્રતિનિધિએ કાંઇક ઇશારો કર્યો. ઇશારો થતાંની સાથેજ નજીકના એક ઓરડાનું દ્વાર અકસ્માત્ ઉઘડી ગયું અને એ સાથે વિકટ આકારવાળા કેટલાક કદાવર અસ્ત્રધારી વીર સૈનિકોનું એક ટોળું અકસ્માત્ બહાર નીકળી આવ્યું; તેમની સાથે એક વસ્ત્રાવૃત જલ્લાદ પણ બહાર આવ્યો. જલ્લાદનું મુખ કાળા રંગના બુરખાથી ઢંકાયલું હતું. જલ્લાદને જોતાંજ એકઠા થયેલા સઘળા લોકો એકી સાથે મહા વિસ્મય પામી કોલાહલ કરી ઉઠ્યા. સેનાપતિએ તત્ક્ષણાત્ ગંભીર ગર્જનાથી સર્વજનોને ચૂપ થવાની આજ્ઞા આપી દીધી. ક્ષણવારમાં સર્વજનો ચૂપચાપ થઇ ગયા. વધભૂમિ નિસ્તબ્ધ થઇ ગઇ! ભયાનક નિસ્તબ્ધ બની ગઈ.

રહામેના સઘળા લોકો સરી સરીને દૂર ઉભા રહ્યા. પ્રહરીઓનું ટોળું અને એ બુરખાવાળો જલ્લાદ, એ વિસ્મયથી વ્યાકુલ થયેલી માણુસોની મેદનીમાંથી ધીમે ધીમે વધમંચ પાસે જઇ ઉભા રહ્યા. એ સમયે વધમંચપર ઉભેલા ચારે કૃષ્ણવેશધારક સૈનિકો મંચપરથી નીચે ઉતરી ગયા. એવામાં એક સૈનિક પુરુષે એક ભયંકર વજનદાર મૃત્યુકુઠાર લાવીને એ વસ્ત્રાવૃત જલ્લાદના હાથમાં સોંપી દીધો.

થોડીવારમાં બાજુના બીજો એક દરવાજો ઉઘડયો અને ક્ષણુવારમાં રાજા દીનવલ્લભસિંહને લઇને ચાર સશસ્ત્ર સૈનિકો બહાર આવ્યા. રાજદ્રોહી રાજા દીનવલ્લભસિંહના હાથમાં હાથકડી પગમાં બેડી તથા કમરપર મજબૂત સાંકળો જકડવામાં આવી હતી. તેનો ચહેરો શાંત અને નિશ્ચયી દેખાતો હતો. પોતાને દેહાન્ત શિક્ષા થવાની છે, એ બદલ તેને કશીપણુ ચિંતા થતી નહોતી. જોકે, તેનું મુખ કાંઇક મ્લાન દેખાતું હતું, છતાં પણુ તેની સ્વાભાવિક સતેજ દૃષ્ટિમાં, અવયવોના હાવભાવમાં, લેશ માત્ર પણુ ભયનાં લક્ષણો લક્ષિત થતાં નહોતાં. ભયાનક ભયાનક રણુક્ષેત્રામાં તે જેવી રીતે અકંપિત હૃદયે નિર્ભયતાથી વીરવેશમાં આવી ઉભો રહેતો હતો, તેવીજ રીતે વધમંચ પાસે આવી ઉભા છતાં પણુ તેનાં નયનોમાં તથા વદનપર તેવાજ પ્રકારનું વીરત્વ અને સાહસ સમાનભાવે ઝળકી રહ્યું હતું, તેનું મુખ જોઇને આગંતુક દર્શકમંડલીના મનમાં એકી સાથે દયા અને વિસ્મયનો આવિર્ભાવ થયો. વિના અપરાધે ઘાતકના કુઠારથી આવા મોટા માણુસના પ્રાણુ જશે, એમ ધારીનેજ તેમના સર્વના દિલમાં દયા ઉભરાઇ આવી. તથા મરણુકાળે તેના હૃદયમાં એવું અદ્દભુત સાહસ સમાયલું જોઇનેજ તેમના સર્વના મનમાં વિસ્મય ઉપજી આવ્યું. સઘળા લોકો તે સમયના તેના તે અતુલ સાહસની ઘણી ઘણી પ્રશંસા કરવા લાગ્યા.

"આહ ! આ હતભાગી જો અત્યારે અહીં ન આવ્યો હોત, તો કેવું સારૂં થાત ! બિચારા નિર્દોષ રાજાના પ્રાણુ કદાપિ નષ્ટ ન થાત." જલ્લાદના તરફ આંગળી ચીંધી માણુસોની મોટી મંડળીમાંથી એક જણે બીજા એક જણુને ચૂપચાપ કહેવા લાગ્યો કે, "આ હતભાગી જલ્લાદ જો અત્યારે અહીં ન આવી પહોંચ્યો હોત તો, રાજા દીનવલ્લભસિંહના પ્રાણુની રક્ષા અવશ્ય થઇ શકત. રાત્રિના બીજા પ્રહરને સમયે એ શયતાન કોણુ જાણે ક્યાંથી અહીં આવી પહોંચ્યો

છે. એ પહેલાં બીજો એક પણ જલ્લાદ આવા મોટા ઉદાર, દિલાવર અને ભમાવિક રાજા દીનવલ્લભસિંહનો રક્તપાત કરવાને રાજી થતો નહોતો. નવીન રાજપ્રતિનિધિઓએ આખા શહેરમાં ઢંઢેરો પીટાવી રાજા દીનવલ્લભસિંહની હત્યા કરવા માટે જલ્લાદને શોધવાનો બંદોબ-અસ્ત કર્યો હતો, છતાં કોઈ પણ જલ્લાદ એ રાક્ષસી કાર્ય કરવાને તત્પર થયો નહોતો. હું નથી સમજી શકતો કે, આ પાષાણ જેવા કઠિન હૃદયનો રાક્ષસ અત્યારે અહીં કોણ જાણે ક્યાંથી આવી લાગ્યો છે ? ભાઇ ! સંસારમાં લક્ષ્મીનો પ્રભાવ પણ કાંઇ જેવો તેવો છે ? મનુષ્ય લક્ષ્મીના મોહપાશમાં પડી મનુષ્યધર્મ ત્યાગી પિશાચધર્મના અનુયાયી થાય છે, અનંતીનામી ઇશ્વરના ભયને પણ સર્વથા વિસરી જાય છે. આમ જૂઓને, એ કેવો અધમ જીવ છે ? એક નિર્દોષનું જીવન હણતાં તેના ઉરમાં અત્યંત લજ્જા ઉત્પન્ન થવા છતાં, તે મુખપર આવરણ ઢાંકી આ મહા ભયાનક કાર્ય કરવાને તૈયાર થયો છે. એના પહેરવેશ તથા શરીરના હાવભાવપરથી સ્પષ્ટ જણાઇ આવે છે કે, એ કોઇ પાકો જલ્લાદ નથી, પણ એક મહા ગમાર પહાડી મજૂર છે. એણે બરાબર મજૂરના જેવો જ પોશાક પહેર્યો છે. તે ઉપરાંત વળી પાછો બુરખો ઢાંકી દીધો છે, સાલો જાણે ખરેખરો રાક્ષસજ દેખાય છે. તેણે સેનાદળના હવાલદાર પાસે આવીને કહ્યું છે કે, "હું મારા મુખપરના આવરણને અળગું કરીશ નહિ, કોઇ કાંઇ સવાલ પૂછશે, તો તેનો કાંઇ જવાબ પણ આપીશ નહિ." રાજા દીનવલ્લભપર એ હરામખોરના બચ્ચાનું કાંઇક આંતરિક વેર હોય, એમ જણાય છે અને એ વેરની વસુલાત કરવા માટે જ એ શયતા-નનો સંગી અત્યારે તૈયાર થયો છે, કોઇ પણ મનુષ્યને તે પોતાનું મુખ બતાવવાની ચોકખી ના પાડે છે. કોઇ પણ મનુષ્યની સાથે એ કશી વાતચીત પણ નહિ કરે. હવાલદારને એ બધી બાબતમાં બરાબર સાવચેતી સાથે ખબર રાખવી પડશે. એ નરાધમ નરપિશાચે પહે-લેથીજ રાજપ્રતિનિધિઓની સાથે એ બધું કબૂલ કરાવી લીધું છે. એ દુરાચારી કોણ જાણે ક્યાંનો માણસ છે, એ બરાબર સમજી શકાતું પણ નથી. મને તો લાગે છે કે, એ માણસ નથી, પણ જીવતો જાગતો નરઘાતક રાક્ષસજ છે. શું એ રાક્ષસના હૃદયમાં આવા સરળ અને પવિત્ર રાજાની હત્યા કરતાં જરા દયા પણ નહિ આવતી હોય ? શું તુચ્છ લક્ષ્મીને માટે એ આ ઘોર હત્યાના મહા ઘોરતમ પાપને

પોતાના શિરપર ધારણ કરી લેશે ?

ભાઇ ! એવા મહત્વાકાંક્ષી ઘોરતમ પાપી મનુષ્યો જ આ સ્વર્ગ સમાન સંસારમાં નરકની અત્યંત હૃદયદાહિની જ્વાળાઓનો વિસ્તાર કરનારા છે. આ સર્વ નવીન મંત્રીસભા અને મંત્રીસભાના સભાસદો અન્યાયના પક્ષપાતી છે, ન્યાયના ઘાતી છે, તેમના હૃદયમાં જગત્ સંચાલક પરમાત્માનો લેશ માત્ર પણ ભયજ નથી; પરંતુ પરમાત્મા એમનાં સર્વે આ પ્રચંડ પાપોની સજા તેમને અવશ્ય કરશે ને કરશે જ. કુદરતનો ગેબી ફટકો તેમને સર્વને અવશ્ય લાગશે ને લાગશે જ."

જે પુરુષ તેની બાજૂમાં ઉભો હતો, તે પુરુષ વક્તાનાં મુખ પર હાથ દબાવી ઘણા જ ધીમા સ્વરે બોલ્યોઃ—"ચૂપ, ચૂપ ! આવા શબ્દોનો આ ભીતિભર્યા સ્થાનમાં ઉચ્ચાર ન કર. આ સ્થાન ન્યાયનું નથી એમ જાણે છે, છતાં તું આવી રીતે મંત્રીસભાની વિરુદ્ધમાં શા માટે બોલે છે. જો ભોગજોગે મંત્રીસભાનો કોઈ પણ સભાસદ કિંવા સૈનિક આ વાતને સાંભળી જશે, તો તારી તથા મારી ઉભયની આ રાજા દીનવલ્લભના જેવીજ દુર્દશા થશે. શું તું છેવટે આપણા મસ્તકોને પણ આ રાક્ષસના તીક્ષ્ણ કુઠારવડે કપાવીને જમીનદોસ્ત કરાવવા માગે છે! આવા ગમારોના કારખાનામાં, સારૂં કહેવા જતાં ઉલટું પરિણામ આવવાનોજ ભય રહે છે, એ વાતને તું કેમ ભૂલી જાય છે ! હવે આપણા આવા મિથ્યા પ્રલાપોનું કશું પણ સુપરિણામ આવી શકે તેમ નથી. આમ જો, રાજા દીનવલ્લભ વધમંચપર ચઢી ચૂક્યો છે, હવે કેવળ તેના મૃત્યુની જ વાર છે, તેનો કાળરૂપ જલ્લાદ પણ કરને વિશે કઠોર કુઠાર ઝાલી તેની ગર્દનને હલાલ કરવા માટે તિલપાપડ થઇ રહ્યો છે. બસ, હવે બધું ફના થવા આવ્યું છે."

રાજદ્રોહી રાજા દીનવલ્લભસિંહ વધમંચપર ચઢી ચૂક્યો હતો, તેના મોતનો પયગામ બહાર ચઢી ચૂક્યો હતો. મૃત્યુનું સૂચન કરનારાં કાળવાદળો ગંભીર ગર્જનાસહિત ગાજી રહ્યાં હતાં, સર્વ દર્શકજનો આભા બની ગયા હતા. રાજાએ માંચડાપર ચઢતાંની સાથે જ એ વસ્ત્રાવૃત્ત જલ્લાદની સ્હામે આવી સન્માનસહિત તેને યોગ્ય અભિવાદન કર્યું. પરંતુ તે જલ્લાદને જોઇને તે મોટી ગુંચવણમાં આવી પડયો. ક્ષણવાર સુધી તેણે તેના તરફ બરાબર બારીકીથી તપાસી

જોયું, પરંતુ ચંડાળના મુખપર કાળું વસ્ત્ર ઢંકાયલું હોવાથી તે મનુષ્ય કોણ છે, તે તેનાથી જાણી શકાયું નહિ. રાજા વિસ્મય પામી સ્તબ્ધ થઇ ચૂપચાપ ઉભો રહ્યો.

એ સમયે પૂર્વ દિશાભણી જોઇ સૂર્યોદય થતાં જ રાજપ્રતિનિધિ કરણસિંહ ઘાતકને સંબોધીને ગંભીર નાદે બોલી ઉઠયો:—" બસ, વખત થઇ ગયો છે, વિલંબની આવશ્યકતા નથી."

" મારી તૈયારી છે.' રાજા દીનવલ્લભસિંહ બોલ્યો:—" પરંતુ મરતાં પહેલાં મને મારા ઉકળતા અંતરના બે ચાર ઉદ્દગાર બહાર કાઢવા દો. "

આમ કહી જલ્લાદના મુખ ભણી જોઇ, તેણે સઘળા લોકો બરાબર સ્પષ્ટ રીતે સાંભળી શકે તેવા મોટા અવાજથી ઘાતુક અથવા જલ્લાદને સંબોધીને કહ્યું:—" મારા કારાગૃહમાં આવતાં પહેલાં થોડી વાર અગાઉ જ મને લાગી આવ્યું હતું કે, તું લક્ષ્મીની લાલચથી આ ચંડાળનું કાર્ય પતાવવા અહીં આવ્યો નથી, પરંતુ તારા કોઇ પણ વખતના વૈરનો પ્રતિશોધ લેવા મારો વધ કરવા માટે અહીં આવ્યો છે: મારૂં ખૂન કરવાની જ તારી મનોભાવના છે ખરૂં કે નહિ વારૂ ? કહે, ખરૂં કહે, એ વાત જો સત્ય હોય, તો હું તને કાલાવાલા કરીને કહું છું કે, મારા કાનમાં ને કાનમાં જ તું મને તારૂં નામ કહે. મરણકાળે હું તને શપથપૂર્વક કહું છું કે, એ નામ કેવળ મારા અંતરના ઊંડામાં ઊંડા વિભાગમાં જ રહેશે, હોઠની બહાર નીકળશે નહિ, બીજા કોઇના જાણવામાં પણ આવશે નહિ. એ વિષયમાં તારે કશો પણ ભય રાખવો નહિ. રાજા દીનવલ્લભ કદાપિ જૂઠું બોલ્યો નથી, ભવિષ્યમાં બોલશે પણ નહિ. ભાઇ જલ્લાદ ! મેં તારો એવો શો અપરાધ કર્યો છે ? હું તો મારા મનમાં ઘણી સારી રીતે જાણું છું કે, આ આખી જિન્દગીમાં મેં કોઇને પણ કોઇ પણ પ્રકારનું ભયાનક દુઃખ દીધું નથી, કોઇનું દિલ દુભાવ્યું નથી, કોઇની આશાને નષ્ટ કરી નથી, કોઇનું કાંઇ અહિત કર્યું નથી, કોઇને કઠિન શબ્દ પણ કહ્યો નથી. મારી સાથે તારી એવી તે શી શત્રુતા છે કે તું વિનાકારણ આવી રીતે મારા પ્રાણ લેવાને તૈયાર થયો છે ? પ્રાણ આપતાં હું જરા પણ ડરતો નથી. જીવન ક્ષણિક છે, વાયુના ગોળાની પેઠે પળવારમાં પંચત્વમાં મળી જાય તેવું છે, દુનિયામાં કોઇ રહ્યું નથી, રહેવાનું પણ નથી. સંસાર મુસાફરખાના જેવો છે.

મોટા મોટા લાખો રાજાઓ તથા સામ્રાજ્યના સ્વામીઓ કોણ જાણે ક્યા અજાણ્યા પ્રદેશમાં ચાલ્યા ગયા છે કે જેમનાં નામ નિશાન પણ પૃથ્વીપર રહેવા પામ્યાં નથી, આ સૃષ્ટિમાં કોઇ સદા રહ્યું નથી, રહેવાનું પણ નથી. આ સર્વ વિષયોને હું ઘણી સારી રીતે જાણું છું. મને સંસારની માયા મોહિત કરી શકે તેમ નથી; તેમ છતાં પણ મારા ક્યા અપરાધથી હું કોના હાથે મરવા બેઠો છું, એ બધું જાણ્યા વિના અંધારામાં પ્રાણ આપતાં મને અત્યંત તિરસ્કાર ઉપજે છે! ગુપચૂપ તું મને તારૂં નામ કહી દે! મરવા બેઠો છું, તે તો અવશ્ય મરીશજ, પરંતુ પહેલાં એટલું જાણુતો જઇશ કે કોના હાથથી ક્યા અપરાધથી મારે મરણને શરણ થવું પડ્યું છે. જો કદાચ મેં તારો કાંઇ અપરાધ કર્યો હોય, તો જલ્દી કહી દે, મને એ અપરાધનું સ્મરણ થશે, તો હું આ મૃત્યુ સમયે તારી ક્ષમા માગીશ! મારા અપરાધનું પ્રાયશ્ચિત કરીશ! તું તારૂં મુખ ઢાંકીને ઉભો છે, એટલે મારાથી તારૂં મુખ જોઇ શકાતું નથી, તે ઉપરાંત તારૂં આખું શરીરપર કાળા પોશાકથી બિલ્કુલ ઢંકાયલું હોવાથી તને ઓળખવાનો એક પણ ઈલાજ રહ્યો નથી. તને છેવટ સુધી હું ન ઓળખી શકું, એવીજ શું તારા મનેચ્છા છે? ના—ના, એમ ન કર. હું જ્યારે મરવાનો છું, ત્યારે હવે મારો છૂટકોજ થવાનો નથી. કહે, કહે ભાઇ! કૃપા કરીને કહે કે, તું કોણ છે? ભાઇ! મારી આ છેવટની પ્રાર્થનાને અમાન્ય રાખીશ નહિ."

રાજા દીનવલ્લભસિંહનું ભાષણ સર્વજનો સ્પષ્ટ રીતે સાંભળવા લાગ્યા. કારણ કે, તે વેળાયે સર્વત્ર સર્વથા શાંતતા છવાયલી હતી. તેનું ભાષણ સાંભળીને પ્રત્યેક પ્રેક્ષકનું મન દ્રવી ગયું, સર્વ દર્શક મંડળી મહાકરુણ—મહા ઉત્કંઠિત થઇ પડી. જેમના જીવમાં દયા હતી, તેઓ દુઃખથી—શોકથી અવસન્ન થઇ પડ્યા. પરંતુ સર્વજનો મૃત્યુના મુખમાં આવી પડેલા રાજાનું ગાંભીર્ય જોઇને મનમાં ને મનમાંજ તેને અસંખ્ય સાધુવાદ આપવા લાગ્યા. નિર્દય—નિષ્ઠુર ઘાતક જલ્લાદના દિલમાં પણ દયાનો સંચાર થયો. રાજા દીનવલ્લભ જેવા દયાળુ મનુષ્યથી કોઇ પણ અપરાધ થયો હોય, એવું કોઇને પણ માનવા કે જોવામાં આવ્યું નહિ. પરંતુ જે હેતુથી હત્યા કરવા માટે જે ચંડાળને લાવી ઉભો કરવામાં આવ્યો છે, તે મનુષ્ય વાસ્તવિક રીતે ખરો ચંડાળ નથી, તેમજ તે બનાવટી ચંડાળ અથવા જલ્લાદ

રાજા દીનવલ્લભપર પોતાનું પુરાતન વેર છે, એવી જે એક દલીલ બતાવે છે, તે દલીલ પણ બિલકુલ બનાવટીજ છે, એવો સર્વ પ્રેક્ષકોના મનમાં સંદેહ ઉપજવા લાગ્યો; તે સાથે તે મનુષ્ય કોણ છે, એ જાણવા માટે સર્વના મનમાં તીવ્ર જિજ્ઞાસા પણ ઉપજી આવી. પ્રત્યેક પ્રેક્ષક અતિશય ગર્દી કરીને ચંડાળનું નામ સાંભળવા માટે વધસ્થળ પાસે જઇને વધારે ગર્દી કરવા માંડયો. એથી કરીને થોડીવારમાંજ ત્યાં આગળ પ્રેક્ષકોની મોટી ભીડ જામી ગઇ અને એ સાથે ધક્કાધક્કી પણ પુષ્કળ થવા લાગી. એવામાં જલ્લાદે ધીમે પગલે ચાલી રાજાની નજીકમાં આવી ગુપચૂપ તેના કાનમાં ને કાનમાંજ કેટલીક વાતો કહી સંભળાવી. માણસોની એ મોટી મેદનીમાં સર્વજનોનો શ્વાસ રૂંધાઈ જવા આવ્યો હતો, મહા કુતુહલથી સર્વજનો મહા વિસ્મિત બની ગયા હતા, સર્વજનો ઉચાં મ્હોં કરી વિસ્મય ભરેલા ચિત્તે અનિમેષ લોચને એકી સાથે રાજા દીનવલ્લભસિંહના મુખ ભણી જોઇને જલ્લાદનાં વાકયો સાંભળવા અત્યંત વ્યગ્ર બની ગયાં હતાં. રાજા જલ્લાદનાં વાકયો સાંભળતાંની સાથેજ પગથી માથાં સુધી એકાએક જાણે વીજળીનો આંચકો લાગ્યો હોયની, તેવી રીતે કંપી ઉઠયો.

સમસ્ત લોકો મહા વિસ્મયથી નિઃસ્તબ્ધ થઇ ગયા હતા, અકસ્માત્ તે સમયની હીલચાલ જોઇને સઘળા લોકો એકી સાથે અસ્પષ્ટ સ્વરે મહા કલરવ કરી ઉઠયાઃ "આ મનુષ્ય કોણ છે ?" "એનું નામ શું છે ?" એવું બૂમરાણ આખા પ્રેક્ષકવર્ગમાં એકી સાથે મચી ગયું. થોડીવારમાં પ્રેક્ષકસમૂહમાં એટલી બધી ગરબડ મચી ગઇ કે, ત્યાં આગળ પહેરા માટે ઉભેલા સર્વ સશસ્ત્ર સૈનિકો પણ એ જોઇને સ્તબ્ધ થઇ ગયા. દુર્ગના દ્વાર પાસેના પ્રેક્ષકોમાં પણ એવીજ ગરબડ મચી ગઇ હતી, એવામાં આંખનો પલકારો થતાં ન થતામાં તો તે ચંડાળે પોતાના વસ્ત્રમાંથી એક નગ્ન તલ્વાર બહાર કાઢી અને તે રાજા દીનવલ્લભસિંહના હાથમાં આપી. પોતાનું મુખ્ય દૈવત—નગ્ન તલ્વાર હાથમાં આવતાંની સાથેજ રાજાના શરીરમાં નવીન જોર ઉભરાઇ આવ્યું. તે તરતજ વધમંચપરથી નીચે ઉતરી પડયો, એ સમયે એની સાથે ને સાથેજ પેલો ચંડાળ પણ નીચે ઉતરી પડયો. ત્યાર પછી તેમણે બન્નેએ પોતપોતાનાં હથિયાર ઉગામ્યાં. રાજા દીનવલ્લભસિંહના હાથમાં ખુલ્લી તલ્વાર ચમકવા લાગી અને

જલ્લાદના હાથમાં તીક્ષ્ણ કુઠાર ફરવા લાગ્યો ! તેઓ બન્ને એક બીજાનાં હથિયાર ફેરવવા લાગ્યા. ક્ષણવારમાં એક મોટું ધમસાણ મચી ગયું, આ સઘળો અજબ બનાવ જોઇને પ્રેક્ષકો અજાયબીથી થાકી ગયા! પરંતુ તેમનાથી કશું પણ સમજી શકાયું નહિ. આ શું ઇંદ્રજાલ? નજીકના માણસોએ ગભરાટની સાથે શકિત થઇ આઘા પાછા દૂર સરી રસ્તો છોડી દીધો. તેમણે પોતપોતાના મનમાંજ વિચારી લીધું કે, આ શું ? રાજા દીનવલ્લભસિંહને બચાવવા માટે કોઈ દેવતા ચંડાળના રૂપમાં પ્રકટ થયો છે કે શું, સર્વનાં અંતઃકરણ આનંદથી ઉભરાઇ આવ્યાં. તેમણે તરતજ તેમને બન્નેને જવાનો માર્ગ મોકળો કરી દીધો. પ્રહરીઓ પણ હાં હાં કરતા જોઇ રહ્યા, મસ્તકપર તલ્વાર ફેરવતો ફેરવતો મૃત્યુની સજા પામેલો રાજા અને એ ગુપ્તવેશી જલ્લાદ તીરની પેઠે એકદમ ઉતાવળી ગતિથી દરવાજા તરફ દોડી ગયા.

રાજા દીનવલ્લભસિંહના નામને જેઓ ચહાતા હતા, રાજા દીનવલ્લભ જેમનો ભક્તિપાત્ર હતો, જેઓ ન્યાયના પક્ષપાતી અને નીતિના હિમાયતી હતા, તેમના સર્વના આનંદની સીમાજ ન રહી. મહા મેદનીમાં ભય, વિસ્મય, ક્રોધ, આનંદ, ભિન્ન ભિન્ન વદને, ભિન્ન ભિન્ન ભાવે સશંકિત થઇને ક્રીડા કરવા લાગ્યો. એ ઉપરાંત વળી પાછું વિસ્મય વધી પડયું. પ્રત્યેક પેક્ષકના મુખમાંથી 'રાજા દીનવલ્લભસિંહનો જય! એવા ઉદ્‌ગાર બહાર નીકળી પડયા. પોતે આજે એક અલૌકિક ચમત્કાર જોઇ શક્યો છે, એવું એ સમયે પ્રત્યેક પ્રેક્ષકને ભાસવા લાગ્યું. પણ એવામાં પાછો એક અજબ બનાવ બની ગયો! રાજા દીનવલ્લભસિંહનું શરીર ઘસડીને સાથે સાથે દોડતી વેળાએ શરીર ઘસાવાથી જલ્લાદના મુખપરનો બુરખો સહજ ખસી પડયો, સ્ત્રીઓના જેવો લાંબો લાંબો કેશજાળ પીઠપર ઝુલવવા લાગ્યો. સંપૂર્ણ મુખમંડળ સ્પષ્ટ દેખાવા લાગ્યું.

બૃહન્નલાના વેશમાં અર્જુને જ્યારે ગોગ્રહયુદ્ધમાંથી પલાયન કરનાર વિરાટરાજના પુત્રની પાછળ પાછળ દોડવા માંડયું હતું, ત્યારે પીઠપર ઝૂલતા અંબોડાનું અવલોકન કરીને દ્રોણાચાર્યે જેવી રીતે તેને ઓળખી લીધો હતો, તેવી જ રીતે શત્રુગઢના નવીન રાજપ્રતિનિધિઓએ પણ ગવાક્ષમાં બેસીને કિશોરસિંહને પણ ઓળખી લીધો. મહા ક્રોધથી, મહા ગર્જનાથી તેઓ સર્વે ત્યારે એકી સાથે

બોલી ઊઠયા:–" અરે, પકડો, પકડો, એ હરામખોર જલ્લાદને જલ્દી પકડો, એ આપણો શત્રુ કિશોરસિંહ છે. પકડો, જલ્દી પકડો, ન્હાસનાર જલ્લાદ વિશ્વાસઘાતક છે, માટે સત્વર પકડો."

એ સમયે રાજપ્રતિનિધિઓમાં કંપીને ખળભળેલા સમુદ્ર પ્રમાણે ગરબડ મચી ગઇ. આ સર્વ વિધિ એટલા થોડા અવકાશમાં થઇ ગયો કે, આ સર્વ શો પ્રકાર છે, એ સંબંધમાં કશું પણ કોઇના જાણવા કે સમજવામાં આવ્યું નહિ. જે તે એક બીજાના મુખ ભણી જોઇ રહ્યા. પ્રતિનિધિની ગર્જના કાને પડતાં જ સર્વ જનો જાગી ઊઠયા–તેટલા વખતમાં રાજા દીનબલ્લભસિંહ તથા કિશોરસિંહ કિંવા આપણી આ નવલકથાનો નાયક એ બન્ને જણા દુર્ગના દરવાજા પાસે જઇ પહોંચ્યા હતા.

સેનાપતિ નીલાંબર નીલકંઠે તરતજ સર્વ સૈનિકોને સખ્ત હુકમ ફરમાવી દીધો અને પોતે ઘોડાની પીઠપર ચાબુક મારતો ગર્વસહિત દરવાજા ભણી દોડી ગયો. દીનવલ્લભ અને કિશોરસિંહ ભીમ અસ્ત્ર ફેરવતા ફેરવતા તીર વેગે દોડયા જતા હતા. તેઓ દરવાજા પાસે જઇ પહોંચ્યા, એ સમયે પ્રહરીઓ કૂદીને આડા આવી ઉભા રહ્યા અને તેમને જતા અટકાવવાની કોશિશ કરવા લાગ્યા. પણ એ સમયે કોની તાકાત છે કે, તેમના તે પ્રબળ વેગને ઝીલીને જતા અટકાવી શકે ? ચંદ્રાકારે તલ્વાર ફેરવીને રાજા દીનવલ્લભસિંહ મરણીયા થઇ એમાંના એકાદ સૈનિકનું માથું ધડથી વિખૂટું કરી જમીનપર ઉડાવી દીધું, નિમેષમાત્રમાં વજ્ર શબ્દે બીજા એક સૈનિકના શરીરપર પણ સખ્ત આઘાત કર્યો. સૈનિક ચકરી ખાઇને માટીમાં ગબડી પડયો તથા એજ વખતે બેભાન બની ગયો. કિશોરસિંહે પણ માથાપર કુઠાર કિંવા કુહાડો ફેરવતાં ફેરવતાં એકાદ બે સૈનિકોને ધૂળ ચાટતા કરી દીધા. કેવળ એક સૈનિક સિવાય બીજો કોઇ પણ સૈનિક મર્યો નહિ, સઘળા દારુણ આઘાતે ઘાયલ થઇને જમીનપર રગદોળાવા લાગ્યા. આ સર્વ અદ્દભુત વ્યાપાર જોઇને સઘળા લોકો સ્તબ્ધ થઇ ગયા, દર્શકમંડળીએ બન્ને બાજૂમાંથી દૂર સરી સરીને દરવાજાનો માર્ગ મોકળો કરી દીધો. આરોપી અને જલ્લાદ એ જીવતી જાગતી દીવાલભેદી સડેડાટ દરવાજામાંથી બહાર નીકળી આવ્યા. ત્યાર પછી ખૂબ જોરથી દોડવા માંડયાં. દોડતાં દોડતાં છેવટે તેઓ બન્ને, જ્યાં આગળ બે સુસજ્જિત અશ્વો તેમની વાટ જોતા હતા; ત્યાં આગળ

આવી પહોંચ્યા. એમાંના એક અશ્વની પીઠપર કિશોરસિંહનાં કપડાંની પોટલી બાંધેલી હતી, કિશોરસિંહ એકદમ કૂદીને પોતાના એ અશ્વપર સવાર થઇ ગયો. “ચઢી જાઓ, મહારાજ ! જલ્દી ઘોડાપર ચઢી જાઓ, વિલંબ ન કરો, શત્રુઓ પાછળ પડયા છે, છેક નજીકમાં આવી લાગ્યા છે.”

રાજા દીનવલ્લભસિંહને આવી વાત કહીને કિશોરસિંહે બીજી બાજૂએ નજર કરી, જોયું તો તેને પોતાની ને પૂર્વપરિચિતા દીવાની દુર્ગની દીવાલ સાથે અઢેલીને ચૂપચાપ ઉભેલી જણાઇ આવી. એ જોઇને પ્રફુલ્લવદને દીવાનીના તરફ કટાક્ષપાત કરી કિશોરસિંહે કટાક્ષ સંકેતમાંજ કૃતજ્ઞતા દર્શાવી. રાજા દીનવલ્લભે પણ એક કૂદકે બીજા અશ્વની પીઠપર આરોહણ કર્યું. દીવાની અત્યાર સુધી પોતાના મનમાં ને મનમાં જ વિચારી રહી હતી. અત્યારે તેની બન્ને આંખોમાં આનંદની જ્યોતિ ખીલી ઊઠી:–“ન્હાસો, ન્હાસો, સત્વર ન્હાસો. હવે નકામી ઢીલ ન કરો. નરકકુંડમાંથી ન્હાસી છૂટો. વાયુની પેઠે ઉડવા માંડો. અશ્વોને દોડાવવા માંડો.

બન્ને જણાએ પોતપોતાના અશ્વને એડી મારી દોડાવી મૂક્યા. બન્ને અશ્વો તરતજ બન્ને સવારોને પીઠપર લઇને નક્ષત્ર વેગે દોડવા માંડયા. જોતજોતામાં સહુની આંખોથી અદૃશ્ય થઇ ગયા. દીવાની પણ હસતી હસતી જુદા માર્ગેથી, જુદી દિશાએથી ચાલી ગઇ. ક્ષણ માત્રમાં આ બધું કામ પતી ગયું. તે વેળાયે દુર્ગમાં ઉપજેલો ખળભળાટ બિલ્કુલ અવર્ણનીય હતો. રાજપ્રતિનિધિ રાજા કરુણસિંહ, મંગળસિંહ આદિ સર્વ ગુસ્સાના માર્યા લાલચોળ થઇને એકી સાથે મેઘનાદ પ્રમાણે ગર્જના કરવા લાગ્યા, પ્રેક્ષકોના સમુદાયમાં પણ મહા કોલાહલ મચી ગયો. પરંતુ હવે એ સર્વ શા કામનું ? હાથમાં આવેલો શિકાર તો આબાદ છટકી ગયો, વધમંચપર ચઢેલો ભયંકર ગુન્હેગાર તો આબાદ ન્હાસી ગયો ! ધીમે ધીમે રાજપ્રતિનિધિઓની આજુબાજુમાં પ્રેક્ષકોની એટલી બધી ભીડ જામી ગઇ કે, કોઇને કોઇનું બોલવું સાંભળવાનો પણ ઉપાય રહ્યો નહિ.

સેનાપતિ નીલાંબર નીલકંઠ મહાકોપે જ્વલન્ત અગ્નિનો અવતાર બની ગયો. એના આક્રોશનો અવધિજ ન રહ્યો. “પકડો, પકડો, મારો–મારો ! દોડો–દોડો ” ઇત્યાદિ વજ્રવત ગંભીર ગર્જનાઓ કરતો કરતો એ મહા વિશાળ માનવમેદનીમાંથી તે એકદમ વાયુવેગે

ઘોડો દોડાવતો દોડાવતો બંદિવાન રાજા દીનવલ્લભસિંહ તથા દગાબાજ જલ્લાદ કિશોરની પાછળ જવા માટે ચાલી નીકળ્યો. અશ્વના પગની ઠોકરોથી તથા સેનાપતિની તલ્વારની તીખી ધારથી દર્શકમંડળીમાંના પાંચસાત માણુસો ઘાયલ થઇને જમીનપર ગબડી પડયાં. સઘળા લોકો જાણે વીજળીના ચમકારાની પેઠે ચમકીને સેનાપતિની પાછળ દોડી નીકળ્યા. કોઇના હાથમાં તલ્વાર, કોઇના હાથમાં ભાલો, કોઇના હાથમાં લાકડી, વગેરે જેના હાથમાં જે કાંઇ હથિયાર હતું તે ઉગામીને તેમણે દુર્ગક્ષેત્રને જાણે રણુક્ષેત્ર બનાવી દીધું. અશ્વના પગની ઠોકરથી બીજા કેટલાંક માણુસો પણુ મરવા લાગ્યાં. સેનાપતિ એ તરફ કશું પણુ લક્ષ ન આપતાં નક્ષત્ર વેગે ઘોડો દોડાયે જતો હતો. દુર્ગના કેટલાક સૈનિકો સિવાય બીજા બધા લોકો રાજા દીનવલ્લભસિંહ તથા કિશોરસિંહના મંગલાભિલાષી હતા. બારીમાં બેઠેલા રાજપ્રતિનિધિઓ જ્વલન્ત ક્રોધે ઉપરાસાપરી મારો મારો, શબ્દોનો પોકાર કરી રહ્યા હતા. સર્વ પ્રજાજનો પણુ એમના 'મારો, 'મારો' શબ્દની સાથે સાદ પૂરાવી સેનાપતિપર આક્રમણુ કરવાની ચેષ્ટા કરી રહ્યા હતા. સેનાપતિના પૈશાચિક નિષ્ઠુર વ્યવહારથી, જેમના ભાઇબંધુઓએ અથવા સગાંવહાલાંઓએ પ્રાણુ ગુમાવ્યા, તેઓ સર્વ ત્યારે મરણીયા થઇ પડયા અને એ સાથે સેનાપતિનો સંહાર કરવાના દૃઢ નિશ્ચયપર આવી ગયા. કોઇએ કોઇની વાતને પણુ કાનપર ધરી નહિ. સહુ પોતપોતાની ઇચ્છામાં આવે, તેમ સેનાપતિને અસંખ્ય ગાળો ભાંડવા લાગ્યા. પળવારમાં દુર્ગના આંગણામાં લોહીની નદીઓ વહી ચાલી, ભયાનક ખૂનરેજી મચી ગઇ. રાજા દીનવલ્લભસિંહના પ્રાણુ બચી ગયા અને એને બદલે બિચારા અસંખ્ય નિર્દોષ પ્રજાજનો માર્યા ગયા. ક્રોધોન્મત્ત પ્રજાએ ચારે તરફથી સેનાપતિને ઘેરી લીધો. એક બહાદુર બળવાન પુરુષે સેનાપતિના અશ્વની ડાબી બાજૂના પેટમાં તીક્ષ્ણુ છુરો ઘોંચી દીધો. સવારને ઉલટાવી પાડી મરણુની વેદનાથી દારુણુ ચીત્કાર કરતો અશ્વ એકદમ રણુક્ષેત્રમાં ગબડી પડયો; પડતાંની સાથેજ પંચતત્વ પામ્યો. અશ્વના મોટા શરીર નીચે બીજા પણુ કેટલાક લોકો માર્યા ગયા.

સેનાપતિ જમીનપરથી ઉઠી ઉભો થયો, થરથર કંપવા લાગ્યો. સઘળા લોકો કૂદી કૂદીને સેનાપતિની ગર્દનપર જઇ તૂટી પડયા; પ્રજાજનોના દારુણુ દબાણુથી તે બેભાન થઇને જમીનપર ગબડી પડયો. લોકો તેના શરીરપર જઇ ઉભા રહ્યા, શરીરને ખૂબ ખૂંદવા તથા

રગદોળવા લાગ્યા. કેટલાક હિંસાતુર પુરુષો પોતપોતાના મિત્ર, બંધુ કે સગાંવહાલાંના વૈરનો બદલો વાળવાની અભિલાષાથી સેનાપતિના એ દુર્બળ દેહપર લાકડીઓનો સપાટો પણ ચલાવવા લાગ્યા. સેનાપતિનું શરીર એ સમયે બખ્તરથી ઢંકાયલું હતું, એ બખ્તરજ ત્યારે તેના કાળરૂપ થઇ પડયું; મરણનું મુખ્ય યંત્ર થઇ પડયું. લોકોએ જમીનપર આળોટતા એ શરીરના બખ્તરને દબાવી દબાવીને, પીસી પીસીને પોતાની દાઝ હોલાવવા લાગ્યા. ક્ષણવારમાં એ સર્વે મરણીયા માણસોએ સેનાપતિને તેની કરણીનું કુફળ ચખાડીને યમાલયમાં મોકલી આપ્યો. તેના પ્રાણ ઉડી જવા છતાં પણ લોકો શાંત થયા નહિ. સેનાપતિના મુડદાંપર તેઓ ખૂબ જુલ્મ કરવા લાગ્યા, ઉલટાવી પલટાવીને એ મડદાંને તેમણે સહુએ છિન્ન વિચ્છિન્ન કરી નાખ્યું. અંતે પૈશાચિક સેનાપતિનું બખ્તરથી ઢંકાયલું મડદું ચૂર્ણ વિચૂર્ણ થઇ ગયું; રગદોળાઇ રોળાઇને ધૂળ થઇ ગયું. બસ, એને એના પાપનું પ્રતિફળ મળી ગયું.

રાજા કરુણસિંહ આ સર્વ દશ્યને પોતાની નજરોનજર જોઇ રહ્યો હતો. પ્રત્યક્ષ પ્રતિનિધિપર હાથ ઉગામે એટલું સાહસ પ્રજાજનોથી થઇ શકે તેમ નથી, એવી પ્રથમ તેના મનમાં એક દૃઢ ધારણા બંધાઇ ગઇ હતી; પરંતુ ત્યાં આગળ જામેલા લોકોનો રાજા દીનવલ્લભસિંહ પર કેવો અપૂર્વ પ્રેમ હતો, એની તેને કશી કલ્પના પણ નહોતી. તેને માટે એ સર્વ લોકો પોતાના પંચ પ્રાણ આપવાને તૈયાર હતા. સેનાપતિનું આવી વિષમ રીતે મૃત્યુ થયેલું જોઇને તેણે તરતજ એક સીસોટી બહાર કાઢી જોરથી વગાડવા માંડી. એ જોઇને સર્વ પ્રજાજનો તદ્દન સ્તંભિત થઇ ગયા.

હજી આવો પ્રકાર ચાલી રહ્યો હતો, એવામાં દુર્ગનો સુબેદાર પચીસ હથિયારબંધ સૈનિકોસહિત ત્યાં આવી લાગ્યો. તેની પાસે જઇને રાજા કરુણસિંહ ઉપહાસપૂર્વક બોલ્યો કેઃ—“સુબેદાર! શું તમે દુર્ગનો બંદોબસ્ત તો આવોજ રાખો છો ને? જૂઓ, સ્વયં સેનાપતિને પણ આ સર્વ દુષ્ટ બંડખોર પ્રજાએ મારીને ઠાર કરી નાખ્યો છે! શું તમારે માટે આ કાંઇ ઓછી શર્મની વાત છે? જોઈ શું રહ્યા છો? પકડો આ સર્વ દુરાચારી બળવાખોર બદમાશોને અને કરી દો કારાગૃહમાં કેદ!” આમ કહીને તેણે પોતાની સ્હામે ઉભેલા લોકો તરફ ઇશારો કર્યો. અને કહ્યુંઃ—“કેટલાક સ્વારોને તે દુષ્ટ રાજદ્રોહીઓની પાછળ હમણાં ને હમણાંજ મોકલી આપો.”

સુબેદારે એકવાર સર્વજનો સમક્ષ નેત્રસંકેત કર્યો, એથી એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના સઘળા લોકો ધીમે ધીમે દુર્ગમાંથી બહાર નીકળવા માંડયા.

"પણ મહારાજ! સેનાપતિ સાહેબની શી વ્યવસ્થા કરવાની છે?" સુબેદારે નમ્રતાથી પૂછ્યું.

"તમે આવુંજ બોલતા રહેવાના કે?" રોષથી ગર્જના કરી રાજા કરુણસિંહ બોલ્યોઃ-"પહેલાં તો તે રાજદ્રોહીઓને પકડવાની વ્યવસ્થા કરો. જોઇ શું રહ્યા છો, જાઓ. હું અહીં સેનાપતિ પાસેજ હાજર છું."

કરુણસિંહનું ભાષણ સાંભળીને સુબેદાર મનમાં ને મનમાં ઘણોજ ચમકી ઉઠયો. પરંતુ કરે શું? લાચારીથી તેને ત્યાંથી જવું પડયું. ધીમે ધીમે પ્રેક્ષકો આનંદસહિત દુર્ગમાંથી બહાર નીકળવા લાગ્યા. રાજા કરુણસિંહે પોતાની મંડળીની સહાયતાથી સેનાપતિના મૃતદેહને દુર્ગના એક ઓરડામાં લાવી મૂક્યો. સૂર્યોદય થતાં પહેલાં જે શત્રુગઢ દુર્ગ હજારો માણસોની મેદનીથી ચીકાર ભરાઇ ગયો હતો, અત્યારે તે બિલ્કુલ નિર્જન અથવા ઉજ્જડ બની ગયો. સર્વત્ર સર્વથા સ્તબ્ધતા છવાઈ ગઇ!

આપણી નવલકથાનો નાયક કિશોરસિંહ અહીં શી રીતે આવી ચઢયો હતો, એનો ફરીવાર કાંઇક ઉલ્લેખ કરીને આપણે પાછા ઘણા સમય થયાં ત્યાગી દીધેલી આપણી પૂર્વ પરિચિત રાજધાની સુરંગપુર ભણી પાછા ફરીશું! પ્રસ્તુત પુસ્તકના અંતિમ પ્રસંગમાં વૃદ્ધ વનચરી અથવા દીવાની પાસેથી શત્રુગઢ દુર્ગની સઘળી હકીકત સાંભળ્યા પછી કિશોરસિંહે જે અદ્વિતીય સાહસ દર્શાવ્યું હતું એ ખરેખર ઘણુંજ પ્રશંસનીય હતું. વૃદ્ધવનચરીના કહેવા મુજબ દુર્ગનો સુબેદાર પોતાને સહાયભૂત થઇ શકશે, એવો તેના મનમાં દૃઢ નિશ્ચય થઇ આવ્યો હતો અને એ સાથે ચંડાળના વેશમાં જઇ રાજા દીનવલ્લભને મુક્ત કરવાનો મનસુબો થઇ આવ્યો હતો. દ્વિતીય વિભાગના શેષ પ્રસંગમાં કિશોરસિંહે દીવાનીને ઘોડાની વ્યવસ્થા કરવાનું ગુપચૂપ સૂચવી દીધું હતું અને એ સૂચના પ્રમાણેજ દીવાનીએ પ્રથમથી બે અશ્વો તૈયાર કરાવી રાખ્યા હતા. મધ્યરાત્રિએ સુબેદારે દુર્ગના દરવાજામાંથી કોઇપણ ગુપ્ત કારણવશાત્ બહાર નીકળતી વેળાએ એ દીવાનીને દુર્ગના એક ગુપ્તદ્વારમાંથી બહાર નીકળતી જોઇ હતી. તે ગુપ્તદ્વારની બધી

બાતમી તેણે કિશોરસિંહને આવીને કહી સંભળાવી હતી. તેથીજ કિશોરસિંહે ગુપ્તદ્વાર દ્વારા દુર્ગમાં પ્રવેશ કર્યો હતો. તે વેળાયે તે રાજા દીનવલ્લભસિંહના વધસ્થળની તૈયારી કરવામાં ગુંથાયલો હતો. તેની મુલાકાત કરવામાં કિશોરસિંહને ઘણી મહેનત પડી હતી. છેવટે મધ્યરાત્રિએ જે ઓરડામાં રાજકુમારને લઇ જવા માટે દીવાનીએ જે એક મૃતબાળકને પ્રથમથીજ લાવી મૂકયું હતું, તે ઓરડામાં તે ગયો હતો. તે સમયે ત્યાં આગળ દુઃખાશ્રુ વરસાવતી સુબેદારની સ્ત્રી એકલીજ બેઠેલી તેની નજરે પડી હતી. અજાણ્યા માણસને એકદમ અંદર આવેલો જોઇને પ્રથમ તો તે ચમકી ઉઠી હતી. એથી કિશોરસિંહે તેને શાંત કરવાના આશયથી અતિ સૌમ્ય સ્વરે કહ્યું હતું કે:–"બ્હેન ! તું મારી બ્હેન બરાબર છે ! તું અત્યારે શા દુઃખમાં આવી પડી છે, એ બધું મારા જાણવામાં છે. મારી જાણીતી એક અદ્‌ભુત વ્યક્તિએ લગભગ એકાદ પ્રહર પહેલાં મને બધી હકીકત કહી સંભળાવી છે. બ્હેન ! તું મારો જરા પણ ભય રાખીશ નહિ, હું તને કશી પણ ઇજા કરીશ નહિ."

"તમે જાણો છો ? તમે કોણ! તમે અહીં શી રીતે પ્રવેશ કર્યો ?" દુઃખી સ્વરથી પરંતુ આશ્ચર્યથી એક પછી એક સેનાપતિની સ્ત્રીએ કિશોરસિંહને આ સઘળા સવાલો પૂછ્યા.

"કાલે રાત્રે તારા પતિના હાથમાં તારૂં મૃત બાળક હતું, એ બાળકને ભૂલથી હુંજ—"

"કોણ કિશોરસિંહ ! પણ તું પુનઃ અહીં કયાંથી !"

"હા, આ દુષ્ટોના હાથમાંથી રાજા દીનવલ્લભસિંહનો બચાવ કરવા માટે હું અહીં પુનઃ આવ્યો છું. મને સુબેદાર સાહેબની સહાયતાની આવશ્યકતા છે."

"હાય ! હાય ! તેમના હાથમાં શું છે ?" નિરાશાજનક સ્વરે તે બોલી:–"હવે બધી બાજી રાજપ્રતિનિધિઓના હાથમાં રમી રહી છે, તેઓ એકાદ જલ્લાદ પણ લઇ આવ્યા છે–"

"હવે એ બધી વાતોની કશી જરૂર નથી. એનો હું બધો બંદોબસ્ત કરી લઇશ. મારાથી એ વિષયમાં સંપૂર્ણ રીતે સફળતા મેળવી શકાશે. પણ એકવાર સુબેદારની અને મારી મુલાકાત થવી જોઇએ—"

સુબેદારની સ્ત્રી તરતજ ઊઠી ઉભી થઇ. તેણે બહાર આવીને પોતાના પતિને બોલાવવા માટે એક માણસ મોકલી આપ્યું. થોડીવારમાં સુબેદાર અંદર આવ્યો. કિશોરસિંહને જોતાંજ તેને પોતાની પત્ની પ્રમાણે આશ્ચર્ય ઉપજી આવ્યું. આનંદદુર્ગમાં બનેલા બનાવોની ઘણી ખરી વાતો તેને કાને આવી હતી. એ પરથી કિશોરસિંહની તેને ઘણી સારી માહિતી મળી ગઇ હતી. તે રાજપ્રતિનિધિઓની સાથે પોતાના દુર્ગમાં આવ્યો છે, એવી તેને પ્રથમ માહિતી નહોતી, પરંતુ સવારે સેનાપતિ નીલાંબર નીલકંઠ કે જે પ્રજાના બળવામાં મરણને શરણ થઈ ગયો હતો, તેના મુખેથી તેને કિશોરસિંહના સંબંધમાં સઘળી માહિતી મળી ચૂકી હતી. સેનાપતિ પછી નીચી પદવી ધરાવનાર એ સુબેદારજ હતો. પરંતુ સુબેદાર સેનાપતિના જેવો અન્યાયી અને અવિચારી નહોતો. તેણે રાજા દીનવલ્લભસિંહને બચાવવાનો પ્રથમથીજ દૃઢ સંકલ્પ કરી લીધો હતો. દીવાનીની સાથે મળી તેણેજ પેલા બે અશ્વોનો બંદોબસ્ત પણ કરાવી આપ્યો હતો. જ્યારે રાજા દીનવલ્લભસિંહને, રાજા કરુણસિંહ, રાજચંદ્ર, રાજા મંગળસિંહ આદિ પ્રતિનિધિઓએ રાજદ્રોહી ઠરાવ્યો, ત્યારે કિશોરસિંહને પણ એ અપરાધનો અપરાધી ગણવામાં આવ્યો છે, એવું એ સુબેદાર જાણી શકયો હતો. અસ્તુ. સુબેદાર અને કિશોરસિંહની વચ્ચે ઘણીવાર સુધી વાતચીત ચાલી. છેવટે કિશોરસિંહે ગંભીરસ્વરે કહ્યું:—" તમે કહો છો, તે પ્રમાણે શત્રુગઢનિવાસી સર્વજનોનો રાજા દીનવલ્લભસિંહપર પુષ્કળ પ્રેમ છે, અને એવી ખાત્રી થવાથીજ હું અત્યારે આવું અસીમ સાહસ કરવાને તૈયાર થયો છું. મને આશા છે કે, તમે જો મને કાંઇપણ સહાયતા કરશો, તો હું અવસ્ય રાજા દીનવલ્લભસિંહનો ઉદ્ધાર કરવામાં સફળ થઇ શકીશ. મેં મારી પરિચિતા દીવાનીને મુખેથી સાંભળ્યું છે કે, તમે રાજા દીનવલ્લભની હત્યામાં લેશ માત્રપણ રાજી નથી, સરદાર ! એવી વાત સાંભળીને તમારાપર જિગરનો ખરો વિશ્વાસ રાખી હું અત્યારે અહીં તમારી મદદ મેળવવા માટે આવ્યો છું. તમે મને મદદ કરશો તો રાજા દીનવલ્લભસિંહ જરૂર બચી જશે, એમાં કશી પણ શંકાજ નથી. વળી કદાચ એમાં કાંઇ સંકટ આવશે, તો તેની પણ મને કશી પર્વાહ નથી. હું હવે તમારા કહેવા પ્રમાણે દુર્ગના કોટ પાસે જાઉં છું. હવે સૂર્યોદય થવામાં ઘણોજ થોડો વખત બાકી રહ્યો છે, એટલે પ્રતિનિધિઓ જ્યારે

જલ્લાદની માગણી કરે, ત્યારે તમે મનેજ બોલાવીને વધસ્થળપર હાજર કરી દેજો અને એ સાથે એમને પણ કહી દેજો કે, જલ્લાદ આવું જઘન્ય કાર્ય કરતાં અત્યંત લજ્જાવશ થાય છે, માટે એ પોતાનું મુખ કોઇને પણ ન બતાવતાં કેવળ કાળા પોશાકથી પોતાનું આખું શરીર આચ્છાદિત કરી આ કામ ખતમ કરવા માગે છે. " મને આશા છે કે, પ્રતિનિધિઓ આ વિષયમાં કાંઇ પણ હરકત કરશે નહિ. આમ કરવાથી બધું કામ સત્વર પતી જશે. જલ્લાદના વેશમાં ગયા પછી મને જે કાંઈ યોગ્ય લાગશે તે ઉપાયે હું રાજા દીનવલ્લભને બચાવી લઇશ. વળી રાજા દીનવલ્લભસિંહપર મારૂં પુરાતન વૈર છે અને એ વૈર વાળવાના ઇરાદાથીજ હું તેમની હત્યા કરવા માગું છું, એમ કહેવાથી પ્રતિનિધિઓના મનમાં કાંઇ પણ સંદેહજ રહેશે નહિ. જો એકવાર મારો વધમંચ પાસે પ્રવેશ થઇ શકશે, તો પછી મને રાજાને મુક્ત કરવામાં એક ક્ષણનો પણ વિલંબ લાગશે નહિ, એમ તમે ચોક્કસ માની લેજો: સુબેદાર સાહેબ ! તમે કશી પણ ચિંતા કરશો નહિ, ત્યાર પછીની બીજી બધી તૈયારી મેં કરી લીધી છે."

આ કારસ્થાન કેટલે અંશે ફળીભૂત થયું અને આપણા કથાનાયક કિશોરસિંહે રાજા દીનવલ્લભને કેવી રીતે મુક્ત કર્યો, એ તો આ પહેલાંજ વાંચક બંધુઓના જાણવામાં આવી ગયું છે, માટે આ સ્થળે એનો પુનરૂલ્લેખ કરવાની કાંઇ આવશ્યકતાજ નથી.



## દ્વિતીય પ્રસંગ

### ગુપ્તહન્તાનું તીક્ષ્ણ ખંજર !



**यो मित्रं मधुनो विकारकरणे संत्रासंसंपादने ।**
**सर्पस्य प्रतिबिम्बमंगदहने सप्तार्चिषः सोदरः ॥**
**चैतन्यस्य निषूदने विषतरोः सब्रह्मचारी चिरं ।**
**स क्रोधः कुशलाभिलाषकुशलैः प्रोन्मूलमुन्मूल्यताम् ॥**

ભાવાર્થઃ—" પોતાના જીવના કલ્યાણની ઇચ્છામાં કુશળ પુરુષોએ ક્રોધને મૂળમાંથીજ છેદીને ઉખેડી નાખવો જોઇએ; કારણ કે, તે ક્રોધ ચિત્તનો વિકાર કરવામાં દારૂનો મિત્ર છે, ત્રાસ ઉત્પન્ન કરવામાં સાપના પ્રતિબિંબરૂપ છે, શરીરને બાળવામાં અગ્નિનો ભાઇ છે, જ્ઞાનનો નાશ કરવામાં વિષવૃક્ષનો સાધર્મિક છે અર્થાત્ ઝેર સમાન છે."



દિવસ આથમી ગયો હતો, રાત્રિનો એકાદ પ્રહર થવા આવ્યો હતો. આકાશમાં નક્ષત્રમંડળથી વિંટળાયેલો ચંદ્રમા સફેદ ચાંદનીનો પૃથ્વીપર અસ્ખલિત વરસાદ વરસાવી રહ્યો હતો. પ્રફુલ્લ ચંદ્રપ્રકાશમાં સુરંગપૂરની ઉંચી ઉંચી ઇમારતોનાં શિખરોએ, રમણીય મહાલયોએ તથા દેવાલયના કળશોએ શુભ્ર વસ્ત્ર પરિધાન કરેલાં છે કે શું, એવો ભાસ થઇ આવતો હતો. વચ્ચે વચ્ચે તે વિસ્તૃત આકાશ મંડળમાં—સુખકર જ્યોત્સ્ના સાગરમાં ચકોરપક્ષીઓ આનંદસહિત વિહાર કરતાં, જોવામાં આવતાં હતાં. આવા સુખકર પ્રસગે શુભ્ર કૌમુદી—(ચાંદની)ના આલ્હાદકારક સ્પર્શથી આનંદિત ન થતાં, સુરંગપૂરના પ્રજાજનોનું દુઃખ જોઇને પ્રકૃતિદેવી હિમબિંદુના અશ્રુથી જાણે દુઃખાશ્રુ વરસાવી રહી હોયની ! એવું ભાસતું હતું.

સુરંગપૂરના મુખ્ય દેવાલયનો વ્યવસ્થાપક ગંગાધર ગંગોપાધ્યાય ઉર્ફે ભંડારી મહારાજ, પરમદિવસે રાત્રે રાજા મંગળસિંહના મકાને મૂર્ત્તિ આપવા ગયો હતો, તે સમયથીજ વાચકબંધુઓ તેના સંબંધમાં કશા પણ સમાચાર મેળવી શક્યા નથી. આજે રાત્રે ભંડારી મહારાજ, સદાશિવભાટ, શાંતિપ્રસાદ બ્રાહ્મણ અને સુન્દરી લલિતપ્રભા એ ચારે જણાં દેવાલયના અન્તઃપુરમાંના એક ગુપ્તગૃહમાં એકી સાથે

બેઠેલાં હતાં, ભોજન સામગ્રી મ્હો આગળ પીરસાઈ ચૂકી હતી. પરંતુ કોઇ તેનો સ્પર્શ પણ કરતું નહોતું. સર્વનાં મુખમંડળ વિષણ્ણ થઇ પડ્યાં હતાં; મહા ભયથી, મહા સંશયથી અને મહા ચિંતાથી સર્વથા નિસ્તેજ બની ગયાં હતાં. સર્વે વિચારી રહ્યાં હતાં કે, "કિશોરસિંહ ક્યાં છે ? આજ ત્રણ ત્રણ દિવસ વીતી ગયા, છતાં કિશોરસિંહ કેમ પાછો ન આવ્યો ! એ ગયો ક્યાં ? એનું થયું શું ?" આ સર્વે દારુણ વિચારોથી તેમના સર્વના ઉદ્વેગની સીમા પરિસીમાજ રહી નહોતી.

ગૃહ નિઃસ્તબ્ધ હતું. ગંભીર નિઃસ્તબ્ધ બની ગયું હતું. કિશોરસિંહને માટેજ સર્વે ઉત્કંઠિત થઇ પડ્યાં હતાં. ભંડારી મહારાજ કિશોરસિંહને બાળપણથીજ ઘણી સારી રીતે ઓળખતો હતો અને એ સાથે એનાપર અત્યંત સ્નેહ પણ રાખતો હતો. વળી ખાસ કરીને તેના સાહસ, શીલતા, વિનય, ગાંભીર્ય, વીરત્વ આદિ સર્વ પ્રકારના સદ્‌ગુણોએ ભંડારી મહારાજના મનમાં એથી પણ વિશેષ મમતા ઉપજાવી દીધી હતી. કિશોરસિંહ ભવિષ્યમાં શૂરવીર અને સત્તાવાન પુરુષ થશે, એવી તેને પહેલેથીજ ખાત્રી થઇ ચૂકી હતી. વૃદ્ધ સદાશિવભાટ કિશોરસિંહને કેટલો બધો ચહાતો હતો, એ તો વાંચકોના જાણવામાંજ છે ! આનંદદુર્ગના કુટિલ કારસ્થાનને સમયે તે ઘણીજ અજાયબ રીતે કિશોરસિંહના જીવનની રક્ષા કરવાના હેતુરૂપ થઇ પડયો હતો. શાંતિપ્રસાદ મહારાજ કિશોરસિંહ પ્રત્યે પોતાના મોટા ભાઇના જેવો ભક્તિભાવ દર્શાવતો હતો. જો કે, શાંતિપ્રસાદ અત્યારે હવે સાધારણ રસોઇયો બ્રાહ્મણ નહોતો, પહેલેથીજ કહી દેવામાં આવ્યું છે કે, રાય રણધીરસિંહ રાયના અનુગ્રહથી શાંતિપ્રસાદ અત્યારે કિશોરસિંહનો બરાબરીઓ થઇ પડયો હતો, તેમ છતાં પણ શાંતિપ્રસાદે તેવું અભિમાન ધારણ કર્યું નહોતું. સાક્ષાત્ સંબંધમાં તે માલિકના જેવું માન તેના તરફ દર્શાવતો નહોતો એ ખરૂં; પરંતુ ભક્તિ, શ્રદ્ધા તથા યથેષ્ટ સન્માન દર્શાવવામાં તે લેશ માત્ર પણ કુંઠિત થતો નહોતો. બાલિકા લલિતપ્રભા પણ કિશોરસિંહને જ્યેષ્ટ બંધુની પેઠે ચાહતી હતી, એથી અકસ્માત્ કિશોરસિંહની લાંબા વખતની ગેરહાજરીથી તેઓ સર્વે મહા ઉદ્વિગ્ન થઈ જાય, તો તેમાં અજાયબી જેવું પણ શું હોઇ શકે ? સર્વે પોતપોતાના મનમાં તરેહતરેહના અહિતની આશંકાઓ કરતાં હતાં. ફીકી નજરથી પરસ્પર ચારે જણાં પરસ્પરનાં મુખ ભણી વારંવાર જોયાં કરતાં હતાં. કોઇના

મુખમાંથી એક અક્ષર પણ બહાર નીકળતો નહોતો. એ સમયે એ ઓરડામાં જાણે કોઇ મહા ભયાનક વ્યાપાર બની ગયો હોયની! એવોજ ભાસ થઈ આવતો હતો. સર્વે ચિંતાના ઉંડા ઉદધિમાં ગોથાં ખાઇ રહ્યાં હતાં.

શાંતિપ્રસાદ તથા સદાશિવની સ્થિતિ એટલી બધી ખેદજનક થઈ પડી હતી કે તેમણે છેલ્લા બે ત્રણ દિવસ થયાં પુરો આહાર પણ કર્યો નહોતો. આથી લલિતપ્રભાના મનમાં પણ અત્યંત દુઃખ ઉપજી આવ્યું. તે ઘણી સારી રીતે જાણી શકી કે, શાંતિપ્રસાદ કિશોરસિંહને ખરા જિગરથી ચાહે છે અને એમની બન્નેની વચ્ચે અપૂર્વ સ્નેહ છે, તે કદાપિ ખંડિત થાય તેમ નથી. લલિતપ્રભાએ શાંતિપ્રસાદના મનનું સમાધાન કરવા માટે ઘણા ઘણા પ્રયત્નો કર્યા, પોતાના મૃદુ મધુર સંભાષણ દ્વારા તેના ચિત્તને સંતુષ્ટ કરવામાં તેણે કશી પણ કસર રહેવા દીધી નહિ; પરંતુ એ સર્વે ઉપાયોનું કશું પણ સુપરિણામ ન આવતાં શાંતિપ્રસાદનું મન ઉલટું અધિક દુઃખી થવા લાગ્યું. કિશોરસિંહનું સ્મરણ કરી કરીને તે વારંવાર તેના ગુણોના ગાન ગાવા લાગ્યો અને એ સાથે શોકનો માર્યો પોકેપોકે રોવા લાગ્યો. ઘણીવાર સુધી દુઃખાશ્રુ વરસાવ્યા પછી શાંતિપ્રસાદ પાછો શાંત થઇ કોઇ ઊંડા વિચારમાં ગુંથાઇ ગયો.

પુનઃ એ ગૃહ નિઃસ્તબ્ધ થઇ ગયું. ઘણીવાર પછી મૌનનો ભંગ કરી શોકાતુર સ્વરે, ધીમા અવાજે ભંડારી મહારાજે કહ્યું કેઃ—"આ ચમત્કારિક વાતોનો હું જેમ જેમ ઝાઝો વિચાર કરૂં છું, તેમ તેમ તેમાં કાંઇનું કાંઇ વિલક્ષણ રહસ્ય છુપાયલું હોય, એવું મને જણાઇ આવે છે. મારા મનમાં સંદેહ અને વિસ્મયનું પ્રમાણ વધવા માંડે છે. મને લાગે છે, કિશોરસિંહ કદાચ કોઇ ને કોઇ પ્રકારે રાજમહાલયના તે—"

"શું?" મહાવિસ્મયથી શાંતિપ્રસાદ બોલી ઉઠયોઃ—"શું? રાજમહાલયમાંથી રાજકુમારને ચોરી જવાના કારસ્થાનમાં કિશોરસિંહ પણ સમ્મત થયો હોય, એમ આપ કહેવા માંગો છો? ના—ના, કિશોરસિંહ એવી ભાંજગડમાં કદાપિ પડેજ નહિ! એવા પાપમય કારસ્થાનમાં કદાપિ સમ્મત થાયજ નહિ! આપ આ પહેલાં પણ એક બે વાર આવા શબ્દો બોલી ગયા છો પરંતુ યાદ રાખજો, કે જ્યારે ખરી બીના જાહિર થશે, ત્યારે અવશ્ય જોઇ શકશો કે, આ-

પનું આ અનુમાન સર્વથા અમૂલક હશે ! આપ કેવળ ખોટા ખ્યાલમાં જ ખેલી રહ્યા હતા ! રાજકુમારના હરણુ સાથે કિશોરસિંહનો કોઇ પણુ પ્રકારનો સંબંધ હોય, એમ કદાપિ સંભવી શકેજ નહિ. એવા રાજદ્રોહી કાર્યમાં કિશોરસિંહ કોઇકાળે પણુ સામેલ થાય નહિ."

"ના—ના" ગંભીરવદને ભંડારી મહારાજે કહ્યું:—"ના, ના ! મારી વાતને બિલ્કુલ અસંભવિત ન ઠરાવો; એકદમ મારી વાતને હવામાં ન ઉડાવો. હું કહું છું, તેમાં કાંઇક પણુ સત્યાંશ અવશ્ય સમાયલો છે. તમે જરા વિચાર કરી જૂઓ જોઇએ, કે જે દિવસે રાત્રે રાજકુમારનું હરણુ થયું, તેજ દિવસે રાત્રે કિશોરસિંહ રાજમહાલયનાં દ્વારપર હાજર હતો, વળી જે સમયે રાજકુમારના ગુમ થવાની ગરબડ મચી, બરાબર એજ સમયે કિશોર પણુ દ્વારપરથી કોણુ જાણે ક્યાં ગુમ થઇ ગયો હતો ! કિશોરસિંહને બહાર ઉભો રાખી રાજા મંગળસિંહના મહાલયમાં હું દાખલ થયો હતો અને દીવાનના હાથમાં મૂર્ત્તિ આપી, બેચાર વાતો કરી, હું ફક્ત પાંચ સાત મિનિટમાંજ પાછો ફર્યો હતો, બસ, એ પાંચ સાત મિનિટમાંજ કિશોરસિંહ કોણુજાણે ક્યાં અદૃશ્ય થઇ ગયો હતો. મહાલયમાંથી બહાર નીકળી મેં તેની ઘણી ઘણી તપાસ ચલાવી હતી, પરંતુ મને તે સમયે તેનો કાંઇ પણુ પત્તોજ મળ્યો નહોતો. રસ્તાપર ઉભા રહી મેં તેને ઘણી બૂમો મારી હતી, છતાં તેના તરફથી મને કશો જવાબજ મળ્યો નહતો. રાજમહાલયનાં માણુસો એ વખતે હાથમાં દીવાલો ઝાલી ચોરાયલા રાજકુમારની તપાસ કરવા માટે મહાલયમાંથી બહાર નીકળી પડયા હતા, અને મોટી મોટી ચીસો મારતા ત્યાંથી બીજી બાજૂએ દોડી ગયા હતા. કેમ, સમજ્યાને ? કે જે સમયે રાજકુમાર ગુમ થયો, બરાબર એજ સમયે કિશોરસિંહ પણુ ગુમ થયો હતો ! એથી મને તો એમજ લાગે છે કે, કિશોરસિંહ પણુ એ ભેદી મામલામાં અવશ્ય મળેલો હોવો જોઇએ."

"એમ પણુ બની શકે." વિષણ્ણુ વદને અને ગંભીર સ્વરે શાંતિપ્રસાદે કહ્યું:—"કદાચ એમ પણુ બની શકે; કે એકી સાથે એવા ભિન્ન ભિન્ન પ્રકારના અનેક બનાવો બની જાય છે. પણુ એથી કરીને કાંઇ કિશોરસિંહપર એવી આશંકા લાવી શકાય નહિ. કારણુ કે, કિશોરસિંહના સ્વભાવનો હું ખૂબ અભ્યાસી છું અને એથીજ આપને ખાત્રીપૂર્વક આ સર્વ દલીલો આપી શકું છું."

કરુણ મુખે લલિતપ્રભાએ કહ્યું:—"હાં, પિતાજી મને પણ એવોજ નિશ્ચય થાય છે. આ જે વાત કહે છે, એવોજ વિચાર મારા મનમાં પણ આવે છે. બાળકને ચોરનારા શયતાનમંડળમાં કિશોરભાઇ શા માટે સામેલ થાય! તેમને અને એ લોકોને શું લાગે વળગે! મારૂં હૈયું તો મને એમજ કહે છે, કે કિશોરભાઇ એ કામમાં જોડાયા નથી. પણ બીજા કોઇપણ કારણવશાત્ કયાંક ચાલ્યા ગયા છે."

"ના, બ્હેન!" કરુણવચને ભંડારી મહારાજે કહ્યું:—"ના, બ્હેન! હું કહું છું એમ થવાનો સંભવ છે ખરો; કારણ કે હું અને કિશોરસિંહ તે દિવસે મૂલ્યવાન મૂર્તિ લઇને રાજા મંગળસિંહને ત્યાં ગયા હતા. અને ત્યારપછીજ આ બધો ચમત્કારી બનાવ બન્યો હતો. જે સમયે રાજકુમાર ગુમ થયો, તેજ સમયે કિશોરસિંહ પણ ગુમ થયો હતો, કિશોરસિંહને મારો ત્યાગ કરી જવાનું કાંઇ પણ કારણ નહોતું, મેં તેનાપર પૂર્ણ પ્રેમ દર્શાવ્યો હતો, છતાં તે શા કારણથી ચાલ્યો ગયો? એ સંબંધમાં બરાબર બારીક વિચાર કરતાં મને જણાઇ આવે છે કે, તે બીજે કયાંય પણ ન જતાં કદાચ રાજકુમારનું હરણ કરનારા કારસ્થાનીઓની સાથે મળી ગયો હોય, તો તેમાં કાંઇ શંકા જેવું નથી. એ કયાં ગયો? શા કારણથી ગયો? એ બાબતમાં મારાથી કાંઇ પણ સમજી શકાતું નથી. વળી જો કદાચ એ દુરાત્મા રાજકુમારના ચોરનારાઓ તેને બળાત્કારે ઉપાડી ગયા હોય, તો તેમાં પણ કાંઇ અજાયબી જેવું નથી. બ્હેન! સત્ય શું છે અને અસત્ય શું છે, એ સંબંધમાં હું કોઇ પણ પ્રકારનો દૃઢ નિશ્ચય પણ કરી શકતો નથી."

"જો કદાચ એમ થયું હોય—" એક નિઃશ્વાસ મૂકી, આંસૂભરી આંખે લલિતપ્રભા તરફ એકવાર વાંકી નજરે નિરખી શુષ્કકંઠે શાંતિપ્રસાદે કહ્યું:—"ઓહ! મારા પ્રિયબંધુ કિશોરસિંહનું કદાચ કાંઇક અમંગલ થયું હશે, જો તે કોઇ આપત્તિમાં આવી પડયો હશે, તેનું કાંઇ સારૂં માઠું થયું હશે, તો હાય! મારૂં શું થશે! મારા જીવનના સુખની આશા સદાને માટે કરમાઇ જશે. કિશોર વિના આ શાંતિપ્રસાદનું પ્રાણપંખી દેહ પિંજરનો ત્યાગ કરી સદાને માટે ઉડી જશે."

ચમકિત અને વિશુષ્ક નયને લલિતપ્રભાએ તરતજ શાંતિપ્રસાદના શુષ્કમુખ ભણી જોયું. સરળબાલાનું ક્ષુદ્ર હૃદય સહસા થરથરીને કંપી

ઊઠયું, શાંતિપ્રસાદ એ સર્વને સારી રીતે જાણી ગયો. લલિતપ્રભા પ્રતિ શાંતિપ્રસાદના મનમાં ને મનમાંજ અનુરાગ ઉપજ્યો હતો. કેવળ લલિતપ્રભાનું અનુપમ રૂપ જોઇનેજ એ અનુરાગ ઉપજ્યો નહોતો, પરંતુ બાલિકાની મીઠી મીઠી વાતો, સુશીલ વિનમ્ર સ્વભાવ, અતિથિ અભ્યાગત તરફનો સરલ સ્નેહ, સુમધુર પ્રકૃતિ આદિ સર્વેએ હૃદયમાં ને હૃદયમાંજ અંકિત થઇને શાંતિપ્રસાદના ચિત્તને જાણે, કોઇ મોહન મંત્રે એ બાલિકાના પ્રેમમાં વિમુગ્ધ કરી દીધો હતો. બાલિકા લલિતપ્રભા એ વયમાં પ્રેમની વાતો જાણતી નહોતી, પ્રેમની ધારણા ધારતી નહોતી, તથાપિ બાલિકાનું હૃદય શાંતિપ્રસાદના રૂપ–ગુણથી આકૃષ્ટ થયું હતું; શાંતિપ્રસાદને લલિતપ્રભાએ મનમાં ને મનમાંજ ચાહ્યો હતો. લલિતપ્રભાના લાવણ્યમાં મોહક શક્તિ વ્યાપેલી હતી, એથી શાંતિપ્રસાદ પણ તેનો અત્યંત અનુરાગી થઇ પડ્યો હતો.

જે સમયે લલિતપ્રભા શાંતિપ્રસાદના શોકાતુર મુખભણી જોઇ રહી હતી, તે સમયે તેની સ્થિતિ ખરેખર અવલોકવા યોગ્ય થઇ પડી હતી. એ સમયના તેના હૃદય તથા કાયાના હાવભાવોની સ્થિતિ આ કાવ્યમાં વર્ણવેલા વર્ણન જેવીજ થઇ પડી હતી:—

જોતાં સર્વે નવીન સૂચના અંગવાસે પ્રવેશે;
હાવે ભાવે વિધવિધ રૂપે અન્ય છે સર્વ વેશે;
ક્યારે કીધી સ્થિતિ અવસરે વેષ આવો સજાવી?
કાન્તિ કેવી દગ મંહિ રમે! ભ્રાન્તિ મુકે ભમાવી
કાયા સાથે હૃદય બદલે, અન્ય ભાસે વિચારો;
અંગે કીધો નિજ સમ અહા અંતરે શું સુધારો?
નાના અંગે નથી કંઇ કીધું, સ્થિતિ કોણે બજાવી?
જે ના ભાસે દિસતું કંઇ કીધું, સર્વમાં તર્ક ભાવી,
જોતાં નીચે સહુ અવયવે ચિત્ત સંધાઇ બેસે;
આકર્ષે છે હૃદય રસથી અંગદ્વારે વિશેષે,
વાણી દ્વારે, નયન, વદને, બે કરે ચર્ણદ્વારે;
છાનોમાનો નવીન રૂપમાં કામ ત્યાં તેજ મારે:
મુગ્ધા પામી શરમ ઉરમાં ના કથે કંથ સંગે;
દૃષ્ટિ સામી નવ મળી રહે, ધારતી ભીતિ અંગે;
પ્રીતિ આપી નિજ હૃદયના તર્કના બહાર પાડે.
શાન્ત સ્થિતિ ધરતી અતિશે ના ચડે ચિત્ત લાડે.

લજ્જા કેવી અતિશય અહા મૃદુ લજ્જામણિની,
સંકોચાયે જરીક અડતાં કાય તે કામિનીની;
દષ્ટિ સ્પર્શે ઉભય નયનો તેમ સંકોચ પામે,
સામું જુએ શરમ તજીને ના કદી કોઇ કામે.”

આટલા મોટા શંકાશીલ સંશયને સમયે પણ બન્નેનાં ચક્ષુ બન્નેનાં ચક્ષુપર પડીને સંશયના દુઃખથી રડી પડયાં. ગંગાધર અથવા સદાશિવ એમાંથી કોઇપણ એ દશ્યને જોઈ શકયું નહિ.

ત્યાર પછી આંખનાં આંસૂ લૂછતાં લૂછતાં શાંતિપ્રસાદે કહ્યું કે:– “ગંગાધર મહાશય! આપ ગમે તેમ કહો, પરંતુ, કિશોરસિંહ પર અવસ્ય ને અવસ્ય કાંઇક આકસ્મિક આપત્તિ આવી પડી છે. નહિ તો તે કદાપિ મને કહ્યા વિના અથવા મને મૂકીને બીજે કયાંય પણ જાયજ નહિ. હાય! મારા પ્રિય મિત્ર કિશોરસિંહની શી દશા થઇ હશે? તે અત્યારે કયાં હશે? શું કરતો હશે? અરેરે—” આ પ્રમાણે કંપતા કંઠે કહેતાં કહેતાં શાંતિપ્રસાદની આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી.

“આ શું? આમ તે શું કરતા હશો?” સ્વભાવિક રીતે આમ કહીને લલિતપ્રભા એકદમ તેની પાસે જઇ પહોંચી.

શાંતિપ્રસાદ પર તેનો પ્રેમ હોય એવું અદ્યાપિ તેના પિતાના ધ્યાનમાં આવ્યું નહોતું; પરંતુ અત્યારનું તેનું આચરણ જોઇને તે ક્ષણવાર સ્તબ્ધ થઈ ગયો. પોતાના પિતાનું પોતાના તરફ લક્ષ્ય છે, એવું જોઇને લલિતપ્રભા પણ સ્તબ્ધ થઈ. લલિતપ્રભાના મનોભાવને જાણવામાં તેના પિતાને લેશ માત્ર પણ વિલંબ લાગ્યો નહિ. તેણે તરતજ બીજી બાજુએ મુખ ફેરવી શાંતિપ્રસાદના મુખભણી જોયું. શાંતિપ્રસાદનું શોકાતુર મુખ જોઇને ગંગાધરના મનમાં વ્યથા થવા લાગી, કિશોરસિંહને માટે તેનું ચિત્ત એ સમયે ઉલટું અધિક ઉદ્વિગ્ન થયું. સદાશિવને સંબોધીને તેણે વ્યગ્રભાવે પૂછ્યું:–“ભાટજી! આપ આ વિષયમાં શું ધારો છો? કિશોરસિંહ કયાં ગયો હોય, એમ તમને લાગે છે?”

ભાટે ઉત્તર આપ્યો:–“આપ જે ધારો છો, તેમ હું પણ ધારૂં છું. એટલા માટેજ હું—”

એવામાં નીચેના દરવાજા પર કોઈના ધક્કા મારવાનો અવાજ તેના કાને સંભળાયો.

" સાંભળો, સાંભળો, કોઇ નીચેનો દરવાજો ઠેલી રહ્યું હોય, એમ જણાય છે. શું એ કિશોર તો નહિ હોય ? ના-કિશોર હોય, તો આપણને બૂમ શા માટે ન મારે ? ત્યારે અત્યારે દરવાજાપર કોણ આવ્યું હશે ?"

ચકડીને આ બધી વાતો કહેતો કહેતો ગભરાટની સાથે ભંડારી મહારાજ ઉઠીને ઉભો થયો. એ સમયે ટગર ટગર જોતી પિતાને સંબોધીને લલિતપ્રભા બોલી ઉઠીઃ–"નહિ તો, તે મનુષ્ય હશે, બાપૂ!"

" તે મનુષ્ય! કયો મનુષ્ય બેટા ?" અજાયબીથી લલિતપ્રભાના પિતાએ પૂછ્યું.

" જે કિશોરસિંહની ચોકસી કરવા બે ત્રણ વાર આવ્યો હતો, તે!" લલિતપ્રભાએ કહ્યું.

" ક્યારે આવ્યો હતો ? શા માટે આવ્યો હતો ? તેં એ બધી વાત મને શા માટે નહોતી કહી ?" શાંતિપ્રસાદે વચ્ચમાંજ આવા પ્રશ્નો પૂછ્યા.

" અત્યારે આવનાર માણસ કોણ છે એ આપણે પહેલાં જોવું જોઇએ. કદાચિત કિશોરસિંહ પાસેથી કોઇ મનુષ્ય કાંઇક બાતમી લઇને આવ્યો હશે!" સદાશિવ ભાટે કહ્યું.

એવામાં ફરીવાર પાછો દરવાજાપર ધક્કો લાગ્યો. એ જોઇને શાંતિપ્રસાદ તરતજ ઉઠી ઉભો થયો અને હાથમાં એક દીવો લઇને તે એકદમ ગભરાટ સાથે દરવાજો ખોલવા દોડી ગયો.

ખરેખર કોઈ દરવાજો ઠેલતું હતું. દરવાજો ઠોકવાનો અવાજ સાભળતાંજ શાંતિપ્રસાદ એકદમ દોડી નીકળ્યો. હવે ઓરડામાં ત્રણ જણાં બાકી રહ્યાં; ભંડારી, સદાશિવ અને લલિતપ્રભા એ ત્રણ જણાંજ બાકી રહ્યાં. શાંતિપ્રસાદના ગયા પછી લલિતપ્રભાએ પોતાના પિતાને સંબોધીને કહ્યું કેઃ–" પિતાજી! ત્યારે અત્યારે કોણ આવ્યું હશે ? જો કિશોરસિંહ નહિ હોય, તો બીજું કોણ હશે ? બીજા કોઇ પણ માણસને આવી અંધારી રાત્રે અહીં આવવાની શી જરૂર પડી હશે ? શું થોડીવાર પહેલાં મેં આપને જે કહ્યો, તે માણસ તો નહિ હોય ને ! હાય ! જો એ માણસજ હશે, તો ગજબ થશે ! મને એનું સ્મરણ થતાં પણ કંપારી છૂટે છે. આજે દિવસને વખતે એ ત્રણવાર આપણે ઘેર આવી ગયો હતો. એક વાર બપોરે પછી; એકવાર સાંઝે અને એકવાર સંધ્યા પછી થોડીવારે, એવી રીતે એકંદર

દિવસમાં તે ત્રણવાર આપણે ત્યાં આવ્યો હતો. શામાટે આવ્યો હતો, એની મારાથી તો કશી કલ્પના પણ કરી શકાતી નથી; પરંતુ એ માણસને જોવાથીજ મારા મનમાં અત્યંત ભય ઉપજ્યો હતો. ઓહ! કાળા કાળા મોટા મોટા વાળ! લાંબી લાંબી દાઢી! મોટી મોટી મૂછો! અને આંખો તો જાણે ધગધગતા અંગારા જેવીજ લાલચોળ! આ બધું જોવાથી હું તો એજ વખતે બેભાન થઇ જવા આવી હતી! પિતાજી! ક્યાંક એ ભયંકર માણુસ તો નહિ આવ્યો હશે ને?"

ચંચળતાથી ભંડારી મહારાજે કહ્યું:–"ગમે તે હો, જે હશે તે હમણાંજ જણાઇ આવશે. શાંતિપ્રસાદ મહારાજ હમણાંજ જે હશે, તેને સાથે લેતા આવશે. લલિત! તેં આજે એક મોટી ભૂલ કરી છે, એ માણુસના આવવાની તેં મને આખા દિવસમાં વાત પણ કરી નથી, એ તેં ખરેખર એક મોટી ભૂલજ કરી છે."

આ તરફ હાથમાં દીવો ઝાલી ઉતાવળે પગલે શાંતિપ્રસાદ એકદમ સદર દરવાજાપર આવી પહોંચ્યો. તેણે દરવાજાપર આવી એક ક્ષણનો પણ વિલંબ ન કરતાં તરતજ દરવાજો ખોલી નાખ્યો. દરવાજો ખોલતાંની સાથેજ શાંતિપ્રસાદે જોયું કે, પોતાનો પરમપ્રિય મિત્ર કિશોરસિંહજ તેની સામે આવી ઉભેલો છે. એ જોઇને તેના આનંદની કાંઇ સીમાજ ન રહી. ડાબા હાથમાં દીવો ઝાલી, જમણા હાથે કિશોરસિંહના કંઠદેશનું આલિંગન કરી પ્રફુલ્લિત વદને, તથા ખુલ્લા અવાજે તે બોલી ઉઠયો:–"બન્ધુ! પ્રિયબંધુ! આવી પહોંચ્યો! અહા! બચી ગયો! તારે માટે અમારા મનમાં કેટલી ચિંતાઓ થયા કરતી હતી, એ કહી શકાય તેમ નથી! હાશ, ભાઇ! તારૂં મુખ જોઇને મારા જીવમાં જીવ આવ્યો! પરમેશ્વરે દયા લાવી તને પાછો લાવી આપ્યો."

"હા, મહારાજ! યમાલયમાં જતો જતો બચી ગયો છું અને છેવટે અહીં સુરક્ષિત આવી પહોંચ્યો છું. ભગવાને મને મોતના પંજામાંથી બચાવી લીધો છે."

"ના–ના, હજી બચવામાં ઘણીવાર છે, યમાલયમાં તારે માટે ખુલ્લા દ્વાર છે. તું હજી જેવો જોઇએ, તેવો સુરક્ષિત આવ્યો નથી–" પાછળથી ગંભીર કર્કશવજ્રગર્જનાથી કોઇ એક પુરુષ આવી વાત બોલી ઊઠયો. જોતાં ન જોતામાં, આંખનો પલકારો થતાં ન થતાંમાં તો એક ભીષણ તીક્ષ્ણ ધારવાળું ખંજર કિશોરસિંહની ગર્દન તાકીને

અકસ્માત્ જોર સહિત ફેંકાયું. કિશોરસિંહની ગર્દનપર શાંતિપ્રસાદનો હાથ વિંટાયલો હતો, તે હાથપર તે ખંજરનો થોડોક જખ્મ થયો, પરંતુ કિશોરસિંહના ખભાપર એ સાંઘાતિક ખંજર ઘણું ઊંડું ખુંચી ગયું. હાય! હાય! કેવો વિષમ એ પ્રસંગ! ક્ષણવારમાં તેમનો આનંદ ઉડી ગયો! શાંતિપ્રસાદના હાથમાંનો દીવો દરવાજાના ઉંબરાપર પડી ગયો. પડતાંની સાથેજ હોલવાઇ ગયો. સર્વત્ર અંધકાર છવાઇ ગયો. એક અંધકાર આકૃતિ પિશાચના જેવું વિકટ હાસ્ય કરી વિદ્યુત્વેગે દોડીને અંધકારના અંધારા આવરણમાં અદૃશ્ય થઇ ગઇ. શાંતિપ્રસાદ મોટેથી બૂમો પાડવા લાગ્યો. ફક્ત એકવારજ એક અસ્પષ્ટ શબ્દ કરી કિશોરસિંહ તેના પગમાં જઇ પડયો. પડતાંની સાથેજ શુદ્ધિશૂન્ય થઇ ગયો, અચેતન થઇ પડયો.

શાંતિપ્રસાદની બૂમોથી ભંડારી મહારાજ, સદાશિવ ભાટ અને લલિતપ્રભા બીજો એક દીવો હાથમાં લઇને ભયથી થરથર કંપતા પગલે તે સ્થળે દોડી આવ્યાં. આવ્યા પછી તેમણે જે કાંઈ દૃશ્ય જોયું, એ જોઇને તેઓ સર્વ સ્તબ્ધ થઇ ગયાં. શાંતિપ્રસાદના હાથમાંથી ખળખળ કરતું લોહી વહી રહ્યું હતું. પૃથ્વીપર પડેલો કિશોરસિંહ લોહીના ખાબોચિયામાં બેભાન થઇ રગદોળાઇ રહ્યો હતો.

"ગજબ થયો! ગજબ થયો! કોણે આવો કાળો કેર વર્તાવ્યો? કોણે આવો સત્યાનાશ કર્યો? કયા પિશાચની સાથે આની શત્રુતા હતી?" વારંવાર આવાં વાકયોનો ઉચ્ચાર કરતો ભંડારી મહારાજ આર્તનાદ કરવા લાગ્યો. લલિતપ્રભા પોકે પોકે રડવા લાગી. "હજી જીવ છે, જીવ છે, મર્યો નથી. શ્વાસ ચાલુ છે. કાંઇ ભય જેવું નથી." પોતે ઘાયલ હોઇને પણ શાંતિપ્રસાદ આવાં વચનોથી તેમને સર્વેને આશ્વાસન આપવા લાગ્યો. દીવાને લલિતપ્રભાના હાથમાં સોંપી, કંપતા હાથે દરવાજો બંધ કરી, સદાશિવની સહાયતાથી ભંડારી મહારાજ કિશોરસિંહના લોહીલોહાણ શરીરને ઉંચકીને ઘરની અંદર લઇ ગયો, શાંતિપ્રસાદનો જખ્મ સાધારણ હતો, એથી એને ઉંચકીને લઇ જવાની જરૂર પડી નહિ. જખ્મવાળી જગાને દબાવીને શાંતિપ્રસાદ ધીરે ધીરે તેમની સાથે સાથે ચાલવા લાગ્યો. લલિતપ્રભા પણ સહુની પાછળ આંખમાંથી આંસુની અવિરલ ધારાઓ વરસાવતી વરસાવતી ચાલવા લાગી.

સદાશિવ ભાટ કેવળ ખ્યાલ માનારો ગવૈયોજ નહોતો, કાંઇક

કાંઇક ચિકિત્સા પણ તેના જાણવામાં હતી. વિશેષે કરીને અસ્ત્ર-ચિકિત્સામાં તે ખાસ નિપુણ હતો, અસ્ત્રના જખ્મને આરામ કરવાના અનેક ઉપાયો અને ઔષધો તે જાણતો હતો. તેણે કાળજીપૂર્વક બન્નેના જખ્મોપર મલમપટ્ટા બાંધી દીધા, તથા જેમ બને તેમ જલ્દી લોહી વહેતું બંધ થાય, એવો બંદોબસ્ત પણ કરી લીધો. કિશોરસિંહ હજી પણ બેભાન હતો, એથી લલિતપ્રભા આખો દિવસ તેની પાસે રહીને તેની સેવાસુશ્રુષા કરવા લાગી.

એક અઠવાડિયું આ પ્રમાણે વીતી ગયું. શાંતિપ્રસાદનો જખ્મ એટલો બધો ભારી નહોતો, એથી એ થોડા વખતમાંજ સાજો થઇ ગયો હતો ! કિશોરસિંહ હજી સુધી પથારીવશ પડયો હતો. તેના શરીરમાં ચૈતન્ય આવ્યું હતું; પરંતુ અત્યંત રક્તસ્રાવથી તે ઘણું ક્ષીણ થઇ ગયું હતું; અત્યંત દુર્બળ થઇ પડયું હતું. હજીસુધી તે પથારીમાંથી ઊઠી શકતો નહોતો. લલિતપ્રભા જાણે સ્નેહવતી દેવકન્યાની પેઠે તેની પથારી પાસે બેસી આકુળનયને એના રોગી મુખભણી જોઇ રહેતી. પાટા બાંધતી, પાટા છોડતી, ભોજન લાવી ખવડાવતી, તથા જ્યારે જે કોઇ વસ્તુની જરૂર પડે, તે લાવીને રજૂ કરતી. જેથી કરીને રોગી સત્વર તંદુરસ્ત થાય, એવા સર્વ યત્નો કરવામાં એ સ્નેહવતી બાલા કશી પણ ઉણપ આવવા દેતી નહિ. કિશોરસિંહને કાંઇક સ્વસ્થ થયેલો જોઇને લલિતપ્રભા રાજી રાજી થઇ જતી, તેના મુખ અને નયનોમાં આનંદ ઉભરાઇ આવતો, પણ તેને સહજ અસુખી જોવાથી લલિતપ્રભાનું કમળ જેવું કોમળ મુખ રાત્રિકાળના કમળના જેવું મલિન થઇ જતું. અસુખને સમયે સ્નેહવતી—દયાવતી સ્ત્રીજાતિના જેવી ઉપકારિણી આ જગત્‌માં બીજી કોઇ પણ નથી. કિશોરસિંહની પથારી પાસેની તેર વરસની બાલિકાજ તેની એક ઉજ્જવલ સાક્ષી હતી. લલિતપ્રભા ખરેખર જાણે દેવબાલાજ હતી.

ત્રણ અઠવાડિયાં વીતી ગયાં કિશોરસિંહ ઘણે અંશે સ્વસ્થ થયો, તે ઉઠી શકવા લાગ્યો. સદાશિવની સુચિકિત્સાથી તે ધાર્યા કરતાં પણ વહેલો આરોગ્ય મેળવી શકયો હતો. એકાએક તેને સાંભરી આવ્યું કે, તેની પાસે કપડાંની જે પોટલી હતી, તે કયાં ગઇ ? એ સમયે તેની પાસે લલિતપ્રભા અને સદાશિવ બન્ને જણાં બેઠાં હતાં, તેમનાં બન્નેનાં મુખભણી જોઇને કિશોરસિંહે ધીમા અવાજે એ પ્રશ્ન પૂછ્યો.

સહજ હસીને લલિતપ્રભાએ કહ્યું:—" એજ રાત્રે ઉંચકી લાવીને એ પોટલીને ઘરમાં મૂકી રાખી છે. દરવાજાની અંદરજ પડી છે." કાંઇક હસીને યથાશક્તિ વિશ્રાન્તનયને જોઇને કિશોરસિંહે લલિતપ્રભાને આશીર્વાદ આપ્યો.

## તૃતીય પ્રસંગ

### દીવાનીનો સંક્ષિપ્ત વૃત્તાંત !

ચડે છે શું નજર મારી ! નિહાળી ખેદ પામું છું !
શયનગૃહ આમ ભેદે શું ! કરીને યાદ રડવાનું !
સદા જોતાં થતી શાંતિ ! નહીં તે ત્યાં ! હવે અગ્નિ !
ઉઠે છે જવાળ તન માંહે ! કરીને યાદ રડવાનું !

ખમાય ભલે હૃદયમાં કે ખમાય નહીં ભલે ભીતરે !
'થયું' 'ન થયું' નહીં થાશે, કરીને યાદ રડવાનું !
રડે વળશે નહીં કાંઇ ! ગયું પાછું નહીં આવે !
બધું દુઃખ તું મૂકી દેને કરીને યાદ રડવાનું !

પૂર્વ પ્રસંગમાં કહેવામાં આવ્યું છે કે, ગુપ્તહન્તાના ખંજરના આઘાતથી કિશોરસિંહના અચેતન થવા પછી લગભગ એક મહિનો વીતી જવા આવ્યો હતો. ધીમે ધીમે કિશોરસિંહના શરીરમાં નવું બળ આવવા માંડયું હતું. રાજકુમારની ચોરીના સંબંધમાં શત્રુગઢ દુર્ગમાં જે સર્વ અદ્દભુત બનાવો બન્યા હતા, એ બધા બુરા બનાવો અકસ્માત્ બની જવાથી કિશોરસિંહને એ સંબંધી એક પણ વાત પ્રકટ કરવાનો હજીસુધી અવસર પણ મળ્યો નહોતો. અત્યારે તે ઘણે અંશે સ્વસ્થ થવા આવ્યો હતો. એક દિવસે સાંઝે તેના શયનગૃહમાં સઘળાં એકઠાં થઇ બેઠાં હતાં. એ સર્વના મુખ તરફ જોઇ કિશોરસિંહે કહ્યું:—"મારી હકીકત સાંભળવાસારૂ તમો સર્વે અત્યારે અહીં આવ્યાં છો. હવે તમારે તે અદ્દભુત ઇતિહાસ અવશ્ય—"

"હા, ભાઇ ! એટલા માટેજ આવ્યાં છીએ. હવે તમારો તે અદ્દભુત ઇતિહાસ જલ્દી કહી સંભળાવો. ઘણા દિવસ થયાં અમો

એ સાંભળવાને ઇન્તેજાર છીએ. પરંતુ–" એકાએક વચ્ચમાંજ આ પ્રમાણે બોલીને લલિતપ્રભા પુનઃ પાછી બોલતી અટકી પડી.

"બહુ સારૂં, ત્યારે હવે શાંતચિત્તે શ્રવણ કરો, મારો એ અદ્દ્ભુત વૃત્તાંત !" કિશોરસિંહે કહ્યું. "બહુ સારૂં, ત્યારે હવે શાંતચિત્તે શ્રવણ કરો, મારો એ અદ્દ્ભુત વૃત્તાંત ! લલિતપ્રભા ! તેં મારે માટે જે શ્રમ લીધો છે, એનો બદલો મારાથી કોઇ કાળે પણ વાળી શકાય તેમ નથી. તું જ્યારે મારો ગુપ્ત વૃત્તાંત સાંભળવાની અભિલાષા ધરાવે છે, ત્યારે મારે તને તે અવશ્ય કહી સંભળાવવો જોઇએ."

"મેં વળી શો શ્રમ કર્યો છે ? મારા કરતાં આમનો શ્રમ વધારે છે." નીચું મુખ કરી શાંતિપ્રસાદના મુખભણી જોઇ લજ્જાવતી લલિતપ્રભાએ વિનયપૂર્વક ઉત્તર આપ્યો.

"અને તેં પણ કાંઇ જેવો તેવો શ્રમ કર્યો નથી. તેં મારે માટે આટલા દિવસ શું શું કર્યું હતું, એ સર્વ શું મારી નજરે નહોતો જોતો ! તમારો સર્વનો મારાપર મોટો ઉપકાર થયો છે, તમારા સર્વનો હું અત્યંત ઋણી—"

"પણ હવે એ સર્વ વાતોને જવા દો અને પ્રથમ તમે જે કહેવાના હતા, તે સઘળી હકીકત કહી સંભળાવો." લલિતપ્રભાએ કહ્યું:–"અમો સર્વ અત્યારે તમારી પાસે અમારો આભાર મનાવવા આવ્યાં નથી, પણ તમારી તે અજાયબીભરેલી હકીકત સાંભળવા માટેજ આવ્યાં છીએ."

કિશોરસિંહ ધીમેથી પોતાની શય્યાપરથી ઊઠી બેઠો થયો અને ભંડારી મહારાજ, સદાશિવ ભાટ, શાંતિપ્રસાદ બ્રાહ્મણ તથા લાવણ્યમયી લલિતપ્રભા કે જેઓ સર્વ મહા વિસ્મિત થઇ શંકાસહિત કિશોરસિંહનો એ અદ્દ્ભુત વૃત્તાંત શ્રવણ કરવા માટે ઉત્કંઠિત થઇ બેઠાં હતાં. તેમનાં સર્વનાં મુખ સ્હામું જોઇ ધીમા ગંભીર સ્વરે પોતાનો વૃત્તાંત કહેવા માંડયો:––

"ભંડારી મહારાજ ! તે દિવસે તમે મને બહાર ઉભા રહેવાનું કહી રાજપ્રતિનિધિ રાજા મંગળસિંહના મહાલયમાં તે મૂલ્યવાન મૂર્ત્તિ આપવા માટે ગયા અને હું ત્યાં રાજમહાલય પાસે ઉભો રહ્યો. બરાબર એજ સ્થળે ઉભો રહ્યા પછી હું આમ તેમ ફરવા લાગ્યો. થોડી વારમાં એકાએક રાજમહાલયનો મોટો દરવાજો મોટા અવાજ સાથે ઉઘડી ગયો અને એમાંથી પુષ્કળ હથિયારબંધ સિપા-

હીઓ બહાર નીકળી પડ્યા. તેમના સર્વના હાથમાં ખુલ્લી તલ્વારો હતી. મારી નજર એ તરફ પડતાં ન પડતાંમાં તો રાજમહાલયની બાજૂનું ગુપ્ત દ્વાર ઉઘડ્યું અને એક મનુષ્ય એમાંથી બહાર આવ્યો. તેના હાથમાં વસ્ત્રમાં વિંટાળેલો કોઇ એક પદાર્થ હતો. રાજમહાલયના પ્રવેશદ્વારમાંથી સશસ્ત્ર સૈનિકો બહાર નીકળેલા જોઇને તે મનુષ્ય સ્તબ્ધ થઇ ગયો. એવામાં તેની દૃષ્ટિ મારા પર પડી; એથી તરતજ તેણે મારી પાસે આવી 'તું કોણ ?' એવો પ્રશ્ન પૂછ્યો. મેં રણધીરસિંહરાયના એક આશ્રિત તરીકે મારી ઓળખાણ આપી; મારા મુખમાંથી 'રણધીરસિંહ' એવો શબ્દ બહાર પડતાંજ તેને અતિ આનંદ થયો હોય, એમ જણાયું. કારણ કે, તેમના સંકેતનો શબ્દ તેમણે "રણધીરસિંહ" એવો મુકરર કરી રાખ્યો હતો. તેણે તરતજ તેના હાથમાંનું પોટલું મારા હાથમાં આપી દીધું અને એ સાથે આજુબાજુની સઘળી ભલામણ પણ મને કરી દીધી. તે વેળાએ મારી સ્થિતિ ઘણીજ ચમત્કારિક થઇ પડી હતી. હું એ પોટલું લઇને પેલા માણસના કહેવા મૂજબ એકદમ ત્યાંથી ન્હાસી છૂટયો. મહાલયથી ઘણે દૂર નીકળી પડતાં સુધી હું જરા પણ આરામ લીધા વિના દોડવાજ માંડ્યો હતો. છેવટે સુરંગપૂર અને રતિગંજ વચ્ચેના વિશાળ મેદાન પાસે આવતાં મારા મનમાં એક કલ્પના ઉપજી આવી કે, જે મનુષ્ય મારા હાથમાં આ પોટલી આપી ગયો છે, એ પોટલીમાં શું હશે વારુ ? હું રાજકુમારને લઇનેજ દોડી જતો હતો. મારી ગોદમાં રાજબાલક જાગી ઉઠીને રડવા લાગ્યો. એટલે તરતજ હું તે મેદાનમાં થોભી ગયો. પ્રથમ મારા મનમાં પાછા ફરવાનો વિચાર થયો; પરંતુ રાજકુમારને મારી પાસે સોંપતી વેળાયે તે મનુષ્યે "રણધીરસિંહ" એવો સંકેત શબ્દ ઉચ્ચારેલો, એટલા માટે હું થોભી ગયો અને મારે એ વિષયમાં શું કરવું, એના વિચારમાં પડી ગયો. મારા અન્નદાતા પ્રતિપાલક રણધીરસિંહરાયનું નામ સંકેતશબ્દ રૂપે એ મનુષ્યે મારી પાસે લીધું હતું, એથી મારાથી પાછા ફરવાનું સાહસ થઇ શક્યું નહિ. મેં વિચાર્યું કે, જ્યારે મારા પવિત્ર પ્રતિપાલકનું નામ પણ એ મનુષ્યના કાર્ય સાથે જોડાયલું છે, ત્યારે તેઓ પણ કદાચ એ કાર્યમાં સમ્મત થયા હશે અને એથી કરીને એ કાર્ય પવિત્રજ હશે. આ સર્વ કારણોથી વિશેષ વિચાર ન કરતાં હું એ મેદાન ભણીજ પાછો ચાલવા લાગ્યો. ત્યાં થોડેક દૂર

આવેલી એક ઝાડીમાં કેટલાક સવારો ઉભેલા હતા. તેમણે મને જો. તાંજ પેલો સંકેતશબ્દ પૂછ્યો. મારી પાસેથી તેમનો ઠરાવેલો શબ્દ સાંભળતાંની સાથેજ તેમાંના એક સવારે રાજકુમારને મારી પાસેથી લઇ લીધો. અને બીજા એક સવારે મને અશ્વ પર બેસવાનું કહ્યું. તેઓ બધા મળીને બાર જણા હતા. અમો સઘળા અશ્વોપર બેસી વાયુવેગે દોડવા માંડ્યા. ત્યાર પછી તે મંડળીમાં કોણ કોણ સભાસદો હતા, તેમને હું ઓળખી ગયો. તે સર્વ રાજાઓનું મંડળ હતું. રાજા દીનવલ્લભસિંહ તથા રાજચંદ્ર એ બંનેને મેં તરતજ ઓળખી લીધા. બાકીના સઘળા રાજાઓ સુરંગપૂરની મંત્રીસભાના સભાસદોજ હતા. રસ્તામાંજ રાજા રાજચંદ્ર અને રાજા દીનવલ્લભની વચ્ચે ધીમે ધીમે ચાલેલું સઘળું સંભાષણ મેં સાંભળ્યું અને તે સાંભળતાંની સાથેજ મને, મારાથી થયેલી ભૂલનો પશ્ચાત્તાપ થવા લાગ્યો. તે સર્વ મંડળી આપણા યુવરાજને ઉપાડીને શત્રુગઢ દુર્ગમાં લઇ જતી હતી અને તેઓ સર્વેનો મુખ્ય સરદાર રાજા કરુણસિંહ હતો. આપણાં મહારાણી સાહેબ બીમાર છે, એવી બાતમી તેમણે મેળવી લીધી હતી. અને રાણી સરકાર પાસેથી ગુપ્ત રીતે તેમના પુત્રને ઉપાડીને શત્રુગઢમાં લઇ જઇ તેને પોતાનો રાજા સ્થાપવાનો તેમનો અંતિમ હેતુ હતો.

"હવે લક્ષમાં આવ્યું." ભંડારી મહારાજ બોલ્યો:—"તમારૂં કહેવું બરાબર સમજાઇ ગયું. એટલા માટેજ રાજા મંગળસિંહને ત્યાં હમેશાં એ સર્વ મંડળી એકઠી થઇને સલાહ મસલત ચલાવતી હોવી જોઇએ. જે દિવસે હું રાજા મંગળસિંહને ત્યાં મૂર્ત્તિ આપવા ગયો, તે દિવસે તેમણે પોતે મારી મુલાકાત પણ ન કરતાં પોતાના પ્રધાનને મારી પાસે મોકલ્યો હતો. હવે હું બરાબર સમજી શકયો છું કે, રાજા મંગળસિંહ પણ અંદરખાનેથી એ કારસ્થાનમાં સામેલ છે."

ક્ષણવાર વિશ્રામ લઇ કિશોરસિંહ પાછો બોલ્યો:—"ઘણા ગાઉ દૂર ગયા પછી તે મંડળીએ મારી પાસે રાજા મંગળસિંહની ચોકસી કરી. હવે મારે અવશ્ય કહેવું જોઇએ કે, જેણે મારી પાસે રાજ-મહાલય પાસે યુવરાજને સોંપ્યો હતો, તે મંગળસિંહજ હોવો જોઇએ."

"શું ? એજ એ ચંડાળ હતો ? એ દુરાત્મા પણ આ વિરાટ ષડ્યંત્રમાં સંમ્મત થયો છે ?" ભંડારી મહારાજ એકદમ વચ્ચમાંજ બોલી ઉઠયો.

" હા; એ પણ અવશ્ય એ મામલામાં સમ્મત છે. એ વેળાએ તેમાંના કરુણસિંહ નામના એક રાજા સાથે મારે મારામારી કરવાનો પ્રસંગ આવી લાગ્યો હતો; પરંતુ થોડીવારમાંજ તે પ્રકરણ પાછું દબાઈ ગયું હતું. કારણ કે, અમારા કલહનો કારણભૂત રાજા મંગળસિંહ પ્રત્યક્ષ તે સમયે ત્યાં આવી પહોંચ્યો. ત્યાર પછી હું સહુની પાછળ ચાલવા લાગ્યો. તે વેળાયે કોઇના જાણવામાં ન આવે એવી રીતે હું પાછો ફરી શકું તેમ હતો, પરંતુ હું બિલકુલ પાછો ફર્યો નહિ. પછીથી તેમનો વિચાર શો છે, એ મારે જોવાનું હતું, અને એ મૂજબ થોડીવારમાંજ તેમનો ઉદ્દેશ મને સમજાઇ પણ ગયો. અમો શત્રુગઢ દુર્ગની છેક નજીકમાં આવી પહોંચ્યા, એ વેળાયે મારી અને રાજા દીનવલ્લભની વચ્ચે વાતચીત શરૂ થઇ. પ્રથમ એ મંડળીમાંના મારા ખાસ જાણીતા એ રાજાઓને જોઇને મને તેમના ઉપર પુષ્કળ રોષ ઉત્પન્ન થયો હતો. તેઓ બન્ને પોતાના રાજાના નિમકહરામ થયેલા છે, એવું હું સમજ્યો, પરંતુ એ મારી ભૂલ હતી. રાજા દીનવલ્લભે અને બીજા રાજાએ કારાગૃહમાંથી છૂટકો થાય, અથવા એ દુષ્ટ મંડળીના વિરાગભાજન ન થવું પડે, એટલા માટે તેમના મતને મળતા થવાનો આ એક ડોળજ કર્યો હતો. બહારથી જો કે, તેઓ શત્રુઓના કારસ્થાનમાં સામેલ થયા હતા, તોપણ અંદરખાનેથી તેમનો હેતુ કાંઇક નિરાળોજ હતો; યુવરાજ રાજમહાલયમાંથી બહાર નીકળે, એવી તેમની ઇચ્છા હતી, પરંતુ એટલા મોટા મંડળ પાસે તેમનો ઇલાજ ચાલ્યો નહોતો. હવે શું કરવું એના વિચારમાંજ રાજા દીનવલ્લભસિંહ પડ્યો હતો. એકવાર જો યુવરાજ શત્રુગઢ દુર્ગની સીમામાં પહોંચી ગયો, તો પછી પોતાની બધી મહેનત બરબાદ થશે અને એ ઉપરાંત પાછા પોતાને પરતંત્ર પણ થવું પડશે, એ બધી વાતોને તે ઘણી સારી રીતે જાણતો હતો. અમારી બન્નેની વચ્ચે વાતચીત ચાલતી હતી, એવામાં મેં વચ્ચમાંજ રાજા દીનવલ્લભસિંહને સૂચવ્યું કે, ગમે તે રીતે જીવજાનની પણ પર્વા ન કરતાં હું રાજકુમારને લઇને પાછો રાજમહાલયમાં પહોંચાડી આવવાને તૈયાર છું. મારો એવો નિશ્ચય જોઇને તેને સ્ફૂર્તિ આવી.

" અર્થાત્ સ્ફૂર્તિ આવવીજ જોઇએ ! તારા જેવો સાહસી વીર સોબતી મળવાથી કોને સ્ફૂર્તિ ન આવે ? " વચ્ચમાંજ ભંડારી મહારાજ બોલી ઉઠ્યાઃ–" પણ, પછી શું થયું વારુ ? "

"રાત્રિને વખતે અમો સર્વ શત્રુગઢ દુર્ગમાં જઇ પહોચ્યા. ત્યાંનો સેનાપતિ નીલાંબર નીલકંઠ પણ અંદરખાનેથી એ સર્વ રાજદ્રોહી રાજપ્રતિનિધિઓના પક્ષનો હતો, પરંતુ બીજો એક સુબેદાર કે જે તેના હાથ નીચે રહી દુર્ગમાં એક ઉંચી પદવી ભોગવતો હતો, તે ઘણોજ ભલો માણુસ હતો તે દિવસે તે બિચારો ઘણો દુઃખી હતો !"

"એ સુબેદાર શા વિષયમાં શાથી દુઃખી હતો વારૂ ?" લલિતપ્રભા વચ્ચમાંજ બોલી ઉઠી.

"એ વાર્ત્તા અતિ ભયાનક છે, તેમ છતાં પણ જ્યારે તમો સર્વ એ સાંભળવાની ઉત્કટ અભિલાષા ધરાવો છો, ત્યારે હું એ સુબેદાર તથા સુબેદારના નિવાસસ્થાનની અતિ ભયાનક વાત કહી સંભળાવું છુ." આમ કહીને કિશોરસિંહે શત્રુગઢદુર્ગ સબંધી સઘળો વૃત્તાંત કહી સભળાવ્યો. શત્રુગઢ દુર્ગમાં ભુતની સાથે થયેલો સાક્ષાત્કાર, ભૂતની ભયંકર ધમાચકડી, ભૂતની સાથે નિર્જન વેરાનની ઝૂંપડીમાં જઇ બેભાન થઇ પડવું, અચાનક પોતાની પુર્વ પરિચિતા દીવાનીની મુલાકાત થવી, દીવાની દ્વારા રાજા દીનવલ્લભનો ઉદ્ધાર કરવો, આદિ સર્વ ઘટનાઓ પણ એક પછી એક બરાબર વિસ્તારીને તેણે સર્વની પાસે વિદિત કરી દીધી. એ સાંભળીને શાંતિપ્રસાદ બ્રાહ્મણ, ભંડારી મહારાજ, સદાશિવ ભાટ તથા બાલિકા લલિતપ્રભા ચારે જણાં પરસ્પર તાકીતાકીને જોવા લાગ્યાં તથા એ સાથે અજાયબી તથા આશંકા દેખાડવા લાગ્યાં, એ તો વાંચક બંધુઓ આ પહેલાંજ જાણી ચૂકયા છે, એટલે આ સ્થળે એનું પુનરાવર્ત્તન કરવાની કશી પણ આવશ્યકતાજ નથી. હવે જે અંશ બાકી રહી ગયો છે અને વાંચકોના જાણુવામાં આવી શકયો નથી, એ અંશને વાંચકોની કુતૂહલ વૃત્તિનુ નિવારણુ કરવા માટે આ સ્થળે અમો સંક્ષેપમાં કહી દેવાનું ઉચિત સમજીએ છીએ.

કિશોરસિંહ પુનઃ પથારીપર બરાબર બેસીને પોતાનો આત્મવૃત્તાંત કહેવા લાગ્યોઃ—"પ્રથમ જણાવેલા પહાડની પાસેની બ્રાહ્મણુની ઝૂંપડીમાંથી દીવાનીની સાથે શત્રુગઢનગરમાં જઇને દીવાનીના હાથમાં દશ સોનામોહોરો આપી હતી, મોહોરોની દીવાનીને શી દરકાર હતી ? કાંઇજ નહિ. તે તો સુવર્ણને અંતઃકરણથી ધિક્કારનારી હતી, ત્યારે તેણે મારી પાસેથી એ મોહોરો શા માટે લીધી હતી ? એમાં મારો એક ગુપ્ત હેતુ હતો. એ મોહોરોદ્વારા મેં દીવાનીને બે અગત્યના

કામ કરવાનું સોંપ્યું હતું. પહાડી મજૂરનો એક જોડ પોશાક તથા બે સારા અશ્વો ભાડે કરી લાવવાની મને ખાસ જરૂર હતી અને એટલા માટેજ મેં એ મોહોરો દીવાનીના હાથમાં આપી હતી. દીવાની બરાબર એ બધી વસ્તુઓ મેળવી લાવી હતી, એ વાત કહેવાની કાંઇ જરૂરજ નથી. હું એ પોશાક પહેરીને ગુપ્તવેશી ચંડાળ અથવા જલ્લાદ બન્યો હતો. દીવાની જ્યારે કાપડ ખરીદવા ગઇ, ત્યારે મેં એ અંધારામાં દીવાલને અઢેલીને બેઠાં બેઠાં એક બુરખો તૈયાર કરી લીધો હતો. મારી પાસેની કાપડની પોટલીમાં જે એક કાળો ગલબંદ હતો, તેમાંથી થોડુંક વસ્ત્ર ફાડીને ફક્ત મારૂં મુખ ઢંકાય એટલોજ એક નીનો બુરખો મેં તૈયાર કરી લીધો હતો. મેં એ બુરખાથી મારા માથાના વાળ સુદ્ધાં ઢાંકી દીધા હતા. ત્યાર પછી જે કાંઇ બન્યું હતું, એ સર્વે મેં તમોને હમણાં થોડીવાર પહેલાંજ કહી સંભળાવ્યું છે. જ્યારે મેં બરાબર જલ્લાદનો વેશ ધારણ કરી લીધો અને મને ઓળખવાનો બીજો એક પણ ઇલાજ ન રહ્યો, ત્યારે મેં હવે પછી શું શું કરવાનું છે, એ બધું પેલી દીવાનીને બરાબર સમજાવી દીધું. દીવાની પાછી શત્રુગઢ નગરમાં ઘોડા લેવા માટે ગઇ અને હું દુર્ગમાં ગયો. દુર્ગમાં જવાનો ગુપ્તમાર્ગ મને એ દીવાનીએ બતાવી દીધો હતો. તે પ્રમાણે મેં અંદર જઇને સેનાપતિ કે બીજા કોઇની પણ મુલાકાત ન લેતાં બારોબાર પેલા ભલા સુબેદારની મુલાકાત કરી. મને કોઇ પણ ઓળખી ન જાય, એટલા માટે મેં મારા મુખપર બુરખો ઢાંકી લીધો હતો. વળી મારાપર રાજપ્રતિનિધિઓને કોઇ પણ પ્રકારનો સંશય ન ઉપજે, એટલા માટે 'હું રાજા દીનવલ્લભપર મારૂં પુરાતન વૈર છે, એ વૈર વાળવા માટે અત્યારે એનું ખૂન કરવા આવ્યો છું,' એવું મેં એ સર્વેને જણાવી દીધું. એ મૂજબ મારાપર કોઇને કાંઇ પણ સંશય ન ઉપજતાં, બધી વાત બરાબર ગોઠવાઇ ગઇ. હું વધમંચ પાસે હાથમાં કુહાડો ઝાલીને ઉભો રહ્યો, તે વેળાયે દુર્ગમાં હજારો માણસો આવી એકઠાં થયાં હતાં. એટલી બધી ગર્દીમાંથી હું શી રીતે સુરક્ષિત બહાર નીકળી શકીશ, એવો ભય પ્રથમ મારા મનમાં ઉપજવા લાગ્યો. પરંતુ એથી હું મારી હિમ્મત હારી બેઠો નહિ. અંતઃકરણમાં એકસરખું ઇશ્વરસ્મરણ કરતો હતો; એવામાં જોત જોતામાં સર્યોદય થયો. રાજા દીનવલ્લભને વધમંચ પાસે લાવવામાં આવ્યો. પ્રતિનિધિ મંગળસિંહે વધ કરવાનો

મને ઇશારો કર્યો. એ વેળાયે શાંત ચિત્તે રાજા દીનવલ્લભે મને પૂછ્યું કેઃ—" આજસુધી મારાથી કોઇનો કાંઇ પણ અપરાધ થયો નથી, મેં કોઇનું કશું નુકસાન પણ કર્યું નથી, છતાં પણ તું મારાપ્રતિના તારા કોઇ ગુપ્ત વૈરનો બદલો લેવા માટે અત્યારે મારૂં ખૂન કરવા અહીં આવ્યો છે, એ જોઇને ખરેખર મારા મનમાં ઘણીજ અજાયબી થાય છે. તું મને તારૂં નામ કહે, એથી એ સાંભળીને હું સુખેથી મરી શકીશ ?" આવા આશયનું તેમનું ભાષણ સાંભળીને મારા અંતઃકરણનું પાણી પાણી થઈ ગયું. ત્યાર પછી મેં તેમના કાન પાસે મ્હોં રાખીને બહુજ ધીમેથી કહ્યું કેઃ—" રાજા સાહેબ ! ડરશો નહિ. હું કિશોરસિંહ છું. તમોને આવા સંકટમાં મૂકીને હું કદાપિ જઇ શકીશ નહિ. તમારો ઉદ્ધાર કરવા માટેજ મેં આ બધું કારસ્થાન કર્યું છે. હવે હું તમારા હાથમાં તલ્વાર આપું છું, તે લઇને તમો એકદમ દુર્ગના પ્રવેશદ્વાર પાસે ચાલો. ત્યાં બે ઘોડા પ્રથમથીજ તૈયાર કરાવી રાખ્યા છે અને અત્યારે તેઓ તમારી વાટ જોતાજ ઉભા છે. ચાલો, હું પણ તમારી સાથેજ આવું છું, વિલંબ ન કરો, એક ક્ષણ પણ નકામી ન ગુમાવો." આમ કહીને મેં મારા વસ્ત્રતળે છુપાવેલી તલ્વાર બહાર કાઢી અને તેમના હાથમાં આપી."

" શાબાશ રે કિશોરસિંહ શાબાશ! રંગ છે તને અને તારાં માતાપિતાને ! અહા ! કેવું અદ્દભુત અલૌકિક તારૂં સાહસ ! કેવી અપૂર્વ દક્ષતા!" ભંડારી મહારાજ આવેશમાં આવી બોલી ઉઠયો.

" પણ, પછી શું થયું ?" ઉત્કંઠિત થઇને શાંતિપ્રસાદ બ્રાહ્મણે વચ્ચમાંજ કહ્યું.

" હા, ભાઇ! પછી શું થયું ?" શાંતિપ્રસાદના શબ્દોને અનુમોદન આપી લલિતપ્રભાએ પૂછ્યું.

" પછી શું થયું ? વધમંચપરથી અમો બન્ને કૂદી પડયા અને લડવાનો ડૉળ કરતા વાયુવેગે દુર્ગના દ્વાર પાસે આવી પહોંચ્યા." હસતાં હસતાં કિશોરસિંહ બોલ્યોઃ—" ત્યાં અમોને બેચાર પ્રહરીઓએ અટકાવ્યા. નાઇલાજે તેમાંના એકાદ બેને અમારે ઠાર કરવા પડયા. પછી આગળ ગયાં પછી દીવાની અશ્વો લઇ ઉભેલી મળી આવી. અમો સપાટાબંધ એ અશ્વોપર સ્વાર થઇ વાયુવેગે ત્યાંથી ઉડી નીકળ્યા, અશ્વો પણ તેજસ્વી અને પાણીદાર હોવાથી સ્વાર થતાંની સાથેજ તીરવેગે ચાલી નીકળ્યા."

"કમાલ કરી તેં તો ભાઇ, શૌર્યની!" આપણા કથાનાયકની વાત સાંભળીને ભંડારી મહારાજ બોલ્યો.

કિશોરસિંહના કાર્યનો આવો અદ્દ્ભુત વૃત્તાંત સાંભળીને પ્રત્યેકના શરીરમાં રોમાંચ થઇ આવ્યો. લલિતપ્રભાની આંખોમાંથી તો આંસુજ વહેવા માંડયાં હતાં. શાંતિપ્રસાદ અને વૃદ્ધ ભાટ સ્તંભિત થઇને સાંભળતા હતા. કિશોરસિંહના શરીરમાં કેવું લોકોત્તર ધૈર્ય અને શૌર્ય વસે છે, એની આ પહેલાં પણ એ સર્વને સાક્ષી મળી ગઇ હતી.

"અમારા કરતાં દીવાનીના આણેલા અશ્વો ઘણાજ ઉમદા અને ચપળ ગતિવાળા હતા." કિશોરસિંહ ફરીવાર કહેવા લાગ્યો:–"ખરેખર એવા વિકટ પ્રસંગે એવાંજ જાનવરો જોઇએ. અમો એમનાપર સ્વાર થયા કે તરતજ તેમની ગતિ એટલી બધી વિલક્ષણ થઈ પડી હતી કે, મારાથી તેનું કોઇ પણ પ્રકારે વર્ણન પણ કરી શકાય તેમ નથી. પાંચ સાત કોશ આવ્યા પછી રાજા દીનવલ્લભસિંહે મને પોતાના આવાસમાં લઇ જવાનો અનુરોધ કર્યો; પરંતુ હું એમાં સમ્મત થયો નહિ. મેં કહ્યું કે,–"આપણા બન્નેમાંથી એક જણને જરાપણ વિલંબ કર્યા વિના એકદમ દેવીપૂર જવું જોઇશે, ત્યાંના કુલીનકુમાર ચૌધરીના મહાલયમાં રાય રણધીરસિંહરાય મહાશય વસે છે, એમની પાસે જઇને સત્વર આ સર્વ સંવાદ કહી સંભળાવવા જોઇશે." આથી રાજા દીનવલ્લભસિંહ એ કાર્ય કરવાને સમ્મત થયા અને તેઓ પોતેજ પોતાનો અશ્વ દોડાવીને દેવીપૂર ભણી ચાલ્યા ગયા. અને હું અશ્વપર બેસી અહીં સુરંગપૂરમાં આવી લાગ્યો. અહીં આવતી વેળાયે મેં મારા પોતાના પોશાકપર એક ગુપ્ત પોશાક પહેરી લીધો હતો અને રસ્તામાં આવતાં હું એક ખેડુતને ત્યાં એ ગુપ્ત પોશાક મૂકતો આવ્યો હતો. શહેરમાં પ્રવેશ કરી શહેર બહાર એક મુસારખાનામાં અશ્વ બાંધી હું પગે ચાલી આ દેવાલય ભણી આવતો હતો, એવામાં અકસ્માત્ કોઇએ આવીને મારા ખભાપર એ ખૂની ખંજર ઘોંચી ઘાલ્યું હતું. પણ એ ખંજર મારનાર કોણ હતો અને શા કારણથી મને ખંજર મારી ગયો હતો, એ વિષયમાં ઘણા ઘણા વિચારો કરવા છતાં પણ મારાથી કશોય દઢ નિશ્ચય કરી શકાતો નથી."

ભંડારી મહારાજે ચકિતનયને કિશોરસિંહના મુખ ભણી જોઇ ચમકિત કર્ણે આ સર્વ અદ્દ્ભુત અદ્દ્ભુત ઘટનાઓ સાંભળી લીધી.

ભય, વિસ્મય, આનંદ, ક્રોધ, ઘૃણા આદિ સર્વ એકી સાથે તેના વદન મંડળપર ક્રીડા કરવા લાગ્યાં. કાંઇક વિચાર કર્યા પછી તેણે પુછ્યું:– "પણ ત્યારે એ ગુપ્તહન્તા કોણ હોવો જોઇએ! મારા મકાનમાં આવી તારાપર ખંજરનો પ્રહર કરનાર પાપાત્મા પિશાચ કોણ હશે! કિશોરસિંહ ! શું તારાથી એ વિષયમાં કાંઈ પણ અનુમાન કરી શકાય છે ખરૂં કે ! તને તારો એવો કોઇ ભયાનક શત્રુ ભાસે છે ખરો કે ? "

ચકિતનયને જોઇને કિશોરસિંહે કહ્યું:–" હું શી રીતે અનુમાન કરી શકું ? આપ એ તો ઘણી સારી રીતે જાણો છો કે, જ્યારથી દુનિયામાં જન્મ ધારણ કર્યો, ત્યારથી અત્યાર સુધી મારો એક પણ શત્રુજ નહોતો; પણ આજકાલ કોણ જાણે શા કારણથી અસંખ્ય શત્રુઓ થઇ પડયા છે કે, જેમની કાંઇ સીમા કે સંખ્યાજ રહી નથી. મેં કોઇનું કાંઇ પણ અનિષ્ટ કર્યું નથી, છતાં અકારણ અનેક શત્રુઓ મારો સર્વનાશ કરવાને તૈયાર થયા છે. પ્રથમ તો હું એમજ જાણતો હતો કે, કેવળ રાજા ભૂપેન્દ્રનારાયણસિંહ એકજ મારો પ્રબળ શત્રુ છે, પણ હવે જોઉં છું કે, વિધાતાના વિપાકથી એ એક પ્રબળ શત્રુ ઉપરાંત બીજા પણ અનેક બળવાન શત્રુઓ મારા વિપક્ષમાં થઇ પડયા છે. નવીન રાજપ્રતિધિઓમાંના લગભગ સઘળા પ્રતિનિધિઓએ મને પોતાનો મોટામાં મોટો શત્રુ ધારી લીધો છે ! તેઓ મારૂં લોહી પીવાને પણ આતુર બની ગયા છે. પણ એમાંના કયા કયા પુરુષો મારા ગુપ્તહન્તા છે અથવા મને ધરાના ધામપરથી નાબૂદ કરવાની ઇચ્છા ધરાવનારા છે, એવું અનુમાન કરવું કઠિન છે; મારાથી એ વિષયમાં કશી પણ કલ્પના કરી શકાતી નથી. આપત્તિની સાથે બીજી અનેક અવનવી આપત્તિઓ આવીને મનુષ્યને ઘેરી લે છે, એવો એક આ જડ જગતનો સ્થાયી નિયમ જ છે. મહારાજ ! સંસારમાં જ્યારથી જન્મ લીધો, ત્યારથી જ હું મહા દુઃખી છું, મારાં માતા પિતા કોણ છે? મારો જન્મ કયા દેશમાં થયો છે ! રણધીરસિંહરાયને ત્યાં હું શી રીતે આવી પડયો ? સુશીલા સાથે મારો સ્નેહ શાથી સંધાયો ? એ સ્નેહ પાછો કેમ તૂટી પડયો ? રાજા ભૂપસિંહ વિના કારણ મારો સંહાર કરવાને શામાટે તૈયાર થયો ? મારા જેવા હતભાગીને આ માયામય વિશ્વમાં જન્મવાનું શું પ્રયોજન ? શું સંસારમાં મારૂં બીજું કોઇજ નથી ? મારી આંખનાં આંસુ લુછી,

દિલને દિલાસો દે, એવું સગું વહાલું પણ મારે માટે નથી રહ્યું ?" આવા આવા વિચારો જ્યારે મારા મનમાં ઉપજી આવે છે, ત્યારે મારા દુઃખનો પાર જ રહેતો નથી. **જન્મથીજ મારા શિરપર દુઃખના પહાડો તૂટી પડયા છે.** મારૂં જીવનજ દુઃખમય છે. નથી અનુભવ્યું પિતાનું પવિત્ર વાત્સલ્ય, નથી નિરખ્યો માતાનો પવિત્ર સ્નેહ, નથી ભોગવ્યો પ્રિયતમાનો પ્રણય ! નથી લીધો સગા—સંબંધીઓના સૌહાર્દનો સ્વાદ! નથી મળી સુહૃદની સુહૃદતા ! મારા જીવનપર દુઃખનું આવરણ ઢંકાયલું છે તે મરણપર્યંત ઢંકાયલું જ રહેશે. ઇશ્વર મને કદાપિ સુખના દહાડા દેખાડશે નહિ—પણુ ના મહારાજ ! એમાં ઇશ્વરનો હું કશો પણ દોષ દેતો નથી. ઇશ્વરે તો મને ભયંકર કલંકના સાગરમાં ડૂબતો બચાવ્યો છે, ખૂની, હીચકારાનાં નામોશી· વાળા નામથી મારા નામને અલિપ્ત રાખ્યું છે. મારૂં મન પણ મને વારંવાર કહ્યા કરે છે કે, "તારૂં ભાવિ ઉજ્જવલ છે. તું એક મહા પુરુષ થવાનો છે." પરંતુ એવા દિવસો ક્યારે આવશે એનો કશો પણ નિશ્ચયજ નથી. હું અહીં સુરંગપૂરમાં મારી વિપત્તિનો પ્રતિકાર કરવા આવ્યો હતો, પરંતુ ગ્રહની કઠિનદશાથી અત્યારે મારે માથે નવીન નવીન અણધારી આપત્તિઓ આવ્યા કરે છે ! હવે એક ક્ષણને પણ નિરર્થક નષ્ટ કરવાનો સમય નથી, પરંતુ જૂઓ જોઇએ, ગૃહ વાંકા હોવાથી, આ એક માસ જેટલો સમય વિના કારણ ફોકટ વહી ગયો છે અને અગત્યનું એક પણ કાર્ય સિદ્ધ થઇ શક્યું નથી."

અજાયબી ભરેલા મુખથી શાંતિપ્રસાદ બોલ્યોઃ—" જવાદે, વખત જતો હોય, તો જવાદે. પોતાના જીવન કરતાં કાંઇ વખતની કીમત વધારે નથી. તું જીવતો રહ્યો છે, ઇશ્વરે તને મોતના પંજામાંથી બચાવ્યો છે, એજ અમારે માટે મોટી આનંદની વાત છે. વખતને માટે ચિંતા શી છે ? વખત ઘણો મળશે. વળી, આ મહિનામાં રાજકુટુંબમાં જે પ્રકારનો ખળભળાટ મચી ગયો છે. એ ઉપરથી, કોણ રાજા, કોણ પ્રજા, કોણ મંત્રી, કોણ ન્યાયાધીશ અને કોની અદાલત, એનો પણ કશોય નિશ્ચય કરી શકાય તેમ નથી. મંત્રીસભામાં મહા અંધાધુંધી ચાલી રહી છે. સભાસદોમાં મોટી ફાટફુટ ચાલી રહી છે. રાજા પણ ચોરાઇ ગયો છે, રાજ્યની સત્તા પણ લોપ થવા બેઠી છે, એવી સ્થિતિમાં ઇન્સાફની આશા રાખવી એ કેવળ આકાશકુસુમ સમાનજ છે. કદાચ ધાર જોઇએ કે, જો તું આમ એક માસ પથારી-

વશ ન રહ્યો હોત, તો તેથી શું તને તારા કાર્યમાં સફળતા મળી શકત ખરી કે ? કોઇ તને ખરો ઇન્સાફ આપત ખરૂં કે ? આ અવિચારના ક્ષેત્રમાં તને વિચારરૂપ ફળ મળી શકત ખરૂં કે ?"

"ખરૂં છે !" મુખ મલિન કરી કિશોરસિંહે કહ્યુંઃ—"ખરૂં છે ! હું આવ્યો હતો રાજા ભૂપેન્દ્રનારાયણપર ફરિયાદ કરવા, કેવળ મારે માટેજ નહિ. પણ મારા માનનીય રણધીરસિંહરાય મહાશયના માનની રક્ષા માટે, કલ્યાણ માટે. આવ્યો હતો ફરિયાદ કરવા, પરંતુ લલાટમાં શું પરિણામ આવીને ઉભું રહ્યું ! અહા ! કેવા કુટિલ કુચક્રમાં આવી પડવું પડયું ! હું પોતેજ અત્યારે ફોજદારી કલંકે ન્હાસી છૂટેલો બદમાશ આસામી થઇ પડયો ! પણ એ ઇન્સાફની નજરે નહિ, હિંસક લોકોની પ્રતિહિંસાના પ્રતાપે ! જીવતા જાગતા નરરાક્ષસોની સ્વાર્થપરાયણતાના યોગે ! પણ ચિંતા નહિ, એથી હું જરા પણ ડરતો નથી. જે અનાથનાથ દયામયની કૃપાથી વારંવાર હું મહાન મહાન સંકટોમાંથી મુક્તિ મેળવી શકયો છું, જે મંગળમયના કરૂણાપ્રસાદે ગુપ્તહન્તાના ભયાનક આઘાતમાંથી મારા પ્રાણની રક્ષા થઇ શકી છે, એ વિપદભંજન દયામય દીનબંધુજ આ આપત્તિમાંથી પણ અવશ્ય મારી રક્ષા કરશે. એ સર્વ મંગળમય પરાત્પર વિપદ્ હરનારા મહા પ્રેમમય પ્રભુનાં પાદપદ્મોમાં મારી અચલ અટલ શ્રદ્ધા છે !"

વૃદ્ધ સદાશિવ બીજી બાજૂએ જોતો કિશોરસિંહની આ સઘળી વાતો સાંભળી રહ્યો હતો, પરંતુ તેના મનમાં જાણે કોઇ એક અન્ય ચિંતાનાં તરંગો ઉછળી રહ્યા હતા, કિશોરસિંહની વાતો પૂરી થતાંજ સદાશિવ કાંઇ ચંચળ થઈ સંદિગ્ધ સ્વરે બોલી ઊઠયોઃ—"રાજા ભૂપેન્દ્રનારાયણ અથવા ભુપસિંહ મને તારો સર્વથી ભયાનકમાં ભયાનક શત્રુ ભાસે છે અને એજ નરાધમે તારૂં ખૂન કરવાની મતલબથી તારી પાછળ પાછળ બદમાશો લગાડી દીધા છે. આ દુનિયામાં એના જેવો ડંસીલો માણસ મેં બીજો એક પણ જોયો નથી. એ જેની પાછળ પડે છે, એનો જીવ લીધા વિના છોડતો નથી. મને એનો ત્રીસ વર્ષનો અનુભવ છે. મેં એની સાથે રહીને એવા એવા બનાવો એક નહિ પણ અનેક જોયા છે. એનાથી ન બની શકે એવું કાંઇ છેજ નહિ. હું સારી રીતે એને ઓળખું છું કે એ કેવળ પાપનોજ રાજા છે ! ધર્માધર્મ, સારાસાર કે નીતિ—અનીતિનો એના મનમાં કશો વિચારજ નથી. બુદ્ધિમાં પરિપક્વ હોવા છતાં, એ બુદ્ધિનો તે

કેવળ દુરુપયોગજ કરે છે. ઘણોજ ભયાનક માણુસ છે. મને તો લાગે છે કે એ બદમાશેજ આ પ્રાણુહારક પ્રપંચ રચેલો હોવો જોઇએ."

ગંભીર વદને કિશોરસિંહે કહ્યું:–"હા, રાજા ભૂપસિંહ મારો પરમ શત્રુ છે, એવું મારા મનમાં નિશ્ચયાત્મક ઠસી ગયું છે. તેણેજ વરુણસિંહના ખૂનનો ખોટો ખૂની–આરોપી ઠરાવી મને કલંકિત કરવાની તથા ફાંસીના લાકડાપર લટકવાની કોશિશ કરી હતી. તેણેજ લૂટારા મહાવીર અને રણવીરની સાથે મળી મારો સર્વનાશ કરવાનું કારસ્થાન કર્યું હતું. પરંતુ આ વખતે તેણેજ મને મારવા માટે માણુસ મોકલ્યું હોય, એનું તો કાંઇ પણ પ્રમાણુજ નથી ! ખાસ પ્રમાણુ મેળવ્યા વિના આપણાથી એવી વાત પણ શી રીતે કરી શકાય ? કદાચ તે આ કારસ્થાનમાં સમ્મત ન થયો હોય, તો વિના કારણુ તેનાપર આક્ષેપ શી રીતે કરાય ? અનુમાનપર આધાર રાખી એવા મોટા માણુસને દોષી ઠરાવવો, એ એક મોટી અન્યાયની વાત કહેવાય. મારૂં મન એવું અસત્ય અનુમાન કરવા ઇચ્છતું નથી, અનુમાન અને અનુમાનથીજ મારૂં કોઇ પણ કાર્યજ સિદ્ધ થઇ શકે તેમ નથી. જગતમાં ઘણીવાર એવા બનાવો બને છે કે, જે બનાવમાં અસત્ય બહાર તરી આવે છે અને સત્ય અંધારામાં છૂપાઇ રહે છે, પણ જ્યારે એ બનાવનો ભેદ ફૂટે છે, ત્યારે તે સત્ય પ્રકાશી ઊઠે છે. માટે ખાત્રી કર્યા વિના એકદમ રાજાભૂપસિંહપરજ એ આરોપ ઓઢાડી દેવાનું મને બિલ્કુલ ઇષ્ટ લાગતું નથી."

સદાશિવની વાતનો આવો ઉત્તર આપી, વ્યગ્રભાવે લલિતપ્રભાના મુખ ભણી મુખ ફેરવી સાગ્રહ કંઠે કિશોરસિંહે કહ્યું:— "લલિત બ્હેન ! ભગિની એ વાત શું તને બરાબર સ્મરણમાં છે કે ? વાચાશક્તિ પાછી પ્રાપ્ત થયા પછી ઓછામાં ઓછી દશ બાર વાર મેં એ વાત તને—"

"સમજી ગઇ ! સમજી ગઇ !" ખુલ્લાં નયને નિરખી કમલમુખી કામિની લલિતપ્રભાએ ચકિત સ્વરે કહ્યું:–"હા, હા, સમજી ગઇ ! ભાઇ ! તમારા કહેવાનો સાર સમજી ગઇ ! તમે તે અજાયબ સ્ત્રીનીજ વાત પૂછો છોને ?"

ગભરાઇને કિશોરસિંહે કહ્યું:–"હા, હા. એજ વાત કહું છું, એજ વાત કહું છું. એવા ચહેરાવાળી કોઇ સ્ત્રી શું એ દરમ્યાન અહીં આવી હતી ખરી કે ?"

"ના." પ્રશાન્ત સ્વરે લાલતપ્રભાએ ઉત્તર આપ્યો:-" ના, એક વાર પણ નહિ-તમે જે કેટલાક દિવસ અજ્ઞાન થઇ પથારીવશ થયા હતા, એ દરમ્યાન જો કોઇ આવે, તમારી સંભાળ લેવા માગે, તો મેં મારા મનમાંજ ધારી રાખ્યું હતું કે, તમારાથી દૂર દૂર રાખીને, તેમની સાથે ફક્ત જરૂર પૂરતીજ વાતો કરીશ; પરંતુ એ દરમ્યાન કોઇ પણ આવ્યુંજ નહોતું. નહોતી આવી કોઇ સ્ત્રી કે નહોતો આવ્યો કોઇ પુરુષ! તમને ચેતન આવ્યા પછી પણ તમારી ખબર લેવા માટે કોઇ આવ્યું નથી. તો પણ જે રાત્રે એ ભયાનક બનાવ બન્યો, તમારા તથા શાંતિપ્રસાદનાં શરીર ઘાયલ થયાં; જે રાત્રે તમે શત્રુગઢથી પાછા આવી પહોંચ્યા, તેજ દિવસે કોઇ એક પુરુષ ત્રણ વાર તમારી વાત પૂછવા માટે આવ્યો હતો. આજે ત્રણ દિવસ થયાં, એ વાત તમને કહી સંભળાવી છે; પરંતુ જે માણસ આવ્યો હતો, તે કાંઈ જેવી તેવી સાધારણ મતલબથી આવ્યો નહોતો. એના આવવામાં કાંઇક જુદોજ હેતુ સમાયલો હતો. વળી એ મનુષ્ય કોણ હતો, શા કારણથી તમારી પાસે આવ્યો હતો, એ સંબંધમાં મેં તેને ઘણી પૂછપરછ કરી હતી, પણ તેણે મને કશો પણ સંતોષકારક ઉત્તર આપ્યો નહોતો. તેનું અર્ધું મુખ એક કાળાં કપડાંથી ઢંકાયલું હતું અને દરવાજાના ઓથ આડો ઉભો રહીને એ મારી સાથે વાતચીત કરતો હતો. એનો અવાજ પણ ઘણો કઠોર હતો. આ સર્વ કારણોથી હું એને ઓળખી શકી નહોતી. તેનો બાંધો કદાવર અને મજબૂત હતો. તેના કર્કશ અને કઠોર અવાજથી મને પહેલેથીજ એનાપર શંકા ઉપજી આવી હતી. ભાઇ! જેવા ચહેરાવાળી સ્ત્રીની તમો મને પૂછગાછ કરો છો, એવા ચહેરાવાળી એક પણ સ્ત્રી અહીં કદાપિ આવીજ નથી."

"ત્યારે?" ચિંતાતુર વદને તીક્ષ્ણ સ્વરે કિશોરસિંહ બોલી ઊઠયો:-"ત્યારે તે ગઇ ક્યાં?"

"કિશોરસિંહ!" વૃદ્ધ સદાશિવ વચમાંજ બોલ્યો:-" એની ચિંતા શા માટે કરે છે, કિશોરસિંહ! તેનાપર કોઇ પણ પ્રકારનું દુઃખ આવે તેમ નથી. તે ઘણીજ ચાલાક સ્ત્રી છે."

"ના-ના" કિશોરસિંહે ગંભીર ભાવ ધારણ કરી કહ્યું:-"ના, ના! તેનાપર કશું પણ દુઃખ તો આવી શકે તેમ નથીજ! પણ તેમ છતાં પણ મારે જાણવું જોઇએ કે, તે ગઇ ક્યાં? તેનૂં થયું શું?

રાજા દીનવલ્લભને મુક્ત કરવાની આગલી રાત્રે શત્રુમર્દનગરમાં તેની સાથે મેં એવો ઠરાવ કર્યો હતો કે, અમારૂં ધારેલું કાર્ય જો સુસિદ્ધ થાય, તો તેણે તરતજ આ સુરંગપુરમાં આવીને મારી મુલાકાત કરવી. ત્રણ અઠવાડિયા વીતી જવા આવ્યાં છે, છતાં હજી સૂધી તેનો મેળાપજ થયો નથી ! ખરેખર એ તો ઘણીજ અજાયબીની વાત કહેવાય. થયું શું ? આ દેવાલયમાંજ હું રોકાઇશ. આ સ્થળેજ મારી સાથે મુલાકાત થશે, એટલે સૂધી નિશ્ચય કરી તેને હું કહેતો આવ્યો છું. ત્યારે એ ગઈ ક્યાં ? એનું થયું શું ? આવી નહિ કેમ ? અજાયબી ! જ્યારે અમારી બન્નેની મુલાકાત થઇ, ત્યારે તેણે મને કહ્યું હતું કે, તેના દિલમાં મારા સંબંધી કોઇ એક ભેદી અને ગેબી વાત છુપાયલી છે, અને અહીં આવીનેજ એ વાત કહી સંભળાવવાનું તેણે મને વચન આપ્યું છે. તેણે જે વાત કહેવાનું વચન આપ્યું છે, એ ખાસ જરૂરની વાત છે. કેમ આવી નહિ ? હું તો ધારૂં છું કે એ બિચારી કાંઇક આફતમાં આવી પડી હશે, નહિ તો કદી પણ આવ્યા વિના રહે નહિ. જો એ છૂટી હોત, કોઇના બંધનમાં ન આવી પડી હોત, તો અત્યારે અહીં ક્યારનીય આવી પહોંચી હોત."

ચિંતાતુર થઇને વૃદ્ધ સદાશિવે કહ્યું:—"ભાઇ ! હું તને એક વાર તો કહી ચૂક્યો કે, તારી દીવાની કાંઇ જેવી તેવી ખેલાડી નથી. એ કાંઇ સહજમાંજ કોઇના સકંજામાં સપડાઇ જાય તેવી નથી. તેની જે જે લીલાઓને મેં મારી નજરે જોઇ છે, તેનામાં જે અદ્ભુત શક્તિ રહેલી છે અને તેના હૃદયમાં જે અદ્ભુત સાહસ સમાયલું છે, તે પરથી તે કોઈ પણ રીતે સહજમાં બીજા કોઇ પણ માણસના પંજામાં સપડાય તેવી નથી. તેની આંખમાં ધૂળ નાખવી. એ કાંઇ જેવી તેવી સહેલી વાત નથી. મેં મારી આ સાઠ સીત્તેર વરસની વયમાં ઘણી ઘણી સ્ત્રીઓ જોઇ છે, પણ એ દીવાનીના જેવી ચાલાક, ખેલાડી અને હોશિયાર બીજી એક પણ સ્ત્રી જોઇ નથી. કિશોરસિંહ ! તું એને માટે આટલી બધી ચિંતા ન કર. એ જ્યાં હશે, ત્યાં આનંદમાંજ હશે."

ગંભીરવદને કિશોરસિંહે કહ્યું:—"એવી વાત આપ બોલશો નહિ; વિપત્તિ કોને માથે નથી આવતી ? સમસ્ત સંસારનું સૂત્ર ચલાવનાર મહા પ્રભુ રામચંદ્રને શું વિપત્તિના ચક્રમાં નહોતું આવવું પડ્યું ? આખી દુનિયામાં સત્તાની આણ વર્તાવનાર સિકંદર શું

વિપત્તિથી મુક્ત રહ્યો હતો ? સમ્રાટ ચંદ્રગુપ્ત સમાન સત્તાધીશ સમ્રાટને પણ શું વિપત્તિએ ત્યાગી દીધો હતો ? આખી આલમમાં અહિંસાનું આધિપત્ય સ્થાપનાર ભગવાન બુદ્ધે પણ શું ઓછી વિપત્તિઓ વેઠી હતી ? આ સંસાર વિપદનું ક્ષેત્ર છે, વિપત્તિ આ સંસારમાં સર્વ જીવોની સાથે સાથે ફર્યા કરે છે. મહાલયમાં બેસી રંગરાગમાં ગુલ્તાન રહેનારા લક્ષાધિપતિઓના લલાટમાં પણ વિપત્તિ લખાયલીજ હોય છે. રાજાથી લઇને રંક સુધીનાં સર્વ મનુષ્યો, સિંહથી લઇને સામાન્ય શૃગાલ સુધીનાં જાનવરો, અને કુંજરથી લઇને કીડી સુધીનાં પ્રાણીઓ આદિ સર્વ એ વિપત્તિના બંધનમાં બંધાયલાં છે. પણ હવે એ બધી વાતોને જવા દો, દીવાની જો જીવતી હશે, તો અવશ્ય આવશે."

આમ કહી એ પ્રસંગને દબાવી દઈ, ભંડારી મહારાજને સંબોધીને તેણે વ્યગ્રભાવે કહ્યું કેઃ—" આપ મારાપર એક ઉપકાર કરો. શહેરમાં અત્યારે નવા બનાવો શા શા બન્યા છે, રાજપુરુષો અત્યારે કયા કયા વિષયોમાં શું શું વ્યવસ્થા કરી રહ્યા છે, કયા કયા પ્રકારની સલાહ મસલત ચાલી રહી છે, રાજ્યના વાતાવરણમાં શું શું પરિવર્તન થયું છે, નવીન રાજતંત્ર કોના હસ્તક ચાલવાનું છે, એ સર્વ વિષયોના સંવાદ વચ્ચે વચ્ચે આપ મને લાવી આપશો, તો હું આપનો અત્યંત ઉપકાર માનીશ. જે વાતો મને જણાવવા જેવી હોય, એ વાતો આપ કૃપા કરીને મને અવશ્ય જણાવશો. મારો એ સર્વની સાથે ખાસ નજીકનો સંબંધ હોવાથીજ હું આપને આવી ભલામણ કરૂં છું."

"હું પણ નિશ્ચિંત નથી." વ્યગ્ર સ્વરે ભંડારી મહારાજે કહ્યુંઃ—" હું પણ નિશ્ચિંત નથી. કિશોરસિંહ ! તારી પેઠે મને પણ રાજપ્રકરણની નવી નવી બાતમીઓ મેળવવાની ઘણીજ કાળજી રહે છે. હમેશાં રાત્રે છૂપી રીતે હું આ શહેરમાં ભ્રમણ કરી આવું છું. કયાં શું થાય છે, એ બધું છુપી રીતે જોઇ આવું છું. મંત્રીસભામાં શો પ્રકાર ચાલી રહ્યો છે, કયા કયા સભાસદો નિમકહરામ નિવડયા છે, કયા કયા કાપુરુષો સુરંગપુરની રાજસત્તાને રસાતળમાં મૂકવાની અભિલાષા ધરાવે છે, કોણ શી શી બોલાચાલી કરે છે, એ બધું ચૂપચાપ સાંભળી આવું છું. જે બનાવો નજરે પડતા નથી, જે બનાવની બીના કાને પણ આવી શકતી નથી, એ બધા

બનાવોનું ઘણીજ કુશળતાની સાથે ગુપચૂપ રીતે હું તત્વ જાણી લઉં છું. હું પણ નિશ્ચિંત નથી."

આ પ્રમાણે ભૂમિકા કરીને સુરંગપૂરની વર્તમાન ઘટનાઓને સંક્ષેપમાંજ ભંડારી મહારાજે કિશોરસિંહને કહી સંભળાવી. જે રાત્રિએ આ પ્રમાણે વાતચીત ચાલતી હતી, તે રાત્રે સુરંગપૂર શહેરમાં બીજા નવા નવા બનાવો શા શા બને છે, એ સર્વ જાણવાના અભિપ્રાયથી ભંડારી મહારાજ સહુને કહીને ઘરમાંથી બહાર નીકળી પડયો.

ક્ષીણ શરીર અત્યંત દુર્બલ થઇ પડયું હતું, એથી ઘણીવાર સુધી ઘણી ઘણી વાતો કરવાથી કિશોરસિંહ બિલકુલ થાકી ગયો. ઘણીવાર થયાં બેઠો હતો, એથી હવે વધારે બેસી શકયો નહિ. તેણે સુઇ જવાની ઇચ્છા દર્શાવી. સદાશિવ, શાંતિપ્રસાદ અને લલિતપ્રભા, ત્રણે જણાં તરતજ ત્યાંથી ઉઠી ગયાં અને કિશોરસિંહ સૂઇ ગયો. ઘણો થાક લાગ્યા પછી, શયન કરવાથી, ક્ષણવારમાં નિદ્રાએ આવીને તેને ઘેરી લીધો, તે અઘોર નિદ્રામાં પડી ગયો.

× × × ×

વાંચક ! આપણે હવે કિશોરસિંહને તેના શયનગૃહમાં સુતો મૂકી અન્ય દિશામાં પ્રયાણ કરવું પડશે. રાજ્ય સંબંધી ભંડારી મહારાજે જે વાતો કિશોરસિંહને કહી સંભળાવી હતી, તેનો અમુક મર્મ આ અવકાશમાં આપણે જાણી લેવાની ખાસ જરૂર છે.

સુરંગપુરની રાજકીય બાતમી સંબંધી પ્રસ્તત પુસ્તકના પ્રથમ વિભાગની ઉપોદ્‌ઘાતમાં થોડું ઘણું વર્ણન કરવામાં આવ્યું છે. ત્યાર પછી અનેક અવનવા બનાવો બની ગયા હતા, તેનો અહીં થોડો ઘણો ઉલ્લેખ કરવાની આવશ્યકતા છે. રાય રણધીરસિંહ રાય એ અત્યંત બલાઢ્ય હોઇને તેનું રાજદરબારમાં ઘણુંજ વજન હતું. સુરંગપુરાધિપતિના મૃત્યુ પછી બાળક યુવરાજના નામે રાજ્ય ચલાવીને એક મંત્રીસભાદ્વારા તેણે પોતાનો પ્રભાવ ઘણી સારી રીતે જમાવી લીધો હતો. પરંતુ પાછળથી મંત્રીસભાના કેટલાક સભાસદોની સાથે ધર્મ સંબંધી વિરોધ પડવાથી તેને દેશવટાની સજા ભોગવવી પડી હતી. ત્યાર પછી તે સુરંગપૂરનો ત્યાગ કરી આનંદદુર્ગમાં જઈ વસ્યો હતો. આનંદદુર્ગમાં તેને શાં શાં સંકટો વેઠવાં પડયાં હતાં, એ તો વાંચકોના જાણવામાંજ છે.

પ્રથમ અમો જણાવી ચૂક્યા છીએ કે, શત્રુગઢ દુર્ગમાં નવીન રાજપતાકા ઉડાવીને નવીન પ્રતિનિધિઓએ રાજ્યના સર્વ વિભાગોમાં નવીન નવીન ક્ષમતાની ઘોષણા કરી દીધી હતી, સુરંગપુર રાજધાનીમાં એ સંવાદ પહોંચતાંની સાથેજ પુરાતન પ્રતિનિધિઓ રાજમહાલયનો પરિત્યાગ કરી પોતપોતાની જાગીરમાં પલાયન કરી ગયા હતા, તેમણે સર્વેએ આ બનાવનું પરિણામ શું આવે છે, એ દૂર બેઠાં બેઠાંજ જોવાનો નિશ્ચય કરી લીધો હતો ! પુરાતન પ્રતિનિધિઓએ પલાયન કર્યું છે, એ સાંભળીને નવીન પ્રતિનિધિઓએ દળબળસહિત શત્રગઢથી સુરંગપૂરમાં આવીને રાજમહાલયપર પોતાનો અધિકાર કરી લીધો હતો. દેશનો રાજા જે ધર્મનો ઉપાસક હોય, પ્રજાને પણ એજ ધર્મની મતાનુયાયી થઇને રાજભક્તિ કરવી પડતી, એવીજ એ વખતની પ્રચલિત પ્રથા હતી. નવીન બળવામાં પ્રજાએ જોયું કે, રાજા બાળક છે, જેમણે રાજસત્તાને હસ્તક કરી લીધી છે, તેમના કાર્યનેજ રાજાનાં સ્વકૃત કાર્ય જેવું માની લેવું પડે તેમ છે. ચૈતન્યવાદી સમ્પ્રદાય નવીન સભાનો અધિનાયક થયો, રાજસત્તા એક પક્ષના હાથમાંથી બીજા પક્ષના હાથમાં ગઇ. બાળક રાજા નવીન પક્ષના હાથતળે રહ્યો, એથી પ્રજામંડળી કોઇ પણ પ્રકારનો સંતોષ કિંવા અસંતોષ પ્રકટ કરી શકી નહિ. સારા નરસાની કશી ચર્ચા પણ કરી શકી નહિ. રાજનીતિ સમુદ્ર જાણે બિલકુલ તરંગશૂન્ય બની ગયો. પરંતુ એ પ્રશાંત ભાવ લાંબા વખત સુધી સ્થાયી રહેશે કે નહિ, એ જોવા જેવું છે.

રાજા કરુણસિંહ, રાજચંદ્ર અને મંગળસિંહે ઇચ્છાનુસાર શાસન સત્રને હાથમાં ધારણ કરી આ પહેલાં શત્રુગઢમાંથી રાય રણધીરસિંહરાયના નામપર એક પત્ર લખીને દૂત દ્વારા દેવીપૂરની કચેરીમાં મોકલી આપ્યો હતો. પત્રમાં લખ્યું હતું કે, "આવા આવા પ્રકારે આવાં આવાં કાર્યો કરીને રાજસત્તા પ્રાપ્ત કરી છે, માટે રાય મહાશયે સત્વર શત્રુગઢમાં આવીને નવીન મંત્રિસભાના રાજપ્રતિનિધિપણાને ગ્રહણ કરવું. નવીવ પ્રતિનિધિઓ સુરંગપુરના રાજદરબારમાં આવી લાગ્યા અને આવ્યા પછી જ્યારે તેમણે પોતાનો સંપૂર્ણ અધિકાર જમાવી લીધો, ત્યારે તેણે તે પત્રનો ઉત્તર આપ્યો. પુરાતન પ્રતિનિધિઓએ પલાયન કર્યું છે, એવા સમાચાર ત્યારે રાય રણધીરસિંહને મળ્યા નહોતા, એટલા માટે તેણે લખ્યું હતું કે, "પુરાતન પ્રતિનિધિઓની

સાથે મળીને નવીન પ્રતિનિધિઓએ સત્વર એક મહાસભાનું આહ્વાન કરવું તથા તે મહાસભા જે કાંઇ યોગ્ય ઇન્સાફ આપે, એ ઇન્સાફ મુજબજ રાજતંત્ર ચલાવવું: એજ અત્યારે ઉભય પક્ષના પ્રતિનિધિઓનું મુખ્ય કર્ત્તવ્ય છે." પત્રમાં કેવળ આટલુંજ લખેલું હતું. રાજાની ચોરીના પ્રસંગમાં રાય મહાશયે લેશ માત્ર પણ અસંતોષ પ્રકટ કર્યો નહોતો. તેમજ તે પોતે એ નવીન મંડળમાં ભાગ લેવાનો નથી, એવો ઇશારો પણ તેણે તે પત્રમાં કર્યો નહોતો. એ પત્ર નવીન રાજપ્રતિનિધિઓને બરાબર રૂચ્યો નહિ, પસંદ પડયો નહિ. તેમણે ફરીવાર તેને આમંત્રણ કરીને બીજીવાર બીજા એક દૂતને મોકલી આપ્યો. બીજો પત્ર પહોંચતાં પહેલાંજ રાજા દીનવલ્લભસિંહ રાય રણધીરસિંહની પાસે દેવીપુરમાં પહોંચી ગયો હતો. રાય મહાશયે તેના મુખેથી શત્રુગઢનો ભયંકર લોમહર્ષણ વ્યાપાર સાંગોપાંગ સાંભળી લીધો હતો. રાજા દીનવલ્લભે તે સાથે તેને એમ પણ કહી દીધું હતું કે, "સાહસ, કૌશલ્ય, વીરત્વ, મારામારી, ખૂનરેજી અને કાપાકાપી આદિ સઘળા ભયાનક બનાવો દુર્ગમાં બની ગયા છે, અસંખ્ય પ્રજાજનોના પ્રાણ પંચત્વ પામ્યા છે, અનેક નિરપરાધી મનુષ્યો અશ્વના પગતળે છુંદાઇને મરણને શરણ થઇ ગયા છે. દુર્ગના સેનાપતિ નીલાંબર નીલકંઠને પણ તેની ઉદ્ધતાઇનું યથાર્થ ફળ મળી ગયું છે. તેની કાયા કચડાઇને, રોળાઇને, રગદોળાઇને અથવા છુંદાઇને નષ્ટ ભ્રષ્ટ થઇ ગઇ છે. સારાંશ કે, સમસ્ત દુર્ગ માનવરૂધિરથી રંજિત થઇ ગયો છે. એક પણ બુરો બનાવ બન્યા વિના રહ્યો નથી. સઘળા નવીન રાજપ્રતિનિધિઓએ સાક્ષાત્ પિશાચપતિનું સ્વરૂપ ધારણ કરી લીધું છે. કારસ્થાનનો જાળ એટલો બધો છવાઇ ગયો છે, કે જેમાંથી કોઇ પણ રીતે બહાર નીકળી શકાય એવો એક પણ ઉપાય અવશિષ્ટ રહ્યો નથી." આ બધી વાતો સાંભળીને, ભવિષ્યમાં એનું પરિણામ કેવું આવશે, એ તે ઘણી સારી રીતે સમજી ગયો હતો. નવીન પ્રતિનિધિઓએ દુષ્ટ મતલબથી, રાજ્યભાર ગ્રહણ કરવાના ઉદ્દેશથી, તેમજ લોકોની નજરમાં મોટા થવાની વાસનાથી, રાજાની ચોરી કરીને રાજ્યભારને પોતાને હસ્તક કરી લીધો છે અને આખા રાજ્યમાં સ્વસત્તાની આણ વર્ત્તાવી દીધી છે. પરંતુ એ પ્રભુત્વ, એ સત્તા કે એ રાજ્ય ઝાઝા દિવસ સ્થાયી રહેશે નહિ. એવો કૂટરાજનીતિજ્ઞ ગંભીર બુદ્ધિમાન રાય રણધીરસિંહરાયે

પોતાના મનમાં ને મનમાંજ દૃઢ નિશ્ચય કરી લીધો. નવીન મંત્રી-સભામાં ભાગ લેવાની વાત તો દૂર રહી, પરંતુ તેણે તે બીજીવારના પત્રના ઉત્તરમાં પણ પોતાના મનનો સુસ્પષ્ટ ભાવ વ્યક્ત કર્યો નહિ. તે પત્રમાં પણ મહાસભા એકત્ર કરવાની ખાસ ભલામણુ કરીને તેણે અંતે લખ્યું કે, "પ્રજામંડળનું હિત કરવું, પ્રજાની ઉન્નતિ કરવી, પ્રજાને પ્રસન્ન રાખવી તથા પ્રજાનો પ્રેમ સંપાદન કરવો, એજ તેના જીવનનું મુખ્ય ધ્યેય છે. પ્રજાનું અહિત થાય એ તેનાથી કોઇ પણુ રીતે જોઇ શકાય તેમ નથી. પ્રજાના કલ્યાણુની કશી પણુ દરકાર ન રાખતાં બંધુ બાંધવોની ભલામણુની રક્ષા કરવામાં તે લાચાર છે. વળી ખાસ કરીને અત્યારે રાજદરબારમાં જે અંધાધુંધી ચાલી રહી છે, એ અંધાધુંધીના વિકટ પ્રસંગમાં તેનાથી રાજ્યની પુરાતન વ્યવસ્થાનું ઉલ્લંઘન કરીને અથવા પહેલાંની પ્રચલિત પ્રથાનો પરિત્યાગ કરીને અન્યાયથી—બળાત્કારથી જે કાર્ય કરવામાં આવ્યું છે, તે કાર્યમાં તેનાથી કોઇ પણુ રીતે સમ્મત થઇ શકાય તેમ નથી. જો કે, મંત્રિ-સભાએ તેને વિનાકારણુ ધર્મના મતભેદથી દેશપાર કર્યો છે, તેની પદવી લીધી છે, તેમ છતાં પણુ તે તેનો બદલો આમ અનીતિની રીતે વાળવા માગતો નથી. ઇશ્વરના નિયમને તોડીને પાપનો પક્ષપાતી થવાની મારી ઇચ્છા નથી. વિશ્વમાં અન્યાય કરનારનો ઇન્સાફ કરનાર સર્વનિયંતા જગદાધાર છે. મનુષ્યને કોઇના અન્યાયનો ઇન્સાફ કરવાનો કશો પણુ અધિકારજ નથી."

પ્રતિનિધિઓ બીજીવારનો આ પ્રત્યુત્તર પ્રાપ્ત થતાંની સાથેજ ક્રોધ અને ગર્વના માર્યા કંપાયમાન થઇ ઉઠયા. તેમણે રણુધીરસિંહ રાયને પોતાના પરમ શત્રુરૂપ માની લીધો અને એ સાથે જેમ બને તેમ તેને નષ્ટ કરી શકાય એવા કાવાદાવા કરવા માંડયા. રાજ્યનો ભાવ શાંત હતો, પરંતુ એ શાંત ભાવની અંદર દૂરદર્શી લોકો જાણે કોઇ પણુ પ્રકારના અમંગળની છાયા જોવા લાગ્યા. નવીન રાજ-પ્રતિનિધિઓએ જે દિવસે સુરંગપુરમાં પ્રવેશ કર્યો, તે દિવસે તે મંડળના ઘણુા ખરા માણુસો અજાયબીની સાથે "કેમ તેઓ આવ્યા નથી? શા માટે તેઓ આપણુા મંડળમાં જોવામાં આવતા નથી?" એવા એવા અનેક સવાલો ઊંચા અવાજે કંપિત કંઠે કરી ઉઠયા હતા. એ સ્થળેજ પ્રથમથીજ અમંગળનાં બીજ રોપાઇ ગયાં હતાં. ભંડારી મહારાજ શહેરના સમાચાર લાવવા માટે ગયો હતો, તે ચાર

પાંચ કલાકમાં પાછો ચાલ્યો આવ્યો. કિશોરસિંહ નિશ્ચિંતતાથી સૂઇ રહ્યો હતો, ચાર પાંચ કલાક સુધી સૂઇ રહ્યો હતો. બીજાં બધાં જાગતાં હતાં, બરાબર એજ વખતે ભંડારી મહારાજે તેના શયનગૃહમાં પ્રવેશ કર્યો. એ સમય રાત્રિ લગભગ એકાદ પ્રહર જેટલી વીતી જવા આવી હતી. ભંડારી મહારાજના આવ્યા પછી, તેનો અવાજ સાંભળીને કિશોરસિંહ એકદમ જાગી ઉઠયો. જાગ્યા પછી તેણે ઉત્કંઠિત કંઠે પૂછ્યું કે:—"કેમ, શા સમાચાર લાવ્યા ? મહારાજ ! સમાચાર શા શા લઇ આવ્યા ?"

ચિંતાકુલ નયને જોતાં જોતાં પથારી પાસે બેસીને ભંડારી મહારાજે જવાબ આપ્યો:—"સમાચારની વાત પાછળથી કહી સંભળાવીશ, પણ પ્રથમ જે એક અમંગળની સૂચના મારા જોવામાં આવી છે, એ સૂચનાને બરાબર સાંભળી લે. હાય ! જે બનાવને હું અત્યારે મારી નજરે જોઇ આવ્યો છું, એ બનાવ ઘણોજ ભયાનક છે, ઘણુંજ વિષમ પરિણામ લાવનારો છે. રસ્તામાં હું એક નવીન કાંડ નીરખી આવ્યો છું. એક માણુસ, સમજ્યો કિશોર ! એક માણુસને મેં માર્ગમાં જોયો હતો, એ માણુસ તારા મિત્ર પક્ષનો નહોતો, હું તેને જોતાંની સાથેજ—"

જે કાંઇ ભંડારી મહારાજ બોલ્યો, તેને અનુમાનપરથી બરાબર સમજી લઇને વ્યગ્ર સ્વરે કિશોરસિંહે પૂછ્યું કે:—"કહો, કહો, મહારાજ ! કહો કે, એ માણુસ કોણુ હતો ?"

"રાજા ભુપસિંહ !"

"ઓહ ! મેં પણુ એમજ ધાર્યું હતું. હાય ! કેવો ભયાનક પુરુષ ! પણુ ત્યાર પછી શું થયું તે તમોને જોઇ શકયો હતો ખરો કે ?" કિશોરસિંહે અત્યંત ઉત્કંઠિત થઇને પૂછ્યું.

"ના ! જો એ મને જોઇ શકયો હોત, તો તો અવશ્ય તે મને ઓળખી જાત ! પણુ જોઇ શકયો નથી. અંધારામાં તે રખડતો હતો, હું પણુ એને એ અંધારામાં ઓળખી શકતો નહોતો. ઘણા દિવસનો જાણીતો માણુસ હોય, એટલોજ ફક્ત એને માટે મારા અંતરમાં આભાસ થયો હતો. એ છુપાવેશમાં આ દેશમાં આવ્યો છે. પગથી તે માથાં સુધી રાતા રંગનો પોશાક તેણે પહેરી લીધો છે. દાઢીથી તે માથા સુધી એક લાંબો રૂમાલ બાંધી દીધો છે. એનું મુખ પણુ બરાબર જોઇ શકાતું નથી. કદાચ કોઇ ઓળખી જાય, એવા ભયથીજ એવો

અજબ પોશાક તેણે પહેરી લીધો છે. પરંતુ એ દુરાત્માને બરાબર ઓળખી ગયો છું. એની ચાલવાની ગતિપરથી હું એ નીચ નરાધમને બરાબર જાણી ગયો છું. વળી એવા ગુપ્તવેશમાં તે આ સુરંગપુર નગરમાં શા કારણથી આવ્યો છે, એ પણ મારા જાણવા બહાર રહ્યું નથી. તે ભયાનક કારસ્થાની પુરુષ કોઇ પણ પ્રકારનું કારસ્થાન કરી તારા પ્રાણ લેવાના હેતુથીજ અહીં આવ્યો છે. માટે ભાઇ! તું તેનાથી ખૂબ ચેતીને ચાલજે. ન કરે નારાયણ ને એ હરામખોર શયતાન કાંઇક કાળું કામ કરી બેસે, તો અમારે સર્વેને પણ શર્માવા જેવું થઇ પડે! હું એ દુષ્ટની હીલચાલ પરથી અવશ્ય જાણી શક્યો છું કે, તે તારો સર્વનાશ કરવાના ઇરાદાથીજ આવા ભયાનક ગુપ્તવેશમાં અહીં સુધી આવી પહોંચ્યો છે."

"શું એ રાક્ષસના હૃદયમાં હજી પણ દયા નહિ આવતી હોય?" શાંતિપ્રસાદ બ્રાહ્મણ એકદમ આવેગમાં આવી જુસ્સાથી બોલી ઊઠયોઃ—"શું એ રાક્ષસના હૃદયમાં હજી પણ દયા નહિ આવતી હોય? કિશોરે એનું એવું તે શું અહિત કર્યું છે કે, તે નરપિશાચ તેનું લોહી પીવાને પણ તૈયાર થયો છે! શું એ પાપાત્માના હૃદયમાં પરમાત્માનો પણ ભય નહિ ઉપજતો હોય?"

"ક્યાંથી ઉપજે?" સદાશિવ ભાટે કહ્યું:—"ક્યાંથી ઉપજે! જો રાક્ષસના હૃદયમાં પરમેશ્વરનો ભય ઉપજતો હોય, પિશાચના હૃદયમાં દયાનો સંચાર થતો હોય, તો આ સંસારમાં જે સર્વે અનર્થો થાય છે, તે કદાપિ થવા પામેજ નહિ."

"હશે—હશે!" કિશોરસિંહે ગંભીર સ્વરે કહ્યું:—"હશે! હશે! એ દુષ્ટ કોઇ દુષ્ટ મતલબથીજ અહીં આવ્યો હશે. પણ કેટલાક દિવસ થયાં એ દુરાત્મા આ સુરંગપુરમાં આવ્યો છે?

"એ હું જાણતો નથી." ભંડારી મહારાજે જવાબ આપ્યોઃ—"એ હું જાણતો નથી."

"વારુ, ત્યાર પછી તેણે શું કર્યું?" કિશોરસિંહે સૂક્ષ્મ દૃષ્ટિથી ભંડારી મહારાજના મુખ ભણી જોઇને પૂછ્યું:—"પછી તેણે શું કર્યું? તે ક્યાં ગયો? કેણી તરફ ગયો? એની સાથે એ વખતે બીજું કોઇ હતું કે નહિ?"

"હો હો કરતો એ રાજમહાલય ભણી ચાલ્યો ગયો. એની

સાથે બીજું કોઇ પણ નહોતું, એ એકલોજ હતો. મને લાગે છે કે, એણે રાજમહાલયમાં પણ કાંઇક કારસ્થાન કરી રાખ્યું હશે. એ જ્યારે સીધે સીધો રાજમહાલય ભણી ચાલ્યો ગયો, ત્યારે હું પણ ગુપચુપ તેનાથી થોડે થોડે દૂર રહીને તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો." ભંડારી મહારાજે જવાબ આપ્યો.

"હેં?" કિશોરસિંહ અજાયબીની સાથે બોલી ઊઠ્યોઃ—"હેં? શું એની સાથે સાથે ગયા?"

"હા, સાથે સાથેજ ચાલ્યો. રાજમહાલયની અંદરની હીલચાલ જેવી જોઇએ તેવી સારી નથી, વળી ખાસ કરીને આજકાલ તો ખરેખર બંગરાજનો રંગમહેલ અદ્દ્ભુત અદ્દ્ભુત નવરંગિની રંગભૂમિ રૂપ થઇ પડ્યો છે. રાજમહાલયમાં નથી રહ્યો કોઇ સર્વ સત્તાધીશ રાજા, કે નથી રહ્યો રાજસત્તાનો લેશ માત્ર પણ આભાસ! બંગરાજ્યની રાજધાની સુરંગપુરમાં સર્વત્ર કારસ્થાન ને કારસ્થાનનીજ છાયા છવાઇ ગઇ છે. રાજા ભૂપસિંહ પણ કાંઈ જેવો તેવો કારસ્થાની પુરુષ નથી. એ પાકો બદમાશ છે, શયતાનનો સરદાર છે, એના જેવો વિલક્ષણ ધૂતારો મેં બીજો એક પણ જોયો નથી. ભયંકર ભયંકર કાવાદાવા કરવામાં એની તુલના કરી શકે એવો બીજો કોઇ પણ માણસજ નથી. એ દુરાત્મા રાજમહાલય ભણી એવા છુપા વેશમાં શા કારણથી જઇ રહ્યો છે, એ જાણવાની મારા મનમાં પ્રબળ ઇચ્છા થઇ આવી; એથી હું પણ એની સાથે સાથે ચાલવા લાગ્યો. સાંભળીને તું કદાચ અજાયબ થઇ જઇશ. રાજા ભૂપસિંહે એટલી બધી ઉતાવળથી રાજમહેલમાં પ્રવેશ કર્યો કે જેથી હું તો બિલ્કુલ આભો જ બની ગયો!"

"બસ, હું ત્યાં આગળ જ થોભી ગયો. તરત ને તરત ત્યાંથી પાછો ફરી શક્યો નહિ. મેં મારા મનમાં ને મનમાંજ વિચાર્યું કે. એ કદાચ ઝાઝી વાર રોકાશે નહિ, હમણાં ને હમણાંજ પાછો ચાલ્યો આવશે. આવ્યા પછી જોઇ લેવાશે કે, એ હરામખોર કઇ તરફ જાય છે. આ પ્રમાણે વિચાર કરીને હું એ અંધકારમાં રાજમહાલયની આસપાસ ટહેલવા લાગ્યો, ફરવા લાગ્યો. એકાદ પ્રહર પછી તે પાછો બહાર ચાલ્યો આવ્યો, અને ઉત્તર દિશામાં ચાલવા લાગ્યો. હું પણ પાછળ પાછળ રહીને તેની સાથે સાથે ચાલવા લાગ્યો. એકાએક એક બાજૂએથી બીજો એક માણસ મુખ ઢાંકીને હો હો કરતો તેની પાસે

આવી લાગ્યો. ત્યાર પછી તે બન્ને જણા સાથે સાથે ચાલવા લાગ્યા. એથી મારા મનનો સંદેહ ઘણોજ વધી પડયો. એ નવો આવનાર માણસ કોણ છે, એ જાણવા માટે મારૂં મન અત્યંત ઉદ્વિગ્ન થઈ પડયું. હું પાછળ પાછળ રહી ખૂબ ધીમાં પગલાં ભરતો ભરતો છેક તેમની નજીકમાં આવી લાગ્યો. હું ધારૂં છું કે કદાચ મારાં પગલાંનો અવાજ એમના બન્નેના સાંભળવામાં આવી ગયો હશે અને એથીજ તેમણે બન્નેએ થોડેક દૂર જઈને મારા સ્હામું જોયું. એ સમયે ચારે બાજૂએ ઘોર અંધકાર છવાયલો હતો, માણસ માણસને ઓળખી શકે, એવો એક પણ ઉપાય રહ્યો નહોતો. એ તકનો લાભ લઈને હું રસ્તાના માણસની પેઠે તેમના તરફ નજર પણ ન કરતાં મારી ધુનમાં ને ધુનમાંજ ચાલવા લાગ્યો. નજીકમાં એક ભાંગ્યું તૂટયું મકાન હતું, એ મકાન ઘણા દિવસનું પુરાતન અને પડી ભાંગેલું છે અને તેં પણ તેને બે ચાર વાર જોયું છે. ઘણા સમય થયાં એ મકાનમાં કોઇ પણ માણસ વસતું નથી. એમાં ભુતનો વાસો છે, એમ કહીને દિવસના ભાગમાં પણ કોઇ પણ માણસ એ મકાનમાં પ્રવેશ કરવાનું સાહસ કરી શકતું નથી. એ મકાનની એક બાજૂએ એક નાનું દ્વાર ખુલ્લું પડયું હતું. રાજા ભૂપસિંહ એકદમ એ મકાનનું દ્વાર ધકેલીને પોતાના સોબતી સાથે તેમાં પેસી ગયો અને પેસતાંની સાથેજ તેણે તે દ્વારને પાછું અંદરથી બરાબર બંધ કરી દીધું. હવે મારાથી અંદર દાખલ થવાય, એવો એક પણ ઇલાજ રહ્યો નહિ. હું સ્તબ્ધ થઇ ઉભો રહ્યો. મારે શું કરવું? એ હરામખોર બદમાશોના ભેદને શી રીતે જાણવો એ સંબંધી મેં ઘણા ઘણા વિચારો કર્યા, પરંતુ મારાથી એ વિષયમાં કોઇ પણ એક દૃઢ નિશ્ચય થઇ શકયો નહિ."

અત્યંત સંદિગ્ધ થઇને કિશોરસિંહે કહ્યું:-"ત્યારે તો, એ હરામખોર અવશ્ય કોઇ ખરાબ મતલબથી જ અહીં આવ્યો હશે. મારાપર એ દુષ્ટને પૂરતો દ્વેષ છે. ગમે તે રીતે એ મને આ દુનિયામાંથી નાબૂદ કરવા માગે છે. મારા પૂજનીય પ્રતિપાલક રાય રણધીરસિંહરાયપર પણ તેને ખૂબ દ્વેષ ઉપજ્યો છે. તેમને પણ એ પાપાત્મા હેરાન કરવા માગે છે. કોણ જાણી શકે તેમ છે કે, એ મનેજ પોતાના ફંદામાં ફસાવવા માટે અહીં આવ્યો નથી! મને તો હવે સોળેસોળ આના વિશ્વાસ બંધાઇ ગયો છે કે, એ હિંસાતુર રાક્ષસ મારા પ્રાણનો વિનાશ કરવાના કાવાદાવાજ કરી રહ્યો છે. હું હમણાં ને હમણાં જ

મારા પ્રતિપાલકને સાવધાન થવા માટે એક કાગળ લખી મોકલું છું. અને એ સાથે એ દુરાત્મા ભૂપસિંહથી ખૂબ ચેતીને ચાલવાની ભલામણ પણ કરું છું. બસ, મારે હવે એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના એક માણસ મારફત એક કાગળ તેમને મોકલી આપવો જોઇએ. મહારાજ ! તમે ગમે તે રીતે એવા કોઇ વિશ્વાસુ માણસનો બંદોબસ્ત કરી આપો. શાંતિપ્રસાદ ! તું જા, કૃપા કરીને મને કાગળ કલમ ઇત્યાદિ સાહિત્ય લાવી આપ."

"હું કહું છું, તે બરાબર સાંભળી લે. આટલો બધો ગભરાય છે શા માટે ? હજી પણ મારે તને અનેક વાતો કહેવાની છે. તેઓ દરવાજો બંધ કરીને એ ભાંગેલા મકાનના ખંડિયેરમાં છુપાઇ ગયા અને હું ત્યાર પછી ઘણીવાર સુધી ત્યાં ઉભો રહ્યા પછી, છેવટે થાકીને લાચારીથી આ તરફ ચાલ્યો આવ્યો. આવતાં આવતાં રસ્તામાં મને એક સારા આબરૂદાર માણસે પોતાની પાસે બોલાવ્યો; હું તેની પાસે ગયો. જે માણસે મને બોલાવ્યો હતો, તે તે રસ્તાના કિનારાપરના મકાનમાં પોતાના કેટલાક મિત્રોની સાથે બેઠો બેઠો વાતોચીતો કરી રહ્યો હતો. રાજસંસારની વાતોજ તેમની સહુની વચ્ચે ચાલી રહી હતી. મારા જઇને બેઠા પછી વાતની વાતમાં રણધીરસિંહરાયનું નામ લેવાયું. તેઓ સઘળા દિલખોલીને બોલી ઉઠયા કે, રાય રણધીરસિંહરાય જો આ નવીન મંડળમાં ભાગ લેશે નહિ, તો એ ત્રણે દગાબાજ દુષ્ટ લોકોનો દોરદમામ ઝાઝા દિવસ નભી શકશે નહિ. કિશોરસિંહ ! દેશના સઘળા લોકોનો લગભગ આવો જ અભિપ્રાય છે."

આ સર્વ વાતો કહીને બહુદર્શી ભંડારી મહારાજે તે રાત્રે બીજી જે જે ખાસ જરૂરની વાતો સાંભળી હતી, તે બધી બરાબર વિસ્તારપૂર્વક તેણે કિશોરસિંહને કહી સંભળાવી.



## ચતુર્થ પ્રસંગ

### ષડ્યંત્ર પરિપક્વ!

स कमलवनमग्नेर्वासरं भास्वदस्ताद-
भृतमुरगवक्त्रात्साधुवाद.
रुगपममजीर्णाज्जीवितं कालकूटादभिलषति-
वधाद्यः प्राणिनां धर्ममिच्छेत् ॥

**ભાવાર્થ:**—જે માણસ પ્રાણીઓની હિંસાથી ધર્મની ઇચ્છા કરે છે અર્થાત્ માને છે, તે માણસની ઇચ્છા કોની બરાબર છે? તો કે અગ્નિથી કમળનું વન જોવાની ઇચ્છા કરવી, સૂર્યના અસ્તથી પ્રભાતની ઇચ્છા કરવી, સાપના મુખમાંથી અમૃતની ઇચ્છા કરવી, અજીર્ણથી રોગના નાશની ઇચ્છા કરવી અને ઝેરથી જીવવાની ઇચ્છા કરવી, તેની બરાબર છે. અર્થાત્ આ બધી અભિલાષાઓ જેમ અસંભવિત અને ફોકટ છે, તેમ હિંસાથી ધર્મની અભિલાષા અસંભવિત અને ફોકટ છે, મતલબ કે હિંસાવાળો કોઇ પણ ધર્મ તદ્દન વૃથા છે.

सिंदूरप्रकारा ।



ભંડારી મહારાજ અત્યારે જે વાર્ત્તા કહેતો હતો અને કિશોરસિંહ તે વાર્ત્તાને બરોબર ધ્યાન દઇને સાંભળી રહ્યો હતો, તેમને બન્નેને તેજ સ્થિતિમાં રહેવા દઇને, અમો એ દરમ્યાન નવીન ષડયંત્ર અથવા કારસ્થાનનો કાંઇક કાંઇક આભાસ વાંચક બંધુઓના કાનમાં કહી દેવાનું ઉચિત ધારીએ છીએ. ભંડારી મહારાજે આ પહેલાં જે કાંઇ હકીકત કિશોરસિંહને કહી સંભળાવી હતી, એમાં અસત્યનો અંશ માત્ર પણ નહોતો. રાજા ભૂપસિંહે જે સમયે રાજમહાલયમાં પ્રવેશ કર્યો હતો, તે સમયે તેના મનમાં એક ખાસ મહત્ત્વનો વિચાર રમી રહ્યો હતો. તેણે નવીન રાજપ્રતિનિધિઓની સાથે મુલાકાત કરવાના ઇરાદાથીજ એક પ્રહરીદ્વારા મંત્રીમંડળના ખાસ ઓરડામાં પોતાના આવવાના સમાચાર પહોંચડાવ્યા હતા. પ્રહરી તેને નીચેના એક બેઠકખાનામાં બેસાડીને મહેલની ઉપરના બેઠકખાનામાં ખબર આપવા માટે ગયો હતો. એ સમયે એ ઓરડામાં બીજો કોઇ પણ માણસ હાજર નહોતો. ગુપ્તવેશી રાજા ભૂપસિંહના પ્રહો એ

સમયે તેના પર સુપ્રસન્ન હતા કે જેથી, તેને કોઇ પણ અજાણ્યા માણસની પાસે પોતાનો પરિચય આપવો પડયો નહોતો. અથવા કોઇ પણ પ્રશ્નનો કાંઇ પણ ઉત્તર પણ આપવો પડયો નહોતો. થોડી વાર પછી પ્રહરી પાછો આવીને, તેને ઉપરના પ્રતિનિધિઓના સલાહભવનમાં લઇ ગયો હતો.

પ્રતિનિધિઓમાં રાજા કરુણસિંહ, બીજો મંગળસિંહ અને ત્રીજો રાજા રાજચંદ્ર એ પ્રમાણે ત્રણ જણા સર્વથી મુખ્ય પ્રતિનિધિઓ થઇ પડયા હતા, સુરંગપુરની રાજસત્તા અત્યારે એ ત્રણે જણાના હાથમાં રમી રહી હતી. અત્યારે તેઓ ત્રણે જણા તે રાજમહાલયના સર્વથી ઉપરના વિભાગમાં આવેલા મંત્રણાગૃહમાં બેઠેલા હતા. તેમની નજીકમાં બે બુદ્ધિમાન મુન્સીઓ હાજર હતા. સ્હામે કાગળપત્રોનો એક મોટો ઢગલો હતો. રાજા ભૂપસિંહે ગંભીર વદને સ્હામે આવી માનસહિત તેમને સર્વને યથાયોગ્ય પ્રણામ કર્યા. પ્રતિનિધિઓએ જાણે કાંઇક ચમકિત ભાવે ઉદાસીન રીતે એક એક વાર પોતપોતાના લલાટ ભણી હાથ ઉંચા કર્યા. એમાંનો સર્વથી મુખ્ય પ્રતિનિધિ એને સંબોધીને અજાયબીની સાથે બોલી ઊઠયોઃ—" કેમ ! રાજન્ ! અકસ્માત્ સાક્ષાત્ કરવાનું શું પ્રયોજન છે ? આવી અંધારી રાત્રે અહીં શા કારણથી આવ્યા છો ? આવો ગુપ્તવેશ શા માટે ધારણ કર્યો છે ? તમારા આ સર્વ આચરણનો અમારાથી કશો પણ વિચાર કરી શકાતો નથી. પણ, આવો, બેસો, નિરાંતે વાતો કરો."

આમ કહી એક આસન બતાવી, રાજા કરુણસિંહે તેને બેસવાનું કહ્યું. ભૂપસિંહ બેઠો.

થોડી વાર સુધી તેણે કાંઇ પણ વાતચીત કરી નહિ. છેવટે રાજા કરુણસિંહે તેના મુખ ભણી જોઈ ગંભીર ભાવે પૂછ્યું કેઃ—
" કેમ, રાજન્ ! અત્યારે અમારી સાથે સાક્ષાત્કાર કરવાનું શું પ્રયોજન છે ? તમો શા ઇરાદાથી અત્યારે આવી ઘોર અંધારી રાત્રે અહીં આવ્યા છો ? "

બન્ને મુન્સીઓ અથવા મુત્સદ્દીઓના મુખભણી કટાક્ષપાત કરીને રાજા ભૂપસિંહે કહ્યું. કેઃ—" મારો અભિપ્રાય કાંઇક ગુપ્ત રાખવા યોગ્ય છે. મને આપની પાસે અત્યારે આમ એકાએક આવેલો જોઇને કદાચ આપના સર્વના મનમાં આશ્ચર્ય ઉપજે, તો તે સર્વથા સ્વાભાવિકજ છે. પરંતુ મારો અહીં આવવાનો અભિપ્રાય અત્યંત અગત્યનો અને

અત્યંત મહત્ત્વનો છે. પરંતુ આપ સાવધાન ચિત્તથી મારી વાતને બરાબર સાંભળી લો. હું આપને અત્યારે એક અત્યંત જરૂરી અને ગુપ્ત વાત કહેવાનો છું. તેથી આપને ઘણો ફાયદો થાય તેમ છે. પ્રતિનિધિ મહારાજ ! હું આપની પાસે આટલું સાહસ કરીને આવ્યો છું, એ પરથી આપને સર્વને મારી ખાત્રી થઇ ગઇ હશે. આપે રાજસત્તા પ્રાપ્ત કરી છે, એ સાંભળીને હું પરમ સુખી થયો છું. તન-મન વચનથી આપની મંગળકામના કરૂં છું. રાજા તો હજી ધાવણો બાળક છે, આપજ રાજા છો, આપની પાસે જે કાંઇ કહેવાનું છે. તે બરાબર વિશ્વાસ રાખીનેજ કહી દેવું ઉચિત છે; આપની પાસે સંકોચ રાખવાનું કાંઇ પણ કારણ જ નથી."

રાજા ભૂપસિંહનું આવું ભાષણ સાંભળીને મંત્રીમંડળના સર્વ સભાસદોએ અર્થપૂર્ણ આનંદ દૃષ્ટિવિનિમય કરીને હાવભાવ પરથી અત્યંત સંતોષ મળવાના લક્ષણ પ્રકટ કર્યા. પોતાના મંડળમાં એક બલાઢ્ય રાજા આવી મળ્યો છે, એ જોઇને તેમને સર્વને ઘણો આનંદ થયો; મંત્રીમંડળ પ્રમાણે રાજા ભૂપસિંહને પણ અપાર આનંદ થયો, તેનો ઉદાસ ભાવ દૂર થયો. મંત્રીમંડળે માંહોમાંહે કરેલો નેત્રસંકેત જોઇને પોતાનો ઘડી રાખેલો વિચાર પોતાની ધારણા પ્રમાણે પાર પડયો છે, એમ ધારીને તે મનમાં ને મનમાં ઘણોજ ખુશી થવા લાગ્યો. તેણે ફરીવાર કહ્યું કે:—"મહારાજ ! આ પ્રસંગે આપના મુત્સદ્દી મંડળમાં જો કોઇ પરાયો માણુસ હોય, તો તેને થોડીવારને માટે બહાર જવાની આજ્ઞા કરો. કારણ કે, હું આપને જે વાત કહેવાનો છું, એ ઘણીજ ખાનગી અને ગુપ્ત રાખવા જેવી છે. હું કાંઇ મોટો વક્તા નથી કે, જેથી મને આપની પેઠે આલંકારિક ભાષાથી બોલતાં આવડે !"

"સરદાર સાહેબ! અત્યારે અમારે વક્તાની જરૂર નથી." પ્રતિનિધિ રાજા મંગળસિંહ બોલ્યો:—"અત્યારે તો અમોને જરૂર છે, આપના જેવા સરદાર મંડળની."

"બરાબર છે, એ વાતની મારી પુરતી તૈયારી છે. આપના સર્વના જાણવામાંજ હશે કે, હું સુરંગપૂરનો એક મહા પ્રતિષ્ઠિત પુરુષ છું અને મારા આશ્રયતળે અગણિત સૈનિકજનો પણ છે, એ સિવાય પહાડી પ્રદેશમાંના મારા આનંદદુર્ગ સંબંધી પણ સઘળી માહિતી આપને મળીજ ગઇ હશે."

"વાહ! આપના આનંદદુર્ગની અમોને માહિતી ન હોય, એવું બને ખરૂં કે?" રાજા રાજચંદ્રે કહ્યું.

"ત્યારે હવે કૃપા કરી થોડીવાર આ મુત્સદ્દીઓને બહાર મોકલો, એટલે હું મારા આગમનનો હેતુ જણાવું."

રાજા ભૂપસિંહની આવી વાત સાંભળીને બન્ને મુત્સદ્દીઓને ક્ષણુ કાળને માટે બહાર જવાનો સંકેત કરી રાજા કરુણસિંહ જાણે વિશ્વાસુ બંધુ પ્રમાણે ભૂપસિંહની આંખો સાથે આંખો મિલાવી તેના મુખનાં વાક્યોની પ્રતીક્ષા કરવા લાગ્યો.

બન્ને મુત્સદ્દીઓના બહાર ચાલ્યા જવા પછી રાજા ભૂપસિંહ ભૂમિકા માંડીને કહેવા લાગ્યો કેઃ–"મહારાજ! આપ સર્વજનોજ અત્યારે આ સુરંગપુર રાજ્યના સાચા સ્વામીઓ છો, રાજાઓ છો. પરમાત્મા આપનું કલ્યાણ કરો. હું આપની ખુશામદ કરવા આવ્યો નથી. આપ સર્વ શક્તિમાન છો, આપનો મહિમા અતુલનીય છે, આપ વિશ્વવિજયી છો, આપનો દોર્દંડ પ્રતાપ છે. એવા એવા ગુણોની વ્યાખ્યા કરવાનો આજનો મારો ઉદ્દેશ નથી. હું એક સંપાતશાળી પુરુષ છું; આપ પણ સંપત્તિશાળી પુરુષો છો; એટલા માટે સંપત્તિશાળી મનુષ્યની પેઠેજ હું આપને કેટલીક અમત્યની વાતો કહેવા માટે અહીં આવ્યો છું. આપ જાણો છો કે, કેવા ઉંચા વંશમાં મારો જન્મ થયેલો છે, કેટલા કેટલા સૈનિકો મારા તાબામાં છે, હું કેવી વિપુલ સંપત્તિનો અધિકારી છું, કેટલા મોટા મોટા સત્તાવાન લોકો મારા હાથમાં છે, મારૂં દળબળ કેટલું બધું સાહસી છે, એ સર્વ આપ સર્વ ઘણી સારી રીતે જાણો છો. હવે હું મારી વાત કહું છું, આપના આ નવીન મંગળ કાર્યમાં મારા જેવા માણસની કાંઇ પણ સહાયતા લેવાનું આપને ઉચિત લાગે છે ખરૂં કે? મારી સહાયતાથી આપનું કાર્ય સિદ્ધ થઇ શકે તેમ છે, ખરૂં કે?"

"સર્વાંશે! સર્વાંશે!" પ્રફુલ્લ વદને રાજા કરુણસિંહ બોલી ઊઠયોઃ–"સર્વાંશે! સર્વાંશે! આપ જો અમારી સાથે મળી જશો, આપની જો એવી ઇચ્છા થઇ હશે, તો તેથી અમારા મંડળનું જોર ઘણું વધી જશે. આપની સહાયતા મેળવવાથી, સાહસપર અધિક સાહસ કરવાને પણ અમો સાહસી થઇ શકીશું! વળી આ વાતને પણ બરાબર સાંભળી લો, કાલિદુર્ગમાં જે સઘળા પહાડી યોદ્ધાઓ વસે છે, તેમનો સરદાર મહાવીર એક મહા પરાક્રમી અને નામાંકિત

પુરુષ છે. તેના પરાક્રમની કાંઇ પરિસીમાજ નથી. મહાવીર અને રણુવીર બન્ને સહોદર છે. તેઓ અત્યારે અમારી સાથે સંધિસૂત્રમાં બંધાયા છે. અમારી આપત્તિમાં તેઓ અમારા મદદગાર થશે અને એમની આપત્તિમાં અમે તેમને મદદગાર થઇશું. એવો અમે બન્ને પક્ષે પરસ્પર અંગીકાર કરી લીધો છે. સરદાર મહાવીર જેવો પ્રતાપી પુરુષ છે, તેવાજ તેના મંડળના સર્વ લૂટારાઓ પણ પ્રતાપી પરાક્રમી, બલાઢ્ય અને બહાદુર છે. મહાવીરનું સૈન્ય જો કે એટલું બધું મોટું નથી, તો પણ તેના સૈન્યનો પ્રત્યેક સૈનિક મહા સાહસી, મહા બળવાન અને મહાવીર પુરુષ છે. ભયાનક યોદ્ધાઓ તથા ભયાનક વીર પુરુષોથી એનું મંડળ જામેલું છે અને એ મંડળના પ્રતાપેજ મહાવીર આખા દેશમાં પોતાની નામના કાઢી શક્યો છે. જો કદાચ એ મહાવીરની સહાયતા મળે, તો આપ તેને ઇચ્છનીય ગણો કે નહિ વારૂ ?"

"હા, એવી સહાયતાને અનિચ્છનીય ગણે એવો નાદાન પુરુષ કોણ હોય વારૂ ?" રાજા ભૂપસિંહે રાજા મંગળસિંહ, રાજા કરુણસિંહ તથા રાજચંદ્રના મુખ ભણી દૃષ્ટિપાત કરી સાહસ સહિત પ્રત્યુત્તર આપ્યો:—"હા. એવી સહાયતાને અનિચ્છનીય ગણે એવો નાદાન પુરુષ કોણ હોય વારૂ ? એ મહા પ્રતાપી મહાવીર સરદાર તથા તેનો સહોદર રણુવીર સરદાર મારાથી અજાણ્યો નથી. એ લોકોની સાથે મારો સારો સદ્‌ભાવ છે. દુઃસાહસિક બળ કિંવા વિક્રમથી તેઓ આજકાલ દેશ વિખ્યાત થઇ પડયા છે. તેઓ જો ધારે તો આપણા મંડળની સાથે મળી શકે તેમ છે અને એમના આવી મળવાથી આપણને ઘણો લાભ થવાનો સંભવ છે. રાજન્ ! મહાવીર જેવા એક નામાંકિત નરની સાથે સંધિસૂત્રમાં જોડાવું એ કાંઇ જેવા તેવા ગૌરવની વાત નથી."

"પણ રાજાધિરાજ ! આપની અને મહાવીરની વચ્ચે મહા વૈમનસ્ય ઉત્પન્ન થયું છે અને મહાવીર આપના રાજ્યને પાયમાલ કરવા ઇચ્છે છે, એવી વાત આ પહેલાં અનેકવાર અમારા સાંભળવામાં આવી છે, તો શું એ વાત તદ્દન જૂઠી અને બનાવટીજ છે ?" રાજા મંગળસિંહે અત્યંત આતુરતાથી વચ્ચમાંજ રાજા ભૂપસિંહને સંબોધીને આવો વિલક્ષણ પ્રશ્ન પૂછ્યો.

"હા, હતું ખરૂં. પણ હવે નથી." રાજા ભૂપસિંહે જવાબ

આપ્યો:-" એ સંબંધી થોડી ઘણી હકીકત હું આપને કહી સંભળાવું છું. આપના સર્વના જાણવામાંજ છે કે, કેટલાક મહિના પહેલાં સરદાર રણધીરસિંહ રાય પોતાની મંડળી સહિત મારા દુર્ગમાં આવ્યા હતા. તે સમયે કિશોરસિંહ નામનો, સરદાર રણધીરસિંહરાયનો પાળેલો ચોવીસ પચીસ વરસના એક યુવક કુમાર વરુણસિંહનું ખૂન કર્યું, એવા આરોપથી અપરાધી થયો હતો અને એ અપરાધના ઇન્સાફમાં તેને દેહાન્તની શિક્ષા થઇ હતી. પરંતુ કુમાર વરુણસિંહનું ખૂન ન થતાં કોઇ ખાસ દ્વેષ ભાવથી કાલિદુર્ગના અધિપતિ સરદાર મહાવીર અને રણવીરે તેને પોતાના દુર્ગમાં બંદિવાન કરીને રાખ્યો હતો."

આમ કહી પોતાના મુખપર ગંભીરપણે હાથ ફેરવીને રાજા ભૂપસિંહ ફરીવાર પાછો કહેવા લાગ્યો:-" મહારાજ! હું મારી બદનામીની અથવા દુર્લૌકિકની કશી પણ પણ પર્વા ન કરતાં આપને નિષ્કપટથી સઘળી ખરેખરી હકીકત કહી સંભળાવું છું; એવું આપના સર્વના સમજવામાં આવીજ ગયું હશે! તે વેળાયે મેં મારી પોતાની સહીનો એક પત્ર કાલિદુર્ગના એ બન્ને સ્વામીઓની પાસે મોકલા આપ્યો હતો. એ પત્રમાં કાંઇ વિશેષ લખવામાં આવ્યું નહોતું, તો પણ મારા પ્રતિસ્પર્ધીઓને એ લેખ દ્વારા મારી વિરુદ્ધનો એક બળવાન પુરાવો મળ્યો છે. એથી કદાચિત્ એ પત્રના જોરપર આપની પાસે સરદાર રણધીરસિંહ રાય કિંવા કિશોરસિંહ મને અને કાલિદુર્ગના માલિકોને કેદ કરાવે એવો સંભવ છે.

" છટ! એવું કદાપિ બની શકે તેમ નથી." પ્રતિનિધિ રાજા કરણસિંહ બોલ્યો:-" આનંદદુર્ગના મુકર્દમાની વાત અમોએ લોકવાયકાથી સાંભળી હતી. ત્યાર પછી ન્યાયાધીશ રમાપ્રસાદસિંહે એ મુકર્દમાના સઘળા કાગળપત્રો અહીંના મુખ્ય ન્યાયાધીશની પાસે મોકલાવ્યાં હતાં, જૂઠો-બનાવટી ખૂની મુકર્દમો રજૂ કરવામાં આવ્યો હતો, આપે અને આપના દીવાને એ કુટિલ કારસ્થાન કરીને કિશોરસિંહને કલંકિત કર્યો હતો તથા ફાંસીના લાકડાપર લટકાવવા સુધીની ધૃષ્ટતા દર્શાવી હતી; રમાંપ્રસાદે એવી વાત પણ લખી હતી. વળી એ વિષયમાં ખાસ તપાસ ચલાવવાની પણ તેણે ભલામણ કરી હતી. તે એક નિરપેક્ષ ન્યાયાધીશ છે, ખરી બાતમી મેળવ્યા વિના તે કદાપિ આ મામલાને એમને એમ જવા દેશે નહિ. એ સિવાય અહીંનો મુખ્ય ન્યાયાધીશ પણ અતિશય ન્યાયી અને વિચારભક્ત છે; એના

જેવો ન્યાયી હાકેમ બીજો એક પણ અમારા જોવામાં આવ્યો નથી. એની પાસે એક વાળ જેટલું પણ અસત્ય ચાલી શકે તેમ નથી. તેની આ શહેરમાં એક સારા આબરૂદાર ન્યાયી અને અપક્ષપાતી ન્યાયાધીશ તરીકે ઘણી સારી ખ્યાતિ જામી ગઈ છે. તેના અદલ ઈન્સાફથી સઘળા લોકો આંતરિક રીતે તેનાપર સંતુષ્ટ રહે છે. આ મુકર્દમાને એ સહજમાંજ છોડી દેશે નહિ; આ બધું અમો બરાબર સમજી શક્યા છીએ. જો કે એ મુખ્ય ન્યાયાધીશ એક ચૂસ્ત બૌદ્ધ છે, પરંતુ એટલા મોટા આબરૂદાર અને સુવિખ્યાત ન્યાયાધીશને પદભ્રષ્ટ કરવાનું પણ અમારાથી સાહસ થઇ શકતું નથી. એટલા માટેજ અમોએ સલાહ કરીને નક્કી કર્યું છે કે, મુખ્ય ન્યાયાધીશના ઈન્સાફમાં અમો કોઇ પણ પ્રકારનો હસ્તક્ષેપ કરીશું નહિ."

"પણ એ બધી વાતો કહેતાં પહેલાં, રાજા ભૂપસિંહ !" રાજા મંગળસિંહ વચ્ચમાંજ બોલી ઊઠ્યોઃ—"તમારે કાલિદુર્ગના સરદાર મહાવીરની સાથે જે કાંઇ સંધિ થઇ છે તે સંધિના નિયમો શા શા હતા, તે તમે જણાવી શકશો ખરા કે ?"

રાજા ભૂપસિંહે ઉત્તર આપ્યોઃ—"અવશ્ય એ નિયમો કહી સંભળાવીશ. સરદાર મહાવીરના સાથે મેં જે સંધિ કરી છે, તે સંધિનો સર્વથી મુખ્ય નિયમ પરસ્પર સહાયતા કરવાનો છે. તેનુ સમસ્ત સૈન્ય મારા પક્ષમાં આવશે અને જો કદાચ એ પોતે સંકટમાં આવી પડશે તો, હું તેની રક્ષા કરીશ. અમો બન્નેએ ધર્મના શપથ લઇને પરસ્પર આવો સ્વીકાર કર્યો છે. બસ, આ પ્રમાણેજ અમો બન્ને એક બીજાની સાથે સંધિ કરી મિત્રતાના બંધનમાં બંધાયા છીએ."

કાંઇક ચિંતા કરીને રાજા કરુણસિંહે કહ્યુંઃ—"સમજી ગયા ! જો આપ આપના મિત્ર મહાવીરની સાથે અમોને સહાયતા કરશો, તો અમો પણ આપના ઉપકારમાં આવીશું. પરંતુ આપનાપર જે મુકર્દમો મંડાયો છે, એમાંથી તો આપ કોઇ પણ પ્રકારે છૂટી શકો, તેવો સંભવ નથી. હજી હમણાંજ હું આપને જણાવી ચૂક્યો છું કે, જે ન્યાયાધીશના હાથમાં આપનો મુકર્દમો અત્યારે આવી પડ્યો છે. એ ન્યાયાધીશ કોઇનું પણ મ્હોં રાખે તેવો નથી; અમારી પણ પર્વા કરે તેવો નથી.

"એ વિષયમાં કશું પણ કરવું પડશે નહિ." સમાન ઉત્સાહે સંદિગ્ધ ન થતાં રાજા ભૂપસિંહે કહ્યુંઃ—"કશું પણ કરવું પડશે

નહિ. એ ન્યાયાધીશને પદભ્રષ્ટ કરવાની પણ કશી આવશ્યકતા નથી, તેમજ તેના કાર્યમાં હસ્તક્ષેપ કરવાની પણ કશી આવશ્યકતા નથી. હજી બીજો એક ઘણોજ સરળ અને ઉમદા ઉપાય બાકી છે.”

“હા, એ અમોએ તરતજ ધાર્યું હતું. એ ઉપાય આપ અવશ્ય કરી શકશો, એ વિષયમાં તરતજ અમારો વિશ્વાસ બંધાઇ ગયો હતો. મુખ્ય ન્યાયાધીશે એ મુકર્દમાના સઘળા કાગળ પત્રો અમારી પાસે મોકલી આપ્યા છે, રમાપ્રસાદસિંહનો અભિપ્રાય પણ એની સાથેને સાથેજ છે. અમોએ એ બધું જોયું છે. એ વાત તરફ અમોએ એ-ટલું બધું લક્ષ પણ આપ્યું નથી. કારણ કે, આપ કાંઈ અણસમજુ માણસ નથી, મહાબુદ્ધિમાન અને મહા તેજસ્વી પુરુષ છો. આપ ગમે તેવો અસંભવિત સફાઈભરેલો ઉત્તર આપશો કે તરતજ છૂટી જશો; મુકર્દમો પણ ઉડી જશે; અમારી સર્વની ધારણા લગભગ આવીજ હતી. પરંતુ અત્યારે અમોને બધી બાજી એથી છેક ઉલટીજ જોવામાં આવે છે. આપ જે પત્રની વાત કહો છો, એ વાતનો રમાપ્રસાદના મુકર્દમા અથવા અભિપ્રાયમાં કશો ઉલ્લેખ પણ નથી. આપ અત્યારે આપના પોતાના મુખથીજ કબૂલ કરો છો કે, એ પત્ર આપનોજ લખેલો છે; એ પરથી અમોને સ્પષ્ટ જણાઇ આવે છે કે, મામલો ઘણાજ ગંભીર પાયાપર આવી લાગ્યો છે.”

“ભલે ને ગંભીર બની ગયો હોય, એ મામલો! ભલે ને કર્યો હોય મેં મારા મુખેથી સ્વીકાર! પણ એથી મને શું નુકસાન થવાનું છે? શી હાનિ થવાની છે? આપની પાસે વિના કારણ જૂઠી વાત હું શા માટે બોલું? હું બેધડક કહું છું કે, એ કાગળ મારો પોતા-નોજ લખેલો હતો. મારી વિરુદ્ધમાં આટલા બધા સજજડ પૂરાવા હોવા છતાં; પણ હજી મારા હાથમાં એક ઉપાય છે, ઉત્તમ ઉપાય છે. ફરિ-યાદીનો મુકર્દમો ચાલી શકશે નહિ ને; ભલેને પછી મોટામાં મોટો હાકેમ કેમ નથી હોતો! ફરીયાદી વિના તેનાથી મુકર્દમો શી રીતે ચલાવી શકાશે? ફરિયાદી આવીને અદાલતમાં હાજર નહિ થાય, તો પછી હાકેમની સખ્તાઇ શા કામમાં આવશે? ફરિયાદી થયો છે, કિશોરસિંહ, એ વાત મેં આપને પ્રથમથીજ કહી રાખી છે. મેં સાં-ભળ્યું છે કે, એ કિશોરસિંહેજ ઘણું કરીને આપની સાથે દગાબાજી કરી છે. તે હરામખોર રાજદ્રોહી થયો છે. આપે એને પ્રાણદંડનો હુકમ ફરમાવ્યો છે. તેને પકડીને લાવી આપે અથવા તેનું માથું કાપીને

લાવી આપે, તેને આપે એકલાખ રૂપિયા ઇનામ આપવાની જાહિરાત બ્હાર પાડી છે. બસ, એ જાહિરખબરને મેં બરાબર અમલમાં મૂકી દીધી છે. તમામ કામ ખતમ કરી નાખ્યું છે ! એ છોકરો હવે કોઈ પણ રીતે કચેરીમાં આવી શકશે નહિ; જો કદાચ જીવતો રહ્યો હશે અને આવવાનું સાહસ કરશે તો તરતજ તે પાછો બંદીવાન બની જશે. હું એનો હવે કશો પણ ભય રાખતો નથી. એનાથી હવે મને કશી પણ ઇજા કરી શકાય તેમ નથી. તોપણ બીજો એક:-"

રાજા ભૂપસિંહની વાતમાં વિઘ્ન નાખી રાજા કરૂણસિંહ વચ્ચમાંજ બોલી ઉઠયો:-"ખરેખર કિશોરસિંહના નામપર ગિરફતારી પરવાનો બહાર પડી ચૂકયો છે. એ છોકરો દગાબાજ થયો છે, એણે અમારી આંખમાં પણ ધૂળ નાખવાની કોશિશ કરી છે, એ બધું ખરૂં. પરંતુ હમણાં અમો સર્વ નવીન રાજપ્રતિનિધિઓએ ઠરાવ કર્યો છે કે, અમારી આ નવીન રાજપતાકાના મંગલાચરણમાં સઘળા કેદીઓને છૂટા કરી દેવા. જેમના નામપર પરવાના બહાર પડી ચૂકયા છે, તે મને સર્વને મુક્તિ આપવામાં આવશે. કોઈ પણ નવીન રાજા જ્યારે રાજ્યાસનપર આરૂઢ થાય, ત્યારે તેણે સર્વ કેદીઓને મુક્ત કરવાજ જોઇએ, એવી આ બંગદેશમાં ઘણા પુરાતન સમય થયાં એક પ્રથાજ ચાલી આવે છે અને પ્રથાને અમો પણ માન આપવા ઇચ્છીયે છીએ. જો કે, અમોએ કપટતાથી રાજ્ય મેળવ્યું છે, એ વાતનો અમો પ્રાંજલતાથી સ્વીકાર કરીએ છીએ, પરંતુ એથી કરીને અમો પૂર્વ પુરૂષોના સર્વ નીતિ નિયમોને તોડવા માગતા નથી. શાસ્ત્રની મર્યાદાનું ઉલ્લંઘન કરવાની અમારી કોઇની લેશમાત્ર પણ ઇચ્છાજ નથી. વળી, અમો એમ પણ માનીએ છીએ કે, રાજસત્તાને જ્યારે અમોએ અમારે હસ્તક કરી છે, ત્યારે પ્રજાજનોને સંતુષ્ટ રાખવા એ પણ અમારો સર્વથી મુખ્ય ધર્મ છે. રાજ્યના સુશાસનનો આધાર કેવળ પ્રજાના સંતોષપરજ રહેલો છે. રાજન્! એટલા માટેજ અમોએ પ્રથમ એ સર્વ કેદીઓને મુક્ત કરવાનો નિશ્ચય કર્યો છે. જો અમારા આ કાર્યથી પ્રજા સંતુષ્ટ થશે, તો પછી અમારી સત્તા ચિરસ્થાયી થવાની કશી પણ આશંકાજ રહેશે નહિ. સમસ્ત અને બંદીવાનો સમસ્ત અપરાધીઓ મુક્તિ મેળવશે, એમની સર્વની સાથે સાથે કિશોરસિંહ અને રાજા દીનવલ્લભસિંહને પણ ક્ષમા કરવામાં આવશે."

"હાશ ! ત્યારે તો હું બરાબર વખતસર આવી પહોંચ્યો છું !

જો આ કાર્ય પતી ગયું હોત, તો મારે ઘણું કરીને ખૂબ હેરાન થવું પડત ! ધર્મની રક્ષા થઈ શકે તેમ છે. હજી પણ વખત વીત્યો નથી. હાથમાંનો દાવ ખાલી ગયો નથી. હું આપનો મિત્ર છું, એટલા માટે આપનું કાંઇક ભલું થાય, એવી સલાહ આપવી, એજ મારી મુખ્ય ફરજ છે. કેદીઓને છૂટા કરવાનો આપે જે નિશ્ચય કર્યો છે, એ ઘણુંજ સારૂં કર્યું છે. હું પણ એ વાત સાંભળીને ઘણો ખુશી થયો છું. પરંતુ કિશોરસિંહ ભારે દગાબાજ છે, ભારે બદમાશ છે, પાકેપાકો રાજદ્રોહી છે. ધોળે દિવસે ધાડ પાડતાં પણ એ કાપુરુષ કુંઠિત થતો નથી. આપ રાજા થયા છો, છતાં આપની સાથે પણ દગાબાજી કરવાને એ દુષ્ટ તૈયાર થયો છે. મને એ હરામજાદાના વિષયમાં પૂરતી ખાત્રી છે કે, જો અત્યારની નવી રાજસભા એ દુષ્ટનું દમન નહિ કરે, તો ભવિષ્યમાં એ પાપાત્મા આખી રાજસભાને પણ પાયમાલ કર્યા વિના રહેશે નહિ. ભલાભલા ભૂપોને પણ એ પળવારનાં પોતાના પંજામાં લઇ લે તેવો બાહોશ છે. માટે જો મારૂં કહેવું માનો તો એને ક્ષમા કરવાની વાતને બાજૂપર મૂકી દો. હું ધારૂં છું કે, આપની આ સલાહ બરાબર યોગ્ય નથી. જો રાજા દીનવલ્લભને છૂટો કરવા માગતા હો, તો, ભલે ખુશીથી કરો. કારણ કે, એ બિચારો બિલ્કુલ ભોળો અને નિખાલસ દિલનો માણસ છે. કારસ્થાની કિશોરસિંહેજ એને બદસલાહથી બગાડીને રાજદ્રોહી કર્યો છે. મને ચોક્કસ ખાત્રી છે કે, જો કિશોરસિંહે એને રાજકુમારની ચોરી કરવાની ઉશ્કેરણી ન કરી હોત, તો તે કદાપિ તેવું સાહસ કરતજ નહિ. જૂઓને, રાજા દીનવલ્લભને છોડાવવામાં પણ એ બદમાશે કેવી ચાલાકી ચલાવી છે. મારી સલાહ મુજબ તો બીજા બધા બંદીવાનોને, કેદીઓને કે અપરાધીઓને જો કદાચ છૂટા કરવામાં આવશે તો આપને કશી પણ ઇજા આવશે નહિ. પરંતુ એ કારસ્થાની કિશોરને મુક્ત કરશો તો ભવિષ્યમાં આપને સર્વેને પસ્તાવું પડશે. બધા બંદીવાનોને છોડી દો, પણ કિશોરને–"

ફરીવાર વાતમાં વિઘ્ન નાખીને રાજા કરણસિંહ ગંભીર વદને બોલ્યોઃ–"એમ કેમ બની શકે ? સર્વેને માટે આવો ઇન્સાફ બતાવવો, એ અમારો સર્વથી મુખ્ય ઉદ્દેશ છે. શું બીજા બધા બંદિવાનોને છોડી મૂકવામાં આવે અને કેવળ એકલા કિશોરસિંહનેજ ન છોડવામાં આવે તો, કિશોરસિંહના પક્ષની જે પ્રજા હોય,

તે પ્રજામાં અસંતોષ ન ફેલાય વારૂ? હજારો લાખો બંદિવાનોને મુક્ત કરવામાં આવે અને એક જણને જીવજાનથી ઠાર કરવામાં આવે, એને શું કદાપિ ખરો ઇન્સાફ કહી શકાય ખરો કે? એમ કરવાથી તો લોકોમાં અમારી અત્યંત નિંદા થવાનો સંભવ છે. કાયદાને માન આપી ઇન્સાફ કરવાથીજ દેશની પાસેથી સારી પ્રતિષ્ઠા સંપાદન કરી શકાય છે. રાજન! પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવાનો સર્વથી શ્રેષ્ઠ ઉપાય એ એકજ છે. ઇન્સાફના તખ્તપર બેસી ગેરઇન્સાફ કરવાથી રૈયતનાં મન નારાજ થાય છે અને લાંબા વખતે એવો ગેરઇન્સાફ આપનાર રાજસત્તાનો લોપ થઇ જાય છે. અમોએ જે રાજસત્તાને અમારે હસ્તક લીધી છે, એને અમો મજબૂત કરવા માગીએ છીએ, આપના કહેવા મૂજબ આવો ગેરઇન્સાફ કરી એ સત્તાને તોડી પાડવા માગતા નથી.

ચાતુર્યભરેલું હાસ્ય કરી રાજા ભૂપસિંહે કહ્યું:—"રાજન્! રાજનીતિનું કપટકળા એ પણ એક પ્રધાન અંગ ગણાય છે. કપટ વિના રાજતંત્ર ચલાવી શકાતું નથી. લોકોને છેતરવા, લોકોની આંખમાં ધૂળ નાખવી, એ બધું આપના હાથમાંજ છે. આપ ધારો તો કાયદાને માન આપી શકો તેમ છો અને આપના શત્રુનો સંહાર પણ કરી શકો તેમ છો. બહારથી અપક્ષપાત બતાવવાની આવશ્યકતા છે, હું પોતે પણ એ મતને મળતો છું. પરંતુ અસલ કામને મનની અંદરજ છૂપાવી રાખવું પડે છે. બહારથી સાધુતા દેખાડી, અંદરખાનેથી કાસળ કાઢી નાંખવામાં આવશે, તો પ્રજાજનો પણ પ્રસન્ન થશે અને એક ભયાનક દુશ્મન પણ નાબૂદ થશે. 'મુખમાં રામ બગલમાં છૂરી' 'કંઠમાં માળા, હૃદયમાં ઝેરની જવાળા' ઇત્યાદિ જે જે કિંવદંતિઓ કહેવામાં આવે છે, એને અમલમાં મૂકવાથીજ મનુષ્ય પોતાના કાર્યમાં સિદ્ધિ મેળવી શકે છે. આપણે સઘળા જંજાળી લોકો છીએ, માટે જો સંસારના કામકાજમાં દાવપેચ ન ચલાવીએ તો પછી આ સંસારમાં પણ આપણાથી શી રીતે રહી શકાય? આપણે વળી કાયદાને માન આપવાની શી જરૂર છે? કાયદાના ઘડનારાજ આપણે છીએ, તો પછી આપણને આપણા પોતાનાજ ઘડેલા કાયદાના બંધનમાં બંધાઇ રહેવાની શી આવશ્યકતા છે? કાયદો કોના માટે છે? ગરીબોની ગર્દન રેંસવા માટે, શત્રુઓનો સંહાર કરવા માટે. આપણને અને કાયદાને શું લાગે વળગે? મને

અજાયબી થાય છે કે, આપ સર્વે આવા સત્તાધીશો હોવા છતાં કાયદા જેવા એક મામૂલી નામથી આટલા બધા ભયભીત શાથી બની જાઓ છો ? બધી બાજૂએ લક્ષ રાખવાની, બધાંના મનને સંતુષ્ઠ રાખવાની, આપના જેવા બુદ્ધિમાન રાજનીતિજ્ઞ બહુદર્શી પુરૂષોને માટે પરમ આવશ્યકતા છે, એ વાતને હું બેધડક કબૂલ કરૂં છું; પરંતુ, એથી કાંઇ કિશોરસિંહ જેવા એક કાવત્રાંબાજ છોકરાને છોડી દેવાથીજ આપનો એ આશય સિદ્ધ થઇ શકે તેમ નથી. મેં આપને પ્રથમથીજ કહી દીધું છે કે, કિશોરસિંહ તો રાજદ્રોહી આરોપી–આસામી છે, અને એ આરોપથી તે અવશ્યને અવશ્ય ફાંસીના લાકડાંપર લટકી શકે, તેમ છે આ સર્વ કારણોથી એ મારા નામપર ફરિયાદ કરવા આવી શકશે નહિ; સાંઢના શત્રુને વાઘે માર્યો, એવો ઘાટ ઘડાઇ ચૂક્યો છે. બધી બાજી બરાબર ગોઠવાઈ ગઇ છે. કિશોરસિંહની હવે મારા મનમાં જરા પણ દહેશત રહેતી નથી. પરંતુ—"

આમ કહીને રાજા ભૂપસિંહ થોડીવાર બોલતો બંધ થયો અને સર્વ પ્રતિનિધિઓના મુખ ભણી દૃષ્ટિપાત કરીને તેમના મુખના હાવભાવ જોવા લાગ્યો. એ જોઇને રાજા રાજ્યચંદ્ર વચ્ચમાંજ બોલી ઉઠ્યો:–" કેમ ! રાજન્! પરંતુ શું ? પરંતુ કહીને બોલતા બંધ કેમ થયા ? "

રાજા ભૂપસિંહે પોતાની પ્રપંચવિદ્યાનો પરિચય કરાવનારી મહા ભયાનક વાર્તાને પુનઃ શરૂ કરી કહેવા માંડયું કે:–" પરંતુ રાય રણધીરસિંહરાયનો હજી સુધી મારા મનમાં કાંઇક કાંઇક ભય રહ્યા કરે છે. તેના પુત્રને દસ્યુ દુર્ગમાં કેદ રાખીને આ ખૂની મુકર્દમો ઉપસ્થિત કર્યો હતો. એવું બહાનું બતાવીને રણધીરસિંહરાય પોતે પણ મારા નામપર, મારા દીવાનના નામપર તથા મહાવીર અને એના સહોદર રણવીરના નામપર ફરિયાદ માંડવાનો છે, એવી વાત મારા સાંભળવામાં આવી છે, વરુણસિંહ ધારે તો ફરિયાદી થઇ શકે તેમ છે. પરંતુ મને એ પક્ષમાં પણ ઘણીજ સરળતા થઇ પડી છે. રણધીરસિંહરાય આપનો સર્વનો વિરોધી થયો છે, મહાસભા ભરવાનો ખળભળાટ પણ એણેજ મચાવી મૂક્યો છે. આપની સ્વાધીનતા તથા સત્તામાં વિઘ્ન નાખવાનાં કારસ્થાનો કરવામાં આજકાલ એ તનમનથી ગુંથાઈ ગયો છે. અંદરખાનેથી એ પણ એક પાકો રાજ-

દ્રોહી થઇ પડયો છે. જ્યારે પિતા રાજદ્રોહી થઇ પડયો છે. ત્યારે તો પુત્ર પણ રાજદ્રોહીજ હોવો જોઇએ. જ્યારે પિતા રાજસત્તાનો લોપ કરવાના કાવાદાવા કરી રહ્યો છે, ત્યારે તેનો પુત્ર પણ એમાં ભાગ લે અથવા પિતાનો મદદગાર થાય, એ તો દેખીતુંજ છે. આથી રણધીરસિંહરાયનો પુત્ર વરૂણસિંહ પણ રાજદ્રોહી છે; વળી ખાસ કરીને કિશોરસિંહ તેમના પક્ષનો છે, એથી જો કિશોરસિંહની કતલ કરવાની આવી જાહિરાત બહાર પડી છે, એવી વાત તેના સાંભળવામાં આવશે, તો તે રણધીરસિંહરાય આપના પર અવશ્ય ગુસ્સે થયા વિના રહેશે નહિ. હું ધારૂં છું કે એ આપનો પરમ શત્રુ થઈ પડશે. ”

આમ કહી રાજા ભૂપસિંહે ફરીવાર થોડો વિશ્રામ લઇ સર્વ પ્રતિનિધિઓને સંબોધીને કહ્યું:–“ પરમ શત્રુ થશે, એટલુંજ નહિ, પણ એ શત્રુતાનો બદલો લેવા માટે કોઇ પણ કારસ્થાન કરતાં પણ એ અચકાશે નહિ. વળી આખા બંગદેશમાં તેની નામના ફેલાઇ ગઇ છે, પ્રતિષ્ઠા જામી ગઇ છે. સર્વજનો તેની ખુશામદ કરે છે. તે હવે આપના શત્રુપક્ષમાં મળી જશે; ઘણા લોકો એના આશ્રય તળે આવી મળશે અને એથી કરીને એની પ્રતિષ્ઠા ઉલટી અધિક જામી જશે. એ વખતે આપને આપની ટાલ સંભાળવી પણ ભારી થઇ પડશે. જેથી કરીને આપ આ પદવીપર સ્થાયી ન રહી શકો, એને માટે રણધીરસિંહરાય તન તોડીને પણ કોશિશ કરશે. આપની સર્વની ઠેક ઠેકાણે નિંદા કરવામાં પણ તે કશી કચાશ રહેવા દેશે નહિ. મેં સાંભળ્યું છે કે, તે અત્યારથીજ એ સંબંધી અનેક પ્રકારની ગંજાવર તૈયારીઓ કરી રહ્યો છે. મોટાં મોટાં કારસ્થાનો કરી અત્યારની આપની આ નવીન રાજસત્તાને તોડી પાડવા માટે તે ઘણાં ઘણાં માણસોને પોતાના મકાનમાં એકઠાં કરી રહ્યો છે અને રાત્રિ દિવસ એનીજ સલાહ મસલત ચલાવી રહ્યો છે, એવડા મોટા દુશ્મનને દુનિયામાંથી નાબુદ કર્યા વિના, આ નવીન રાજતંત્ર સહીસલામત રહી શકશે નહિ. રાજાધિરાજો ! થતા રોગને તથા દુશ્મનને પહેલેથીજ નાબૂદ કરવામાં ખરૂં હિત સમાયલું છે. એ પિતા તથા પુત્ર બન્નને ઘટતી સજા કરવાની આવશ્યકતા છે. હમણાંને હમણાંજ આપ એમના બન્નેના નામપર ગિરફતારી પરવાના દસ્તખત કરી દો, મારા હાથમાંજ સોંપી દો, હું એમને બન્નેને ગમે

તે રીતે બાંધીને, કેદ કરીને અહીં લાવી આપીશ, આપની પાસે હાજર કરી દઇશ. એમને બન્નેને ફાંસીના લાકડાપર લટકાવી દેશો, એટલે આપ સર્વ સદાને માટે સ્વચ્છંદતાથી-નિષ્કંટકથી આ પદવીપર અટલ-અચલ રહી શકશો."

બાજૂમાં બેઠેલા બન્ને રાજબંધુઓ પ્રતિ ચકિત પ્રસન્ન દૃષ્ટિથી આનંદસંકેત કરી મુખ્ય પ્રતિનિધિ રાજા કરણસિંહે પ્રસન્ન વિસ્મિત-વદને રાજા ભૂપસિંહને ઉદ્દેશીને કહ્યું કે:-" ઓહો ! એનો તો અમોએ વિચાર પણ કર્યો નહોતો. આપે અત્યારે અમારા મનમાં એક ઘણીજ મોટી વાત સંભારી દીધી છે. ખરેખર રણધીરસિંહ અમારો ભયાનક વૈરી થઇ પડયો છે. જ્યાં સુધી રાજવંશનો ધ્વંસ નહિ થાય, ત્યાં સુધી અમારે અહર્નિશ શંકાશીલ રહેવું પડશે. આપને અનેક-અસંખ્ય ધન્યવાદ ઘટે છે! આપની બુદ્ધિ અતિ વિલક્ષણ છે! અમો આપની આવી અદ્‌ભુત કાર્યકુશળતાથી અત્યાર સુધી સર્વથા અજ્ઞાતજ હતા. ખરેખર આપ અમારા હિતાકાંક્ષી બંધુ છો, અને બરાબર વેળાસર અમોને અગત્યની સલાહ આપવા માટે અત્યારે અહીં આવી પહોંચ્યા છો. પરંતુ રાજાના મુખની વાતથી તો ગિરફતારી પરવાનો બહાર પાડી શકાય તેમ નથી; પરવાનામાં તો અપરાધની વાત ખુલ્લી લખવી પડશે અને એથી કરીને રણધીરસિંહ રાય કદાપિ અમારી સાથે આવી મળશે નહિ. રણધીરસિંહરાય કાંઇ જેવો તેવો બુદ્ધિમાન નથી. રાજનીતિમાં તેના જેવો વિશારદ પુરૂષ બીજો એક પણ અમારા જોવામાં આવ્યો નથી. વળી, જેવો તે બુદ્ધિમાન છે, તેવોજ પાછો ધાર્મિક અને નીતિવાન પણ છે. નીતિને માટે એ પોતાના પંચ પ્રાણનું બલિદાન આપતાં પણ પાછો પડે તેવો નથી. માટે આપ કહો છો એવા અપરાધથી તેના પર અમારાથી પરવાનો જારી કરી શકાશે નહિ. પ્રથમ એકાદ પ્રમાણસિદ્ધ અપરાધ પકડવાની અગત્ય છે. હવે એવો અપરાધ શી રીતે સિદ્ધ કરી શકાય તેમ છે, એની આપનાથી કાંઇ પણ કલ્પના કરી શકાય તેમ છે ખરી કે ?"

"એમાં તે કેટલીક વાર લાગવાની હતી ?" ગર્વ કરીને રાજા ભૂપસિંહે તુચ્છતાદર્શક સ્વરે કહ્યું:-" એમાં તે કેટલીક વાર લાગવાની હતી ? બે દિવસનો આપ મને સમય આપો; અપરાધ હું બરાબર સાબીતી સાથે ગોઠવી આપીશ ? રાજન્ ! કાળાં માથાનું માનવી ધારે તો શું ન કરી શકે ? બધું કરી શકે. આ રાજા ભૂપસિંહ

પણ સર્વ કાંઈ કરી શકે તેમ છે, જ્યારે ઝગડો જામ્યો છે, ત્યારે અવશ્ય અંદર અંદર એક બીજાના કાગળપત્રો પણ લખાવા માંડયા હશે, એમાંના કોઇ એક પત્રમાંથી તેણે રાજદ્રોહનો ભયાનક અપરાધ કર્યો છે, એવું હું ઘણી સારી રીતે સાબીત કરી આપીશ." આમ કહી થોડી વાર મૌન રહી રાજા ભૂપસિંહ પુનઃ કહેવા લાગ્યોઃ—"સરદાર રણધીરસિંહ રાયને તથા તેના પુત્ર વરૂણસિંહને કેદ કરવા માટે કાંઇક પુરાવો મેળવવો જોઇએ ખરૂંને ? એ મારૂં કામ છે. એક એક બે દિવસની અંદરજ હું આપને એ પૂરાવો લાવી આપીશ. આપ આવી રીતે કાંઇક વાંધો ઊઠાવશો, એવો મેં પ્રથમથીજ મારા મનમાં નિશ્ચય કરી રાખ્યો હતો અને એ પ્રમાણે હું એવો પૂરાવો મેળવી લાવવાની તૈયારીમાં પ્રથમથીજ છું. એક બે દિવસમાં હું આપને જેવો જોઇશે, તેવો પૂરાવો લાવી આપીશ, એવી મને ચોક્કસ ખાત્રીજ છે. પરંતુ મહારાજ ! હું આ જોખમ અને સાહસ ભરેલું કામ શિરપર વ્હોરીને આપના માર્ગના એક બળવાન શત્રુને દૂર કરૂં છું, એ બદલ મંત્રિમંડળને મારી એક વિનતિ માન્ય કરવીજ જોઇએ. સરદાર રણધીરસિંહ અને તેનો પુત્ર વરૂણસિંહના રાજદ્રોહી કરીને આપના તાબામાં આવ્યા પછી તેની જમીન—જાગીર અને સ્થાવર મિલ્કત જપ્ત ન થતાં તે સર્વ તેની કન્યા સુશીલસુંદરીને મળે અને એની દેખરેખ કરવાનો સર્વ હક્ક મને મળે, એવો બંદોબસ્ત મંત્રિસભાએ મને અવશ્ય ને અવશ્ય કરી આપવો જોઇએ.

આત્માભિમાની રાજ્યગ્રાસી ક્રૂરમતિ ધનુર્ધારીઓ અત્યારે વિજયના ઉત્સાહથી ઉત્સાહિત બની ગયા હતા. તેમને સારાસારનો વિચાર પણ રહ્યો નહોતો. આંખો આગળ સ્વાર્થનો અંધકારમય પડદો છવાયલો હોવાથી નીતિ—અનીતિ, ન્યાય—અન્યાય કે પ્રભુની ભીતિનો તેમના કોઇના મનમાં કશો ખ્યાલ પણ રહ્યો નહોતો. રાજા ભૂપસિંહની બહુ પ્રશંસા કરી રાજા કરુણસિંહે ગદ્‌ગદ્ કંઠે કહ્યું કે:—"સૈન્ય—સામન્તોની આવશ્યકતા પડશે તો અમો—"

"સૈન્ય ? એની ખોટ શી છે ! મને સામન્તોની આવશ્યકતા પણ શી છે ? મારૂં પોતાનું સૈન્ય અને કાલિદુર્ગના મહા બળવાન સરદાર મહાવીરનું સૈન્ય, એ બન્ને સૈન્ય એકત્ર થવાથી અમો અસાધ્યને પણ સાધન કરી શકીશું; પરવાનો જારી કરવાની કશી પણ ચિંતા નથી. રાજા ભૂપસિંહની કપટકળાજ માત્ર હજારો પરવાના કરતાં

પણ વધારે ઉપયોગી થઇ પડશે. સહજમાંજ રણધીરસિંહ અમારા હાથમાં આવશે નહિ, એ તો જાણે નિશ્ચયાત્મકજ છે. પરંતુ ચિંતા નહિ. એને કેદ કરતાં કદાચ મારામારી કે ખુનરેજી કરવાનો પ્રસંગ આવી લાગશે, તો પણ અમો પાછા પડીશું નહિ. કદાચ બે ચાર મોટા માણસો પણ રણધીરસિંહના પક્ષમાં જઇ ઉભા રહેશે. સૈન્ય-સામન્તો પણ ઘણા આવી મળશે. પણ મને એમનો સર્વનો કશો પણ ભયજ નથી. હું ગમે તે રીતે એ પિતા-પુત્રને બંદીવાન બનાવી આપની સેવામાં લાવી હાજર કરી દઇશ. મહાવીરનું સૈન્ય આ સર્વ કાર્યમાં મહા તત્પર છે, મહાવીર્યવાન છે. મારી અને મહાવીરની શક્તિનો સંયોગ થવાથી એકવાર અમો રણધીરસિંહ રાય તો શું પણ આખા બંગદેશને કંપાવી મૂકીશું, અમારા નામની વિજયવતી વૈજયંતિઓ પણ ફરકાવી શકીશું. રાજન્ ! આપ સર્વ એ વિષયમાં નિશ્ચિંત રહો. રણધીરસિંહરાયના ભયનો ત્યાગ કરો, રાજા ભૂપ-સિંહના વચનમાં વિશ્વાસ રાખો."

રાજા ભૂપસિંહની આ સર્વ વાતોને રાજપ્રતિનિધિઓએ બરા-બર ધ્યાનપૂર્વક સાંભળી લીધી. આવો બંદોબસ્ત કરવાથી તેમના પક્ષમાં ઘણીજ સરળતા થઇ પડશે, તેમનું રાજતંત્ર સ્થાયી રહેશે અને ભવિષ્યમાં તેમને કદાપિ કશી ઇજા આવશે નહિ, એવો પણ તેમણે સર્વેએ પોતપોતાના મનમાં નિશ્ચય કરી લીધો. બન્ને પક્ષ મહા ચતુર હતા. સહુ પોતપોતાનું કામ ફત્તેહ કરવાને કાવાદાવા કરી રહ્યા હતા. રાજા ભૂપસિંહ જેવો સ્વાર્થાન્ધ હતો, મંત્રિસભાના આ મુખ્ય ત્રણ સભાસદો અથવા રાજપ્રતિનિધિઓ પણ તેનાથી કાંઇ ગાંજ્યા જાય તેવા નહોતા. પ્રતિનિધિઓએ વિચાર્યું કે, તેઓ અત્યારે જે કાંઇ વાતચીત કરી રહ્યા છે. તે કેવળ પોતાની સ્વાર્થસિદ્ધિને માટેજ. નહિ કે રાજા ભૂપસિંહને રાજી કરવા માટે અથવા એની ખુશામદ કરવા માટે. સ્વાર્થ વિના આ જગત્માં તેઓ બીજું કાંઇ પણ જાણતાજ નથી; રાજા ભૂપસિંહ દ્વારા કાર્ય સિદ્ધિ કરી લઇને તેને તરછોડી દઇશું, આવી ભાવનાજ તેમના મનમાં ને મનમાં રહી ગઇ. આ તરફ રાજા ભૂપસિંહનો કાર્યોદ્ધાર થવાથી, તે પણ પોતાના અસલ સ્વરૂપમાં આવી જશે, એવો ભાવ તેણે પણ પોતાના મનમાં ને મનમાંજ છુપાવી રાખ્યો. દરેક જણ પોત પોતાનો દાવ ખેલવા માટે આતુર થઇ ગયો.

લુચ્ચે લુચ્ચાની દોસ્તી થઈ. સ્વાર્થી સ્વાર્થીની વચ્ચે સલાહ થઈ. પછી પરિણામનું પૂછવુંજ શું ? જ્યાં બન્ને પક્ષ કેવળ પોતપોતાનો સ્વાર્થ સિદ્ધ કરવા માટેજ સંધિના બંધનમાં બંધાય, ત્યાં પછી કોઇ પણ પ્રકારના સુપરિણામની આશા પણ શી રીતે રાખી શકાય ?

છેવટે રાજા કરુણસિંહે કહ્યું:–"ત્યારે તો આ બધું ઠીક થયું; "અમો આપના કહેવા મુજબ આપને રણધીરસિંહ રાયની જાગીર મળે એવો બંદોબસ્ત કરી આપીશું અને આપને તથા આપના મિત્ર કાલિદુર્ગના સરદાર મહાવીરને અમારા મદદગાર થવું પડશે. બસ, આ કોલકરાર અમોને મંજૂર છે. આશા છે કે, આપ પણ જીંદગી પર્યંત એ કોલકરારને મંજૂરજ રાખશો."

"બીજી એક અગત્યની વાત રહી ગઇ." ઉત્સાહિત કંઠે રાજા ભુપસિંહે કહ્યું:–"બીજી એક અગત્યની વાત રહી ગઇ. કિશોરસિંહ તો જાણે ફાંસીના લાકડાંપર ઝૂલશે, કિશોરસિંહના જીવનની લીલા સમાપ્ત થશે, એ કારસ્થાનમાં ફતેહ મળતાંની સાથેજ રણધીરસિંહરાય અને તેનો તે ગમાર છોકરો પણ તેની સાથે સાથે એજ માર્ગનો મુસાફર થશે. એ બાબતમાં તો જાણે હવે કાંઇ શકજ નથી. એકી સાથે કિશોરસિંહ, રણધીરસિંહ અને વરુણસિંહ એ ત્રણે શત્રુઓ સદાને માટે આપણા માર્ગમાંથી દૂર થઇ જશે અને આપણી ઉન્નતિનાં દ્વાર ખુલ્લાં થઇ જશે, એ તો હવે જાણે નિશ્ચિત છે. એમાં સાક્ષાત્ વિધાતા પણ કશોય પ્રત્યવાય કરી શકે તેમ નથી. હવે મારી છેવટની વાત એ થાય છે કે, રણધીરસિંહ રાયની સંપત્તિ તથા જાગીર આદિ સર્વ તેની કન્યા સુશીલાસુંદરીના હસ્તક રહે અને એનો બંદોબસ્ત કરવામાં રાજ–સરકાર હાથ ન નાખતાં એ સર્વ સંપત્તિની દેખરેખનો ભાર મને સોંપે, તો તેમાં આપને કાંઇ પણ અડચણ તો નથી ને? આ વિષયમાં શું આપ સર્વ ખરા હૃદયથી કહો છો કે, એના બંદોબસ્તનો ભાર મારા હસ્તક સોંપવામાં આપને કશી પણ અડચણજ નથી ? રાજન્ ? આવી ગંભીર વાતોના ખુલાસા પ્રથમથીજ થઈ જવાની જરૂર છે. કારણ કે એથી પછી ભવિષ્યમાં કોઈ કોઇના મનમાં એ સંબંધી કશો પણ રાગ–દ્વેષ ઉપજતો નથી અને એ સાથે મિત્રતાનો સંબંધ પણ સ્થાયી રહી શકે છે. કહો, આ વિષયમાં આપનો જે કાંઇ સ્પષ્ટ અભિપ્રાય હોય તે સત્વર દર્શાવો."

"લેશ માત્ર પણ નહિ, લેશ માત્ર પણ નહિ." રાજા કરણસિંહે કહ્યું:—"લેશ માત્ર પણ નહિ, લેશ માત્ર પણ આપત્તિ કે અડચણ નથી. અડચણ અને એ વળી આપની સાથે? રાજન્! એવું તે કદાપિ બની શકતું હશે ખરૂં કે? જ્યારે આપ અમારા મિત્ર થયા છો, તો પછી આપની સાથે અડચણ કિંવા આપત્તિ શાની? પરંતુ જો જો, જે કામનો બોજો શિરપર વ્હોરી લીધો છે, તે કામને ખૂબ સાવચેતીથી પાર પાડજો. જરા પણ ગફલત કરશો નહિ. એ બાબતમાં આપ મહા ચાલાક હોવાથી આપને વધારે કહેવાની કાંઇ જરૂરજ નથી. અમો હજી બીજાં પણ અનેક મોટાં મોટાં કામોમાં ગુંથાયા છીએ. આપનું સાહસ, આપની વીરતા આદિ સર્વ આજ અમો બરાબર જોઇ શક્યા છીએ અને એથી કરીને અમારા સર્વના મનમાં અત્યંત માન ઉત્પન્ન થયું છે. અમોને આશા છે કે, આપે જે કાર્ય કરને વિશે ગ્રહણ કર્યું છે, એ કાર્યમાં આપ અવશ્ય ફળીભૂત થઇ શકશોજ."

મિત્રભાવે અભિવાદન કરી, રાજા ભૂપસિંહ ગર્વસહિત વિકસિતવદને ઊઠીને ઉભો થયો. પ્રતિનિધિઓએ પણ મિત્રભાવે પ્રફુલ્લવદને અભિવંદન કર્યું. રાજા ભૂપસિંહે વિદાય લીધી. જ્યારે તેણે રાજમહાલયમાં પ્રવેશ કર્યો, ત્યારે ભંડારી મહારાજને તેણે જોયો હતો અને જ્યારે મહાલયમાંથી બહાર ચાલ્યો આવ્યો, ત્યારે પણ તે ભંડારી મહારાજને જોઇ શક્યો. પરંતુ અંધકારના આવરણથી તે તેને બરાબર ઓળખી શક્યો નહિ. ભંડારી મહારાજ પરંતુ તેને ઘણી સારી રીતે ઓળખી ગયો. રસ્તામાં આવીને બીજો એક માણસ તેની સાથે મળી ગયો અને તેમણે બન્નેએ એક ભાંગેલા મકાનમાં જ્યારે પ્રવેશ કર્યો, ત્યારે ભંડારી મહારાજ પાછો પોતાના દેવાલય ભણી ચાલ્યો આવ્યો. ભાંગેલા મકાનની અંદર પ્રવેશ કર્યા પછી રાજા ભૂપસિંહ તથા તેના સોબતીની વચ્ચે શી શી વાતો થઇ, શી શી સલાહ—મસલત ચાલી, એ સર્વ જાણવા માટે વાંચક બંધુઓના મનમાં અવશ્ય અજાયબી ઉપજી આવી હશે, અમો એ અજાયબી મટાડવા માટે હવે પછીના પ્રકરણમાં એ સર્વ વાતોને વ્યક્ત કરીશું, તો તેથી કાંઇ અનુચિત ગણાશે નહિ. અસ્તુ.

## પંચમ પ્રસંગ

### ભેદીગૃહમાંનો ગુપ્ત વ્યવહાર

" કદી રાજે જગ્તે નૃપતિ બની રાજ્યાસન પરે !
ધ્વજા ઉડે દિવે જય જયની, આજ્ઞા જગ ફરે !
લડી કો સંગ્રામે વિધવિધ રીતે યુદ્ધ કરતો !
કદી હારી અંતે મરણડર ધારી સરી જતો !
કદી લેવા ભિક્ષા પ્રતિગૃહ ગૃહે તું ભટકતો !
કદી રોવા દુઃખે, વળી કદી કદી હાસ્ય કરતો !
બહુરૂપી ભાસે, વિધવિધ બહુ તું રૂપ ધરે !
તને કોના પુછે તુજ સ્થિતિ રીતે જ્યાં તું નિસરે. "

ભાંગેલા મકાનમાં પેસતાંની સાથેજ રાજા ભુપસિંહે તાબડતોબ દરવાજો બંધ કરી લીધો. તે મકાનના સર્વ સ્વરૂપપરથી તે ઘણું પુરાતન અને જીર્ણ જોવામાં આવતું હતું. મકાનના આંગણામાં એક મોટો બગીચો હોઇને ત્યાં મોટાં મોટાં વૃક્ષો હતાં. બગીચાના મધ્યભાગમાં નાનાં મોટાં ઝાડો ઉગેલાં હતાં. તે મકાનમાં પિશાચાદિનો નિવાસ છે, એવી ભ્રામક સમજૂતીથી આજે કેટલાંક વર્ષો થયાં એ મકાન બિલ્કુલ ખાલી પડયું હતું. મકાનની એક બાજૂ સાફસુફ જોવામાં આવતી હતી. વચ્ચે વચ્ચે પ્રવાસી લોકો એ મકાનના આંગણામાં આવેલા બગીચામાં ઉતરતા હતા; પરંતુ ભૂતના ભયથી મકાનની અંદર ઉતરવાની કોઇનાથી પણ હિમ્મત કરી શકાતી નહોતી. બગીચાની બાજૂમાં આવેલા એક બીજા મકાનમાં એક વૃદ્ધ બાઇ રહેતી હતી. પ્રવાસી લોકોના ખાવા પીવાની વ્યવસ્થા કરીને તે બાઇ પોતાનું ગુજરાન ચલાવતી હતી. રાજા ભૂપસિંહે એજ બાઇની મદદથી તે જૂના મકાનમાં ઉતરવાનો પહેલેથીજ પ્રબંધ કરી રાખ્યો હતો.

દરવાજો બંધ કરીને રાજા ભૂપસિંહે તથા તેના સોબતીએ એ મકાનના એક મોટા અંધારાવાળા ઓરડામાં પ્રવેશ કર્યો. દીવો સળગાવવાનાં સઘળાં સાધનો તેમની સાથેજ હતાં, ઘરના એક ખૂણામાં એક લોઢાની દીવીપર માટીનો એક દીવો પણ તૈયાર પડયો હતો.

રાજા ભૂપસિંહે એ દીવો સળગાવ્યો; એથી એ અંધારાવાળા ઓરડામાં એકદમ આછો આછો ઉજાસ છવાઇ ગયો અને અંધારૂં દૂર થયું. ત્યાર પછી રાજા ભૂપસિંહ તથા તેના સોબતી એ બન્ને જણાએ જોયું કે, એ મકાનનું ખંડિયેર ઠેકઠેકાણે ભાંગી પડયું હતું અને હજી પણ ધીમે ધીમે પડતું જતું હતું. ઘરની અંદર જંગલ જામી ગયું હતું. દિવસના ભાગમાં પણ એ ખંડિયેરમાં કોઇ પ્રવેશ કરતું નહોતું. જે ઘરમાં રાજા ભુપસિંહ દાખલ થયો હતો, તે ઘરનાં બારી બારણાં ઉભાં હતાં, પરંતુ એની અંદર અનેક ઠેકાણે કાણાં પડી ગયાં હતાં, કીડાઓએ ઘણો ખરો ભાગ કોતરી ખાધો હતો. દીવાલપરથી પણ ઘણી જગાએથી ચૂનો ખરી જવા આવ્યો હતો. દીવાલોપર, બારી બારણાંપર તથા મકાનના છાપરાંપર ઠેકઠેકાણે ઝાળાં જામી ગયાં હતાં. ઉંદર, વીંછી આદિ જીવજંતુઓનો પણ એ મકાનમાં કાંઇ શુમારજ નહોતો. આખું ઘર દુર્ગંધથી ભરેલું હતું. ઘરની અંદર ધૂળના ઢગલા ને ઢગલા પડયા હતા. દીવાલપર હાથ અડકાડતાં ચૂનો ખરી પડતો હતો. ચાલીને આમ તેમ ફરવાથી ધૂળ ઉડીને અંધારૂં થતું હતું, આખું શરીર ધૂળ ધૂળ થઇ જતું. જીવતું, મનુષ્ય ભુત જેવું બની જતું. આવા ઘરમાં રાજા ભુપસિંહે પ્રવેશ કર્યો હતો. રાજા ભૂપસિંહની સાથે જે સોબતી એ ઓરડામાં આવ્યો હતો, તે કોણ હતો વારૂ ? એ અન્ય કોઇ નહિ, પણ આપણો પૂર્વપરિચિત કાલિદુર્ગનો દસ્યુદલપતિ મહાવીર સરદારજ હતો. એમણે બન્નેએ અત્યારે ગુપ્તવેશ ધારણ કર્યો હતો. મહાવીરે પણ દાઢીથી માથાં સુધી એક કાળા રંગનું મોટું કપડું બાંધી લીધું હતું. કેવળ નાક તથા આંખો જોવામાં આવતી હતી. અત્યારે એમને બન્નેને જોવાથી સાક્ષાત્ શયતાનનો જ ભાસ થઇ આવતો હતો.

ઘરની એક બાજૂએ થોડીવાર બેસી શકાય એવી એક જગા હતી. ઘણું કરીને એ લોકોએજ ઝાડુદાર થઇને પ્રથમથી એ સ્થાનને સાફ કરી રાખ્યું હશે. બન્ને જણા એ જગાએ બેઠા. ત્યાર પછી મહાવીરે ચંચળતાથી કહ્યું કેઃ—" કેમ, કામ ફતેહ થયું ને ? પ્રતિનિધિઓની મુલીકાત થઇ ને ? શી શી વાતો થઇ હતી એ સર્વ નવીન પ્રતિનિધિઓની સાથે ? "

ભાંગ્યા તૂટયા એ અતિ પુરાતન મકાનમાં, મનુષ્યનો સંચાર થવો એ સંભવ હતો, તથાપિ તેઓ બન્ને બહુજ ધીમે ધીમે ગુપ-

ચૂપ વાતો કરતા હતા. મહાવીરના પ્રશ્નના ઉત્તરમાં રાજા ભૂપસિંહે જણાવ્યું કેઃ-"બસ, દોસ્ત! કામ ફતેહ થયું છે! પ્રતિનિધિઓની મુલાકાત પણ થઇ છે અને એમની સાથે વાતો પણ ઘણી થઇ છે. આપણા મનની સઘળી વાત મેં એ લોકોને કહી દીધી છે, તેઓ પણ ખૂબ ખુશી થઇને રાજી થયા છે. બધો બંદોબસ્ત બરાબર થઇ ગયો છે."

"શાબાશ!" પોતાના હમેશના કર્કશ સ્વરે મહાવીર મહા આનંદથી બોલ્યોઃ-"હવે ત્યારે આપણને શો ભય છે? પણ, રાજા સાહેબ' એથી શું થયું? પેલો ભંડારી મહારાજ આપણને જોઇ ગયો છે, આપણા બધા છૂપા ભેદને પણ જાણી ગયો છે. જો કદાચ એ આપણું પોકળ ફોડી નાખશે, તો આપણી બધી મહેનત બરબાદ જશે અને ઉલટા આપણે ક્યાંક આફતમાં પણ આવી પડીશું."

"છટ્! કદાપિ નહિ! એ બિચારો મામૂલી મહારાજ આપણને શી રીતે ઓળખી શકે? આપણા ભયાનક ભેદને પણ શી રીતે જાણી શકે?" રાજા ભૂપસિંહે એકદમ ઉત્તર આપ્યોઃ-"તેણે મને ઓળખી લીધો છે, એવું જો મારા જાણવામાં આવ્યું હોત, તો હું કદી પણ આ મકાનમાં પ્રવેશ કરત નહિ."

"પણ મહારાજ, જે વેળાયે રાજમહાલય પાસે હું આવીને આપને મળ્યો, તે વેળાયે તે આપની છેક નજીકમાંજ આવી ઉભો હતો અને ઘણોજ તાકાતાકીને આપની તરફ જોઇ રહ્યો હતો, શું એ બધું આપના લક્ષમાં છે ખરૂં કે?" દસ્યુ સરદાર મહાવીરે પૂછ્યું.

"છટ્ છટ્! એ બિલકુલ તમારો એક પ્રકારનો મિથ્યા સંશય જ છે. એવી કાળી અંધારી રાત્રે એ મને ઓળખી ગયો હોય, એવું બિલકુલ સંભવિત નથી. એ ઉપરાંત મેં મારા શિરપર ફેટા પણ કેવો વિચિત્ર બાંધ્યો છે? અત્યારના આ મારા પોશાક પરથી મને કોઇ ઓળખી શકે એવું મને લાગતું નથી. કદાચિત્ તે કોઇની સાથે ગુપ્ત રીતે મુલાકાત કરવા આવ્યો હોય અને તમે તેને મને આવેલો ધારી લીધો હોય, તો એમાં પણ કાંઈ અજાયબી જેવું નથી. વળી, તમોને જો તેણે છેક નજીકમાં આવીને જોયા હોય તો પણ તેને તમારી ઓળખાણ કદી પણ મળી શકે તેમ નથી. કારણ કે તમે આ સુરંગપૂર શહેરમાં આ પહેલવહેલાજ આવો છો અને એ સાથે આ પહેલાં તમોને તે મહારાજે બીજે કોઇ પણ સ્થળે જોયા હોય, એમ પણ જણાતું નથી."

"વાત ખરી છે." પોતાના મનનું સમાધાન કરીને સરદાર મહાવીર બોલ્યોઃ–"પરંતુ આજે ત્રણુ ચાર અઠવાડિયાં થયાં પોતાના ઘરમાં અથવા ઘરની આસપાસ કોઇ છૂપાઇ રહ્યું છે, એવો એના મનમાં સંશય પેદા થયો છે." આમ કહી મહાવીર થોડીવાર બોલતો બંધ થયો.

મહાવીર પુનઃ કાંઇક વિચાર કરી કહેવા લાગ્યોઃ–"આટલા દિવસ થયાં તેના મકાનમાં આવનાર જનાર પ્રત્યેક વ્યક્તિપર મ્હારો રાત્રિ દિવસ પહેરો રહે છે, એથી કદાચિત્ તેણે મને ત્યાં આગળ વચ્ચમાં કોઇવાર જોઇ લીધો હોય, તો એમાં કાંઇ શંકા જેવું નથી."

"એ બધી નકામી વાતો છે, એમાં કાંઇ માલ જેવું નથી. ભંડારી મહારાજ ગંગાધર તમોને ઓળખી શકયો નથી. શી રીતે ઓળખી શકે? એક તો સુરંગપુરનાં ઘણાં થોડાં માણુસોજ તમોને ઓળખે છે, ભંડારી તો બિલ્કુલ ઓળખતોજ નથી, એ ઉપરાંત વળી તમોએ તમારા ચહેરાને આવી રીતે છૂપાવી રાખ્યો છે એથી હમેશના જાણીતા માણુસો પણ ઘણીવાર થાપ ખાઇ ગયા છે, તો પછી એ તદ્દન અજાણ્યો ભંડારી મહારાજ તો તમોને ઓળખી શકેજ શી રીતે? મને તો લાગે છે કે આ એક તમારો મોટો ભ્રમ છે. એ બિચારો આપણુને ઓળખતો પણ નથી અને આપણી પાછળ પડવાની એનામાં તાકાત પણ નથી. પણ આજે તમારા મનમાં એવો સંશય શાથી આવ્યો?"

"શો સંશય?" મહાવીર સરદારે આતુરતાથી પુછ્યુંઃ–"શો સંશય?"

"પણ તમારા મનમાં એ ભંડારી મહારાજ સંબંધી આજજ આટલો બધો સંશય શાથી થયો?"

રાજા ભૂપસિંહે મહાવીર સરદારના પ્રશ્નનો ઉત્તર આપી સ્હામો પ્રશ્ન પૂછયોઃ–"શું એવા એક સામાન્ય બ્રાહ્મણુનો પણ તમોને ભય લાગે છે?"

"ભય? કોણુ એવી વાત કહે છે? કોણુ કહે છે કે મહાવીરને ભય લાગે છે? મહાવીર તો ભયને જાણુતો પણુ નથી. ભય મારા પગ તળે છુંદાઇ જાય તેમ છે, કચડાઇ જાય તેમ છે. મારા અજિત હૃદયને એ ભય જરા પણુ ડગમગાવી શકે તેમ નથી. મારાથી ભય નામની વસ્તુ દશ ગાઉ દૂર ન્હાસે છે. ભય જો મારામાં વસતો હોત,

તો વળી આ રાજધાનીની છાતીપર ચઢી છોકરાની છાતીમાં ખંજર ઘોંચી ઘાલી શકત નહિ." મોટી ત્રાડ પાડી છાતીપર હાથ ફેરવી મહાવીર સરદાર મહાગર્વની સાથે ગર્જના કરી બોલી ઉઠયોઃ— "ભયની વાત છોડી દો, સરદાર, ભયની વાત છોડી દો. આ મહા- વીરને સ્વપ્નમાં પણ એ ભય અથવા ભીતિ નામનો શબ્દ કદાપિ જોવામાં આવ્યો નથી. હું મારી પોતાની આત્મપ્રશંસા કરી રહ્યો છું, એમ નથી; પણ જે કરૂં છું તેજ કહું છું. જે ખરૂં છે, તેજ જણાવું છું. તે દિવસે આપના માર્ગનો કંટક નાબૂદ કરવા જતાં કેવો કાળો કૅર વર્ત્તાવ્યો હતો? કેવો અદ્દભુત ચમત્કાર બતાવ્યો હતો."

ક્ષણવાર થોભીને મહાવીર ફરીવાર કહેવા લાગ્યોઃ—"હાય! હાય! શું કહું, રાજા સાહેબ શું કહું? તે દિવસે એટલું એટલું કરવા છતાં છોકરો આબાદ છટકી ગયો. એ હરામી શાંતિપ્રસાદે આવીને એને બચાવી લીધો! મારા ખૂની ખંજરની પ્યાસ પૂરી ન થઇ! મારા અંતરની આગ પણ ન હોલવાઇ! છોકરો આબાદ બચી ગયો છો! જો શાંતિપ્રસાદે ગળાપર પહેલેથીજ હાથ ન રાખ્યો હોત તો આજે એના જીવનની લીલા પૂરી થયાં ને વીસ દિવસ પણ વીતી ગયા હોત! બસ, જરાક વિઘ્ન આવી ગયું. નહિ, તો આજે આ પ્રધાન મંડળની હાજી હાજી કરવાનો પ્રસંગ ન આવત! આવી રીતે ક્ષુપાઇ ક્ષુપાઇને કોઇ પણ કાર્ય કરવાની જરૂર ન પડત!"

"હશે, થવાનું હતું તે થઇ ગયું. બનવા કાળ હતું તે બની ગયું. હવે એ વિષયમાં ખેદ કરવાથી શું વળે તેમ છે? તમારા શૌર્ય સંબંધી તો સહુને સંપૂર્ણ વિશ્વાસ છે. પરંતુ અત્યારે તમારૂં મન ભંડારી મહારાજના સંબંધમાં બિલકુલ શંકાશીલ બની ગયું હોય, એમ મને જણાઇ આવે છે."

"બિલકુલ એવું બોલો નહિ. કદાચિત્ તે આપને ઓળખી ગયો હશે, તો હમણાંજ જઇને કિશોરસિંહને સાવધ કરી દેશે; કિંવા હમણાં ને હમણાંજ તેને અહીંથી બીજે ક્યાંક સેરવી દેશે."

"એ હવે ક્યાં ન્હાસી જવાનો છે? એના સઘળા રસ્તા તો અત્યારે મારા હાથ તળે રમી રહ્યા છે. એ બધું ગમે તે હો, પણ હવે ઝાઝા દિવસ તે બચી શકશે નહિ. થોડા વખતમાંજ બધું ફના થઇ જશે. રાજા કરણસિંહની સાથે મારી જે કાંઇ વાતચીત થઇ છે, એ પરથી હવે કિશોરસિંહનો કશો પણ ભય રાખવાની જરૂર

રહી નથી. તેમણે મને સ્પષ્ટ રીતે કહી દીધું છે કે, કિશોર હવે તમારા હાથના રમકડાં જેવો છે, એનાથી ડરવાનું તમોને હવે કશું પણ કારણજ રહ્યું નથી.”

આમ કહીને રાજા ભૂપસિંહે રાજદરબારની સલાહનો સાંગોપાંગ સમસ્ત વૃત્તાંત સરદાર મહાવીરને કહી સંભળાવ્યો.

ભૂપસિંહ જે કાંઇ કહે છે, તે બધું બરાબરજ છે; એમ ધારીને મહાવીર ઘણો ખુશી થયો. આનંદ અને ગર્વનો માર્યો એ મોટેથી હસી પડયો, પુલકિત સ્વરે તે બોલી ઊઠયોઃ-“ આનંદથી મારૂં હૈયું નાચી ઉઠે છે ! એ હરામખોર, શયતાન, દગાબાજ, દુષ્ટ છોકરાને ફાંસીની સજા થશે, એ જોઇને મારા આનંદનો તો કાંઇ અવધિજ રહેશે નહિ. ખરેખર ! એવા હરામીને તો ફાંસીની સજાજ થવી જોઇએ. યુદ્ધમાં હું એની પાસે ઘણી વાર હારી ગયો છું, બુદ્ધિબાહુલ્યમાં પણ એ મારાથી ચઢી ગયો છે, કાવાદાવા કે કારસ્થાનમાં પણ તેણે મને કાન પકડાવ્યા છે ! મારી પાસે પણ એ બદમાશનો બચ્ચો ચાલાકી ચલાવી ગયો છે, હાય ! હાય ! એનાપર મારી જે દાઝ છે, તે ક્યારે હોલવાશે ! એ પાખંડીના લોહીથી મારા હાથ ક્યારે રંગાશે ! જો એ મરતો હોય તો ભલે મરે ! મરવા દો ! હમણાં ને હમણાંજ મરવા દો. ”

હાસ્ય કરીને રાજા ભૂપસિંહે કહ્યું:-“ એ કામ મેં ઘણી ખૂબીની સાથે ખતમ કર્યું છે. હશે પેલા બે બદમાશોને ફંદામાં ફસાવવાથી આપણો રસ્તો બિલકુલ સાફ થઇ જશે.”

મહાવીરે કહ્યું:—“ એ વાત તો આપે આ પહેલાં પણ કહી સંભળાવી છે, મેં પણ સાંભળી લીધી છે, પરંતુ પ્રમાણ અથવા સાબીતી વિના શી રીતે એમને પકડી શકાશે ? બળવાના અપરાધથી જો એ લોકોને અપરાધી ઠરાવવામાં આવે તો, તેનાં પ્રમાણો પણ પુષ્કળ મેળવવાં પડે તેમ છે. પ્રમાણ મેળવ્યા વિના ગિરફતારી પરવાનો જારી થશે નહિ. પ્રમાણ ક્યાં છે ? ”

“ પ્રમાણ ? કેમ ? જો ખરૂં પ્રમાણ નહિ મળી આવે, તો હું બનાવટી પ્રમાણ પ્રસ્તુત કરીશ ? પરંતુ સંકજામાં આવેલો શિકાર છટકવા દઇશ નહિ.” રાજા ભૂપસિંહે કહ્યું.

“ આપના કહેવાનો આશય મારાથી સમજી શકાતો નથી. ” સરદાર મહાવીરે કહ્યું.

"શું સમજાતું નથી ! મેં જે કાંઇ કહ્યું છે, તે બરાબર સમજીનેજ કહ્યું છે, વિચારીનેજ કહ્યું છે. ખરૂં પ્રમાણુ જો નહિ મળી આવે તો હું બનાવટી પ્રમાણુ તૈયાર કરીશ. રણુધીરસિંહરાય જાણે કિશોરસિંહપર એક પત્ર લખી રહ્યો છે અને એ પત્રમાં વર્તમાન ખળભળાટની વાતો લખવામાં આવશે, વિદ્રોહનાં કારસ્થાન દર્શાવવામાં આવશે, હું પોતે મારા હાથથી રણુધીરસિંહરાયની સહી કરીશ. એ પત્ર કોઇ પણુ રીતે આપણુા હાથથી લખાયલો છે, એમ જણુાવા દીધા વિના આબેહુબ રણુધીરસિંહરાયના જેવાજ અક્ષરો લખીશ. કોઇપણુ માણુસના અક્ષરની નકલ કરવામાં તો મારી સારી નામના જ છે, એટલે એમ કરવામાં મને કશી પણુ અડચણુ આવશે નહિ. ત્યાર પછી ગમે તે રીતે એ કાગળ આપણુા હાથમાં આવ્યો છે, એમ કરીને રાજદરબારમાં દાખલ કરીશ. એમ કરવાથી જબરદસ્ત સાબીતી મળી જશે. રણુધીરસિંહરાય તથા તેનો પુત્ર વરુણુસિંહ રાજદ્રોહી ઠરશે, અને એ રાજદ્રોહના ભયંકર અપરાધથી ક્ષણુ માત્રમાં મરણુને શરણુ થશે. કિશોરસિંહનું કાસળ પણુ એવીજ રીતે નીકળી જશે. બસ, રસ્તો સાફ થઇ જશે, આશાનાં દ્વાર ખુલ્લાં થઇ જશે અને બધા દુશ્મનો પણુ બરબાદ થઇ જશે. કેમ સરદાર, હવે તો સમજાયું ને ? હવે તો મારી કપટતાનો કિંચિન્માત્ર પણુ પરિચય મળ્યો ને ? રાજા ભૂપસિંહ આ દુનિયામાં ન કરી શકે એવું એક પણુ કાર્યજ નથી. વળી મારો દીવાન દોલતસિંહ મારાથી પણુ વિશેષ ચાલાક છે. અવનવી યુક્તિ પ્રયુક્તિઓ ખોળી કાઢવામાં એનું મગજ હમેશાં તૈયારજ રહે છે. જો હું, તમે અને મારો દીવાન દોલતસિંહ ત્રણે જણા સાથે મળીને કોઇ પણુ કાર્ય કરીશું, તો તે કાર્ય કદાપિ સિદ્ધ થયા વિના રહેશે નહિ. મારી તથા તમારી પાસે અતુલ સૈન્યબળ છે અને દીવાન દોલતસિંહની પાસે અપાર બુદ્ધિબળ છે. એ સૈન્યબળ તથા બુદ્ધિબળના સંયોગથી આપણે આખી દુનિયાને સર કરી શકીશું."

"ઓય બાપરે! આટલા બધા દગાબાજ છો, આપ નામદાર? આટલી બધી દગાબાજી કરી શકાય તેમ છે, આપનાથી? વાહ! તાજ્જુબીની વાત છે! હું અને મારો બાપ પણુ આવું કારસ્થાન કરી શકીએ તેમ નથી. મારી સાત પેઢીમાં પણુ કોઇને હાથમાં કલમ પકડતાં આવડતી નથી. તલ્વારના જોરથી અમો પૃથ્વીમાં પંકાઇ શક્યા છીએ! મારી નામના ફક્ત તલ્વારથીજ થઇ છે. આવી

દગાબાજી મેં મારી આખી જિન્દગીમાં જોઇ નથી. અરે સાંભળી પણ નથી. દગો કરવાનું, પ્રપંચ ખેલવાનું તથા કપટબાજી ચલાવવાનું બધું કામ હું આપના શિરપરજ સોંપી દઉં છું. મારાથી એમાંનું કશું પણ થઇ શકે નહિ. પણ હા, તલવારના જોરે લડવા જેવું કાંઇ કામ આવે, તો તે કામ કરવાને હું ઉભે પગે તૈયાર છું. એ યુદ્ધમાં કદાચ મારો જીવ જાય, તો પણ મને તેની કશી પર્વા નથી.”

“સારૂં, સારૂં, એ ભારને હું મારા શિરપર વ્હોરી લઉં છું! પરંતુ તમારે બીજો એક પરિશ્રમ કરવો પડશે. આ ત્રણ અઠવાડિયાં થયાં જેવી રીતે છૂપાઇ છૂપાઇને દેવાલયની આસપાસ ફર્યા છો, એવી રીતે બીજા બે ચાર દિવસ પણ સાવચેતીથી ફરવું પડશે. દુરાત્મા કિશોરસિંહની બરાબર દેખરેખ રાખવી પડશે. એ દેવાલયમાંથી છટકીને તે દુષ્ટ બીજે ક્યાંય પણ ચાલ્યો જાય, એની સખ્ત સંભાળ રાખવી પડશે, હવે વધારે નહિ. પણ ફક્ત બે દિવસ—”

મહાવીરે પુછ્યું કેઃ—“કેમ ? બધી બાજી બરાબર ગોઠવાઇ ગઇ છે કે જેથી મારે ચૉકી ભરવી પડશે ? હવે મારે પહેરો ભરવાનું શું પ્રયોજન છે ? અસાધ્ય કાર્યને સાધ્ય કર્યું છે, આખા શહેરને પગ તળે ફેરવી કાઢ્યું છે, આવા એક ભયાનક ભવનમાં આવવાનું સાહસ સુદ્ધાં કર્યું છે, એક મકાનપરથી દીવો લઇને જે મકાનમાં દુશ્મન રોગી પડયો છે, એ મકાનનો પત્તો પણ મેળવ્યો છે, છતાં વળી પાછો પહેરો ભરવાની શી જરૂર છે ? છટકીને ક્યાં જવાનો છે ? આરા છુરાથી કિશોર મર્યો નથી, એ ખરૂં; પરંતુ તેમ છતાં તે આબાદ છટકી પણ શકયો નથી. અત્યારે એ છુરાના જખમથી ઘાયલ થઇને પથારીવશ પડયો છે, દેવાલયના એક ઓરડામાં દુઃખના દહાડા ગાળી રહ્યો છે. શાંતિપ્રસાદ નામનો તેનો સોબતી કે જે બદમાશે દગાબાજીથી મારા દુર્ગના બંદિવાન વરૂણસિંહ તથા બંદિની દીવાનીને છોડાવી હતી, તે પણ મર્યો નથી. સદાશિવ ભાટના ઔષધથી એ બન્ને દુરાત્માઓ બચી ગયા છે. આ બધી બાતમી મેં બરાબર મેળવી લીધી છે. જે દૂકાનેથી સદાશિવ ઔષધ લઇ આવે છે, એ દૂકાનનો પત્તો પણ મેળવી લીધો છે. પણ તે વખતે આ બધી બાતમી મેળ-વવાની ખાસ દરકાર હતી, પણ હવે શી દરકાર છે ? હા—હા, બરાબર છે ! બરાબર છે ! આપના કહેવાનો અર્થ બરાબર સમજવામાં આવી ગયો છે ! રણધીરસિંહરાયનો વંશ નિર્વંશ થવાથી, તેની જાગીર તથા

સર્વ સંપત્તિને સુશીલા મેળવી શકશે, પણ આ વાત આપે રાજદરબારના રાજપ્રતિનિધિઓ સમક્ષ રજૂ કરી હતી ખરી કે ?"

હસતાં હસતાં ભૂપસિંહે કહ્યું:–"ત્યારે શું ! એવી ખાસ જરૂરની વાતને રજૂ કર્યા વિના રહી શકું ખરો કે ? પહેલેથીજ મેં એ બાબતમાં બધો બંદોબસ્ત બરાબર કરી રાખ્યો છે. સુશીલા રણધીરસિંહની સંપત્તિની સ્વામિની થશે, એટલે હું પોતેજ તેનો અસીલ થઇ ઉભો રહીશ. સુશીલા તો ફક્ત નામનીજ માલિક ઠરશે, ખરો માલિક તો હુંજ થઈ પડીશ. સરદાર મહાવીર ! જે કાર્યમાં રાજા ભુપસિંહ હસ્તક્ષેપ કરે, એ કાર્ય કદાપિ કાચું રહે ખરૂં કે ? સર્વેથી પ્રથમ મેં એ વાતજ રાજપ્રતિનિધિઓ સમક્ષ પ્રકટ કરી હતી. સ્વાર્થ સાધવામાં શરમ શા કામની ?"

"સારૂં ! સારૂં !" છાતી ફુલાવીને સરદાર મહાવીરે કહ્યું:– "સારૂં ! સારૂં ! મને પણ પહેલેથીજ એવી ખાત્રી હતી. પરંતુ રાજા સાહેબ ! મારી સાથે જે કબૂલાત કરી છે, એમાં કશો પણ ફેરફાર થાય એવી ખાસ સંભાળ રાખજો."

"મને બુદ્ધદેવના સોગંદ છે, કે હું એમાં જરા પણ ન્યૂનતા આવવા દઇશ નહિ. વળી મારાથી એમ બની શકે પણ ખરૂં કે ? તમને આપેલા વચનનો ભંગ કરવાનું મારાથી સાહસ પણ કરી શકાય ખરૂં કે ? શું રાજા ભૂપસિંહને ભાઇબંધ–દોસ્તોની સાથે વિશ્વાસઘાતકતા કરનાર સમજો છે કે જેથી તમે અત્યારે આવા શબ્દો સંભળાવી રહ્યા છો ? સરદાર ! સ્વપ્નમાં પણ એવો ખ્યાલ લાવશો નહિ."

"મને મારી તલ્વારના–મારી ભવાનીના સોગંદ છે કે, મેં એવા આશયથી આપને આવી વાર્તા કહીજ નથી. ઓહ ! મારાથી એવું કદાપિ બોલી શકાય ખરૂં કે ? જો કદાચ એવી વિશ્વાસઘાતકતા કરી મારી આંખમાં ધૂળ નાંખવાની કોઇ કોશિશ કરે, તો તે આ દુનિઆમાં તે ક્ષણમાત્ર પણ જીવી શકે ખરો કે ! કદાપિ નહિ. મારી સાથે વિશ્વાસઘાતકતા કરનારને હું તલ્વારના એક ઝટકાથીજ મરણને શરણ કરૂં તેવો છું. રાજન્ ! એ વિષયમાં હું પણ કોઇની શર્મ રાખું તેમ નથી." ગંભીર ગર્જનાથી આવી વાતો કહી દસ્યુદલપતિ મહાવીર લાલલોચન તે એ ઓરડાની અંદર આમ તેમ ટહેલવા લાગ્યો.

રાજા ભૂપસિંહ એથી કાંઇક ડરી ગયો. મનમાં ઉપજેલા ભયાનક ભયને મનમાં ને મનમાંજ ન દબાવી શકવાથી તે કાંઇક નમ્ર-

સ્વરે દસ્યુ સરદારને સંબોધીને કહેવા લાગ્યોઃ—" કેમ મહાવીર ! અકસ્માત્ આટલા બધા ગુસ્સે કેમ થાઓ છો ? મારી કબૂલાત કદાપિ મિથ્યા થશે નહિ; મારૂં વચન કદાપિ ભ્રષ્ટ થશે નહિ. સરદાર ! આમ રોષિત ન થાઓ. રાજા ભૂપસિંહ બીજા બધાની સાથે દગાબાજી કરી શકે તેમ છે, પરંતુ તમારી સાથે તેનાથી કદાપિ એમ થઇ શકે તેમ નથી. કારણ કે, તમારો અને મારો સંબંધ કાંઇ છેક સાધારણ નથી. સુશીલા તમારીજ થશે. તમારા ગૃહરાજ્યનીજ મહારાણી થશે. આવો, બેસો, ક્રોપની જ્વાળાને શાંત કરો. તમારા મનને નારાજ કરવાનો મારો ઉદ્દેશજ નથી."

ત્યારે શાંત ભાવ ધારણ કરીને સરદાર મહાવીરે કહ્યું કેઃ—"ના રાજા, રોષ નથી કરતો, એવી મને એક સ્વાભાવિક ટેવજ પડી ગઈ છે. મારા મગજને ગમે તેટલો શાંત રાખવાની હું કોશિશ કરૂં છું, છતાં વારંવાર તે ગરમ થઇ ઉઠે છે. આપ કશી પણ ફિકર કરશો નહિ. આપે કબૂલાત આપી છે, એનું આપ પાલન ન કરો એવું બની શકે ખરૂં કે."

રાજા ભૂપસિંહે કહ્યુંઃ—"ભાઇ ! મહાવીર ! તમો મારા મિત્ર છો, દિલોજાન દોસ્ત છો. આવી કાલ્પનિક વાતને છોડી દો. વિનાકારણ શંકાશીલ ન થાઓ. રાજા ભૂપસિંહને છેક વિશ્વાસઘાતક ન ધારો. મારે માટે તમે ઘણી મહેનત કરી છે, જીવનું જોખમ ખેડયું છે, અનેક કાવાદાવા કર્યા છે. તમારા એ સર્વ સદ્ગુણોથી હું મુગ્ધ બની ગયો છું. તમોને આવા શબ્દો ઉચ્ચારતા જોઇને મને ઘણીજ દિલગીરી થાય છે. શું બીજા બધાની સાથે હું જેવી દગાબાજી ચલાવું છું. તેવી દગાબાજી તમારી સાથે પણ કરીશ ? કદાપિ નહિ. કદાપિ નહિ."

બહારથી નિષ્કપટપણાનો ડૉળ દેખાડી રાજા ભૂપસિંહે ઉપર પ્રમાણે બધી વાત કહી સંભળાવી તેણે મહાવીરે આ પહેલાં જે કાંઇ ભયાનક વાત કરી હતી, તે તેણે ધ્યાનપૂર્વક સાંભળી લીધી હતી. સુશીલસુંદરીના સંબંધમાં તેણે પ્રકટ કરેલા વિચારો સાંભળીને રાજા ભૂપસિંહ મનમાં અત્યંત આનંદિત થયો હતો. મહાવીર જેવો રાક્ષસીવૃત્તિનો મનુષ્ય સુશીલાની ઇચ્છા કરે છે, એવું સાંભળીને તેને હસવું આવ્યું હતું. પરંતુ તેણે પોતાના મુખપર બિલકુલ ફેર પડવા દીધો નહોતો. મહાવીરને પોતાનું કાર્ય સિદ્ધ થાય, ત્યાંસુધી

તેણે તેને પોતાને હસ્તક કરી રાખવાનો મનમાં ને મનમાંજ દૃઢ નિશ્ચય કરી લીધો હતો. તે આ બધી બાબતોનો બરાબર વિચાર કરીને તેણે ફરીવાર મહાવીરને કહ્યું કેઃ—" મહાવીર સરદાર ! સુશીલસુંદરીને તમારા કરમાં સમર્પણ કરવાથી એક રીતે હું તમારા ચરણમાંથી મુક્ત થઇ શકીશ. કારણ કે, તમે મારાપર જે ઉપકાર કર્યો છે, તે ઉપકારનો બદલો એ સિવાય બીજી કોઇપણ રીતે મારાથી વાળી શકાય તેમ નથી. "

" કેમ ? ફક્ત મને એકલાનેજ કાવાદાવા કરનાર તરીકે શામાટે ઓળખાવો છો ? આપે પણ મારા કરતાં કાંઇ ઓછાં કારસ્થાન કર્યા છે ! કારસ્થાનવિદ્યામાં મહાકુશળતા તો આપેજ પ્રાપ્ત કરી છે, ખરૂં કહું તો આપ એક રીતે કારસ્થાનના ઇજારદારજ છો. તેમ છતાં મારાપર આવો આક્ષેપ શા કારણથી કરો છો ? આપેજ મને અનેક પ્રકારનાં કારસ્થાનો શિખવાડ્યાં છે. ઔષધની દૂકાનપર જઇ દૂકાનદારને લાંચ અથવા રિશ્વત આપી છોકરાનાં સઘળાં ઔષધોનાં નામ જાણી લીધાં છે. સારો થવામાં કાંઇક ઢીલ થાય, એટલા માટે એક નવી જાતનો મલમ આપવાની આપે દૂકાનદારને સલાહ આપી હતી. અનેક પ્રકારે સમજાવી ફોસલાવીને દૂકાનદારને આપના કબ્જામાં લાવી કિશોરસિંહની તંદુરસ્તીમાં જબરી ખલલ આવી પડે, એવો બંદોબસ્ત કરવામાં પણ આપે કશી ક્યાશ રહેવા દીધી નથી. શું આ બધાં પરાક્રમો મારાથી કદાપિ થઇ શકે તેમ છે ખરાં કે ? શું આ બધા યશનો ભાગીદાર હું એકલોજ છું ? આપ શું એ યશથી વંચિત રહો તેમ છો ? "

" જવાદો, જવાદો, એ બધી વાતોને જવાદો, ગઇ ગુજરી સંભારવામાં શો સાર છે." રાજા ભુપસિંહ એકદમ વચ્ચમાંજ બોલી ઊઠ્યોઃ—" જવા દો, જવા દો, એ બધી વાતોને જવા દો. ગઇ ગુજરી સંભારવામાં હવે શો સાર છે ? હજી અત્યારના ચાલતા કામની ઘણી ઘણી વાતો બાકી પડી છે. મેં પ્રથમથીજ કહી દીધું છે કે, હવે ઝાઝા દિવસ નહિ, ફક્ત બે દિવસજ ચોકી ભરવી પડશે. જ્યારે આટલા દિવસ ખરા જિગરથી આ કામ બજાવ્યું છે, ત્યારે ફક્ત બીજા એકાદ બે દિવસજ બજાવવામાં તમને શું નુકસાન થવાનું છે ? છોકરો હવે બરાબર સ્વસ્થ થઇ ગયો છે, છોકરાને હવે બરાબર આરામ થઇ ગયો છે, માટે એ અવશ્ય ને અવશ્ય રણધીરસિંહ-

રાયને પત્ર લખશે, અવશ્ય એ પત્રમાં રાજદરબાર સંબંધી પણ કાંઇક ઉલ્લેખ કરશે, એથી કરીને મારે પછી સાદા કાગળપર શાહી કલમનો ઉપયોગ કરવો પડશે નહિ. મારી વિદ્યા અજમાવવી પડશે નહિ. આ સર્વ કારણોથીજ હું તમોને ચોકી ભરવાનો આગ્રહ કરી રહ્યો છું. પણ સરદાર ! હજી સુધી મારો પરમપ્રિય સલાહકાર દીવાન દોલતસિંહ કેમ નહિ આવ્યો હોય ! અહીં આવતી વેળાએ હું તેને વારંવાર કહેતો આવ્યો છું કે, આનંદદુર્ગના કામકાજનો બરાબર બંદોબસ્ત કરીને જેમ બને તેમ જલ્દી સરંગપૂર આવી પહોંચજે. ત્રણ અઠવાડિયાં તો વીતી જવા આવ્યાં, છતાં પણ એ આજ સુધી શા માટે નહિ આવ્યો હોય ? શું એનાપર કાંઇ સંકટ તો નહિ આવી પડ્યું હોય ? એને માટે હું ઘણોજ ચિંતાતુર થઇ પડ્યો છું. એના આવવાથી આપણને આપણા કામમાં ઘણી મદદ મળી શકશે. સરદાર મહાવીર ! મારા દીવાનની પ્રશંસા હું પોતે કરૂં એ જો કે ઉચિત તો નજ ગણાય, તેમ છતાં પણ મારાથી કહ્યા વિના ચાલી શકતું નથી કે, એના જેવા યુક્તિમાન પુરૂષો આ દુનિયામાં ઘણાજ ઓછા હશે. ખરૂં કહું તો કારસ્થાન વિદ્યામાં મને કુશળ કરનાર એ મહા બુદ્ધિમાન દીવાનજ છે. વળી, એકાદ બે દિવસ તમોને આરામ આપીને એ પોતે પણ પહેરો ભરી શકે તેવો છે. પરંતુ કોણ જાણે શા કારણથી એ હજી સુધી આવ્યો નથી. એ શા કારણથી નહિ આવ્યો હોય, વારૂ સરદાર ? તમારાથી એ વિષયમાં કાંઇ પણ કલ્પના કરી શકાય છે ખરી કે ? ”

“ ક્યાંથી આવે ? શી રીતે આવે ? કયે સ્થળે આવીને આપની મુલાકાત કરે ! આપ તો અહીં આવા છુપા વેશમાં આવ્યા છો. આપના મકાનપર પણ ગયા નથી. એ બિચારો આવીને આપનો પત્તો ક્યાંથી મેળવી શકશે ? ” સરદાર મહાવીરે અજાયબીની સાથે આ બધા સવાલો પૂછ્યા ?

“ કેમ ? આવતી વેળાએ, હું તેને આ મકાનમાંથીજ મારો પત્તો મળી શકશે, એમ કહેતો આવ્યો છું. આ મકાન એનાથી જાણીતું છે. અહીં અદાલત અથવા કચેરીનો એક મુત્સદ્દી રહે છે, એ અમોને અમારી બધી ગુપ્ત દલીલપત્રો લખી આપે છે, દીવાન આ બધી વાતોને બરાબર જાણે છે. મેં તેને અહીં આવવાનોજ વાયદો કર્યો છે. એ શાથી નહિ આવ્યો. એ મારાથી સમજી શકાતું નથી.

પણ હવે, એ બધી વાતોને જવા દો,' મુદ્દાની વાતપર આવો. જાઓ, ભાઇ ! જલ્દી જાઓ ! આખી રાત નહિ તો અર્ધી રાત સુધી તો અવશ્ય ફરી આવો. આવા અગત્યના કામમાં આળસ કરવાથી ઘણીવાર મોટું નુકસાન વેઠવું પડે તેમ છે. માટે જાઓ, સત્વર જાઓ વિલંબ ન કરો. ”

“એ મુસદ્દી પણ આજે આવશે, ઉંચી જાતની સારામાં સારી મદિરા પણ સાથે લેતો આવશે. રાત્રિ ઘણી વીતી જવા આવી છે, માટે હવે વિલંબ ન કરો. જઇને જલ્દી જલ્દી પાછા આવી પહોંચો. બહુ બહુ તો રાત્રિના દોઢેક પહોર સુધી રોકાજો, અને ત્યાર પછી પાછા આવી પહોંચજો. તમારા આવ્યા પછીજ આપણે સહુ સાથે મળીને મદિરાની બહાર ઉડાવીશું. મગજનો થાક ઉતારીશું. ”

મહાવીર તરતજ એ મકાનમાંથી બહાર ચાલ્યો ગયો. રાજા ભુપસિંહ પાછો દરવાજો બંધ કરી આવ્યો અને ત્યાર પછી દીવાન દોલતસિંહ શા કારણથી ન આવ્યો, એવી એવી ચિંતાઓથી ઉદ્વિગ્ન થઇને ચૂપચાપ એ ભયાનક ભવનમાં બેસી રહ્યો.

## ષષ્ઠ પ્રસંગ

## પત્રહરણ

केयूरा न विभूषयन्ति पुरुषं हारा न चंद्रोज्ज्वला ।
न स्नानं न विलेपनं नकुसुमं नालंकृता मूर्धजाः ।
वाण्येका समलंकरोति पुरुषं या संस्कृता धार्यते ।
क्षीयन्ते खलु भूषणानि सततं वाग्भूषणं भूषणम् ॥

**ભાવાર્થ:**—“ બાજુબંધથી, ચંદ્ર સમાન ચળકતા હારથી, ચંદનાદિના લેપનથી, ફૂલથી, શોભાવેલા વાળથી પુરૂષ શોભતો નથી; પરંતુ જે સંસ્કારવાણી વિદ્વાનો ધારણ કરે છે, તે વાણીથીજ પુરૂષ શોભે છે, તમામ ભૂષણ નાશ પામે છે, માટે વાણીરૂપ ભૂષણ એજ ખરૂં ભૂષણ છે.” **भर्तृहरि**

રાત્રિ લગભગ એકાદ પ્રહર જેટલી વીતી જવા આવી હતી. કિશોરસિંહ પોતાના શયનગૃહમાં બેસીને ભંડારી મહારાજની સાથે વાર્તાલાપ કરી રહ્યો હતો. ભંડારી મહારાજે કિશોરસિંહને ઘણી ઘણી

વાતો કહી સંભળાવી હતી. જો કે રાજપ્રતિનિધિઓની અને રાજા ભૂપસિંહની વચ્ચે થયેલી ભયાનક વાતોને તે કોઇ પણ રીતે સાંભળી શક્યો નહોતો, તેમજ તે સંબંધમાં તેનાથી કોઇ પણ પ્રકારનો દૃઢ નિશ્ચય પણ થઇ શક્યો નહોતો; પરંતુ દેશના લોકોની જે સઘળી બોલાચાલી થતી હતી, તે તેણે ખાસ વજન દઇને કહી સંભળાવી. દેશના સર્વ લોકોની ઇચ્છા, રાયરણધીરસિંહરાય વિદેશમાંથી પાછા આવીને સુરંગપૂરના રાજતંત્રને પોતાને હસ્તક કરે તથા રાજસત્તામાં જે પ્રત્યવાય આવી પડયો છે, તેનું યથાર્થ વિધાન કરે, એવી હતી. એથી કિશોરસિંહને ભંડારી મહારાજે એ સંબંધમાં પણ સઘળી હકીકત સાંગોપાગ કહી સંભળાવી.

ભંડારીની સઘળી વાતોને બરાબર ધ્યાનપૂર્વક સાંભળ્યા પછી કિશોરસિંહે કહ્યું:—" મહારાજ ! જ્યારે સુરંગપૂરના સર્વ પ્રજાજનો મારા પૂજનીય પ્રતિપાલકને સુરંગપૂરનું રાજતંત્ર સોંપવાની અભિલાષા ધરાવે છે, ત્યારે અવશ્ય એમજ થશે, ઈશ્વર તેમની એ અભિલાષાને અવશ્ય પૂર્ણ કરશે. જે સર્વ લોકોએ કેવળ લોભથી ઉન્મત્ત થઇને રાજતંત્રને હસ્તક કર્યું છે, તેમને સારાસારનું બિલકુલ જ્ઞાનજ નથી; પોતાના મતનો કોઇ પણ નિશ્ચયજ નથી. તેમના સર્વના હૃદયમાં દુષ્ટબુદ્ધિ આકંઠ ભરેલી છે. કલુષિત પાપનો કાળો પડદો એમના સર્વના અંતરપર આચ્છાદિત થઇ ગયો છે. અવકાશ મળતાંની સાથેજ તેઓ સઘળા પોતાના મુખપર છવાયલા બદમાશીના બુરખાને દૂર ફેંકી દેશે, અને ઘોરતર લૂટારાઓ થઇ પડશે. જ્યાં કેવળ સ્વાર્થનીજ છાયા છવાયલી છે, જ્યાં કેવળ પોતાનું વર્ચસ્વ સ્થાપવાનીજ દૃઢ ધારણા બંધાઇ ગઇ છે, ત્યાં સુનીતિ કે સુન્યાય સ્થાપવાની આશા રાખવી એ કેવળ મરૂભૂમિના જળબિન્દુ સમાનજ છે. મહારાજ ! જે રાજાઓએ બાલારાજાની ચોરી કરી પોતાના સમ્પ્રદાયની શ્રેષ્ઠતા સ્થાપવાનો પ્રયત્ન કર્યો છે, તેઓ સર્વ એક દિવસે ને એક દિવસે આ બંગદેશનો સત્યાનાશ કરનારા શયતાનો થઇ પડશે. આપ કાગળ પત્ર લાવવાનું કહો, એટલે હું મારા પાલક પિતાને બધી બીના બરાબર ખોલીને લખી નાખું. મને લાગે છે કે, આવા વિષમ સંજોગોમાં તેમની બુદ્ધિની સહાયતા વિના કોઇપણ કાર્ય કરવામાં આવશે, તો તે કદાપિ સુસિદ્ધ થઇ શકશે નહિ. હવે જેમ બને તેમ જલ્દી એ પત્ર લખવાની ખાસ જરૂર છે. જે વખત જાય છે, તે ઘણોજ મૂલ્યવાન

સમયને વિના કારણ નષ્ટ કરવાથી આપણા આખા પક્ષને વિષમ હાનિ વેઠવી પડે તેમ છે. રાજાની ચોરી કરીને શત્રુગઢ દુર્ગભણી જતી વેળાયે એ સર્વ લોકોએ રસ્તામાં જે કાંઇ વાતોચીતો કરી હશે, તે સર્વ ઘણું કરીને રાજા દીનવલ્લભસિંહે સાંભળી હશે, પરંતુ જો એ બધી વાતો અત્યારે કદાચ તેમના સ્મરણમાં ન રહી હોય, તો આ પત્રમાં લખી જણાવવાથી મારા પાલકને શું કરવું તથા શું ન કરવું એનો વિચાર કરવાની ઘણીજ સરળતા થઇ પડશે. ગમે તેમ હો, પણ હવે એક ક્ષણ પણ નિરર્થક નષ્ટ કરવાની નથી. હું હમણાં ને હમણાંજ રણધીરસિંહ રાય મહાશયને એક પત્ર લખી મોકલું છું. જાઓ, કૃપા કરી સત્વર આપ મને કાગળપત્ર લાવી આપો. શાંતિ-પ્રસાદ! તને પણ મેં ઘણીવાર પહેલાં કાગળ, કલમ આદિ સાહિત્યો લાવવાનું કહ્યું હતું, છતાં તું શા માટે નથી લાવ્યો? જા, ભંડારી મહારાજની સાથે જઇને એ સર્વ સાહિત્યો તું મને સત્વર લાવી આપ.”

ભંડારી મહારાજે કિશોરસિંહને આટલો બધો ઉતાવળો થતો જોઇને કહ્યું કે:–“કિશોરસિંહ! તું રણધીરસિંહરાયને પત્ર લખવા માટે આટલી બધી ઉતાવળ કરી રહ્યો છે, એ ખરૂં; પરંતુ એ પત્ર લઇને અત્યારે એમની પાસે કોણ જશે વારૂ? આવી અંધારી રાત્રે તું કોને મોકલીશ?”

કિશોરસિંહે કહ્યું:–“કેમ! શાંતિપ્રસાદજ જશે. શાંતિપ્રસાદ કદાપિ મારી આજ્ઞાનો અનાદર કરે તેવો નથી. વળી ખાસ કરીને હું અત્યારે રણધીરસિંહરાય મહાશયના નામપર પત્ર લખું છું, એટલે એ પત્ર લઇ જવામાં તે કાંઇ પણ આપત્તિ ઉઠાવશે નહિ. રાય મહાશયને માટે શાંતિપ્રસાદ પોતાના જીવનનું બલિદાન આપવામાં પણ પાછો પડે તેમ નથી. માટે એ વિષયમાં ચિંતા કરવાની કાંઇ જરૂરજ નથી. જાઓ, આપ કૃપા કરીને પત્ર લખવાનાં સર્વ સાહિત્યો સત્વર લાવી આપો.”

ભંડારી મહારાજે પોતેજ દોતકલમ લાવી આપી, કિશોરસિંહ કાગળ લખવા બેઠો. ભંડારી મહારાજ એ ઓરડામાંથી બહાર ચાલ્યો ગયો. કિશોરસિંહે તેના જતાં પહેલાં તેને કહી દીધું કે:–“આપ શાંતિપ્રસાદને તૈયાર થવાનું કહી દો, હમણાંજ તેને અહીંથી રવાના થવું પડશે.”

ત્યાર પછી કિશોરસિંહે પત્ર લખી પૂરો કર્યો. એ પત્રમાં તેણે જે કાંઇ લખ્યું હતું, તે અમો અમારા વાંચકોના કુતૂહલનિવારણાર્થે અહીં પ્રકટ કરીએ છીએ. પત્રમાં લખ્યું હતું કેઃ—

**શ્રીમંત પ્રૌઢ પ્રતાપી સરદાર રાય રણધીરસિંહ-રાયની સેવામાં.**

**સવિનય નિવેદન કે,**

ઘણા દિવસ થયાં રાજધાનીના કશા પણ સમાચાર ન મળવાથી, આપનું મન અસ્વસ્થ થઇ ગયું હશે, એવું મારા જાણવામાં આવી ગયું છે. પરંતુ હું છેક નિરુપાય થવાથી આજ સૂધી આપને કશો પણ પત્ર લખી શક્યો નથી. રાજા દીનવલ્લભસિંહને આપની પાસે મોકલી હું સુરંગપૂર શહેરમાં સહી સલામત આવી પહોંચ્યો હતો, પરંતુ તેજ દિવસે રાત્રે મારાપર કોઇએક દુષ્ટ પુરુષે અચાનક હુમલો કર્યો હતો. પણ વડીલોના કૃપાઆશીર્વાદથી થોડો ઘણો જખ્મજ થયો હતો, વધારે જખ્મ થયો નહોતો. શત્રુગઢ દુર્ગમાં બનેલી બધી હકીકત આપના જાણવામાં આવી ગઇ હશે. નવીન રાજપ્રતિનિધિ રાજા કરુણસિંહ, રાજા મંગળસિંહ તથા રાજા રાજચંદ્રે, રાજકુમારનું હરણ કરી રાજતંત્રને પોતાને હસ્તક કર્યું છે, અને એ સાથે જે ભયંકર કાવાદાવા કર્યા છે, એ સર્વ ભયાનક વાર્તાનું મારાથી વર્ણન પણ કરી શકાય તેમ નથી. તેમનાં કૃષ્ણ કૃત્યોનું વર્ણન કરવાને હું બિલકુલ અસમર્થ છું. સુરંગપૂરના સ્વર્ગીય મહારાજાના અમલમાં સુરંગપૂર નગરમાં જે શાંતિ જોવામાં આવતી હતી, જે આનંદ આપેલો જોવામાં આવતો હતો, તેનાં ચિન્હ માત્ર પણ અત્યારે નવીન રાજમંત્રીઓના અમલમાં જોવામાં આવતાં નથી. પરમાત્માનો કોપ થયો હોય, એવોજ ભાસ થઇ આવે છે. આખા શહેરમાં ઘેર ઘેર રહારોળ વર્ત્તી રહી છે. પ્રજાજનોમાં પોકાર મચી ગયો છે. પ્રત્યેક પ્રતિષ્ઠિત પુરુષ આ નવીન રાજસત્તાને નષ્ટ થતી જોવાને આતુર છે. ધોળે દિવસે એ સર્વ ચંડાળ જેવા જાલિમ પ્રતિનિધિઓ ધાડ ચલાવવા માંડયા

છે. ન્યાય કે નીતિનું નામ માત્ર પણ અત્યારે અસ્તિત્વમાં રહ્યું નથી. "મારે એની તલવાર" અને 'બળીયાના બે ભાગ' એ હિસાબે અહીંનો સર્વ રાજકીય પ્રકાર ચાલી રહ્યો છે. જે પ્રજાનું આપના અમલમાં પુત્રની પેઠે પાલન થતું હતું, જે પ્રજા તરફ કોઇનાથી વાંકી નજર પણ કરી શકાતી નહોતી, જે પ્રજા અદલ ઇન્સાફ મેળવી શકતી હતી અને જે પ્રજાનો ઉત્કર્ષ કરવાને આપ અહર્નિશ ઉત્સાહિત રહેતા હતા, એજ પ્રજા અત્યારે આ નવીન રાજમંત્રિઓના અત્યાચારથી ત્રાહિ ત્રાહિ પોકારી રહી છે. એમના જુલ્મની કાંઇ હદજ રહી નથી. માતાદ્વારા ત્યજાયલા પુત્રની જેવી દયાજનક દશા થઈ પડે છે, તેવીજ દશા અત્યારે સુરંગપૂર રાજ્યની સમસ્ત પ્રજાની પણ થઇ પડી છે. નથી રહ્યો પ્રજામાં પૂર્વનો ઉત્સાહ કે આનંદ! નથી રહી શ્રદ્ધા કે આસ્થા! સર્વજનો જાણે નિરાધારજ બની ગયા હોયની! એવો કરુણાજનક ભાવ દર્શાવીને હૃદયમાં ને હૃદયમાંજ રૂદન કરી રહ્યા છે. આવા કઠિન સમયમાં તેઓ સર્વ આપના આધારની આશા ધરાવે છે. મને પણ એમજ લાગે છે કે, આપની સહાયતા વિના એ દુઃખી પ્રજાના દુઃખનું કોઇપણ રીતે અવસાન આવે તેમ નથી. આપના સિવાય આ દુઃખ તથા સંકટમાંથી બચાવનાર બીજું કોઇપણ નથી; એવું હવે પ્રત્યેક મનુષ્ય બોલવા માંડયું છે. આપ સત્વર આવીને યોગ્ય ઉપાયથી ન બને, તો પછી આડાઅવળા ગમે તે ઉપાયથી આ દુઃખાર્ત્ત પ્રજાનું સંરક્ષણ કરશો, તોજ રાજ્યમાં કાંઇક શાંતિ સ્થપાશે, નહિતો સમસ્ત પ્રજા થોડા વખતમાંજ એક મોટો બળવો કરી બેસશે. બળવો થવાનાં અથવા બંડ ઉઠવાનાં બધાં લક્ષણો અત્યારથીજ સુસ્પષ્ટ દેખાવા માંડયાં છે. પ્રત્યેક રાજનિષ્ટ પુરુષ આપના હસ્તકમાં રાજતંત્રનું સૂત્ર રહે, એ જોવાને અત્યંત આતુર છે. અહીંની વસ્તુસ્થિતિ આવી ભયાનક છે.

એ સિવાય રાજા ભૂપસિંહ પણ આજકાલ આ શહેરમાં આવ્યો છે અને એ મહાક્રૂર, મહાનીચ, અને મહા

ઘાતક રાજપ્રતિનિધિઓની સાથે મળી ગયા છે. હવે એ બન્ને મહા દુર્દાન્ત પક્ષના સંયોગથી કેવું વિષમ પરિણામ આવશે, એનો વિચાર કરવાનો ભાર હું આપને પોતાનેજ સોંપું છું. આપનાપર અનેક પ્રકારનાં સંકટો લાવવાનાં એ સર્વ શયતાનો મહા વિરાટ ષડયંત્રો કરી રહ્યા છે. માટે આપ પણ હવેથી બરાબર સાવધાન રહેજો ! જરાપણ ગફલતમાં રહેશો નહિ. રાજા ભૂપસિંહ ગમે તે પ્રકારે આપને શંકટમાં લાવી મૂકવાની કોશિશ કરી રહ્યો છે. મંત્રિમંડળની સાથે સલાહ કરી તે નીચ નરરાક્ષસે, મારો, આપનો તથા વરુણસિંહનો સર્વનાશ કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરી છે. વળી આ પહેલાં મારાપર જે હલ્લો થયો હતો અને જે કાપુરુષે મારા ખભાપર ખંજરનો જખ્મ કર્યો હતો, તે સર્વ કાવત્રાંનો ઉત્પાદક રાજા ભૂપસિંહજ હોવો જોઇએ; એવો મારા મનમાં હવે દૃઢ નિશ્ચય થઈ ગયો છે. આ સર્વ કારણોથી આપ હવે બરાબર સાવધ રહેશો. એ સિવાય બીજો બધો વૃત્તાંત શાંતિપ્રસાદ આપને વિસ્તારપૂર્વક વિદિત કરશે. હું જે કારણથી રાજધાનીમાં આવ્યો હતો, તેમાંનું કશું પણ મારાથી થઈ શક્યું નથીઃ એમાં આવાં આવાં અનેક વિઘ્નો આવવાથી હું છેક નિરૂપાય થઈ ગયો છું. અસ્તુ. આપના આજ્ઞાંકિત,

કિશોરસિંહ

પત્ર સમાપ્ત થયા પછી, કિશોરસિંહે એક બે વાર તેને બરાબર તપાસીને વાંચી જોયો. જે સમયે કિશોર એ પત્ર વાંચી રહ્યો હતો, બરાબર એજ સમયે શાંતિપ્રસાદ એ ઓરડામાં આવી પહોંચ્યો. કિશોરે શાંતિપ્રસાદને પોતાની પાસે બેસાડી બધી ભલામણ કરી. સવારનો પોશાક પહેરી હાથમાં ચાબૂક લઇ શાંતિપ્રસાદ કિશોરસિંહની પાસે આવી બેઠો. લિફાફામાં બંધ કરી પોતાનો લખેલો કાગળ કિશોરસિંહે તેના હાથમાં આપ્યો અને એ સાથે રણધીરસિંહ રાયને કહેવા જોગ કેટલીક ખાસ જરૂરની વાતો પણ કહી સંભળાવી. સિદ્ધિદાતા પરમાત્માનું નામ સ્મરણ કરી શાંતિપ્રસાદ તરતજ ત્યાંથી વિદાય થયો.

દેવાલયમાંથી બહાર નીકળતાં પહેલાં લલિતપ્રભાની સાથે એક વાર મુલાકાત કરવા જવાની શાંતિપ્રસાદના મનમાં પ્રબળ ઇચ્છા

થઇ આવી. વાંચક બંધુઓ સમજી ગયા હશે કે, લલિતપ્રભાની ઉપર શાંતિપ્રસાદના મનમાં એક પ્રકારનો સ્વાભાવિક સ્નેહજ ઉપજી આવ્યો હતો. એ બાલિકાના રૂપ ગુણપર શાંતિપ્રસાદનું મન મોહી પડયું હતું. એકાએક દૂર દેશમાં જવું પડે છે, એમ ધારીને એકવાર લલિતપ્રભાને મળવાની તથા બે ચાર મીઠી મીઠી વાતો કહીને તેના મનને આશ્વાસન આપવાની શાંતિપ્રસાદના મનમાં ઇચ્છા થઈ આવી.

શાંતિપ્રસાદને એ રાત્રે દેવીપૂર જવાનું છે, એવી વાત એ બાલિકાએ આ પહેલાં સાંભળી નહોતી; એવામાં સહસા શાંતિપ્રસાદે તેની પાસે જઇને વિદાયની વાર્ત્તા કહી સંભળાવી. એથી લલિતપ્રભાનું મુખ સહસા વિવર્ણ થયું, બન્ને આંખોમાં જળજળીયાં ભરાઈ આવ્યાં. વાંચકબંધુઓના સ્મરણમાંજ હશે કે, રાજા મંગળસિંહના મકાનપર મૂર્ત્તિ આપવા માટે ભંડારી મહારાજ જે રાત્રે કિશોરસિંહને પોતાની સાથે લઇ ગયો હતો. તેજ રાત્રે લલિતપ્રભા ઘણીવાર સુધી શાંતિપ્રસાદની પાસે બેઠી હતી, તેનાથી થોડેક દૂર બેસીને સદાશિવ ભાટ ધીમે ધીમે ઝોકાં ખાતો હતો. એ અવકાશમાં લલિતપ્રભાની સાથે શાંતિપ્રસાદની ઘણી ઘણી વાતો થઇ હતી. બન્નેની મીઠી મીઠી વાતોથી તેઓ બન્ને જણાં પુષ્કળ સંતુષ્ઠ થયાં હતાં. એકાએક શાંતિપ્રસાદ દૂર દેશમાં ચાલ્યો જવાનો છે. હવે સત્વર તેની સાથે સાક્ષાત્કાર થવાનો સંભવ ઘણોજ ઓછો રહે છે, એવા એવા વિચારો એ બિચારી કોમલ બાલાના અંતરમાં એકાએક ઉભરાઇ આવવાથી તે એકદમ રડી પડી. આંખોનાં આંસુનો આવેગ રોકી નહિ. ખળખળ કરતી અશ્રુધારા તેના ગંડપ્રદેશને ભિંજવીને પૃથ્વીપર પડવા લાગી. “જેમ બને તેમ જલ્દી પાછો ચાલ્યો આવીશ. ચિંતા કરવાની કશી જરૂર નથી. શાંત થા, આમ શોક ન કર. શુભ કામ માટે જાઉં છું; માટે વિના કારણ શોક ન કર. હું હમણાંજ પાછો ચાલ્યો આવીશ.”

આમ કહીને શાંતિપ્રસાદ અનેક પ્રકારે લલિતપ્રભાને સાંત્વન આપવા લાગ્યો, આશ્વાસિત કરવા લાગ્યો. કિશોરસિંહનો ખાસ અગત્યનો પત્ર લઇને જવાનું છે, રણધીરસિંહરાયપર મોટી આપત્તિ આવી પડવાનો સંભવ છે, માટે તેમને સાવચેતી આપવા જાઉં છું, આવી આવી સર્વ વાતો શાંતિપ્રસાદના મુખેથી શ્રવણ કરીને લલિતપ્રભાએ ધીમે હાથે પોતાની આંખોનાં આંસૂ લૂછી નાખ્યાં. ત્યાર

પછી મસ્તકપર હાથી મૂકી, આશ્વાસનનાં વાક્યોથી આશીર્વાદ આપી શાંતિપ્રસાદ વિદાય થયો. લલિતપ્રભાએ પણ શુભ કાર્ય કરી સત્વર પાછા આવવાનો આશીર્વાદ આપી, પ્રસન્ન મનથી તેને વિદાયગીરી આપી.

જે દિવસે સંધ્યા સમયે કિશોરસિંહે દેવાલયમાં પ્રવેશ કર્યો, તે દિવસે તેણે પોતાના તથા પોતાના બન્ને સોબતીઓના મળીને ત્રણે અશ્વોને એ દેવાલયની બહારના એક અલાયદા મકાનમાં બાંધ્યા હતા, ઝાઝા દિવસ એ સ્થળે અશ્વોને બાંધી રાખવાથી ભારી ગંદકી થશે, દુર્ગંધ આવશે, એમ ધારીને ભંડારી મહારાજે થોડાક દિવસ પછી એ ત્રણે અશ્વોને એ શહેરના રાજમહોલ્લાની એક જાણીતી અશ્વશાળામાં મોકલી આપ્યા હતા. શાંતિપ્રસાદને અત્યારે એ અશ્વશાળામાંજ અશ્વ લેવા માટે જવું પડે તેમ હતું. જે વ્યક્તિ એ અશ્વશાળાની વ્યવસ્થાપક હતી, તેની સાથે શાંતિપ્રસાદની સારી ઓળખાણ પિછાણ હતી. એથી શાંતિપ્રસાદના જતાંની સાથેજ તેણે એક સુંદરમાં સુંદર તેજસ્વી તેમજ પાણીદાર અશ્વ બહાર કઢાવી આપ્યો અને અશ્વપાળ દ્વારા એ અશ્વને સુંદર પોશાકથી સુસજ્જિત કરાવી શાંતિપ્રસાદને સોંપ્યો. શાંતિપ્રસાદ એ વ્યવસ્થાપકને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપી અશ્વપર આરૂઢ થઈ સત્વર ત્યાંથી રવાના થયો.

શાંતિપ્રસાદે જ્યારે એ અશ્વશાળામાં પ્રવેશ કર્યો, ત્યારે તેની પાછળ આખા શરીરને એક કાળા વસ્ત્રથી આચ્છાદિત કરેલી કદાવર અંધકાર આકૃત્તિ અંધકારની અંદર છુપાતી છુપાતી અશ્વશાળાના એક અંધારા ખુણામાં આવી છૂપાઇ રહી હતી. શાંતિપ્રસાદ એને જોઇ શક્યો નહોતો. જે પુરુષની એ અશ્વશાળા હતી, એ પુરુષ પણ તેને બિલ્કુલ જોઇ શક્યો નહોતો. એટલી રાત્રે એકાએક અશ્વ તૈયાર કરવાનો હુકમ સાંભળીને અશ્વવાળાએ કહ્યું કેઃ—"આટલી બધી ઘોર રાત્રે અશ્વ તૈયાર કરવાની શી જરૂર પડી છે ? રાત્રિના બે પ્રહર થવા આવ્યા છે. આટલી રાત્રે આપ ક્યાં જશો ? આજકાલ સુરંગપુરની આસપાસના સઘળા રસ્તા સલામતી ભરેલા રહ્યા નથી, નવીન રાજસત્તા જ્યારથી શરૂ થઈ છે, ત્યારથી આખા દેશમાં ભારી અંધાધુંધી છવાઈ ગઈ છે. લૂટફાટ, મારામારી, કાપાકાપી આદિ અનેક પ્રકારના ઝગડાઓ અહર્નિશ થવા માંડયા છે. ચોર, લુટારા અને બદમાશોનો કાંઇ સુમાર રહ્યો નથી. આવી સ્થિતિમાં એકલા જવાથી કદાચ કાંઇક

આપત્તિ આવી પડે, તો એમાં કાંઇ અજાયબી જેવું નથી. અમારી સલાહ પ્રમાણે તો પ્રભાત પછીજ અહીંથી જ્યાં જવું હોય, ત્યાં જજો. વળી જે અશ્વ આપ આપની સાથે લઇ જવાના છો, તે અશ્વ પણ ઘણોજ કીમતી અને ઉમદા છે, માટે અશ્વની લાલચથી કોઇ નીચ લૂટારાઓ આપના જીવનને પણ જોખમમાં લાવી મૂકે, તો એમાં પણ કાંઇ આશ્ચર્ય જેવું નથી. આ સર્વે કારણથી આપ આવી અંધારી રાત્રે બહાર જવાનું મુલ્તવી રાખો.

આ સર્વ હકીકત સાંભળીને શાંતિપ્રસાદે ચંચળકંડે કહ્યું કે:— "એ બધી વાતો અત્યારે કહેવાની કશી આવશ્યકતા નથી. મારી સાથે અત્યારે એક ખાસ જરૂરનો કાગળ છે અને એ કાગળ પ્રભાત થતાં પહેલાંજ પહોંચાડી દેવાની ખાસ અગત્ય છે. મને ચોર કે લૂટારાઓનો જરા પણ ભય નથી. પરમાત્માએ ધાર્યું હશે, તે થઇ રહેશે. તમો હવે વિનાકારણ વખત ન વીતાડતાં મને સત્વર અશ્વ તૈયાર કરી આપો. હજી મારે અહીંથી લગભગ પચાસ ગાઉ દૂર જવાનું છે, આ રાતની રાતમાંજ હું વીસ કોસની મજલ કરવા માગું છું. ચાલો, સત્વર અશ્વ લાવી આપો"

"ઓહ! સમજાયું! સમજાયું! આપ દેવીપૂર જવાના છો. રાય રણધીરસિંહ રાયની પાસે પત્ર લઇને દેવીપૂર જવાના છો. ઓહ! હવે મારાથી જરા પણ વિલંબ થઇ શકે તેમ નથી. મહાશય ચિંતા કરશો નહિ. હું હમણાં ને હમણાજ એક સારો અશ્વ સુસજ્જિત કરી લાવી આપું છું. પણ જૂઓ આપ અત્યારે જઇ રહ્યા છો, એ ખરૂં; પણ ખૂબ સાવધતાથી જજો. વળી—" આમ કહીને અશ્વશાળાના સર્વેથી મુખ્ય અશ્વપાળે શાંતિપ્રસાદના કાન પાસે મુખ લાવીને કાનમાં ને કાનમાંજ ઘણા ધીમા અવાજે કહ્યું કે:—"આપણા રાય મહાશયને આગ્રહ સાથે જણાવજો કે, તેમને માટે સુરંગપુરની સઘળી પ્રજા અત્યંત ઉત્કંઠિત થઇ પડી છે. પ્રત્યેક પ્રજાજન તેમના આવવાની વાટ જોઇ રહ્યો છે. તેમના આવ્યા વિના આ સુરંગપુરનું રાજતંત્ર સ્થિર રહી શકશે નહિ. પ્રજાને પણ પુરતો સંતોષ મળી શકશે નહિ. તેઓ અમારા સર્વેના મસ્તકના મુકુટ રૂપ છે. જેઓ અત્યારે રાજા થવા બેઠા છે, તેઓ કેવળ સ્વાર્થના ગુલામોજ છે. તેમના સર્વેના હૃદયમાં પાપરૂપ પિશાચનો પૂર્ણ અધિકાર જામી ગયો છે. તેમના જીવનનો આશય કેવળ રાજસત્તાને સ્વહસ્તક કરી, મોજમજા ઉડાવવાનો તથા

સ્વચ્છંદતાનુસાર વર્ત્તન ચલાવી રાંકડી રૈયતને ત્રાહિ ત્રાહિ પોકારાવવાનોજ છે. નથી તેમના કોઇના હૃદયમાં રાજસત્તાનું અભિમાન! નથી રાજાના ધર્મોનો લેશ માત્ર પણ વિચાર! મહત્ત્વાકાંક્ષારૂપિણી મહાભયાનક પિશાચિકાએ તેમનાં અંતઃકરણોનો કલુષિત કરી સારા સારના વિચારોથી સર્વથા શૂન્ય કરી દીધાં છે. આ રાજત્વને એ લોકો કદાપિ સ્થાયી રહેવા દેશે નહિ. એમનાથી આ સુરંગપૂરના સુવિસ્તૃત રાજ્યનું શાસન કોઇ કલ્પે પણ ચાલી શકશે નહિ. જે રાજાના હૃદયમાં રૈયતને પ્રસન્ન રાખવાની અભિલાષા નથી, પ્રજાના ઉત્કર્ષનો કશો પણ ખ્યાલ નથી, તે રાજા અથવા તે રાજસત્તા વસુંધરાના વક્ષપર અલ્પ સમયજ અસ્તિત્વમાં રહી શકે છે. આવો અભિપ્રાય, કેવળ અમારો એકલાનોજ છે, એમ નથી; પરંતુ અહીંના નાના મોટા તમામ લોકોનો લગભગ એવોજ અભિપ્રાય છે. રાય મહાશયને આપ કહેજો કે, તેમને અમો અમારા ખરા જિગરથી ચાહીએ છીએ, તેમનેજ અમારા રાજા તરીકે કબૂલવાને ઇન્તેજાર છીએ. તેઓ જેમ બને તેમ જલ્દી અહીં આવે એમાંજ સર્વ પક્ષોનું હિત સમાયલું છે. તેમને ખાસ આગ્રહ કરીને આપ કહેજો કે, આપ સુરંગપૂર સત્વર આવો, શંકરપૂરની આપની જાગીર તરફ ન જતાં હાલ તરત તો સત્વર સુરંગપૂર આવો. સુરંગપૂરના રાજ મહાલયમાંજ આવીને વસો. આપના વિના આ બિચારી અધઃપાતના સાગરમાં ડુબતી, અત્યાચારીઓના અસહ્ય અત્યાચારથી ત્રાહિ ત્રાહિનો પોકાર કરતી, રાંકડી રૈયતનો કાંઇ ઉદ્ધારજ નથી. બસ, શાંતિ મહારાજ! આપ સર્વ વાતે કુશળ છો, એટલે અમો આપને કાંઇ વિશેષ ભલામણ કરવાનું ઉચિત ધારતા નથી. આ નવીન રાજપ્રતિનિધિઓના અત્યાચારથી અમો સર્વ પણ અત્યારે ઘણા પીડાઇ રહ્યા છીએ, અમારા હૃદયની શાંતિ સરી ગઇ છે. આ સર્વ કારણોથીજ આપને અમો અમારો આટલો સંદેશો રાય રણધીરસિંહ બહાદુરને પહોંચાડવાનો આગ્રહ કરીએ છીએ. આશા છે કે, આપ અમારી આ ઇચ્છાને અવશ્ય પૂર્ણ કરશોજ, રાય મહાશયને તથા તેમના પુત્ર વરુણસિંહને ગમે તે પ્રકારે આ સુરંગપૂર શહેરમાં લઇ આવશો. તો અમો સર્વ પ્રજાજનો અંતઃકરણપૂર્વક આભાર માનીશું.”

શાંતિપ્રસાદ અશ્વપાળને બોલતો બંધ કરવાના ઇરાદાથી એકદમ ચંચળતાની સાથે બોલી ઉઠયોઃ-“ચૂપ ચૂપ! એ સઘળી મોટી

ભયાનક વાતો છે. આવી ગુપ્ત વાતો આમ ખુલ્લી રીતે કહેવાથી રાય મહાશય તથા કિશોરસિંહ આદિ સર્વના શિરપર સંકટ આવી પડવાનો સંભવ રહે છે. ચાલો, હવે વખત ઘણો વીતી ગયો છે, માટે મને સત્વર અશ્વ તૈયાર કરી આપો.”

અશ્વપાળે કહ્યું:–“ભયાનક વાતો કોની પાસે? ભયાનક વાતો ભયાનક લોકોની પાસેજ રહી શકે છે. અમો તો સઘળા સીધા સાદા માણસો છીએ અને અમોને ફક્ત સીધીસાદી વાતોજ કહેતાં આવડે છે. ભયાનક વાતો કોને કહેવામાં આવે છે, એ હજી સુધી અમારા ખ્યાલમાં પણ નથી. વળી અત્યારે આપને હું જે કાંઇ વાતો કહી રહ્યો છું, એમાં અસત્ય પણ શું છે? શું સત્યને છુપાવી રાખવાથીજ ખરી રાજભક્તિ દર્શાવી શકાય છે? ના–કદાપિ નહિ. જેમ તે લોકોએ રાજનીતિનો ત્યાગ કરી કેવળ શયતાનિયતનેજ સ્વીકારી લીધી છે, તેમ તેમનાં ગુણગાનનાં ભણગાં અમારાથી કદાપિ ફૂંકી શકાય તેમ નથી. અત્યાચારી રાજાને અત્યાચારી કહેતાં જો કદાચ પાપ થવાનો સંભવ રહેતો હોય, તો ભલે રહે. અમારાથી એ એવી ખોટી ખુશામદ થઇ શકે તેમ નથી. અમોને તો અમારૂં અંતર જેમ બોલાવે, તેમ અમો બોલી નાખનારા છીએ. રાજા પણ જુલ્મી હોય, તેને ‘ધર્મનો અવતાર, દયાનો આધાર, આદિ શુભ નામોથી કદાપિ સંબોધી શકાય તેમ નથી. મહારાજ! આપ મહા સાહસી પુરુષ હોવા છતાં, પણ—”

ગભરાઇને શાંતિપ્રસાદે કહ્યું:–“ના ભાઇ! તમારી આટલી બધી વાતો સાંભળવાનો મને અત્યારે અવકાશ નથી. હવે 'સત્વર અશ્વ લાવી આપો, નહિ તો પછી હું પોતેજ લઇ આવું—”

અશ્વપાળે ત્યાર પછી પોતાની વાતને વધારે લંબાવી નહિ, તરતજ તેણે જીન, લગામ આદિ સાજ–સરંજામથી અશ્વને સજ્જિત કરી બહાર લાવી આપ્યો. શાંતિપ્રસાદ સવાર થયો. અશ્વ ધીમે પગલે રસ્તાપર આવી પહોંચ્યો. જે સ્થળે એ અશ્વશાળા આવેલી હતી, એ સ્થળ ઘણુંજ ગીચ અને સાંકડું હતું. ત્યાંથી બહાર નીકળવાનો જે રસ્તો હતો, તે રસ્તો પણ ઘણોજ સાંકડો હતો અને તેની બન્ને બાજૂએ મોટાં મોટાં ગંજાવર મકાનોની લાંબી લાંબી હારો આવેલી હોવાથી અંધકારનું આધિપત્ય પણ પૂર્ણ પ્રમાણમાં વિસ્તરી ગયું હતું. અશ્વ ધીમે ધીમે ચાલ્યો જતો હતો, અશ્વના પીઠપર બેઠેલો શાંતિ-

પ્રસાદ એકાગ્ર મને કાંઈક ચિંતા કરતો કરતો અશ્વની સાથે સાથે એ મહા ભયાનક અંધકારમાંથી ચાલ્યો જતો હતો. શાંતિપ્રસાદના મનમાં અત્યારે જે ચિંતા વ્યાપેલી હતી, તે કેવળ તેની પ્રિયતમા લલિતપ્રભાના સંબંધીજ હતી. "લલિતપ્રભાનો ત્યાગ કરી, એકાએક દેવીપૂર જવું પડે છે. હવે દેવીપૂરથી સુરંગપૂર પાછા આવવાનો કાંઇ નિશ્ચય પણ નથી. લલિતપ્રભા વિના એક એક પળ એક એક યુગ જેવી થઈ પડશે. લલિતપ્રભા બિચારી રડી રડીને આંખનાં આંસુ વહાવ્યા કરશે." આવા આવા અનેક પ્રકારના વિરહવ્યથા ભરેલા વિચારોએજ શાંતિપ્રસાદના મનની શાંતિને દૂર કરી ચિંતાનું આધિપત્ય સ્થાપી દીધું હતું. શાંતિપ્રસાદ એ ચિંતામાં એટલો બધો તન્મય બની ગયો હતો કે તેને બિચારાને તેનો અશ્વ કઇ તરફ લઇ જાય છે, એનું પણ ભાન રહ્યું નહોતું. આ પ્રમાણે ચિંતામાં ને ચિંતામાંજ મગ્ન રહી થોડેક દૂર આવ્યા પછી શાંતિપ્રસાદે જોયું કે, એકાએક પોતાના અશ્વની પાછળથી એક વિરાટ અંધકાર આકૃત્તિ એકદમ કૂદીને પોતાના મુખ સ્હામી આવી ઉભી રહી અને અશ્વની લગામ ઝાલી અશ્વની ગતિને અટકાવવાની કોશિશ કરવા લાગી. એ જોઇને શાંતિપ્રસાદ ચમકી ઉઠયો. હજી તેને પોતાનું શરીર સંભાળવાનો અવકાશ પણ ન મળ્યો, એટલામાં તો એ ભયાનક અંધકાર આકૃતિએ એકદમ વેગપૂર્વક ધસીને તેને તે અશ્વની પીઠપરથી ખેંચીને નીચેના પત્થરબંધ રસ્તાપર ગબડાવી દીધો તથા નિમેષ માત્રમાં તેના મુખમાં કપડાંનો ડુચો ઘાલી તેને એક શબ્દ પણ ઉચ્ચારવાનો અવસર આપ્યો નહિ. શાંતિપ્રસાદ બેશુદ્ધ થઇ રસ્તાપર રગદોળાવા લાગ્યો. એ સમયે એ અંધકાર આકૃત્તિ એકદમ તેની છાતીપર ચઢી બેઠી અને જોરથી તેનું ગળું દબાવી તેને વધારે બેશુદ્ધ કરવાનો યત્ન કરવા લાગી. પ્રાણ ગયા પછી બીજું શું કહે ? પ્રાણનું ચૈતન્ય લોપ થયા પછી શરીરમાં શી શુદ્ધિ રહે ! શાંતિપ્રસાદ સર્વથા અજ્ઞાન થઇ પડયો ! એના મુખમાંથી એક અક્ષર પણ બહાર નીકળી શકયો નહિ. અજ્ઞાનતામાં અકસ્માત્ આવી આક્રમણ કરનારી ભયાનક આકૃત્તિના પૈશાચિક કારસ્થાનથી, એ બિચારાને આત્મરક્ષા કરવાનો અવકાશ પણ ન મળ્યો ! હાય ! એની બધી આશાઓ મનમાં ને મનમાંજ રહી ગઇ !

અંધારાના અંધારા આવરણમાં આ બધો બનાવ બની ગયો. અંધારી યામિની સિવાય બીજું કોઇ પણ આ મહા સંવેદનાજનક

દશ્યને જોઇ શક્યું નહિ. દારુણ આઘાતથી શાંતિપ્રસાદ મૂર્છિત થઈ પડયો. ઘણીવાર પછી તેને કાંઇક શુદ્ધિ આવી. તેને પોતાના પ્રાણુના માટે લેશ માત્ર પણ ચિંતા થઇ નહોતી, થાય તેમ પણ નહોતી. પરંતુ કિશોરસિંહે આપેલા રણધીરસિંહરાયના નામપરના પત્ર માટે તેનું મન અત્યંત વ્યાકુળ થઇ ગયું. તેણે શંકાશીલ થઇ ગભરાટની સાથે એ પત્રની તપાસ કરવા માંડી. પણ હાય! પત્ર ન મળ્યો! ક્ષણવારમાંજ લોપ થઇ ગયો! શરીરપરના જામાનું સીવેલું ખીસું ફાડી આક્રમણ કરનાર અંધકાર આકૃત્તિ એ પત્ર લઇને કોણ જાણે ક્યાં ગાયબ થઇ ગઇ !"



સપ્તમ પ્રસંગ

## રાજા અને દીવાનજી



તે હૈયાની ઉપર નબળા હસ્તથી ઘા કર્યો તો !
તેમાં લોહી નિરખી વહતું ક્રૂર હું તો હસ્યો'તો !
એ ના રોયું ! તડફડ થયું કાંઇ ના કષ્ટથી એ !
મેં જાણ્યું કે જખમ સહવો સ્હેલ સ્હેનારને છે !
કિન્તુ નિદ્રા મુજ નયનમાં ત્યારથી કાં ન આવી ?
રોતું મારૂં હૃદય ગિરિ શા ભાર નીચે દબાઇ !
રે રે ! તે ઘા અધિક મુજને મૃત્યુથી કાંઇ લાગ્યો !
એ અંગારો મુજ જિગરના મૂળને ખાઇ જાતો !

કલાપી



જનશૂન્ય ભગ્ન ગૃહમાંથી મહાવીરના ચાલ્યા જવા પછી લગભગ એકાદ બે કલાક વીતી ગયા. રાજા ભૂપસિંહ અત્યંત ચંચલ થઇને એ ગૃહમાં આમતેમ પરિભ્રમણ કરતો હતો. ધૂળથી ઢંકાઇને એ ગૃહમાં સળગતો ન્હાનો દીવો પણ છેક ઝાંખો થઇ જવા આવ્યો હતો. રાજા ભૂપસિંહના પગલાંના ઘસારાથી ધૂળના ઢગલા ને ઢગલા ઉડીને એ દુર્ગન્ધમય ગૃહને અંધકારમય કરી રહ્યા હતા. નાના ઝાંખા દીવાનો પ્રકાશ પણ એ ધૂળના અંધકારને દૂર કરી શકતો નહોતો. રાજા ભૂપસિંહ ચિંતાનો માર્યો અન્યમનસ્ક થઇ પડયો હતો. તે

પોતાના મનમાં ને મનમાંજ વિચારી રહ્યો હતો કેઃ—" મારો પ્યારો સલાહકારક દીવાન દૌલતસિંહ અત્યાર સુધી કેમ નહિ આવ્યો હોય? એના આવવામાં આટલો બધો વિલંબ શાથી થયો? શું એ કાંઇ બીમાર તો નહિ થયો હોય ? હું એને દુર્ગનો બંદોબસ્ત કરી આવવાનું કહી આવ્યો છું, તો એ બંદોબસ્તમાં કાંઇ વિઘ્ન તો નહિ આવ્યું હોય? ગમે તેમ હો, પણ તેના વિના મારાથી હવે કશું પણ થઇ શકશે નહિ. એની સલાહપરજ મારાં સઘળાં કાર્યોનો આધાર રહેલો છે. કપટ-વિદ્યામાં તે જેવો દૂરદર્શી છે, તેવો બીજો એક પણ પુરુષ હજી સુધી મારા જોવામાં આવ્યો નથી."

આ પ્રમાણે તે અનેક પ્રકારના વિચારો કરી રહ્યો હતો. અત્યારે તેના મનમાં બિલ્કુલ શાંતિ નહોતી. એવામાં એકાએક એ ભગ્ન-ગૃહના ભગ્ન દ્વારપર બે ત્રણવાર ધીમેધીમો આઘાત થતો સંભળાયો. એ પરથી રાજા ભૂપસિંહ તરતજ જાણી ગયો, કે તે અત્યારે જેના આવવાની વાટ જોતો બેઠો છે, એ માણુસ આવી પહોંચ્યો છે. પોતાના મનમાં ને મનમાંજ એવો વિચાર કરીને રાજા ભૂપસિંહ એકદમ ઉતાવળે પગલે એ ભગ્નગૃહમાંથી બહાર નીકળી આવ્યો અને બહાર આવતાંની સાથેજ એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના એ ગુપ્તગૃહનું દ્વાર તેણે ખોલી નાખ્યું. તેણે તેના મનમાં પ્રથમથીજ જે અનુમાન કરી રાખ્યું હતું, તે ખરૂં પડયું. સદાનો વિલાસી વૃદ્ધ દીવાન દૌલતસિંહજ દ્વારપર ઉભેલો તેના જોવામાં આવ્યો. દીવાનને જોતાંની સાથેજ રાજાના આનંદનો પાર રહ્યો નહિ. તે તેને તરતજ એ ભેદી ભવનના અંધકારમય ગૃહમાં લઇ ગયો. લઇ જતી વેળાયે પાછો એ ગૃહનું દ્વાર વાસવાનું તે ભૂલ્યો નહિ.

ઉતાવળે પગલે એ મકાનમાં પુનઃ પ્રવેશ કરી રાજા ભૂપસિંહ આલ્હાદથી ઉત્કંઠિત કંઠે બોલી ઊઠયોઃ—" ઓહ ! બચી ગયો ! ઘણી ઘણી ચિંતા થયા કરતી હતી, દીવાન ! તમને આવતા આ-ટલો બધો વિલંબ શાથી થયો? આટલા દિવસ ત્યાં આગળ તમે શું કરતા હતા ? બધો બંદોબસ્ત તો બરાબર કરી આવ્યા છો ને ! દુર્ગમાં બીજો કાંઇ નવો બનાવ તો નથી બન્યો ને ! રસ્તામાં આવતાં તમને કેટલાક દિવસ લાગ્યા ! સુરંગપુરનું કોઇ પણ માણુસ તમને ઓળખી ગયું નથી ને ! ખૂબ સાવચેતીથી આવ્યા છે ને ! તમને આ તરફ આવતાં અથવા આ ભગ્નભવનના દરવાજાપર ઉભેલા

જોઇને કોઇના મનમાં કાંઇ શંકા તો નથી આવી ને ? તમોને કોઇ જોઇ તો નથી ગયું ને ! રસ્તામાં કોઇની સાથે તમારી મુલાકાત થઇ હતી કે ?"

" સબૂર કરો, મહારાજ, સબૂર કરો. " ઘરના એક ખૂણામાં બેસી જઇ સ્તંભિત અને વ્યગ્ર કંઠે દીવાન દોલતસિંહે કહ્યું કેઃ— "સબૂર કરો, મહારાજ ! સબૂર કરો. આટલા બધા ઉતાવળા ન થાઓ. આમ ઉપરાસાપરી સવાલો ન પૂછો. પ્રથમ હું જે કાંઇ કહું તે બરાબર ધ્યાનપૂર્વક સાંભળી લો. મારે કેટલાંક મુખ છે કે, આપ મને આ પ્રમાણે સવાલ પર સવાલ પૂછ્યેજ જાઓ છો ? હું કાંઇ ષડાનન નથી, દશાનન નથી, શતાનન પણ નથી કે જેથી એકી સાથે આપના આ અનેક પ્રશ્નોના ઉત્તર આપી શકું. જે કાંઇ પૂછવું હોય, તે ધીમે ધીમે પૂછો. એક પછી એક સવાલ કરો. એટલે એક પછી એક હું બધી વાતોનો જવાબ આપતો જઇશ. બધી વાતો કહેતાં પહેલાં હું આપને એક ખાસ અગત્યની વાત કહું છું, તે ધ્યાન દઇને સાંભળી લો. પેલી દુષ્ટા ડાકિણી દીવાની–"

દીવાનીનું નામ સાંભળતાંની સાથેજ રાજાનું સર્વાંગ કંપી ઉઠયું. મહાશંકિત ભાવે, મહાઉત્તેજિત કંઠે, તે બોલી ઊઠયોઃ–" ચૂપ ચૂપ ! સમજી ગયો ! સમજી ગયો ! એ રાક્ષસીનું મારી પાસે નામ પણ ન લ્યો ! નામ બાળો ને એ કાળા મ્હોંવાળીનું ! ક્યાંથી સંભાળી એ શયતાનીને ! હું સોગંદ દઇને કહું છું કે, તમે એ દુષ્ટાનું હવે મારી પાસે નામ પણ ન લો. ગજબ થશે ! એ ચંડાલિનીનું નામ સાંભળતાંજ મારૂં આખું શરીર કંપી ઊઠયું છે ! એ શયતાની જો કદાચ આપણી બધી છુપી વાતોને જાહિર કરી દેશે, તો સત્યાનાશ વળી જશે. તમારે અને મારે બન્નેને ફાંસીના લાકડાંપર લટકવું પડશે. ખબરદાર ! હવે એનું નામ પણ લેશો નહિ. એ પાપીયસીના સંબંધમાં એક અક્ષર પણ ઉચ્ચારશો નહિ. પણ થયું છે શું ? કર્યું છે શું એ હરામી શયતાનીએ ? "

"ધૂળધાણી થવા આવી છે." સદર્પ સ્વરે દીવાન દોલતસિંહે કહ્યુંઃ–" ધૂળધાણી થવા આવી છે. એ હરામજાદી હવે પાયમાલ થવા આવી છે. તેનાથી હવે આપણને કશી પણ ઇજા થઇ શકે તેમ નથી. એ દુષ્ટા હવે એવા સખ્ત કાયદામાં સપડાઇ ગઇ છે કે, તેનાથી હવે આપણો વાળ પણ વાંકો થઇ શકે તેમ નથી. આપ નિશ્ચિંત રહો. આટલા બધા ભયભીત ન થાઓ. એની એક મામૂલી સ્ત્રી

આપના સમાન શૂરવીર રાજાને શી ઇજા કરી શકે તેમ છે ?"

"પણ એ છે ક્યાં !" રાજા ભૂપસિંહ અજાયબીની સાથે બોલી ઊઠયોઃ—"પણ એ નરકની બાંદી અત્યારે ક્યાં છે ? શું હજી-સુધી એ શયતાનની બેટી જીવતી છે ?"

ગર્વ કરીને દીવાન દોલતસિંહે કહ્યુંઃ—"ક્યાં છે ? બીજે ક્યાં હોય ? આનંદદુર્ગના અંધકૂપમાં પડી પડી એ દુષ્ટા અત્યારે મહા દુઃખમાં પોતાના દિવસો ગુજારી રહી છે."

"હેં" જાણે મહા શંકિત થઇને, શંકાની સાથે ક્રોધમૂર્ત્તિ દર્શાવીને, મહા ઉતેજિત સ્વરે રાજા ભુપસિંહે કહ્યું કેઃ—"હેં ? આનંદપૂરના અંધકૂપમાં પડી છે, એ હરામજાદી, શયતાની ? અંધકૂપમાં તમે તેને ફેંકી આવ્યા છો ? શું એને એ કૂવામાં ફેંકીને તમે બારોબાર અહીં ચાલ્યા આવ્યા છો ? ગજબ કર્યો ! અવશ્ય તમે એને બરાબર બંધનમાં રાખવા માટે પહેરાનો બંદોબસ્ત કરી આવ્યા હશો, એ આનંદદુર્ગમાંથી છટકી જવા ન પામે એની પણ પાકી વ્યવસ્થા કરી આવ્યા હશો ! પણ, એ બહુ ખોટું કર્યું ! મોટો ગજબ કર્યો, એ દુષ્ટ ડોસી તેમની પાસે આપણો સઘળો, ગુપ્ત વૃત્તાંત કહી નાખશે. એથી આપણી સઘળી આશાઓ માટીમાં મળી જશે. આપણી દરેક વાસનાપર પાણી ફરી વળશે. તમે આવી મોટી ભૂલ કેમ કરી ? તમારી મતિ આમ ભ્રષ્ટ કેમ થઇ ગઇ ! શું તમને ભવિષ્યના પરિણામનો પણ કાંઇ વિચાર ન આવ્યો ? જ્યારે એ શયતાની તમારા હાથમાં બંદિની બની, ત્યારેજ તમે તેનું કાસળ કેમ ન કાઢી નાખ્યું ? એવા કાર્યમાં તમે દયા શા માટે દર્શાવી ? શર્મ છે. ધિક્કાર છે, લાનત છે, ફિટકાર છે !"

"માફ કરો, રાજન્ ! માફ કરો." દીવાન દોલતસિંહે રાજા ભૂપસિંહને આગળ બોલતો અટકાવી કાંઇક રોષિત સ્વરથી કહ્યુંઃ—"માફ કરો, રાજન્ ! માફ કરો ! કોઇ પણ પ્રકારના કઠિન શબ્દોનો પ્રયોગ કરતાં મારા સંજોગોને વિચાર કરો. હમેશાં કોઇ પણ કાર્ય કરતાં પહેલાં તે કાર્યમાં કેવી કેવી મુશ્કેલીઓ આવી નડે છે, એનો વિચાર કરવાની ખાસ જરૂર છે. પ્રથમ હું આપને જે કાંઇ કહું તે બરાબર લક્ષપૂર્વક સાંભળી લો અને ત્યાર પછી આપને જે કાંઇ કહેવું હોય, તે ઘણીજ ખુશીની સાથે કહો. પ્રથમથીજ આટલા બધા ગુસ્સે કેમ થાવ છો ! આપના હુકમ મૂજબ, અમો આ તરફ આવતા

હતા; એ સમયે મારી સાથે બીજા બે ડંકાવાળાઓ પણ હતા. અમો ત્રણે જણા અશ્વપર બેસીને આવતા હતા. આપ જ્યારે અહીં આવ્યા, ત્યારે આપની નજરેનજર જોઇ આવ્યા હતા, કે હું છેક પથારી વશ પડયો હતો અને મારામાં ઊઠવાની પણ તાકાત નહોતી. આપ તથા સરદાર મહાવીર મને મૂકીને અહીં ચાલ્યા આવ્યા હતા. આપના આવ્યા પછી મને ધીમે ધીમે કાંઇક આરામ થવા લાગ્યો. સતાં સતાંજ મેં ખબર મેળવી કે, સુરંગપૂરના રાજમહેલમાંથી રાજકુમારની ચોરી થઇ છે અને આપનો પરમ શત્રુ કિશોરસિંહ એ ચોરીમાં સામેલ થયો છે. ચૈતન્ય સમ્પ્રદાયના નવીન રાજપ્રતિનિધિઓએ રાજસત્તાને પોતાને હસ્તક કરી લીધી છે. તેમના હુકમથી એ કિશોરસિંહનું મસ્તક કાપવાની જાહિરાત બહાર પડી છે. શું કહું મહારાજ! એ ખબર મળવાથી મારા મનમાં કેટલોક બધો આનંદ થયો હતો, એ હું આપને શી રીતે કહી શકું? ખરૂં કહું તો એ સમયનો મારો આનંદ અપાર, અસીમ, અગાધ અને અવર્ણનીયજ હતો. આનંદનો માર્યો હું એક ઉન્મત્ત હાથીના જેવો બની ગયો હતો. કિશોરનું મસ્તક કાપનારને એક લાખ રૂપિયા ઇનામ મળશે, એવી વાત સાંભળીને હું રાજી રાજી થઈ ગયો હતો અને એ સાથે એવો નિશ્ચય પણ મેં મારા મનમાં કરી લીધો હતો કે, હું ગમે તે રીતે કિશોરનું મસ્તક કાપી લાવી આપીશ અને એ લાખ રૂપિયાનું ઇનામ પણ પ્રાપ્ત કરીશ. રાજન્! આમ કરવાથી એક પંથને દો કાજ જેવો ઘાટ ઘડાત. એક તો આપણો ભયાનકમાં ભયાનક દુશ્મન સદાને માટે દુનિયામાંથી નાબૂદ થઇ જાત અને બીજું એક લાખ રૂપિયા જેવું મોટું ઇનામ પણ સહજમાંજ મળી જાત. હું ત્યારે—"

"આહ! આ બધી નકામી અને નમાલી વાતો શા માટે સંભારો છો!" રાજા ભૂપસિંહે કહ્યું:—"આ શું તમારી હમેશની ટેવનુંજ પરિણામ છે ને! જે વાતોથી અત્યારે આપણને કશો પણ ફાયદો થવાની સંભાવનાજ નથી, એવી વાતોને અત્યારે શા માટે સંભારો છો, કામની વાત કહેતા કહેતા પાછા આવી છેક નકામી વાતો કહેવા મંડી ગયા કે? ખપની વાત કહો. તમો ત્રણે જણા અશ્વપર બેસીને આ તરફ આવતા હતા, ત્યાર પછી શું થયું વારૂ? હવે બીજી બધી વાતોને પડતી મૂકી કામની કથા કહો."

" હા, મહારાજ! એજ વાત કહું છું. અને આવી રીતે એક

વાતમાંથી અનેક વાતો કહેવાની એક જાતની ખોટી ટેવજ પડી છે. એ ટેવ ઘણીજ ભયંકર અને હાનિકારક છે, એ બધું હું ઘણી સારી રીતે જાણું છું. છતાં મારાથી એને કોઇ પણ રીતે છોડી શકાતી નથી. પણ હવે ગમે તે રીતે હું એ ટેવને છોડી દઇશ. જો એકદમ મારાથી એ ટેવ છોડી શકાશે નહિ, તો પછી આ-જની એ દીવાનીની વાતને તો બિલકુલ વિસારી દઇશ. હવે હું જે અસલ વાત કહેતો હતો, તે બરાબર ધ્યાન દઇને સાંભળો. અમો ત્રણે જણા ઘોડાપર બેસીને આ તરફ આવતા હતા, લગભગ પચીસત્રીસ ગાઉની મજલ કરી ચૂકયા હતા, અને એ સાથે પેલા ઉંચા પહાડની સાંકડી તળેટીની છેક નજીકમાં આવી પહોંચ્યા હતા, એવામાં અમા-રાથી થોડેક દૂર અમો સર્વે, જોઇ શકયા હતા કે, અમારી સર્વની સમક્ષ આવવા માટે એક ફાટયાં તૂટયાં વસ્ત્રોવાળી તથા વિખરાયલા વાળોવાળી અદ્દભુત રમણી અત્યંત વેગપૂર્વક ધસી આવતી હતી. પણ અમો એ સ્રીથી જરા પણ ભયભીત ન થતાં, જરા આગળ ચાલવા માંડયા હતા. જ્યારે અમારો અને એ રમણીનો મેળાપ થયો, અમે સર્વ એક બીજાની છેક નજીકમાં જઇ પહોંચ્યા, ત્યારે અમો એ રમ-ણીને બરાબર ઓળખી ગયા, રમણી પણ જાણે અમોને ઓળખી ગઇ હોય, એમ જણાયું. એ રમણી બીજી કોઇ નહોતી, પણ આપણી પરમ શત્રુરૂપિણી પેલી દુષ્ટા દીવાનીજ હતી. દીવાની અમોને જોતાંની સાથેજ ખડખડ હસતી હસતી તાબોડા પાડવા લાગી તથા તે સાથે મોટી મોટી બૂમો મારી આખા જંગલને ગજાવવા માંડી. અમો એથી જરા પણ ડર્યા નહિ. તે પોતાના ટુંકા ટુંકા બન્ને હાથ ઉંચા કરીને, જાણે અમોને કાંઇક કહેવા ઇચ્છતી હોયની ! એવો ભય દર્શા-વવા લાગી. હું એથી એક ક્ષણનો પણ વિલંબ ન કરતાં તરતજ અશ્વપરથી નીચે કૂદી પડયો. કૂદીને એકદમ દુષ્ટ ડાકીણીની સામે દોડી ગયો. મેં તેને પકડીને તેનાં ફાટેલાં કપડાંવડે તેના બન્ને હાથને બરાબર મજબૂત રીતે બાંધી લીધા. દીવાની એથી ચીડાઇને મને કંઇક ગાળાગાળી કરવા માંડી. મારાપર તેણે ત્યારે એટલા બધા અભિશાપ વરસાવ્યા કે જેનું અત્યારે મારાથી આબેહુબ વર્ણન પણ કરી શકાય તેમ નથી. તેણે લાલચોળ આંખો કરી સાક્ષાત્ પિશાચિ-કાનું સ્વરૂપ ધારણ કરી, એવી તીવ્ર દૃષ્ટિથી મારા તરફ જોવા માંડ્યું કે, જાણે તે સમયે મારે સ્થાને બીજું કોઇ હોય, તો ફાટીજ પડે,

એવો ભાસ મારા મનમાં થવા લાગ્યો. પણ એથી હું લેશ માત્ર પણ ડર્યો નહિ. મેં એ દુષ્ટાના સર્વ ચરિત્રપ્રતિ ભ્રૂક્ષેપ પણ કર્યો નહિ. રાજન્ ! હું નથી સમજી શકતો કે, એ સમયે મારા શરીરમાં એટલું બળ શાથી ઉપજી આવ્યું તથા મારા સદાસર્વદા ભયભીત રહેતા હૃદયમાં શક્તિનો સંચાર શા કારણથી થયો ! ગમે તેમ હો, પણ એ સમયે તો હું કુરુક્ષેત્રના યુદ્ધમાં દૃઢ પ્રતિજ્ઞા કરી યુદ્ધ માટે ઉભેલા ભીષ્મની પેઠે અટલ, અચલ અને સ્થિર થઇને ઉભો રહ્યો. મેં તરતજ હુંકારો કરીને મારા બન્ને સોબતીઓને બોલાવ્યા. તેઓ પણ એકદમ અશ્વપરથી કૂદી પડ્યા અને એક પળ માત્રમાં મારી પાસે આવી ઉભા રહ્યા. દીવાની એ સમયે પહેલાના કરતાં પણ વધારે બરાડા પાડવા માંડી. તેના ભયાનક નાદથી આખો પહાડી પ્રદેશ કંપી ઊઠ્યો. શૃગાલ આદિ જંગલી જાનવરો પણ એ ભયાનક નાદથી સ્તબ્ધ થઇ ગયાં. મારી સાથેના બન્ને સોબતીઓ પણ પ્રથમ તો જડવત્ થઇ ઉભા રહ્યા. નકામી બૂમાબૂમ કરતી જોઇને મેં તરતજ મારા રૂમાલ વતી એ પાપિણીનું મુખ બંધ કરી દીધું. ત્યારે એ શયતાનીની શી દશા થઇ, મહારાજ ! મારાથી આપને એનો આબેહુબ ચિતાર આપી શકાય તેમ નથી. તેના શરીરમાં જાણે થર થર કંપ થવા લાગ્યો. તેના વિકરાળ વદને જાણે અધિક ભયાનક સ્વરૂપ ધારણ કરી લીધું. તેની ઉંડી ઊંડી બન્ને આંખો જાણે તપ્ત અંગાર સમાન લાલચોળ થઇ ઊઠી.

હાય ! મહારાજ ! આ દુનિયામાં મેં ઘણી સ્ત્રીઓ જોઇ છે. પણ એ દીવાનીના જેવી વિકરાળ વનિતા બીજી એક પણ જોઇજ નથી. એનું મુખ તો જાણે સાક્ષાત્ રાક્ષસીના જેવુંજ ભયાનક હતું, એના શરીરનો રંગ કોયલાથી પણ અધિક કાળો હતો. એની આંખોનું તો કહેવુંજ શું ? જાણે કોઇ ક્ષુધાતુર વાઘિણી પોતાના પંજામાં પકડાયલા શિકારનો ભક્ષ કરવા માટે તૈયાર થઇ હોયની ! બરાબર એવીજ એ દુષ્ટ દાનવીની પણ એ સમયે ભયાવહ દશા થઇ પડી હતી. હાય ! હાય ! મને અત્યારે એનું સ્મરણ થવાથી પણ થર થર કંપારી છૂટે છે.”

“વળી પાછા એવી નિરર્થક વાતો કહેવા માંડ્યા કે ?” મહા વિરક્ત થઇને રાજા ભૂપસિંહે કહ્યું કેઃ—“વળી પાછા એવી નિરર્થક વાતો કહેવા માંડ્યા કે ? કવિઓની પેઠે ચહેરાનું વર્ણન કરવાનું તમને કોણ કહે છે ? શું તમારી આવી ટેવ નહિજ જાય ? કામની કથા

કહો. દીવાનીને પકડીને તમે મજબૂત રીતે બાંધી લીધા પછી શું થયું ? એ દુષ્ટા દીવાનીએ તમને કાંઇ ઇજા કરી હતી કે ? જે કાંઇ બન્યું હોય, તે સત્વર જણાવો. મારૂં મન એ રાક્ષસીની વાતો જાણવા માટે અત્યંત આતુર બની ગયું છે. માટે હવે આ બધી નકામી વાતો પડતી મૂકીને જે ખરૂં બન્યું હોય, તે સત્વર કહી સંભળાવો."

"હા. મહારાજ !" દીવાન દોલતસિંહે કહ્યું:—"હા, મહારાજ ! બે ચાર વધારાની વાતો કહેવાઇ ગઈ છે. પણ હવે એમ થશે નહિ. અમે તે રીતે મારી જીભને કાબૂમાં રાખીશ, કામની કથાજ કહીશ દીવાનીને અમોએ કસકસાવીને બાંધી લીધી; ત્યાર પછી તેને પકડીને એક અશ્વની પીઠપર બેસાડી દીધી. અમો તેને તરતજ ત્યાંથી પાછા આનંદપૂર લઇ ગયા. આનંદદુર્ગ પહોંચતા સુધીમાં તો રાત્રિ પણ ઘણી વીતી ગઇ, લગભગ પ્રભાત થઇ જવા આવ્યો. અમો જ્યારે દુર્ગમાં પહોંચ્યા, ત્યારે ત્યાંનાં તમામ માણસો ઊંઘતાં હતાં, અમોએ કોઇના પણ જાણવામાં ન આવી શકે એવી રીતે ઘણીજ સાવચેતીથી ચૂપચાપ પ્રવેશ કર્યો, જરા પણ કોલાહલ થવા દેવો નહિ. મહારાજ ! અમારી સાવધતાના પરિણામે દીવાનીના આવવાની વાત કોઇ પણ મનુષ્ય જાણી શક્યું નહિ. દીવાનીને મેં દુર્ગના તે ભયાનક કારાગારના સર્વથી નીચેના અંધકૂપમાં કેદ કરી રાખી છે. હવે ત્યાંથી તે કોઇ રીતે પણ છુટી શકે તેમ નથી. મારી સાથે જે બે દંડાવાળાઓ આવ્યા હતા, તેમને પણ મેં એવી વાત કહીને સમજાવી દીધા છે કે, "એ દીવાની મહા દુષ્ટ છે, આનંદપૂર રાજ્યના સર્વ પ્રજાજનોને તે દુષ્ટા અહર્નિશ હેરાન કર્યા કરે છે, એના ઉત્પાતનો કાંઇ અવધિજ નથી. સઘળા લોકો એનાથી ત્રાહિ ત્રાહિ પોકારી ગયા છે. માટે એને આવી રીતે બાંધીને કેદ કરી રાખ્યા વિના મારામારી, ખૂનરેજી અને કાપાકાપી થવાથી સંપૂર્ણ સંભાવના રહે છે. આ પહેલાં પણ અમોએ એને પકડવાના ઘણા ઘણા પ્રયત્નો કર્યાં હતા, પણ એ પોતાના ભૌતિક બળથી કોઇ પણ પ્રકારે અમારે હાથ આવતી નહોતી. આજે એના પાપનો ઘડો ભરાઇ ચૂક્યો છે. પ્રજાના અભિશાપથી હવે એ ડાકિણીનું અવસાન આવવા બેઠું છું, એટલે એ અત્યારે આમ સહજમાંજ પકડાઈ ગઇ છે. તમો બન્ને અમોને આ પરમ પરોપકારી કાર્યમાં જે સહાયતા કરી છે, એ બદલ હું તમોને અસંખ્ય ધન્યવાદ આપું છું. ભાઇઓ ! ઇશ્વર તમારૂં ભલું કરશે. જે મનુષ્ય આવી

દુષ્ટતા કરે છે, તેને સખ્તમાં સખ્ત સજા થવાની ખાસ જરૂરજ છે. આવાં ગાંડાં માણસોને બંદિવાન કરવામાંજ સર્વેનું હિત સમાયલું છે." રાજન્ ! એ લોકો પણ મારી આ વાત સાંભળીને તેનાપર પુષ્કળ ગુસ્સે ભરાયા છો, તેમણે પણ મને એ દુષ્ટાને બંદિની કરવામાં પૂરતી મદદ કરી છે. "

દીવાન દોલતસિંહની આ બધી લાંબી લાંબી વાતો સાંભળીને રાજા ભૂપસિંહ છેક કંટાળી ગયો હતો, પરંતુ સ્વાર્થનો માર્યો એ એટલો બધો અંધો બની ગયોકે, તે કંટાળાની પણ તેણે કશી દરકાર ન કરતાં અત્યંત આતુરતા સહિત દીવાન દોલતસિંહને સંબોધીને પુનઃ પૂછ્યું કેઃ—" પણ દીવાનજી ! અત્યારે તમારી સાથેના તમારા એ સોબતીઓ ક્યાં છે વારૂ ? આ વખતે શું તમો તેમને તમારી સાથે નથી લઇ આવ્યા ? શા માટે નથી લેતા આવ્યા ? એવા સારા માણસોને સાથે લાવવામાં તમને શું અડચણ આવી ? ખરેખર તમે બધી બાબતમાં મહા હોશિયાર છો, પરંતુ કેટલીક ખાસ અગત્યની બાબતમાં ઘણીવાર મોટી ગંભીર ભુલ કરી બેસો છો. તમારી એ બે ત્રણ કુટેવો મને બિલ્કુલ પસંદ નથી. "

" લાવ્યો છું, પણ અહિં લાવ્યો નથી, અહીંથી બે ત્રણ ગાઉ દૂર આવેલા એક મુસાફરખાનામાં હું તેમને મૂકતો આવ્યો છું. આપ મને એકદમ મૂર્ખતાનો ઇલ્કાબ ન આપો. હું જે કાર્ય કરૂં છું, તે બરાબર વિચાર કરીનેજ કરૂં છું પણ આપનાં આ વચનો સાંભળીને મને ઘણીજ દિલગીરી થાય છે. શું મારા કામમાં કોઇવાર હું પાછો પડયો છું ખરો કે જેથી આપ મને છેક નાલાયકનીજ પદવી આપી દો છો ? હું તેમને સાથે લાવ્યો છું, તે ઉપરાંત હથિયારબંધ કરી લડવાને તૈયાર થાય એવો ઉપદેશ આપી એ મુસાફરખાનામાં મૂકતો આવ્યો છું. એ લોકો ઘણા બાહોશ અને બહાદુર છે. પ્રસંગ આવ્યે માથું કુરબાન કરતાં પણ પાછા પડે તેવા નથી."

" બહુ સારૂં, ત્યારે મારી ભૂલની હું માફી માગું છું." રાજા ભૂપસિંહે કહ્યુંઃ—" તમારી બુદ્ધિને ધન્યવાદ આપું છું. પરંતુ જે વાતનો મારા મનમાં અત્યંત ભય ઉપજી આવે છે, એનો તમે શો બંદોબસ્ત કર્યો ? દીવાની જો કદાચ લોકોની પાસે આપણા ભેદને ફોડી નાખશે—"

રાજાના પ્રશ્નને પૂરો સાંભળ્યા વિના વચ્ચમાંજ દીવાન દોલતસિંહ બોલી ઊઠયોઃ—" સમજી ગયો, સમજી ગયો, રાજન્ ! આપના

ભયની વાતને હું સંપૂર્ણ રીતે સમજી ગયો ! પણ ચિંતા નહિ. એ વિષયમાં આપને ભય રાખવાનું કશું પ્રયોજન નથી. નિશ્ચિંત રહો. આપના મનમાં કદાચ એવી ધારણા ઉપજી આવી હશે કે, હું અંધ-કૂપમાં એ દીવાનીને કેદ કરી પહેરો ભરવા માટે પ્રહરીઓને મૂકી આવ્યો હોઇશ, પણ, ના નામદાર ! મેં એવું કાંઇ પણ કર્યુંજ નથી. એવું અવિચારી કામ શું આપનો આ પાકો ખેલાડી દીવાન દોલતસિંહ કદાપિ કરે ખરો કે ? મારાથી એવી ગાંડાઇ થતી આપે કદાપિ જોઇ છે ખરી કે ? કદાપિ નહિ. હું બધાં કામો બરાબર વિચાર કરીનેજ કરૂં છું. રાજન્ ! આપ બરાબર સ્મરણમાં રાખજો કે, આપનો આ દીવાન છેક અવિચારી નથી. એનું પ્રત્યેક કાર્ય મહા વિચારપૂર્ણજ હોય છે. આપ હવે આપના મનમાં ભરાઇ બેઠેલા ભયને દૂર કરો."

"હું જાણું છું, બરાબર જાણું છું." રાજા ભુપસિંહે કહ્યું:-"હું જાણું છું. બરાબર જાણું છું. તમો એક પણ અવિચારી કાર્ય કરો તેવા નથી. તમારા પ્રત્યેક કાર્યમાં અવશ્યને અવશ્ય કાંઈ ગુપ્ત હેતુજ સમાયલો હોય છે. મારો દિલોજાન દોસ્ત દીવાન દોલતસિંહ શું એવું કાચું કામ કદાપિ કરે ખરો કે ! કદાપિ નહિ. મને તમારી બાહોશીમાં સંપૂર્ણ વિશ્વાસ છે. બહુ સારૂં કર્યું છે. તમે જે કાર્ય કર્યું છે, તે બહુ સારૂં કર્યું છે. પણ હવે પછી તમે શું કરવા માગો છો ? તમારી શી ઇચ્છા છે ?"

"હું જે કરવા માગું છું. તે હમણાં જણાવી શકું તેમ નથી. વખત આવ્યે બધું જણાવીશ. પ્રથમ એ દીવાનીના સંબંધમાં સર્વ ઇતિહાસ સાંભળી લો. હું એને ખાવા માટે કેટલાક લુખા સૂકા રોટલા આપી આવ્યો છું, એ રોટલા લગભગ બાર તેર દિવસ ચાલશે. વળી તેને જે કૂવાની અંદર કેદ કરવામાં આવી છે, એ કૂવામાં પાણીનું એક ટાંકું છે. એ પાણીથી તે પોતાની તરસનું નિવારણ કરશે. ખાવાપીવાનો મેં જે બંદોબસ્ત કર્યો છે, તેથી હવે તેના જીવનને કશી પણ ઇજા આવશે નહિ. બાર તેર દિવસ પછી જ્યારે આપ ફરમાવશો, ત્યારે હું ફરીવાર તેની પાસે જઇશ અને પહેલાંના જેવોજ ખાવાપીવાનો બંદોબસ્ત કરી આપીશ. મહારાજ ! મારી ઇચ્છા તો એની કત્લ કરવાની જ છે. પરંતુ મારા મનમાં દહેશત રહ્યા કરે છે કે, એમ કરવાથી કદાચ કાંઇક આપત્તિ આવી પડે, તો પછી એ આપત્તિ-માંથી શી રીતે બચી શકાય વારૂ ? આ કારણથી જ હાલ તરત તો

મેં મારી એ ઇચ્છાને મનમાં ને મનમાંજ દબાવી રાખી છે. હમણાં તો હું તેને એ અંધકૂપમાં કેદ કરી, કૂપના દ્વાર પર તાળું વાસી અહીં ચાલ્યો આવ્યો છું. તાળાની ચાવી પણ મેં કોઇ પણ પ્રહરીને ન આપતાં મારી સાથે જ અહીં આણી છે. આપ હવે એ દુષ્ટાના સંબંધમાં કશી પણ ચિંતા કરશો નહિ. મેં જેવી સખ્તાઇથી તેને કેદ કરી છે, તેમાંથી તે કોઇ પણ પ્રકારે છટકી શકે તેમ નથી. મારી ઇચ્છા હવે એને એ અંધારા ગભારાવાળા કૂવાની અંદર કેદ રાખી સડાવી સડાવીને જ મરણને શરણ કરવાની છે. કેમ, મહારાજ આપનું મન મારા આ બંદોબસ્તથી તો શાંત થયું છે ને ! આપના વૈરની વસુલાત થઇ છે ને ? જુઓ આ ચાવી અત્યારે મારી પાસેજ છે. "

આમ કહીને દીવાન દોલતસિંહે ખીસામાંથી એક મોટી ચાવી બહાર કાઢીને રાજા ભૂપસિંહને બતાવી. ત્યાર પછી તે પાછો દંભ કરીને કહેવા લાગ્યો કે:–" દીવાની હવે આ દુનિયાનાં દર્શન કરવાના દિવસો કદાપિ જોઇ શકે તેમ નથી. આપ જો ધારશો તો એ ડાકિણીની સદાની સમાધિ એ ઘોર અંધારાવાળા કારાગૃહના કૂપમાંજ થઇ જશે. હવે એનાં પાપ પુરાં થયાં છે. એના આયુષ્યનો અવધિ આવ્યો છે."

"હા, હા, મારી ઇચ્છા એમજ કરવાની છે." રાજા ભૂપસિંહ સાનંદ ચિત્તે બોલી ઉઠયો:–" હા, હા, મારી ઇચ્છા એમજ કરવાની છે. ઓહ ! એ ડાકિણીએ જે દિવસે મારી પાસે એ વિકટ નામને પ્રકટ કર્યું છે, એ સર્વ ભયંકર ગુપ્ત વાતોને મારી પાસે ખુલ્લી કરી દીધી છે, તે દિવસથીજ તેના ભયથી હું આકુળવ્યાકુળ થઇ ઉઠયો છું; મારા મનની શાંતિનો એ રાક્ષસી નારીએ સર્વથા લોપ કરી નાખ્યો છે, તમે જે કાર્ય કર્યું છે, તે ઘણુંજ ઉત્તમ કાર્ય કર્યું છે. હું તમને એ બદલ અસંખ્ય ધન્યવાદ આપું છું. ધીમે ધીમે આપણું દરેક વિષયમાં કલ્યાણ થવા માંડયું છે. ખરેખર દુનિયામાં દગા વિના મનુષ્ય પોતાની ઉન્નત્તિ કરી શકતું નથી. આપણી દગાબાજી આપણને એટલી બધી લાભકારક થઇ પડશે કે એક દિવસ આપણે આ આખા બંગદેશને પણ આપણા અધિકારમાં લઇ શકીશું. મારી ઇચ્છા ધીમે ધીમે આ નવીન રાજતંત્ર સ્થાપનારા સર્વ રાજપ્રતિનિધિઓનો પણ સંહાર કરી મારી સત્તાનો વિસ્તાર કરવાની છે. કેટલાક દિવસ પહેલાં આપણા મસ્તકપર જે ભયંકર કૃષ્ણવર્ણું કરાલ

મેઘરાશિ સ્તંભિત થઇ ઉઠયો હતો, તે હવે ધીમે ધીમે પરિષ્કાર થવા માંડયો છે. મારા હૃદયમાંથી કોઇ અદૃશ્ય શક્તિ વારંવાર મને આશ્વાસન આપી પ્રબુદ્ધ સ્વરે કહ્યા કરે છે કેઃ—"રાજા ભૂપસિંહ! સમસ્ત બંગદેશના રાજ્યાધિકારી થવાનું સૌભાગ્ય તમારા જ લલ્લાટમાં લખાયલું છે. એક દિવસે ને એક દિવસે સર્વ રાજપ્રતિનિધિઓ તમારા હાથના રમકડાં રૂપ બની જશે. તમારા પરમ શત્રુ કિશોરસિંહ, રણધીરસિંહ તથા વરુણસિંહનો સર્વનાશ કરવામાં તમોને લેશ માત્ર પણ વિઘ્ન આવશે નહિ." દીવાન! આ સર્વ શુભ વાકયોથી મારા હૃદયની આશા અત્યંત બલવતી થઇ પડી છે અને એ સાથે મને પ્રત્યેક કાર્ય પૂર્ણ કરવાને ઉત્સાહિત કરી રહી છે. એ દુષ્ટા દીવાની આ દુનિયામાંથી દૂર થશે, એટલે મારા હૃદયનો સર્વ ભય સર્વથા દૂરીભૂત થઇ જશે. પણ હવે કહો જોઇએ કે, આનંદપૂરથી અહીં આવતાં રસ્તામાં તમને કેટલાક દિવસ લાગ્યા છે વારૂ ?"

"ત્રણ દિવસ મહારાજ ! ત્રીજા દિવસની રાત્રે તો હું આપની પાસે આવી પહોંચ્યો છું. અહીં આવતાં પહેલાં બે દિવસ મારે દુર્ગનો બંદોબસ્ત કરવામાં ગુજારવા પડયા હતા." દીવાને કહ્યું.

"હું ત્રણ દિવસ, ત્રણ દિવસ અને બીજા બે દિવસ મળીને પાંચ દિવસ થયા. પણ હા. એ દીવાનીને તમો કેટલાક દિવસનો ખોરાક આપી આવવાનું કહેતા હતા વારૂ ? બાર તેર દિવસનો, ખરૂં ને! બાર દિવસ સુધી તો જાણે એને બરાબર ખોરાક મળશે. પણ તેરમે દિવસે શું થશે ? ચિંતા નહિ. ત્યાર પછી પાણી પીને દહાડા ગુજારશે. પણ પાણીથી માણસ કેટલાક દિવસ પોતાનુ જીવન નભાવી શકે ! બહુ બહુ તો આઠ દિવસ. બસ, ત્યારે એ બાર દિવસ વીત્યા પછી બીજા આઠ દિવસ એ દીવાની આ દુનિયામાં રહી શકશે. નવમે દિવસે પરલોકની પ્રવાસી બની જશે. ત્યારે હવે બાર દિવસ પહેલાનો અને આઠ દિવસ બીજા, બધા મળીને વીસ દિવસ થયા. વીસ દિવસ સુધીજ દીવાની આ દુનિયાની મહેમાન છે, એકવીસમે દિવસે તો નરકની નિવાસી થઇ જશે. ઠીક થયું. જયારે ખાવાનું ખૂટી જશે, એટલે એ દુષ્ટાના પેટમાં ભૂખની જ્વાળા સળગી ઊઠશે અને એ જ્વાળાથી તે ભયંકર બુમરાણ મચાવી દેશે. રોઇ રોઇનેજ એ શયતાનની બચ્ચી અધમુઇ થઇ જશે. થવા દો, એમાં આપણું શું ભય છે. એને રડાવી રડાવીને ભૂખે મારીને, સતાવી સતાવીને મારવાની તો આપણી સર્વની

પ્રબળ ઇચ્છાજ છે. વળી એના રડવાનો અવાજ પણ એ ભયાનક ભેદી ભવનમાં કોણ સાંભળી શકશે? એને ખાવાનું પણ કોણ લાવી આપશે? કારાગૃહની મોટી મોટી દીવાલો તેના અવાજને અટકાવી રાખશે. દીવાન! તમારી આ અપૂર્વ બુદ્ધિની મારાથી તો પ્રશંસાજ કરી શકાય તેમ નથી. તમે જેવી એ દુષ્ટ દીવાની છે, તેવીજ ભારીમાં ભારી ભયાનક સજા શોધી કાઢી છે. હવે એ કારાગૃહનું તાળું ખોલવું પડશે નહિ, એ પાપિણીને ખાવાનું પણ આપવું પડશે નહિ. આંખોવડે તેના તરફ નજર પણ કરવી પડશે નહિ. આપોઆપ બધું કામ પતી જશે. જીવતી જાગતી એ સદાને માટે સમાધિસ્થ થઈ જશે. કેમ દીવાનજી! મારૂં કહેવું તમને ઉચિત લાગે છે ખરૂં કે નહિ? એ દુષ્ટાને એવી સજા થવાની જરૂર છે ખરી કે નહિ?"

"જી, હા, હજુર!" અટ્ટહાસ્ય કરી દીવાન દોલતસિંહે પ્રત્યુત્તર આપ્યોઃ—"જી, હા, હજુર! આપનું કહેવું બરાબર છે. મને પણ આપનો વિચાર અત્યંત ઉત્તમ લાગે છે. આપની ધારણા અત્યંત ઉત્તમ ભાસે છે. મારી ઇચ્છા પણ આપની ઇચ્છાને મળતીજ આવે છે. ખરેખર આપણા બન્નેના વિચારો બરાબર મળતા આવે છે! આપે પણ મારી સલાહને મળતીજ સલાહ આપી છે. રાજબુદ્ધિની વાતજ શી કરવી? જો આપનામાં આવી અપૂર્વ બુદ્ધિનો નિવાસ ન હોય તો આપ આનંદપૂર જેવા રાજ્યનું રાજતંત્ર પણ શી રીતે ચલાવી શકો? અને મારામાં પણ જો આવી કુશાગ્રબુદ્ધિ ન હોય, તો મારાથી પણ આપની દીવાનગીરી શી રીતે થઇ શકે? ખરેખર, આપણે બન્ને મહા બુદ્ધિમાન પુરુષો છીએ. આપણી બુદ્ધિની તુલનાજ થઇ શકે તેમ નથી. બરાબર થયું છે, જે કાંઇ થયું છે, તે બરાબરજ થયું છે! મને હવે એ દીવાનીની લેશ માત્ર પણ ચિંતાજ રહી નથી. પણ મહારાજ, હવે જણાવો જોઇએ કે, આ તરફના શા સમાચાર છે? રાજ્યચક્ર સંબંધમાં હું આપને કાંઇ પણ પૂછવા માગતો નથી; આપ પોતે આપના પ્રયત્નમાં ક્યાં સુધી ફળીભૂત થયા છો, એજ જાણવાની મારી મનોભાવના છે. કિશોરસિંહ ક્યાં છે? એ હરામજાદો શું હજી સુધી જીવતો છે? શું અત્યાર સુધી એ મહારાજના ફંદામાં ફસાયો નથી? આપને હાથતાળી દઇને એ બદમાશ ક્યાંય ન્હાસી તો નથી ગયો ને? કાલિદુર્ગનો મહા બહાદુર સરદાર મહાવીર

૧૦

પણ શું મહારાજને કાંઇ પણ મદદ નથી કરી શકયો ? કહો, કહો, મહારાજ આ સર્વ વાતો સત્વર કહો."

નાટકના વિદૂષકના જેવું મુખ કરી બરાબર એવાજ હાવભાવ સહિત રાજા ભૂપસિંહે જવાબ આપ્યોઃ—" વાહ ! દોલતસિંહ ! વાહ ! પ્રશ્નપર પ્રશ્ન પૂછી તમે તો મને છેક બ્હાવરોજ બનાવી દીધો ! હજી હમણાંજ તમે કહેતા હતા કે, હું ષડાનન (કાર્ત્તિક) નથી, દશાનન (રાવણ) નથી, શતાનન નથી, ત્યારે પછી હું પણ શી રીતે હોઇ શકું ? એકી સાથે તમારા આટલા બધા સવાલોના જવાબ મારાથી શી રીતે આપી શકાય ? એક પછી એક હું તમને બધી વાતો કહી સંભળાવું છું. કિશોરસિંહની જે દશા થઇ છે, એ તો તમે આનંદપૂરમાં જે સાંભળી હશે ! ત્યાર પછી જે કાંઇ થયું છે, તે તમે ધીમે ધીમે જાણી શકશો ! પ્રપંચના પાસા પોબાર પડયા છે, મહાવીરે મારાપર પુષ્કળ ઉપકાર કર્યો છે ! એ અત્યાર સુધી અહીંજ હતો. હજી હમણાંજ બહાર ગયો છે. જો થોડીવાર પહેલાંજ તમે અહીં આવી પહોંચ્યા હોત, તો તેની મુલાકાત કરી શકત. મેં તેને એક ખાસ જરૂરના કામ પ્રસંગે મોકલ્યો છે. થોડીવારમાંજ એ પાછો આવી પહોંચશે."

દોલતસિંહે કહ્યું:—"મહાવીરના હાથે તો ઘણું ઉત્તમ કામ થયું છે ! ખરેખર મહાવીર તો મહા વીર પુરુષજ છે. આપણે આપણાં સૌભાગ્યથી જ એને આપણા પક્ષમાં મેળવી શકયા છીએ. મને આશા છે કે, એ મહાવીરજ આપણાં સર્વ કાર્યોમાં આપણને અત્યંત સહાયભૂત થઇ પડશે."

"ઘણું સારૂં થયું છે. પણ હવે હું મારો સંક્ષિપ્ત વૃત્તાંત કહું, તે સાંભળો. આનંદપૂરથી અહીં આવી મેં બીજે કોઇ પણ સ્થળે ન જતાં આ ભગ્ન ભવનમાં આવીનેજ આશ્રય લીધો હતો. ત્યાર પછી મહાવીર મને છુપા વેશમાં શોધતો શોધતો આ સ્થળે આવી ચઢયો હતો. કિશોરસિંહ આ શહેરમાં આવ્યો છે, એની અમો બન્નેને બે ત્રણ દિવસ સુધી તો કશી ખબર પણ પડી નહોતી, એથી અમોએ અમારા મનમાં ધાર્યું હતું કે, હજી સુધી એ આ શહેરમાં નહિ આવ્યો હોય ! ત્યાર પછી એક દિવસ રાત્રે ફરતાં ફરતાં મહાવીરે તેને એકાએક ખોળી કાઢયો, રસ્તામાં તેઓ બન્ને એક બીજાની સાથે ભેટી પડયા. પરંતુ કિશોરસિંહ મહાવીરને ગુપ્ત વેશમાં આવેલો જોવાથી ઓળખી

શક્યો નહિ, મહાવીર મહા ચાલાક હોવાથી તરતજ તેને ઓળખી ગયો અને છુપી રીતે તેનો પિછો પકડીને તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. કિશોરસિંહ છેવટે જ્યારે નવરત્ન દેવાલયમાં દાખલ થવા જતો હતો, એવામાં અચાનક મહાવીરે એના શરીરપર ધસી જઇને પોતાના ખૂની ખંજરથી એ દુષ્ટને ઘાયલ કરી દીધો. પરંતુ કિશોર એ ખંજરના જખમથી મર્યો નહિ, બચી ગયો. ખરૂં છે, ભાઇ ? શયતાનના પ્રાણ સહજમાંજ જતા નથી. કિશોરને મારવાના આપણે જેટલા જેટલા દાવો ખેલ્યા છે, લગભગ તે બધા દાવો ખાલીજ ગયા છે. આનંદપૂરના અંધકૂપમાં રાખી તેના જીવનના નાશનો યત્ન કર્યો હતો, એ યત્ન પણ નિષ્ફળ નિવડયો હતો, સરદાર મહાવીરદ્વારા બબ્બે ત્રણ ત્રણવાર સખ્ત ઘાયલ થવા છતાં આબાદ બચી ગયો હતો અને આ છેવટની વેળાએ પણ એ હરામીને જબરો જખ્મ થવા છતાં કશી ઇજા આવી નથી. મને તો લાગે છે કે, એ દુરાત્માએ કોઇ પૈશાચિક સિદ્ધિ સંપાદન કરી છે અને એ સિદ્ધિના યોગેજ તે વારંવાર નિસ્તાર મેળવી શકે છે. સુરંગપૂરના દેવાલયના દ્વાર પાસે ગુપ્તવેશમાં જઇ સરદાર મહાવીરે કિશોરસિંહના ગળામાં જે સમયે પોતાનું ખૂની ખંજર ઘોંચી ઘાલ્યું, તે સમયે પણ શાંતિપ્રસાદે તેનાં ગળાંને બરાબર પકડી રાખ્યું હતું, એથી મહાવીરનું ખંજર સારી અસર કરી શક્યું નહોતું, કિશોરના ગળાને ઠેઠ લગી વીંધી શક્યું નહોતું. દીવાન ! એ દુષ્ટ છોકરો કોણ જાણે કઇ અદૃશ્ય શક્તિની સહાયતાથી બચી ગયો હતો. ત્રણ અઠવાડિયાં સુધી લગભગ એ બીમારીના બીછાનાવશ રહ્યો હતો એ ખરૂં; છતાં હજીસુધી એના જીવનને કાંઇ પણ નુકસાન થવા પામ્યું નથી, મારી ધારણા મૂજબ હજી એ પાપાત્મા ભંડારી મહારાજના દેવાલયમાંજ છુપાઈ રહ્યો છે. પણ એથી હું નિરાશ થયો નથી. એના જીવનને નષ્ટ કરવા માટે મેં પણ પ્રપંચનો જાળ બરાબર બિછાવી દીધો છે. સરદાર મહાવીર એના મૃત્યુ માટે યમદૂતની પેઠે વાટ જોતો ઉભો છે. જે વખત જાય છે, તે વખતમાં કિશોરનું મસ્તક કપાવાની ઘડીઓ ગણાય છે. કદાચ દૈવયોગે મહાવીરના ખંજરદ્વારા એનું મૃત્યુ નહિ નિર્માયલું હોય તો પણ તે હવે આ દુનિયામાં ઝાઝા દિવસ રહી શકશે નહિ. છેવટે નવીન મંત્રિ સભાના સભાસદોદ્વારા ફાંસીના લાકડાંપર લટકાવીને પણ એ પામર ભિખારી છોકરાને સર્વજન સમક્ષ પોતાના અમૂલ્ય

જીવનને ગુમાવવું પડશે. હવે એની ચિંતા કરવાનું કાંઇ કારણજ નથી."

હવે રાજા ભૂપસિંહે મનનું કપાટ ખોલી નાખ્યું, અંતરપર છવાયલા કપટના આવરણને દૂર ફેંકી દીધું. રાજપ્રતિનિધિઓ સાથેની મુલાકાત, કિશોરસિંહના જીવનને નાબુદ કરવાના બંદોબસ્તની બધી વાત, રાજા કરુણસિંહનો અંગીકાર, મહાવીર સાથેની મંત્રણા, આદિ સમસ્ત વૃત્તાંત તેણે પોતાના પરમપ્રિય દીવાનની પાસે ધીમે ધીમે પ્રકટ કરી કહી સંભળાવ્યો.

એ સર્વ ભયાનક કાવાદાવાથી ભરેલી ભયાવહ વાતો સાંભળીને કારસ્થાનપટુ કુટિલ–કુયંત્ર કુબુદ્ધિ દુષ્ટ દીવાન દોલતસિંહના આનંદની સીમાજ ન રહી. સાથે રાજા ભૂપસિંહના હાથમાં તાળી દઇને મહા પ્રસન્નતાથી દીવાન બોલી ઉઠયોઃ–"બસ, પાસા પોબાર ! બેડો પાર ! બેડો પાર ! ચિંતા નહિ, રાજન્, ચિંતા નહિ, હવે આપના મનની મુરાદ જરૂર બર આવશે. ચારે બાજૂએથી અત્યારે આપણને ખુશખબર સંભળાય છે, આપણી ફતેહના ડંકાનો અવાજ સ્પષ્ટ રીતે મારા કાન સાથે અથડાય છે ! કોણ કહે છે કે, દુનિયામાં દગાનો જય નથી ! જે કોઇ એવું કહે છે, તે મૂર્ખ છે, બુદ્ધિહીન છે, બિલ્કુલ ગમાર છે. દગાથી શું નથી થયું ? કુરુક્ષેત્રના યુદ્ધમાં ભીષ્મ અને દ્રોણનો પાત કરાવી દગાથી શ્રીકૃષ્ણે શું નથી કર્યું ? સમસ્ત કર્યું છે. યુધિષ્ઠરના પક્ષનો વિજય કરાવ્યો છે. નંદવંશનો નાશ કરવામાં ચાણક્યે કયાં દગાનો આશ્રય લીધો નથી ? અલબત્ત લીધો છે. જે કોઇ દગાબાજીના સુપરિણામથી વંચિત છે, જેમને દગાબાજી કરતાં આવડતી નથી, તેઓ સર્વ કેવળ કાપુરુષોજ છે. અને એ કાપુરુષતાના યોગેજ તેઓ સર્વ દગાની નિંદા કરે છે. મહારાજ ગ્રહદેવતાઓ આપણાપર સંપૂર્ણ સુપ્રસન્ન છે, હવે આપણને કશો પણ ભય નથી. ખરેખર આપણાં મસ્તકપર અહર્નિશ છવાઇ રહેતાં આપત્તિનાં કાળાં વાદળાં દૂર થયાં છે, આપણું ભાગ્યાકાશ સર્વથા સ્વચ્છ કિંવા પરિષ્કૃત થઇ ગયું છે. દીવાની અંધકૂપમાં સડી સડીને મરશે, કિશોરસિંહ ફાંસીના લાકડાપર ઝૂલશે, રણધીરસિંહરાય તથા વરુણસિંહ પણ નવીન રાજસત્તાની દંડાજ્ઞાથી જલ્લાદના તીક્ષ્ણ–તીવ્ર કુઠારોથી મરણને શરણ થશે. બધી બાજૂએથી દુશ્મનો નાબૂદ થઇ જશે. આપણા સૌભાગ્યના દિવસો પુનઃ પાછા ચાલ્યા આવ્યા છે. હવે આપણે ડરવાનું શું પ્રયોજન છે ? મહારાજ ! ચિંતા ન કરો. નિશ્ચિંત રહો. આપનો આ વફાદાર દીવાન

આપને કશી પણ ઇજા આવવા દેશે નહિ.”

રાજા ભૂપસિંહે દીવાનનાં વાક્યોનો પ્રતિધ્વનિ કરીને કહ્યું કેઃ– “કોણ ડરે છે? કોનો ભય છે? દીવાન! રાજા ભૂપસિંહ કદાપિ ડર્યો નથી, ડરવાનો પણ નથી. મને મારૂં હૃદય હવે વારંવાર વિજયી થવાનો ઉત્સાહ આપી રહ્યું છે, મારા મનમાં સંપૂર્ણ આશા બંધાઇ ગઇ છે. આજ સુધી આપણા ભાગ્યાકાશમાં જે વિપત્તિનાં ઘનઘોર વાદળાં ઘેરાઇ ગયાં હતાં, તે હવે બિલ્કુલ સાફ થઇ જવા આવ્યાં છે. દીવાની ગઇ, કિશોર ગયો, રણધીરસિંહ ગયો, વરુણસિંહ ગયો, સમસ્ત શત્રુકુળ નિર્મૂળ થયું. હવે હું રણધીરસિંહરાયની કન્યા સાથે લગ્ન કરી સંસારનાં અતુલ્ય સુખનો લ્હાવો લઇશ, મોજમજા ઉડાવીશ, ગાનતાનમાં ગુલ્તાન રહીશ અને જિગરની સઘળી ઉમેદોને બર લાવીશ.”

“આ શું?” વિસ્મય પ્રકટ કરી દીવાન દોલતસિંહે પૂછ્યું:– “આ શું? આપની આ ધારણા શી રીતે પાર પડશે? મહાવીરને સુશીલા સમર્પણ કરવાની આપે પાકી કબૂલાત કરી છે, દસ્તાવેજ પણ લખી આપ્યો છે, તો પછી શું એ કબૂલાત અને દસ્તાવેજ વગેરે બધું રદ થશે? મહાવીરને પણ આપ દગો દેશો? મહારાજ! મારાથી તો આપના મનનો આશય કોઇપણ રીતે સમજી શકાતો નથી. શું મહાવીર સુશીલાને આપની મહારાણી થવા દેશે ખરો કે?”

ઈષત્ હાસ્ય કરીને રાજા ભૂપસિંહે કહ્યુંઃ–“ એમાં શી મોટી ધાડ મારવાની હતી? મહાવીર જેવા એક મૂર્ખની આંખમાં ધૂળ નાખતાં મને શી વાર લાગવાની હતી? દીવાન! શું તમે મને છેક બેવકૂફ કે દીવાનો ધારો છો? લૂટારાના હાથમાં સુશીલા જેવી સ્વર્ગીય સુંદરીને હું સમર્પણ કરીશ? શું મારા મનોમંદિરની મહારાણીને હું એક ગમાર લૂટારાના હાથમાં સોંપીશ? તમને શું એ વાતપર વિશ્વાસ આવે છે? દીવાન! સ્વપ્નમાં પણ એવો વિચાર લાવશો નહિ, રાજા ભૂપસિંહ જીવ જતાં સુધી પણ સુશીલાને છોડી શકશે નહિ. સુશીલા મારા હૃદયની રાણી થશે, તે કદાપિ અન્યના અધિકારમાં જશે નહિ, મારે આ સર્વ કુટિલ કારસ્થાનો શા માટે કરવાં પડયાં છે, એ શું તમો નથી જાણતા? કેવળ એ સ્વર્ગની દેવી સુશીલાને સંપાદન કરવા માટેજ. કિશોરસિંહની કત્લ કરવાની, રણધીરસિંહરાયનો વિનાશ કરવાની અને વરુણસિંહને મૃત્યુને સ્વાધીન કરવાની હું જે કોશિશ કરી રહ્યો છું, તે સર્વનું સર્વથી પ્રધાન કારણ કેવળ સુશીલા-

સુંદરીને મારી અર્ધાંગના કરવા સિવાય બીજું એક પણ નથી. સુશીલાને માટે કદાચ મારે મારા રાજ્યને ગુમાવવું પડશે, મારી કાયાનું પતન કરવું પડશે, તો તે સર્વે હું લેશમાત્ર પણ વિચલિત થયા વિના કરીશ; પરંતુ મહાવીરને એ મોંઘેરૂં રત્ન નહિ સોંપું તે નહિજ સોંપું !"

"શું ખરેખર હું દીવાનોજ છું ! ના—ના, દીવાનજી ! એ તમારી એક ખોટી ભ્રમણાજ છે ! મહાવીર જેવો એક સાધારણ લૂંટારો સુશીલાના પાણિગ્રહણની લાલસા ધરાવે છે, એ તેની મૂર્ખતાનેજ તે સ્પષ્ટ રીતે સાબીત કરી આપે છે. વામન હોઇને ચંદ્રનો સ્પર્શ કરવાની અભિલાષા કરવી, એ જેવી રીતે અશક્ય છે, તેવીજ રીતે મહાવીરને માટે સુશીલા પણ સર્વથા અપ્રાપ્ય છે. મહાવીર રણધીરસિંહરાયની કન્યા માટે દીવાનો બની ગયો છે, રિપુના વૈરની વસુલાત કરવા માટે ઉન્મત્ત થઇ પડયો છે, તેથી શું તેના હાથમાં સુશીલા જશે ? કદાપિ નહિ. સારાસારના વિચારથી વંચિત થયેલો, મરણીયો થઇ પડેલો પહાડી જંગલી ગમાર મહાવીર પવિત્ર પ્રણયના રહસ્યને શી રીતે સમજી શકે ? સામાન્ય સરોવરમાં વિચરતું એક જળચર પ્રાણી સીમાહીન સમુદ્રના જળમાં જવાથી જેવી રીતે વિષમ સ્થિતિમાં આવી પડે છે, તેવીજ રીતે મહાવીરની પણ સુશીલાના સમાગમમાં આવવાથી મહા વિષમ સ્થિતિ થઇ પડશે. મહાવીર અને સુશીલાની સરખામણી પણ શી રીતે થઇ શકે ? સુશીલા સૌન્દર્યની અધીશ્વરી છે, મહાવીર કાળો કુરુપ છે. સુશીલાના અંગેઅંગમાં અનંગનો વાસ છે, સુશીલાનું સર્વાંગ લાવણ્યથી ભરપૂર છે, ત્યારે મહાવીર મહા મૂર્ખશિરોમણિ છે. પ્રણયના ગંભીર ભેદને એ પામર પશુ જાણતો પણ નથી. દીવાન ! મારા મનમાં ને મનમાંજ મેં જે ધારી રાખ્યું છે, તે અંતે અવશ્ય સત્ય થઇ પડશે; મને એ વિષયમાં સંપૂર્ણ વિશ્વાસ છે; મહાવીરને લાલચ આપી આપણા પક્ષમાં લીધો છે, લોભ દેખાડીને ભૂલમાં ભમાવ્યો છે, એ બધું શું તમો નથી જાણતા ? આપણે આપણું કામ પતાવી લેવાનીજ ખાસ જરૂર છે. મહાવીરને હાથમાં રાખી, આપણી અસલ મતલબને હાંસિલ કર્યા પછી તરતજ તે દુષ્ટને પણ ફાંસીનાં લાકડાંપર લટકાવવાની હું કોશિશ કરીશ, દીવાન! તમે મને છેક મૂર્ખ ન ધારશો ! સ્વાર્થ વિનાનું હું એક પણ કાર્ય કરતો નથી. મારા પ્રત્યેક કાર્યમાં સ્વાર્થનું પ્રમાણ સોળે

સોળ આના રહેલું હોય છે. મારી મનોભાવના મહાવીરને કબ્જે કરી છળ, બળ, કળ કે કપટથી સુંદરીશિરોમણિ સુશીલાને મારે હસ્તક કરવાની છે. બસ, એ ઇચ્છા પૂર્ણ થતાંની સાથેજ મહાવીરનું શરીર આ દુનિયામાંથી સદાને માટે નાબૂદ થવાનું છે. જ્યારે મારી અને તમારી તીક્ષ્ણ બુદ્ધિનો સંયોગ થયો છે અને એના દ્વારા જે કાર્યનું અનુષ્ઠાન થયું છે, ત્યારે હવે મને સંપૂર્ણ આશા રહે છે કે, આપણું એ કાર્ય અવશ્યને અવશ્ય ફળીભૂત થશે. આ બધી મારા મનની વાતો હવે તો તમારા સમજવામાં આવીને, દીવાન દોલત-સિંહ ? હું જે કાંઈ કહું છું, એ બધું તમારા માનવામાં આવે છે ખરૂં કે નહિ ? પ્રતિનિધિઓની સાથે મારી આવીજ સલાહ થઇ છે, તેઓ પણ એ સલાહમાં સમ્મત થયા છે, મહાવીરનું મૃત્યુ કરવાની તેમની સર્વની પણ પ્રબળ ઇચ્છા છે. વળી તેમણે એમ પણ સ્વીકાર્યું છે કે, રાય રણધીરસિંહરાયને ફાંસીની સજા મળ્યા પછી તરતજ, મને તેની કન્યા સુશીલાના સંરક્ષકની પદવી પ્રાપ્ત થશે. સુશીલાની સર્વ સંપત્તિ મારા હાથમાં આવશે. રણધીરસિંહરાયનાં ઘરબાર, જર-જમીન, માલમિલ્કત, નાની મોટી જમીનદારી આદિ સર્વ સુશીલાને મળશે અને સુશીલાની સંભાળનો ભાર મારા હાથમાં સોંપાશે. સુશીલા તો કેવળ મારા હાથનું રમકડુંજ બની જશે. આ બધી વાતો તમને પસંદ પડે છે કે નહિ દીવાન દોલસિંહ ? રણધીરસિંહરાયની એટલી મોટી સંપત્તિ મારી વિશાળ સંપત્તિની સાથે મળવાથી હું કેવો મોટો માણસ થઇ પડીશ. આનંદપૂર અને શંકરપૂર ઉભય પ્રદે-શોના અધિશ્વર તરીકે મારી નામના દેશવિદેશમાં વિસ્તરી જશે. સુરંગપૂરની મંત્રિસભાના સર્વ સભાસદો મારી મૈત્રિની અભિલાષા ધરાવશે અને ભવિષ્યમાં આખો બંગદેશ પણ મારા અધિકારમાં આવી જશે. દીવાન, આ શું ઓછી સૌભાગ્યની વાત છે ? એમ થવાથી મારા ઐશ્વર્યની સીમા રહેશે નહિ, પ્રતાપનો અવધિ રહેશે નહિ, સુખની પણ મર્યાદા રહેશે નહિ. સર્વ રાજાધિરાજો પણ ક્ષમા ક્ષમાના પોકારો કરતા મારી ચરણ સેવા માટે આતુરતા દર્શાવશે. સુશીલા રાજરાણી થશે, રાજા ભુપસિંહ એ રાજરાણીના હૃદયનો રાજાધિરાજ થશે. મને મારા ભવિષ્યના દિવસો અત્યંત સુખમય ભાસે છે. જે કારસ્થા-નકળાની સહાયતાથી હું આનંદપૂરનું રાજ્ય મેળવી શકયો છું, એજ કળાથી એક દિવસ આખા હિન્દુસ્તાનની રાજસત્તાને પણ હું મારે

હસ્તક કરી શકીશ. પુરુષ પ્રયત્નથી શું નથી થતું? રાજ્યને અને પ્રપંચને છેક નિકટનો સંબંધ છે, પ્રપંચ વિના રાજતંત્ર ચાલી શકતું નથી. દુનિયાના દરેક દેશના ઇતિહાસનું અવલોકન કરતાં સ્પષ્ટ સમજાઇ આવે છે કે, પ્રપંચનોજ વિજય છે, પ્રપંચથીજ મોટાં મોટાં રાજ્યોની સ્થાપના થઇ છે. દીવાન ! આ સર્વ કાર્યોમાં જો હું ફળીભૂત થઇશ, તો તમારા ઉપકારનો બદલો પણ બરાબર વાળી આપીશ. મારા સિંહાસનની જમણી બાજૂપર બેસાડી તમારી સલાહ મુજબ જ મારૂં રાજતંત્ર ચલાવીશ. વળી જો કદાચ તમારી રાજા થવાની ઇચ્છા હશે. તો રણધીરસિંહરાયની શંકરપૂરની જાગીર તમોનેજ સુપ્રત કરીશ. તમો શંકરપૂરના રાજા થશો અને મારા ખાસ સલાહકાર તરીકે રહીને મારા રાજ્યને પણ ચલાવી શકશો. મને તમો છેક કૃતઘ્ન ન સમજતા હું મારૂં ભલું ઇચ્છનારનું ભલું કર્યા વિના રહું તેવો નથી, એ તમે ખાત્રીપૂર્વક માની લેજો.”

કાંઇક આનંદ, કાંઇક સંદેહ તથા કાંઇક ભયસહિત દીવાન દોલતસિંહે કહ્યું:—“ મહારાજ ! આપની આ સર્વ ધારણાઓ સિદ્ધ, થાય, એવોજ જો કે મારા મનનો આશીર્વાદ છે; છતાં પણ હું આપને એટલું તો અવશ્ય કહી શકું છું કે, મનુષ્ય પોતાની પ્રત્યેક ધારણામાં કદાપિ ફળીભૂત થઇ શકતું નથી. માનવજીવન વિવિધ વિપત્તિઓથી ઘેરાયલું છે. આપને મારો માત્ર એટલોજ ઉપદેશ છે કે, આ સર્વ કાર્ય આપ ખૂબ સાવચેતીથી કરજો. કદાચ આપના શિરપર કાંઇક આપત્તિ ન આવી પડે એ ખાસ સંભાળ રાખજો. પાપનો પ્રશ્રય લઇ કોઇપણ કાર્યનું અનુષ્ઠાન કરનાર મનુષ્ય પ્રથમ તો ઉન્નત્તિના શૃંગપર આરૂઢ થઇ શકે છે, પરંતુ પાછળથી એજ પાપના મહા ભયાનક જંતુઓ માનવહૃદયને ફોલી ખાય છે. મહાવીર મહા કુશળ પુરુષ છે. પ્રપંચ વિદ્યામાં પણ એ આપનાથી પરાજિત થાય તેવો નથી. તેના જેવો ડંસીલો માણસ મેં બીજો એક પણ જોયો નથી. એ દુષ્ટ જો કદાચ આપના આ કાતિલ મનોભાવને જાણી જશે, તો આપનું મૃત્યુ ઉપજાવ્યા વિના રહેશે નહિ. આશા ભંગ થવાથી મહાવીર તથા તેનું મંડળ ઉલટું અધિક ભયંકર થઇ પડશે. ભયંકર પ્રતિહિંસાનો ભયંકર પાવક સળગાવી મૂકશે. એ સર્વ લોકો મહા ભયંકર છે. કિશોરનું કાસળ કાઢવા તથા સુશીલાનું હરણ કરવા માટે એ લોકોએ કેવી તનતોડ કોશિશ કરી હતી, એ તો આપના સ્મરણમાંજ હશે. મહારાજ !

સીધા–સરળ–સાદા અને ભલા માણુસોની સાથે દગાબાજી કરવાથી કશી ઇજા આવતી નથી; પરંતુ દગાબાજ, દુષ્ટ, પાખંડી પુરુષોની સાથે પ્રપંચ ખેલવાથી હમેશાં પરિણામ ઘણું ભયાનક જ આવે છે. આપ બુદ્ધિમાન અને વિચારશીલ પુરુષ હોવાથી આ સર્વ વાતોને ઘણી સારી રીતે સમજી શકો તેમ છે.”

“ભલેને ભયંકર હોય, એ રાક્ષસી લૂટારાનું મહામંડળ ! મને એમનો શો ભય છે ? એમનાથી મને શી હાનિ કરી શકાય તેમ છે ?” ગંભીર વદને ગર્વસહિત રાજા ભૂપસિંહે કહ્યું:–“ભલેને ભયંકર હોય એ રાક્ષસી લૂટારાનું મહામંડળ મને એમનો શો ભય છે ! એમનાથી મને શી હાનિ કરી શકાય તેમ છે ? દીવાન ! દુનિયામાં હું કોઇનાથી પણ ડરતો નથી. મારી પાસે સર્વ ભયંકરમાં ભયંકર મૂર્તિને પહોંચી વળવાનું સાધન તૈયાર છે, હું સર્વ પ્રકારની ભયંકરતાને ક્ષણ માત્રમાં રસાતળમાં મૂકી શકું તેમ છું. જ્યારે વખત આવશે, સમજ્યા દોલતસિંહ, જ્યારે વખત આવશે, ત્યારે તમે જોઇ શકશો કે, રાજા ભૂપસિંહ કેવો પરાક્રમી પુરુષ છે, પાપના પ્રશ્રયથી કેવો વિજયવંત થઇ શક્યો છે. દુનિયા પુણ્યની પૂજારી છે, હું પાપનો સંગી છું. પાપથીજ વિજય મેળવવા ઇચ્છું છું. મારી ઉન્નત્તિના સઘળા રસ્તા એક દિવસે ને એક દિવસે સાફ થઇ જશે, એક પણ કંટક રહેવા પામશે નહિ. પ્રથમ સાંભળો, સુશીલાની વાત. સુશીલા પરમ ભાગ્યવતી ભામિની થઇને આનંદપૂરની રાજરાણી થશે. રાજમુકુટને મસ્તકપર ધારણ કરશે. એના કરતાં બીજો સૌભાગ્યનો વિષય એને માટે બીજો કયો છે ? સુશીલાના મનની વાર્ત્તા મારા જાણવામાં આવી ગઇ છે, મારા પરજ તેનું સોળ આના મન છે, મનેજ એ તનમનથી ચાહે છે, મારી અર્ધાંગના થવા માટેજ એનું મન રાત્રિદિવસ ઉત્કંઠિત રહે છે. હું જો અનુગ્રહ કરીને તેની સાથે લગ્ન કરીશ, તો સુશીલા તેથી કરીને રાજરાણી થશે, મનમાં ને મનમાંજ અત્યંત આલ્હાદિત થશે. સુશીલા મારી થશે, એ વિષયમાં તો જાણે હવે કશો પણ સંદેહજ નથી.”

“સુશીલા જેવી એક સુરસુંદરીને કિશોર જેવો એક નાલાયક કૂતરો પોતાની પ્રેમ ભાગિની કરવાની ઇચ્છા ધરાવતો હતો, પરંતુ સુશીલાએ અત્યંત તિરસ્કાર કરીને તેની તે અભિલાષાનો અનાદર કર્યો હતો, તેની પ્રણય યાચનાને સર્વથા અગ્રાહ્ય કરી હતી. ક્યાં

રસ્તાનો રઝળતો રખડતો, માતાપિતાના પત્તા વિનાનો તુચ્છ કિશોરસિંહ અને કયાં અતુલ સંપત્તિની સ્વામિની સુશીલા ? શું એમની બન્નેની તુલના થઇ શકે ખરી કે ? કદાપિ નહિ. કિશોર સુશીલાના ચરણની રજ સમાન છે, કિશોર સુશીલાનો દાસાનુદાસ થવા યોગ્ય છે. એમની બન્નેની વચ્ચે આકાશ પાતાળનું અંતર રહેલું છે. સુશીલા જીવ જતાં સુધી પણ કિશોરને પોતાનો પ્રેમભાજન કરી શકે તેમ નથી, આ સર્વ વાતોને તો તમે સારી રીતે જાણો છો, એથીજ હું તમોને નિશ્ચયપૂર્વક કહી શકું છું કે, સુશીલા મારીજ થશે, મારીજ હૃદયરાણી થશે. ”

“ હવે મહાવીરની વાત કહું છું. એ ગમાર જંગલીની આંખમાં ધૂળ નાખતાં મને એક ક્ષણનો પણ વિલંબ લાગશે નહિ. મહાવીરને હું રૂપિયા આપીશ. એ રૂપિયાનો ગુલામ છે. રૂપિયાની આગળ એને સ્વર્ગની અપ્સરાનું પણ કશું મૂલ્ય નથી. લક્ષ્મીના લાલચુને વશ કરતાં કેટલીક વાર લાગે ? લેશ માત્ર પણ નહિ. મહાવીરને મન માન્યા રૂપિયા મળવાથી સુશીલાના સન્મોહને એ દુષ્ટ ત્યાગી દેશે ! શું એ લક્ષ્મીનો કીડો સુશીલાના સૌન્દર્યનું મૂલ્ય આંકી શકે ખરો કે? કદાપિ નહિ—દીવાનજી એ પામર પશુને મ્હોં માગ્યા રૂપિયા આપીશ, છળ, બળ કે કળથી એનું મન મનાવીશ, એટલે સુશીલા સહજમાંજ મારી થઇ શકશે. વળી તમે જાણો છો કે એ બન્ને ભાઇઓને ખુશી કરવા એ તો છેક સહેલામાં સહેલી વાત છે. સુરંગપૂરના સર્વ નવીન રાજમંત્રીઓની સાથે મારી ખાસ મિત્રતા બંધાઇ ગઇ છે, એ લોકો હું જેમ કહું તેમ કરવાને તૈયાર છે, એથી એમને ભલામણ કરી મહાવીર તથા તેના સહોદર રણવીરને મોટા મોટા ઇલકાબો અપાવી શકું તેમ છું. માનવંતા ઇલકાબો મળવાથી એ બન્ને બંધુઓ રાજી રાજી થઇ જાય તેમ છે. દીવાન મને એ લોકોનો તો કશો પણ ભયજ નથી. હું જેમ નચાવું, તેમ નાચવાને એ લોકો ઉભે પગે તૈયાર છે. સુશીલા ન મળવાથી, એમને કશો પણ અફસોસ થાય તેમ નથી; કશો પણ રોષ આવે તેમ નથી. ”

દીવાન દોલતસિંહ રાજાના ઉત્તરનો પ્રતિવાદ કરવા ઇચ્છતો હતો, પરંતુ એવામાં એકાએક ગુપ્તદ્વારપર આસ્તે આસ્તે ત્રણવાર આઘાત થતો સંભળાયો. ભુપસિંહ મહારાજે આસ્તે આસ્તે બહાર આવીને એકદમ દરવાજો ખોલી નાખ્યો. મહાવીર અંદર દાખલ થયો.

ફરીવાર દરવાજો બંધ કરી તેઓ બન્ને જણા એકદમ એ ગુપ્તગૃહમાં પાછા આવી પહોંચ્યા. ચાલતાં ચાલતાં વિજયસૂચક વિકટ હાસ્યની સાથે મહાવીર કહેવા લાગ્યો કેઃ–"શાબાશ મહારાજ! શાબાશ! બધી બાબતમાં કલ્યાણનાં ચિન્હો જણાવા માંડયાં છે! બધી બાજૂએથી ખુશખબર મળવા માંડયા છે! આપના કહેવા મૂજબ કિશોરના કારસ્થાની કાગળને હાથ કરી લાવ્યો છું."

આમ કહેતાં કહેતાં તેણે તરતજ એક મોટા પરબીડિયામાં બીડેલો કાગળ ખીસામાંથી બહાર કાઢીને હાંફતાં હાંફતાં રાજા ભુપસિંહના હાથમાં આપ્યો. રાજા ભૂપસિંહ તરતજ પરબીડિયું ફાડી એમાંના પત્રના અક્ષરોને બરાબર તપાસીને જોવા લાગ્યો. દીવાન દોલતસિંહને જોઇને દસ્યુ સરદાર મહાવીર આનંદે બોલી ઊઠયોઃ– "અરે, આ શું દીવાનજી આવી પહોંચ્યા? ક્યારે આવ્યા? કેમ, તબીયત તો મજામાં છે ને? સારૂં થયું, સારૂં થયું, કે સવેળા આપ આવી પહોંચ્યા. અમો અત્યાર સુધી આપના આવવાની વાટ જોતાજ બેઠા હતા. સારૂં થયું, સારૂં થયું."

પત્ર વાંચતાં વાંચતાં ચંચળભાવે રાજા ભૂપસિંહે કહ્યુંઃ–"તમે અહીંથી બહાર ગયા પછી, તરતજ દીવાનજી આવી પહોંચ્યા છે. હવે આપણે ચિંતા કરવાનું કાંઇ કારણ નથી."

પુનઃ કાંઇક વિચાર કરી રાજાએ કહ્યુંઃ-"હા, ઠીક થયું! જેવું હું ઇચ્છતો હતો, એવુંજ બરાબર આ પત્રમાં લખેલું છે. કેમકે, આ લખાણથી તો આપણે ધારેલું કાર્ય અવશ્ય કરી શકીએ તેમ છીએ. મૂર્ખના સરદાર કિશોરસિંહને એટલું પણ ભાન નથી કે, આ પત્ર તેનો પ્રાણહારક થઇ પડશે. જો તેમ ન હોત તો તે મંત્રિસભાના મહા માનવંતા સભાસદોને કદાપિ, ગમાર, મૂર્ખ, નવીન ધર્મનું ધતીંગ સ્થાપનારા, બદમાશીના આવરણથી પોતાના પાપને છૂપાવી રાખનારા, હીચકારા, દગાબાજ ઇત્યાદિ અયોગ્ય શબ્દો લખવાનું સાહસ કરે ખરો કે? તે બેવકૂફે આ પત્રમાં એવા અનેક શબ્દો લખ્યા છે. રાજ્યના કર્ત્તા હર્ત્તા પ્રતિનિધિઓની વિરુદ્ધમાં આ સર્વ ગાળાગાળી ભરેલા શબ્દોનો એ શયતાને પ્રયોગ કર્યો છે, બસ, એજ એના મોતનું મુખ્ય નિશાન છે, બહુ સારૂં લખ્યું છે, આપણા લાભમાં સોળેસોળ આના આ લખાણ ખપ લાગે તેવું છે. બંડખોર તરીકે એ નાલાયક છોકરાને સાબીત કરવામાં હવે કેટલીકવાર લાગશે? લેશમાત્ર પણ નહિ. કિશોરને એના મોતેજ

ભુલમાં ભમાવીને આવો ભયાનક પત્ર લખાવ્યો છે. હવે એ પાકો રાજદ્રોહી ઠરી ચૂક્યો છે. વળી એ ઉપરાંત, બાલારાજાની ચોરી કરનાર નવીન પ્રતિનિધીઓના હાથમાં રાજસત્તા આવવાથી બંગદેશમાં મહા અંધાધુધી મચી ગઇ છે, દેશમાં ઠેકઠેકાણે અસંતોષ ફેલાઇ ગયો છે, પ્રતિનિધિઓના સ્વેચ્છાચારથી પ્રજા ત્રાહિ ત્રાહિ પોકારી રહી છે, ભવિષ્યમાં એ નવીન રાજસત્તા નષ્ટ થશે, સુરંગપૂરનું સિંહાસન સદાને માટે લુપ્ત થશે, પ્રજામાં મહા ભયાનક વિદ્રોહ મચી જશે, આવી રાજદ્રોહી વાતો પણ એ બદમાસે અનેક લખી છે. રાજાના નામપર અનેક અઘટિત આક્ષેપો કર્યા છે. આ સર્વ કારણોથી હવે એ સ્પષ્ટ રાજદ્રોહી થયો છે. રાજદ્રોહની સજામાં એ દુષ્ટને કાગડા કૂતરાની પેઠે ઘણીજ કફોડી રીતે મરણને શરણ થવું પડશે. આપણે હવે બીજી કાંઇ પણ કોશિશ કરવી પડશે નહિ. કિશોર પોતાની બિછાવેલી પ્રપંચજાળમાં પોતેજ પકડાઇ ગયો છે, તેમાંથી તે હવે કદાપિ છૂટી શકશે નહિ. મહાવીર સરદાર ! તમને શી શાબાશી આપું ? તમારી શી પ્રશંસા કરૂં ? તમને શાબાશી આપવા યોગ્ય અથવા તમારી પ્રશંસા કરવા યોગ્ય શબ્દો પણ મારા અભિધાનમાં અસ્તિત્વ ધરાવતા નથી. ધન્ય છે! ધન્ય છે!"

ઉત્સાહમાં ને ઉત્સાહમાં ઉતાવળથી પત્ર વાંચતાં વાંચતાં રાજા ભૂપસિંહ આનંદાવેશમાં આવી વિકસિત નયને દૃષ્ટિપાત કરી ચંચળતાથી બોલી ઉઠયો:—" ધન્ય છે, ધન્ય છે ! મહાવીર સરદાર, ધન્ય છે ! તમોએ આજે ખરેખર અદ્વિતીય દક્ષતા દર્શાવી છે. પણ શી રીતે તમોએ આ પત્ર પ્રાપ્ત કર્યો ? કોની પાસેથી પ્રાપ્ત કર્યો ? આમ સહજમાંજ તમોને આવું મહત્ કાર્ય પૂર્ણ કરી પાછા આવેલા જોઇને મારા મનમાં અપાર આનંદ ઉત્પન્ન થયો છે. "

પ્રશ્નની સાથેને સાથેજ રાજાની આંખો પાછી પત્રના અક્ષરોપર જઇ પડી. તે બરાબર એકાગ્ર દૃષ્ટિથીએ અક્ષરોનું અવલોકન કરવા લાગ્યો. સરદાર મહાવીરે રાજાના પ્રશ્નના પ્રત્યુત્તરમાં જણાવ્યું કે;—" કિશોરસિંહનો પ્રિય મિત્ર પેલો શાંતિપ્રસાદજ આ પત્ર લઇને દેવીપૂર બણી જતો હતો. અશ્વશાળામાં તે એક અશ્વ લેવા આવ્યો હતો. એ વખતે હું તેની પાછળ પાછળ છૂપાઇને ચાલ્યો જતો હતો. અશ્વશાળામાંથી અશ્વ લઇને બહાર નીકળ્યા પછી એક અંધારા અખારાવાળા રસ્તામાં લાગ જોઇને મેં તેને અશ્વપરથી નીચે ગબડાવી પાડયો હતો, ત્યારપછી જ્યારે તે છેક બેશુદ્ધ થઇ પડયો, ત્યારે મેં તેના

જામાનું ખીસું ફાડી આ પત્ર બહાર કાઢી લીધો હતો. વળી અશ્વપાળની સાથે એ દુરાત્માની રાજદ્રોહ સંબંધી જે કાંઇ વાતો થઇ હતી, તે બધી પણ મેં છુપાઇને બરાબર સાંભળી લીધી હતી. મહારાજ ! શાંતિપ્રસાદ પણ કાંઇ કિશોરસિંહથી ગાંજ્યો જાય તેવો નથી. એ બદમાશ પણ મહા ચાલાક છે."

રાજા પત્ર વાંચતો હતો; તેની આંખો પત્ર તરફ હતી અને કાન મહાવીરની વાત ભણી હતા. પત્ર વાંચતાં વાંચતાં તેણે ફરીવાર પૂછ્યું કેઃ—"શાંતિપ્રસાદ ક્યાં છે ? એનું શું થયું ?"

"મરી ગયો છે." દંભસહિત મહાવીર સરદારે ઉત્તર આપ્યોઃ—"મરી ગયો છે. હું તેને મરણને શરણ કરી આવ્યો છું. ઘોડાપરથી નીચે ગબડાવી પાડી, પત્થરવાળા રસ્તાપર ફેંકી મેં તેનાં સો વરસ પૂરાં કરી નાખ્યાં છે. તેનું માથું ફૂટી ગયું છે, લોહી પણ પુષ્કળ વહ્યું છે. આ વખતના જખ્મમાંથી જો એ કદાચ જીવતો ઉઠશે, તો તેનો પુનર્જન્મ થયો છે, એમજ માની લેવું પડશે. પણ ફિકર નહિ. એ બચતો હોય તો બચવા દો. આપણને એથી કશું પણ નુકસાન થવાનું નથી. જે વસ્તુની આપણને ખાસ જરૂર હતી, તે વસ્તુ હાથ લાગી ગઈ છે, એટલે હવે કાંઇ ભય જેવું નથી. એવા દસહજાર શાંતિપ્રસાદ કદાચ એકઠા થઇને આવે, તો પણ આ મહાવીરને પહોંચી શકે તેમ નથી. મહાવીર પાસે અત્યારે કઇ વસ્તુનો અભાવ છે ? છળ છે, બળ છે, અતુલ સાહસ પણ છે. તો પછી તેને ભય રાખવાનું શું પ્રયોજન છે ? કાંઇજ નહિ. મહાવીર સદા સર્વદા નિશ્ચિંતજ છે. મહાવીરના મદદગાર રાજા ભૂપસિંહ પણ નિર્ભય અને નિશ્ચિંત છે. બસ, હવે કિશોરસિંહ, રણધીરસિંહ અને વરુણસિંહ ત્રણે જણાની જિન્દગીના દહાડા પૂરા થવા આવ્યા છે. જે વખત જાય છે, તે વખતમાં તેમનાં મુડદાં ફાંસીનાં લાકડાંપર લટકે તેનો સંપૂર્ણ સંભવ છે."

"બરાબર છે, મહાવીર સરદાર ! તમારૂં કહેવું બરાબર છે." રાજા ભૂપસિંહે અત્યંત આનંદિત થઇ મહા ઉત્સાહસહિત કહ્યુંઃ—"બરાબર છે, મહાવીર સરદાર ! તમારૂં કહેવું બરાબર છે, શાંતિપ્રસાદ મર્યો હોય તો મરવા દો, જીવતો હોય તો જીવવા દો. એના જીવન કિંવા મરણથી કશી પણ ક્ષતિ કે વૃદ્ધિ થવાની નથી ! ભયાનક વિદ્રોહ સપ્રમાણ સિદ્ધ થઇ ચૂક્યો છે. કિશોરસિંહનું કાવત્રું પકડાઇ ગયું છે. રણધીરસિંહરાય પણ ભયંકર રાજદ્રોહી ઠરી ચૂક્યો છે. વરુણસિંહનું

તો પૂછવુંજ શું? એ પણ પિતાની સાથે રાજદ્રોહના કામમાં મળેલો છે, એમ સ્પષ્ટ સિદ્ધ થઇ શકે તેમ છે. કિશોરસિંહ રણધીરસિંહરાયનો અન્નદાસ છે, એટલે એની સાથે સાથે રણધીરસિંહરાય પણ આ મામલામાં સહજમાંજ સંડોવાઇ શકે તેમ છે. બસ પ્રપંચના પોબાર થયા છે, મનની મુરાદ બર આવા આવી છે. આ શિકારી દાવમાં એકી સાથે ત્રણે જણા સપડાઇ શકે તેમ છે. આ પત્રથી સર્વ કાંઇ થઇ શકે તેમ છે."

"એમજ થશે." આનંદથી ઉન્મત થઇ દીવાન દોલતસિંહે કહ્યું:-"એમજ થશે. કિશોરસિંહ આપ કહો છો, તેમ રણધીરસિંહના અન્નના ટુકડા ખાનારો ગુલામ છે, છતાં જુઓને, તેણે કેવો કુટિલ કાગળ લખ્યો છે? શું પોતાના માલિકને રાજદ્રોહી કરતાં, એ દુષ્ટને માલિકની નહિ તો માલિકના અન્નની પણ શર્મ નહિ આવી હોય? ધિક્કાર છે! ધિક્કાર છે! એવા ગુલામો આ દુનિયાના બોજા રૂપ છે. મારા બેટાનું સાહસ પણ કાંઇ જેવું તેવું છે! માલિકને-અન્નદાતાને ઉપદેશ આપવા બેસી ગયો છે, એ બે બદામનો ગુલામડો! ઠીક છે, 'દુનિયા ઝૂકતી હય, ઝૂકાનેવાલા ચાહિયે' એ ઇન્સાફેજ તે હરામી બધાં કામો કરવા માંડયો છે! એ દુષ્ટના આ કાગળથી બિચારા રણધીરસિંહનું માથું કપાશે, વરુણસિંહ માર્યો જશે, શંકરપૂરની જાગીર સ્વામીશૂન્ય થઇ પડશે! ઠીક છે, ઘાટ તો બરાબર ઘડાયો છે. બુદ્ધિ ચલાવવી તો આવીજ રીતે! સર્પ મરી જાય અને લાકડી આબાદ રહી જાય' એવી રીતે કામ લેવામાં રાજાધિરાજ! આપની બુદ્ધિ ખરેખર અનુપમ કાર્ય કરે છે. મને આપની આવી બુદ્ધિમતાનો સ્વપ્નમાં પણ ખ્યાલ નહોતો. વાહ! વાહ! ચાલાકી તો અજબ ચલાવી છે! એક બાણથી ત્રણ પંખી માર્યા જશે; એક પત્રથી ત્રણ જણાના પ્રાણ નષ્ટ થશે!"

કોઇ એક પ્રકારની ચિંતા કરીને મહાવીરે એકાએક જાણે કાંઇક નવીન મૂર્તિ ધારણ કરી લીધી. તેનું મુખ લાલચોળ થઇ ઉઠયું. રાજાને સંબોધીને આલ્હાદથી ગદગદ કંઠે દસ્યુ દલપતિ બોલી ઉઠયો:-"જોજો મહારાજ! મારી સાથે કરેલી કબુલાતને બરાબર સ્મરણમાં રાખજો, ભુલી ન જશો. એ કબૂલાતમાં કાંઇ પણ ફેરફાર ન થાય, એની ખાસ કાળજી રાખજો. હું એ મોહક મુખડાંવાળી નાજુક નખરાળી નારીને ચાહું છું, બસ, એનેજ મેળવવા માગું છું. છોકરીને

હાથ કરવા માટે મારો મિજાજ ભારી ગરમ થઇ પડયો છે. દુનિયાના તમામ લોકો જેને-શું તેનું નામ-સાલું સાંભરતું પણ નથી, હાં-હા, તેને તેઓ પ્યાર કહે છે, મહોબ્બત કહે છે, પ્રીતિ કહે છે, એને તો હું બિલ્કુલ ગ્રહણ કરીશ નહિ. પ્રીતિ બીતીની સાથે મારે શું લાગે વળગે? મહારાજ! એ પ્રીતિ કેવી હશે! કયાં રહેતી હશે! એનો રંગ કેવો હશે! કદ કેવું હશે! કેટલી ઉંચી હશે? એનો બનાવનાર કોણ હશે? આ બધી ભેદી વાતોને તો હું સમજી પણ શકતો નથી. પ્રીતિ-પ્રીતિ, પ્રેમ-પ્રેમ, મહોબ્બત મહોબ્બત કરી કરીને, એના ને એનાજ વિચારો કરી કરીને જેમનાં માથાં ફરી જાય છે, મ્હોંમાં પાણી છૂટી આવે છે, તેઓ સઘળા દીવાના છે, મુર્ખ છે, મોટા ગધેડા છે! અમો તો એ પ્રીતિ કે પ્રેમ વગેરે કશું પણ જોયું નથી, અરે, એને જાણતા કે સમજતા પણ નથી. પણ હા, અમારી ઇચ્છા તો એ છોકરીને મેળવવાનીજ છે. એ ફાંકડી આંખોવાળી, ગુલાબી ગાલોવાળી, કાળા કાળા વાળોવાળી નાજુક બદનવાળી છોકરીજ મારા મનની મહારાણી થાય, એવી મારી મનની મુખ્ય મુરાદ છે. જો જો મહારાજ! મારી સાથે કરેલી કબૂલાતનો ભંગ ન થાય, છોકરીને માટે મારૂં મન બિલ્કુલ બગડી ગયું છે, બિલ્કુલ ખરાબ થઇ ગયું છે." આમ કહીને મહાવીર કાંઇક ઠંડો થયો.

"એ તો થશે ને થશેજ. જે કબૂલાત કરી છે, તે જરૂર ને જરૂર પૂરી થશે. એ બાબતમાં તમે બિલ્કુલ ફિકર કરશો નહિ. ભૂપસિંહ પોતાનું વચન કદી પણ ફરવા દેશે નહિ." મહાવીરને આવી વાત કહીને રાજા ભૂપસિંહે કહ્યું કેઃ-"પણ હવે એ બધી વાતો ને જવા દો. હવે કિશોરસિંહને શી રીતે હાથ કરી શકાય. એ કહો જોઇએ? મારી ધારણા પ્રમાણે તો તેમના નામપર નવીન રાજપ્રતિનિધિઓની પાસેથી ગિરફતારી પરવાનો બહાર કઢાવીને એકદમ ગિરફતાર કરવા પડશે. કેમ! શું કહો છો, દીવાન દોલતસિંહ! આમ કરવું ઉચિત છે કે નહિ?"

દીવાન દોલતસિંહે જવાબ આપ્યોઃ-"આ સલાહજ મને તો બરાબર ઉચિત લાગે છે."

મહાવીર ગર્વની સાથે બોલી ઉઠયો.-"મને પણ એમજ લાગે છે. આપણે એ કારસ્થાની કિશોરનો જે પત્ર હાથ કર્યો છે, એ પરથીજ તે રાજદ્રોહી સિદ્ધ થઇ શકશે. એ સિવાય બીજાું કશું

પણ કરવું પડશે નહિ. કાગળમાં બધું સ્પષ્ટજ લખવામાં આવ્યું છે. નવીન રાજસત્તાને જડમૂળથી ઉખેડી નાખવાના તથા રણધીરસિંહ રાયને હસ્તક રાજતંત્ર સોંપવાના કારસ્થાનભર્યા લખાણથીજ કિશોરસિંહ અપરાધી ઠરી ચૂક્યો છે અને એ અપરાધથીજ તે મરણને શરણ થઇ શકે તેમ છે."

રાજા ભૂપસિંહે કહ્યું–"બરાબર છે, બરાબર છે, હવે એનોજ બંદોબસ્ત કરવાની આવશ્યકતા છે, કિશોરસિંહ હવે પૂરેપૂરો આપણા પંજામાં આવી પડ્યો છે; તે કદાપિ તેમાંથી છટકી શકે તેમ નથી."

દીવાન દોલતસિંહે કહ્યું:–મહારાજ ! આપનું તથા સરદાર મહાવીરનું કહેવું બરાબર છે. પણ આમાં હવે વિલંબ કરવો ઉચિત નથી. ચાલો, આપણે રાજપ્રતિનિધિઓની પાસે જઇને તેમને કિશોરનો આ કારસ્થાની પત્ર બતાવીએ તથા તે સાથે તેને પકડવાનો ગિરફ્તારી પરવાનો પણ બહાર કઢાવીએ. જો હમણાં ને હમણાંજ ગિરફ્તારી પરવાનો બહાર કાઢાવવામાં નહિ આવે તો હરામખોરનો સરદાર કિશોરસિંહ ક્યાંક છટકી જશે અને આપણા મનની મનમાંજ રહી જશે. આવા કાર્યમાં વિલંબ કરવાથી હમેશાં એનું પરિણામ વિપરીતજ આવે છે."

રાજા ભૂપસિંહે કાંઇક વિચાર કરી કહ્યું:–"દીવાનજી ! તમારી બુદ્ધિ ખરેખર અત્યંત તીક્ષ્ણ અને તીવ્ર છે, મને તમારી સલાહ ઘણીજ પસંદ પડી છે. હું પણ તમારી સલાહ પ્રમાણેજ કરવા માગું છું. જાઓ, તમે હમણાં ને હમણાંજ એનો ઘટતો બંદોબસ્ત કરો. પણ કેવળ એ દુરાત્મા કિશોરસિંહનેજ નહિ, પરંતુ તેના તે દુષ્ટ ગુપ્તચર ભંડારી મહારાજને પણ કેદ કરવો પડશે. રાજદ્રોહી આસામીને ઘરમાં આશ્રય આપવો અથવા છૂપાવી રાખવો, એ કાંઇ જેવો તેવો સામાન્ય અપરાધ નથી ! રાજદરબારમાંથી જેને પકડી લાવવાની જાહિરાત બહાર પડી છે, બળવાના અપરાધથી જેનું મસ્તક કાપવાનો હુકમ બહાર પડી ગયો છે, એવા મોટા આસામીને ઘરની અંદર છૂપાવી રાખવો એ અવશ્ય રાજદ્રોહનો અપરાધજ ગણી શકાય તેમ છે. મારી ધારણા પ્રમાણે મંત્રિસભાના સભાસદો કિશોરનાં કારસ્થાન સાથે ભંડારી મહારાજને મળેલો જોઇને તેને યોગ્ય સજા કર્યા વિના રહેશે નહિ. બસ, હવે ગમે તે રીતે તેમને બન્નેને બંદિવાન કરવા પડશે. હું રાજમહાલયમાં જાઉં છું, રાજપ્રહરીને

મારી સાથે લઇ સત્વર પાછો આવું છું. દીવાન દોલતસિંહ, તમે મારી સાથે ચાલો, અને મહાવીર! તમે, ભાઇ થોડીવાર એ ભંડારી મહારાજના ઘર પાસે પહેરો ભરો. બન્ને પંખીઓ ઉડી ન જાય, એની ખાસ સંભાળ રાખજો. આ કામને પૂરૂં કરીને હું રાજમહાલયમાંથી સત્વર પાછો આવીશ અને ત્યાર પછી ખાસ મજલિસમાં આ પત્રને રજૂ કરીશ. રણધીરસિંહરાય તથા વરૂણસિંહ પિતા પુત્ર બન્નેના નામપર ગિરફતારી પરવાનો દસ્તખત કરીશ. ત્યાર પછી પરવાનો લઇને સૈન્ય સામન્તસહિત સત્રળા મળીને એકી સાથે રણધીરસિંહ રાયનું શ્રાદ્ધ કરવા જઇશું. મહાવીર સરદાર અને દીવાન દોલતસિંહ! તમે બન્ને મહા પુરુષોજ મારા ખાસ મદદગાર છો, તમારી મદદથીજ હું અત્યાર સુધી મારા પ્રત્યેક કાર્યમાં સફળતા સંપાદન કરી શકયો છું. ભવિષ્યમાં જો મારા મનની ધારણા પાર પડશે તો હું અવશ્યને અવશ્ય તમારા બન્નેના ઉપકારનો બરાબર બદલો વાળી આપીશ. રાજા ભૂપસિંહને તમો છેક કૃતઘ્ન સમજશો નહિ; કદર વિનાનો કાફર ધારશો નહિ. મારાપર જે કોઇ મનુષ્યનો જરાપણ ઉપકાર થાય છે, તે ઉપકારનો બદલો વાળ્યા પછીજ મારા મનને નિરાંત થાય છે. બસ, ચાલો, હવે દીવાનજી આપણે આપણું કામ પતાવી આવીએ. મહાવીર! તમે પણ તમોને સોંપેલા કામને પૂરૂં કરો.”

સલાહ નક્કી થઈ. ઘરમાંનો દીવો હોલવી નાખીને તેઓ ત્રણે જણા જ્વલન્ત ઉત્સાહથી, પુલકિત કલેવરથી અને ઉતાવળે પગલેથી તે ભગ્નગૃહમાંથી બહાર નીકળી પડયા. રાજા અને દીવાનજી રાજ મહાલય ભણી ગયા અને મહાવીર ભંડારી મહારાજના દેવાલય તરફ ચાલ્યો ગયો.



## અષ્ટમ પ્રસંગ

### તપાસ

यो धर्मं दहति द्रुमं दवइवोन्मथ्नाति नीतिंलताम् ।
दंतीवेंदुकलांक्लिश्नाति कीर्त्तिं नृणाम् ॥
स्वार्थं वायुरिवांबुदं विघटयत्युल्लासयत्यापदम् ।
तृष्णां धर्मइवोचितः कृतकपालोपः सकोपः कथम् ॥

**ભાવાર્થઃ**—"જેણે કૃપાનો નાશ કર્યો છે એવો ક્રોધ કોઇ પણ પ્રકારે યોગ્ય નથી, કારણ કે, જેમ દાવાનળ વૃક્ષને બાળે છે, તેમ ક્રોધ ધર્મને બાળીને ભસ્મ કરે છે, જેમ હાથી લતાને ઉખેડી નાખે છે, તેમ ક્રોધ નીતિને મૂળમાથી ઉખેડી છેદી નાખે છે, જેમ રાહુ ચંદ્રની કળાને ક્લેશ પમાડે છે, તેમ ક્રોધ મનુષ્યોની કીર્ત્તિને ક્લેશ લગાડે છે અર્થાત્ કીર્ત્તિને એબ લગાડે છે, જેમ પવન પાણીનો નાશ કરે છે, તેમ ક્રોધ સ્વાર્થનો નાશ કરે છે, અને જેમ ગરમી તૃષાને વધારે છે, તેમ ક્રોધ આપત્તિને વધારે છે."

ઉદ્વેગને સમયે મનનું ધારેલું કામ થવાથીજ મનને કાંઇક આરામ મળે છે. આશ્રયદાતા પ્રતિપાલક રણધીરસિંહરાય મહાશયને સાવધાન કરવાનો પત્ર લખીને કિશોરસિંહ પોતાના મનમાં કાંઇક આરામ મળેલો માનતો હતો, અને એ આરામને લીધે તે અત્યારે કાંઇક શાંત થઇને સૂઇ ગયો હતો. સદાશિવ ભાટ અને ભંડારી મહારાજ બીજા એક ઓરડામાં બેસીને ઇચ્છાનુસાર વાર્તાલાપ કરતા હતા. બાલિકા લલિતપ્રભા પોતાના દીવાનખાનામાં બેઠી બેઠી એક નાના રૂમાલપર ફૂલ ભરી રહી હતી. એ સમયે તેનું મુખ જોવાથી જણાઇ આવતું હતું કે, કામકાજમાં તેનું મન બરાબર પરોવાયું નહોતું, ફૂલ ગુંથવાનું તેને જરાપણ ગમતું નહોતું, બાલિકાનું મુખ જાણે કોઇ પણ પ્રકારની ચિંતાનાં વાદળાંથી આચ્છાદિત થઇને બિલકુલ ફીકું પડી ગયું હતું. પણ અત્યારે એ કોમળ હૃદયની સરળ બાલાના હૃદયમાં શાથી ચિંતા ઉત્પન્ન થઇ હતી વારૂ? એની ચિંતાનું કારણ, બીજું કશું પણ નહોતું. શાંતિપ્રસાદને માટેજ એ

બિચારી બાલિકા બ્હાવરી બની ગઇ હતી. શાંતિપ્રસાદ એવી ઘોર અંધારી રાત્રે પહાડી રસ્તા તરફ એકલોજ ચાલ્યો ગયો હતો, એથી જો કદાચ એના શિરપર કાંઇક અકસ્માત્ સંકટ આવી પડશે, તો એને કોણ બચાવશે? બાલિકા ઘણું કરીને એકાગ્રમને આ વિષયનીજ ચિંતા કરી રહી હતી. બાલિકાનું હૃદય સર્વથા સરળ હતું, સંસારના કોઇ પણ વિકારે તે હૃદયમાં સંચાર કર્યો નહોતો; છતાં અત્યારે તેના મનમાં શાંતિપ્રસાદ સંબંધી અનેક ચિંતાઓ શા માટે ઉપજી આવી હતી? એનાં કારણો એક નહિ પણ અનેક છે. પ્રથમ તે શાંતિપ્રસાદનો સ્વભાવજ એવો સુંદર હતો કે, તેને જોઇને સર્વના મનમાં તેના પ્રતિ શ્રદ્ધા ઉપજ્યા વિના રહે તેમ નહોતી, વળી બીજું કારણ એ હતું કે, શાંતિપ્રસાદનું રૂપ અત્યંત અનુપમ અને આકર્ષક હતું, એ રૂપની મોહની શક્તિએ, લલિતપ્રભાના હૃદયમાં પ્રણયનાં બીજ રોપી દીધાં હતાં. એ પ્રણયના પવિત્ર સ્મરણથીજ લલિતપ્રભાનું મન શાંતિપ્રસાદને માટે અત્યંત વ્યાકુળ બની ગયું હતું. પ્રેમ કિંવા પ્રીતિનો પ્રભાવજ કાંઇક વિલક્ષણ છે. મનુષ્યના મનમાં પ્રવેશ કરી એ પ્રેમ તેને એટલું બધું ઉન્મત્ત બનાવી દે છે કે, તેને પોતાના પ્રેમી વિના આ વિશ્વની બીજી એક પણ વસ્તુપર રૂચિ ઉપજતી નથી. પ્રેમીની સાથે પ્રેમીની મુલાકાત થવાથી એ બન્ને પ્રેમીઓને જે આનંદ ઉત્પન્ન થાય છે, એવો આનંદ ત્રિભુવનમાં પણ મળી શકતો નથી. પ્રેમના સાગરમાં ડૂબેલાં પ્રેમીકો ડૂબવામાંજ આનંદ માને છે. લલિતપ્રભા શાંતિપ્રસાદના પ્રણય સાગરમાં ડૂબી હતી અને શાંતિપ્રસાદ લલિતપ્રભાના પ્રણયસાગરમાં ડૂબ્યો હતો, બન્નેના હૃદયમાં કોઇ અદૃશ્ય શક્તિએ આવીને એકતાનો મહામંત્ર ગજાવી મૂકયો હતો. બન્ને એ મંત્રના પ્રભાવે એક બીજાની સાથેજ રહેવા ઇચ્છતાં હતાં. એવામાં એકાએક વિધિના વિધાનથી શાંતિપ્રસાદનો વિયોગ થતાં, લલિતપ્રભા નિરાશ બની ગઇ હતી અને એ નિરાશાથી ઉદ્‌ભવેલા વિચારોનેજ અત્યારે તે પોતાના મનમાં ને મનમાંજ વ્યક્ત કરી રહી હતી. લગભગ એકાદ પ્રહર થયાં શાંતિપ્રસાદ બહાર ચાલ્યો ગયો હતો, અને રાત્રે પણ એ પાછો આવવાનો નહોતો. સદર દરવાજો અંદરથી બંધ થઈ ગયો હતો. એવામાં અચાનક કોઇ જાણે એકદમ ઉતાવળું આવીને દરવાજા પર ઉપરાસાપરી ધક્કા મારવા લાગ્યો.

આવનાર વ્યક્તિ કોણ છે અને અત્યારે આવી અંધારી રાત્રે શા કારણથી આવી છે, એ જાણવા માટે અત્યંત વ્યસ્ત થઇને ભંડારી મહારાજ પોતાના બેઠકખાનામાંથી ઉઠીને એકદમ દરવાજો ઉઘાડવા માટે બહાર નીકળી આવ્યો દરવાજાની છેક નજીકમાં આવી તેણે એક ક્ષણનો પણ વિલંબ ન કરતાં તરતજ દરવાજો ખોલી નાખ્યો. દરવાજો ખોલતાંની સાથેજ શાંતિપ્રસાદ એકદમ અંદર દોડી આવ્યો. કદાચ કાંઇક જરૂરની વસ્તુ ભુલી ગયો હશે, એ લેવા માટે અત્યારે તે પાછો આવ્યો છે, હમણાંજ એ વસ્તુ લઇને તે ઘરમાંથી પાછો ફરશે, આમ ધારીને ભંડારી મહારાજે દરવાજો બંધ કર્યો નહિ તે બન્ને બારણાંને ખાલી અટકાવીને શાંતિપ્રસાદના પાછા ફરવાની વાટ જોતો ઉભો રહ્યો. ભય ભરેલા અવાજે શાંતિપ્રસાદ ભંડારી મહારાજને સંબોધીને બોલી ઉઠયોઃ—" બંધ કરો. બંધ કરો. મહા કુચક્ર રચાયું છે. ચારે તરફ દુષ્ટ લોકો ફેલાઇ ગયા છે. મોતના પંઝામાંથી બચીને મહા મુસ્કેલીએ પાછો ફર્યો છું. બંધ કરો, જલ્દી દરવાજો બંધ કરો. "

ભંડારી મહારાજે શંકિત થઇને તરતજ દરવાજો બંધ કરી દીધો. શાંતિપ્રસાદના તરફ બરાબર તપાસી જોઇને ભંડારી મહારાજ વિશેષ શંકાશીલ બની ગયો. તેના મનમાં અત્યંત આશ્ચર્ય ઉપજી આવ્યું. શાંતિપ્રસાદનો ચહેરો જાણે તે વખતે બિલ્કુલ ફીકો પડી ગયો હતો. માથાના વાળ પણ વિખરાઇ ગયા હતા. તેના મુખનો ભાવ જોતાં તે જાણે ભયભીત બની ગયો હોયની ! એમ સ્પષ્ટ જણાઇ આવતું હતું. શરીરપરનાં વસ્ત્રો પણ ફાટી ગયાં હતાં. ભંડારી મહારાજ આ સર્વ અદ્દભુત પ્રકાર જોઇને સ્તબ્ધ થઇ ગયો. ક્ષણવાર સુધી તેના મુખમાંથી એક અક્ષર પણ નીકળી શકયો નહિ. આખા શરીરને ધૂળથી ખરડાયલું જોઇને તે જાણી ગયો કે શાંતિપ્રસાદના શિરપર અવશ્યને અવશ્ય કાંઇક અણધાર્યું સંકટ આવી પડયું છે, પરંતુ શું સંકટ આવી પડયું છે, એ સંબંધમાં તેનાથી કશીપણ દૃઢ કલ્પના થઇ શકી નહિ.

ભયકંપિત કંઠે શાંતિપ્રસાદે કહ્યુંઃ—" મહારાજા ગજબ થયો ! પત્ર ચોરાઇ ગયો, લૂટાઇ ગયો ! ભયંકર વિશ્વાસઘાત થયો ! ચોકીપરથી ગબડાવી પાડી એ રાક્ષસે મારી આવી શોચનીય દશા કરી દીધી ! આવો, આવો, હમણાંને હમણાંજ કિશોરસિંહને મારી પાસે બોલાવો.

તેને બધી બીના જણાવ્યા વિના મારા મનને નિરાંત થાય તેમ નથી. હાય! હાય! ગજબ થયો! સત્યાનાશ વળી ગયો."

કિશોરસિંહ ત્યારે ઊંઘમાંથી જાગી ઉઠયો હતો. શાંતિપ્રસાદનો આવો કંપિત અવાજ સાંભળીને તે શંકિત નયને ચારે તરફ જોવા લાગ્યો. શાંતિપ્રસાદ પણ એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના એકદમ તેની પાસે દોડી આવ્યો. આવીને તેણે એ આકસ્મિક વિશ્વાસઘાતકતાનો સમસ્ત વૃતાંત કિશોરસિંહ તથા ભંડારી મહારાજને કહી સંભળાવ્યો. એવામાં સદાશિવ પણ એકદમ ઉતાવળો ઉતાવળો એ ગૃહમાં આવી પહોંચ્યો. અકસ્માત્ આ પ્રમાણે ઘરનાં સઘળાં માણસોને શાંતિપ્રસાદ પાસે આવી એકઠાં થયેલાં જોઇને લલિતપ્રભા પણ અજાયબીમાં પડી ગઇ; તે પણ તરતજ તે ગૃહમાં દોડી આવી. શાંતિપ્રસાદને પોતાની નજર આગળ ઉભેલો જોઇને લલિત પ્રભાના મનમાં પ્રથમ તો કાંઇક આનંદ ઉપજયો ખરો, પરંતુ છેવટે એ ભયંકર આપત્તિની વાર્તા સાંભળીને મહા ભયથી એ બિચારી કોમળ હૃદયની બાલિકાનું હૃદય કંપી ઉઠયું; તેના મુખપરની લાલાશ ફીકી પડી ગઇ તે બિચારી પોતાના મનમાં ને મનમાંજ વિચારવા લાગી કે, અકસ્માત્ આ બધું શું બની ગયું! મારા પ્રેમિકને આવું કષ્ટ કોણે આપ્યું? હાય! આવી અંધારી રાત્રે તેઓ ઘરમાંથી બહાર શા માટે નીકળ્યા? શું છેવટે શાંતિપ્રસાદની આવી દુર્દશાજ થઇ?"

લલિતપ્રભાની પેઠે સદાશિવ, કિશોરસિંહ તથા ભંડારી મહારાજ પણ મહા વિચારમાં પડી ગયા. તેમનાથી પણ શાંતિપ્રસાદની દુર્દશા કોણે કરી? શા કારણથી તેને રસ્તામાં ગબડાવી પાડયો? કયા નરાધમ નરપિશાચે આવું કારસ્થાન કર્યું? આવા અનેક ગૃઢ વિષયોની કશી પણ કલ્પના કરી શકાઇ નહિ. સઘળા પોતપોતાના મનમાં મુંઝાવા લાગ્યા. રણધીરસિંહ રાય પરના પત્રની ચોરી થઇ! ગજબ થયો! એવી એવી કલ્પનાઓ કરવા લાગ્યા. સર્વના મુખપર એકી સાથે ભય, વિસ્મય, શોક, ચિંતા અને ચંચલતાની છાયા છવાઇ ગઇ. કોઇનાથી કાંઇ પણ સ્થિર કરી શકાયું નહિ. જે ગૃહમાં તેઓ સર્વ આવી એકઠા થયા હતા, તે ગૃહ સુદ્ધાં સ્તંભિત થઇ ગયું. આખું દેવાલય જાણે વિસ્મિત, સ્તંભિત થયું અને એ સાથે ભારી નિઃસ્તબ્ધતા ધારણ કરી લીધી; જાણે કોઇ એક પ્રકારના ભયાનક ગંભીરતાએ આવીને અકસ્માત્ સમસ્ત દેવાલયમાં પોતાનો વિસ્તાર કરી દીધો.

અતિ રક્તપાત થવાથી છેક દુર્બળ થઇ પડેલો, કિશોરસિંહ પોતાની દુર્બળતાને સર્વથા વિસરી ગયો ! ગંભીર વદને કાંઇક વિચાર કરીને તે એકદમ પથારીમાંથી ઉઠી ઉભો થયો; ત્યાર પછી તેણે તરતજ અશ્વારોહણનો પોશાક પહેરી લીધો અને એ સાથે એજ ક્ષણે ઘરમાંથી બહાર નીકળવા માટે તે તૈયાર થઇ ગયો.

એ જોઇને ભંડારી મહારાજે ગભરાટની સાથે પૂછ્યું કેઃ-" એ કોણ છે! આ બધાં કાળાં કામનો કરનાર કોણ છે! આપણી વિરુદ્ધ આવાં આવાં વિરાટ ષડયંત્રો કોણ રચી રહ્યું છે? એ હરામખોર માણસ કોણ છે! શું એ પાપાચારી પિશાચ એકલોજ આ બધાં ભયાનક કુકૃત્યો કરી રહ્યો છે! કિશોરસિંહ! તમે આ વિષયમાંથી કલ્પના કરો છો! શું મેં તમોને પૂર્વે જણાવેલા પેલા દગાબાજ દાનવે તો આ ભયંકર કૃત્ય નહિ કર્યું હોય? વળી—"

" ના "-ચકિત સ્વરે કિશોરસિંહે કહ્યું:-" ના. કુકૃત્યમાં કેવળ આ એકજ મનુષ્યનો હાથ હોય, એમ જણાતું નથી. અવશ્ય આ કુટિલ કારસ્થાનમાં રાજા ભૂપસિંહ જોડાયલો છે. એ ભયંકર પુરુષનુંજ આ સર્વ કુચક્ર રચેલું છે. હું એ પિશાચ નંદનને ઘણી સારી રીતે ઓળખું છું. એના વિના આવી દુર્મતિ બીજા કોઇના મસ્તકમાં કદાપિ ઉપજી શકે, એવો સંભવજ નથી. મારો વિનાશ કરવાની એ રાક્ષસે જે દૃઢ પ્રતિજ્ઞા કરી છે, એ પ્રતિજ્ઞાનું પાલન કર્યા પછીજ તે દુષ્ટ કાંઇક શાંત થશેઃ પણ જ્યાં સુધી એનું યથાર્થ પાલન નહિ, થાય ત્યાં સુધી તેના મનને લેશ માત્ર પણ શાંતિ વળશે નહિ. મારા લોહીના તરસ્યા રાજા ભૂપસિંહની ભયંકરતા કાંઇ જેવી તેવી નથી. મહારાજ! મને આ કારસ્થાનમાં રાજા ભૂપસિંહનો તથા તેના સોબતીઓનોજ સોળેસોળ આના હાથ રહેલો હોય, એવો ભાસ થાય છે. જો મારો લખેલો કાગળ કદાચ એ જીવતા જાગતા દાનવના આકારમાં રહેલા પાંખડી માનવના હાથમાં ગયો હશે, તો અવશ્ય મહા અનર્થ ઉપજ્યા વિના રહેશે નહિ. મેં પત્રમાં જે હકીકત લખી છે, તે બધી ખુલ્લે ખુલ્લીજ લખી છે. જેઓ અત્યારે રાજપ્રતિનિધિઓ થયા છે, જેમના હાથમાં હકુમત આવી છે, તેઓ સર્વ સ્વાર્થાન્ધ પિશાચો છે, તેમના દ્વારા રાજ્યની ઉન્નતિ થવાની વાત તો ઘણી દૂર રહી પરંતુ ઉલટી અવનતિ થવાનો સંપૂર્ણ સંભવ છે. પ્રજામાં એ દુરાચારીઓના અત્યાચારથી ભારી ખળભ-

ળાટ મચી ગયો છે. તેમના દ્વારા ન થાય એવું એક પણ દુષ્કર્મજ નથી. તેઓ સર્વે ઝેરીલા નાગના જેવા ડંસીલા છે. રાજ્યનું રક્ત ચુસી, પ્રજાને મરણતોલ કરી પોતાનાં ખીસાં તર કરવાં એજ તેમના સર્વના જીવનનું સર્વથી પ્રધાન ધ્યેય છે. આવી રાજસત્તાને તોડી પાડવાની–નાબૂદ કરવાની ખાસ જરૂર છે. આવી બધી હકીકત મેં એ પત્રમાં રણધીરસિંહરાય મહાશયને લખી જણાવી છે. વળી એ ઉપરાંત એમ પણ જણાવ્યું છે કે, સુરંગપૂરની સર્વ પ્રજા રણધીર-સિંહરાયનેજ પોતાના સ્વામી કિંવા રાજા રૂપે સ્વીકારવાને અત્યંત આતુર થઇ બેઠી છે. રણધીરસિંહરાય વિના રાજ્યનું શાસન સારી રીતે ચાલી શકે તેમ નથી. આ હકીકત વાંચીને મંત્રિસભાના સભાસદો મારાપર બળીને ખાખ થઇ જશે અને એ સાથે મારા નામને પણ ધરાના ધામપરથી નષ્ટ કરવામાં લેશ માત્ર પણ કુંઠિત થશે નહિ. મેં તેમની જેવી ભયંકરતા છે, જેવી દુષ્ટ સલાહ છે, જેવી દગાબાજી છે, તે સર્વને સ્પષ્ટ રીતે જાહિર કરી દીધી છે, એથી એ ખળ પ્રકૃતિના પિશાચો મારૂં લોહી પીધા વિના કદાપિ જંપશે નહિ. રાજા ભૂપસિંહના હાથમાં આજે મારો સંહાર કરવાનું એક મોટું સાધન આવી ગયું છે. ભંડારી મહારાજ! હવે દશે દિશામાંથી દુઃખના પહાડો તુટી પડયા છે. મારૂં જીવન તો જાણે પ્રથમથીજ દુઃખી છે, પરંતુ મારી સાથે બીજા અનેક નિરપરાધી જીવોપર પણ વિના કારણ દુઃખના પહાડો તુટી પડવા માંડયા છે! હાય! મારા જેવા હતભાગીનો જન્મ શા માટે થયો! અન્યને સંકટમાં નાખવા માટે હું કારણભૂત કેમ થયો! મારા પ્રતિપાલક પિતા રણધીરસિંહરાયનું શું થશે!”

“ત્યારે તો હવે તું અહીંથી સત્વર ન્હાસી જા, પલાયન કરી જા,” મહા ભય પામીને ભંડારી મહારાજ બોલી ઉઠયોઃ–“ત્યારે તો હવે તું અહીંથી સત્વર ન્હાસી જા, પલાયન કરી જા. હવે વિના કારણ વિલંબ ન કર. એ લોહીના પ્યાસા પિશાચો તારૂં લોહી પીધા વિના તૃપ્ત થશે નહિ. તેઓ સર્વ તારા જીવનાજ ધરાક છે. તારો લખેલો પત્ર જેમના હાથમાં ગયો છે, તેઓ મિત્ર પક્ષના માનવીઓ નથી; પરંતુ શત્રુ પક્ષના દાનવોજ છે. એવા દુષ્ટાત્માઓથી ડરીને ચાલવાની ખાસ જરૂર છે. તું હવે હજાર કામ પડતાં મૂકીને પણ અહીંથી એકદમ કયાંક ન્હાસી જા. મને હવે ચોક્કસ ખાત્રી થઇ ચૂકી છે,

રાજા ભૂપસિંહ આ સુરંગપૂર શહેરમાં કેવળ તારો સર્વનાશ સાધવાનીજ અભિલાષાથી આવ્યો છે ! અહા ! કેવો દુષ્ટ છે એ હૃદય હીન રાક્ષસ ! મનુષ્યત્વનું તો એના હૃદયમાં ચિન્હ માત્ર પણ નથી ! હાય ! સંસારમાં એવા અશાંતિનો વિસ્તાર કરનારા નરરાક્ષસો શા માટે ઉત્પન્ન થતા હશે ! વિના કારણ વસુધાને શા કારણથી ભાર રૂપ થતા હશે ! ભાઇ કિશોર ! હવે જો તને જીવનની લેશ માત્ર પણ મમતા હોય, તારી આ તરુણાવસ્થાપર તારો જરા પણ મોહ હોય, તો બાપૂ ! એક ક્ષણ પણ નિરર્થક ગાળ્યા વિના તું અહીંથી સત્વર પલાયન કર. મને તારા જીવનો સંપૂર્ણ ભય રહે છે. ન કરે નારાયણ ને કદાચ એ જાલિમ પિશાચે જેવી રીતે અકસ્માત્ તારાપર ખંજરનો પ્રહાર કર્યો હતો, તેવીજ રીતે ફરીવાર કાંઇક કાળું કામ એ દુષ્ટ કરી બેસેશે, તો અમારાથી આખી જિન્દગી સુધી તારા પ્રતિપાલક રણધીરસિંહરાયને મુખ પણ બતાવી શકાશે નહિ. તારો લખેલો પત્ર જોતાંની સાથેજ શત્રુ પક્ષના સર્વ સભાસદો તને ગિરફતાર કરવાનો હુકમ બહાર પાડશે અને એ સાથે તારા જીવનને નષ્ટ કરવાનો મોતનો પયગામ પણ જાહિર કરી દેશે, હાય ! આવો વિચાર આવતાં પણ મારાં રૂંવે રૂંવા કમ્પી ઉઠે છે, જા, ભાઇ, જા, હવે આ દેવાલયનો ત્યાગ કરીને તને જ્યાં તારૂં ભાવિ દોરી જાય, ત્યાં સત્વર ચાલ્યો જા.”

અત્યંત દુઃખિત થઇને વિષણ્ણવદને કિશોરસિંહે કહ્યુંઃ—“ હાય ! હાય !! મેં પોતે વિપદગ્રસ્ત થઇને તમોને પણ વિપત્તિમાં નાખ્યા છે ! હું મહા અપરાધી છું, પૂર્વજન્મમાં કરેલાં પાપો અત્યારે મને પૂર્ણ પીડી રહ્યાં છે. જીવનમાં નથી ભોગવ્યો કદાપિ આનંદ, નથી જોયું સુખ કે નથી અનુભવ્યો સ્નેહી જનોનો સ્નેહ ! દુઃખના દરિયામાં ડુબતો ડુબતો સુખનો કિનારો મેળવવા માટે નિરંતર ફાંફાં માર્યા કરૂં છું, પણ હાય ! હતભાગીના ભાગ્યમાં એવો સંયોગ ક્યાંથી લખાયો હોય ! મહારાજ ! જેનું જીવન દુઃખી છે, તેને સુખનો સાક્ષાત્ થવો અતિ કઠિન છે, અસંભવિત છે. મને મારા જીવનમાં જે ઉચ્ચ અભિલાષાઓ રહેતી હતી. તેનું હવે આવા આવા અતિ વિચિત્ર સંયોગોથી અવસાન આવવા બેઠું છે. હૃદય વીણાના જે તારો અહર્નિશ મારા કાનમાં ઉન્નતિના મંત્રો સંભળાવ્યા કરતા હતા, તે બધાં હવે આવી આવી વિષમ વિપત્તિઓથી તૂટી જવા આવ્યા છે. નથી રહ્યો હૃદયમાં પ્રથમનો જવ-

લન્ત ઉત્સાહ કે નથી રહી અનેરી આશા. મારી આશાની વેલી હવે કષ્ટનાં કઠિન આઘાતોં સહી સહીને બિલ્કુલ સુકાઇ જવા બેઠી છે! રાજ્યના ઇન્સાફે અત્યારે હું કાયદાનો આસામી ઠર્યો છું અને મારા જેવા રાજ્યના અપરાધી આસામીને આપના ગૃહમાં આશ્રય આપવાથી આપ પણ અપરાધી ઠર્યા છો. હાય! હાય! આવું કામ મેં કેમ કર્યું! હે આકાશમાં વિરાજતા પ્રચંડ તાપવાળા માર્ત્તંડ તમે મને તમારા તેજોમય તાપથી બાળીને દગ્ધ શા માટે ન કર્યો કે, હું અત્યારે મારે માટે એક નિર્દોષીને દોષી કરવાને તૈયાર થયો? હે અનંત કોટિ બ્રહ્માંડનું સૂત્ર ચલાવનાર સ્વયંભુ સ્વામિ! આ પાપ પ્રતિમાનો પૃથ્વીના પૃષ્ટ પરથી લોપ શા માટે ન કર્યો કે, જે અત્યારે અન્યના આયુષ્યનો હણુનાર થઇ પડયો? હે ભારતવર્ષના પરમ પૂજ્ય તેત્રિસ કોટી દેવતાઓ! તમો પણ આ દુર્દૈવીના નામને ધરાના ધામપરથી નાબૂદ કરવાને કેમ તૈયાર ન થયા કે જેથી તે એક પરમ પવિત્ર ભક્તિમાન પુરૂષના પ્રાણનો ગ્રાહક થઇ પડયો! મહારાજ! ભંડારી મહારાજ! મને ક્ષમા કરો. મારાથી આપને કાયદાના મુખમાં મૂકી આપનો ત્યાગ કરી પામર નરની પેઠે કદાપિ પલાયન કરી શકાશે નહિ. ”

“ભાઇ! અત્યારે અફસોસ કરવાનો વખત નથી. વિલંબ ન કરો, સત્વર પલાયન કરો. ” ભયથી ચકિત થયેલી હરિણીની માફક ચંચળ થઇને ભયચકિતા લલિતપ્રભા કંપતા યુગલહસ્તે પિતાના કંઠ સાથે વિંટળાઇને કિશોરસિંહના મુખભણી કરૂણ નયને જોતી જોતી કરૂણ કંઠે કહેવા લાગીઃ—“ભાઇ! અત્યારે અફસોસ કરવાનો વખત નથી. વિલંબ ન કરો, સત્વર પલાયન કરો. પિતાજી! કિશોરભાઇની સાથે આપ પણ ન્હાસી છૂટો! ભાઈ કિશોર! આ લો થોડાક રૂપિયા તમારી સાથે લેતા જાવ. તમોને જે કાંઇ વસ્તુઓની જરૂર છે, તે બધી લાવીને મેં પહેલેથીજ તૈયાર કરી રાખી છે. માટે લો, લઇને સત્વર તમો બન્ને પલાયન કરો. ”

આ બધી વાતો કહેતી કહેતી કરૂણ—દુઃખિની બાલિકા કરૂણ કિંવા દુઃખિત વદને ચંચળ પગલે અન્ય ગૃહમાંથી મોહોરોની એક મોટી કોથળી, પિતાનો પોશાક તથા બે તીક્ષ્ણ તલ્વારો લઇને તરતજ પાછી આવી પહોંચી. ચંચળ ચરણ, ઉતાવળી ઉતાવળી વાતો, આંખોમાં આંસુ, મુખપર કરૂણતા આદિ સર્વને સમાનભાવે દર્શાવતી

કોમલ સરલા બાલિકા અત્યંત વ્યસ્ત થવા લાગી. તેના શરીરમાં મૃદુ મૃદુ કંપ પણ થવા લાગ્યો. તે વારંવાર ભગ્નકંઠે કહેવા લાગીઃ— "અરે! તમો હવે સત્વર ન્હાસવા માંડો. ઢીલ ન કરો. વખત ઘણો વીતી ગયો છે! હમણાંજ કદાચ એ દુષ્ટ દાનવો આવી પહોંચશે, મોટો અનર્થ ઉપજશે, લોહીની નદીઓ વહેશે. અરે ઓ! તમોને હું પગે પડીને કહું છું કે, તમે જલ્દી ન્હાસો દોડો વિલંબ ન કરો—"

"આ ચાલ્યા અમો," ભંડારી મહારાજનો હાથ ઝાલી કિશોરસિંહે વ્યગ્ર કંઠે કહ્યું:—"આ ચાલ્યા અમો, ચિંતા ન કર, બ્હેન! ભગવાન જેનો ભેરૂ છે, તેને કશી ઇજા આવે તેમ નથી. અમારો વાળ પણ કોઈનાથી વાંકો થાય તેમ નથી. જેણે જીવન આપ્યું છે, તેનેજ એ જીવનને રક્ષવાની ચિંતા છે. બ્હેન! ઇશ્વરમાં આસ્થા રાખ, પ્રભુ સહુ સારાં વાનાં કરશે. અમારી આફત અળગી થશે."

આમ કહી ભંડારી મહારાજને સંબોધી ફરીવાર તે પાછો કહેવા લાગ્યોઃ—"ચાલો મહારાજ! હું હવે રજા લઉં છું. આપ મારા અપરાધની ક્ષમા આપશો. હુંજ આપની આપત્તિનો હેતુરૂપ છું. મારે લીધેજ આપને અત્યારે આમ વ્યાકુળ થવું પડયું છે. મારે માટેજ આ બિચારી કોમલ બાળાને એકલી મૂકી આપને દેશ ત્યાગી થવું પડે છે. હાય! વિશેષ શું કહું—"

"બસ, ભાઇ, બસ તું જે કહેવા માગે છે, તે હું બરાબર સમજી ગયો છું." ભંડારી મહારાજે કહ્યું:—"બસ, ભાઇ, બસ, તું જે કહેવા માગે છે, તે હું બરાબર સમજી ગયો છું, પણ હવે એ બધું કહેવાની કશી પણ આવશ્યકતા નથી. જા, સુખેથી વિદાય થા. આવી વાત ન કહે, તારે માટે હું બધું કરવાને તૈયાર છું. ભગવાન તારૂં ભલું કરો, તને સો વર્ષનું આયુષ્ય આપી રાજાધિરાજ કરો. મારા હૃદયનો આશીર્વાદ ફળીભૂત થાઓ. પણ ભાઇ! અહીંથી નીકળીને—આ સુરંગપૂરનો ત્યાગ કરીને તું હવે કઇ દિશામાં જવા માગે છે? તારી ઇચ્છા અહિંથી ક્યાં જવાની છે?"

"દેવીપૂર જઇશ." ચંચળ કંઠે કિશોરસિંહે કહ્યું:—"દેવીપૂર જઇશ; બન્ને જણા બે જૂદા જૂદા રસ્તા પકડી લઇશું. સરિયામ રસ્તે જઇશું નહિ, વાંકાચૂંકા ગલિકુંચીવાળા રસ્તે શરીરને ઢાંકીને ચુપચૂપ ચાલ્યા જઇશું. આપ એક રસ્તે જજો, હું બીજા રસ્તે જઇશ. ચત્ર ગયો તો ભલે ગયો, હવે હું રણધીરસિંહરાય મહારાજની પાસે

જઈ રૂબરૂમાં બધી બીના જણાવીશ. સહુથી પ્રથમ રણધીરસિંહરાયને સૂચના આપવાની ખાસ જરૂર છે, કારણ કે, આ સર્વે દુષ્ટ દગાબાજ કારસ્થાનીઓ તેમને પણ મરણને શરણ કરવાનાં કારસ્થાનો કરી ચૂક્યા છે. મહારાજ ! અત્યારે જ્યાં જોઇએ, ત્યાં દગાની બાજી છવાઇ ગઇ છે. હવે ન્હાસવા સિવાય બચવાનો બીજો એક પણ ઇલાજ બાકી રહ્યો નથી. ”

ભંડારી મહારાજે કહ્યું:–“ આ સલાહ મને ઘણીજ ઉમદા લાગે છે. બન્ને જણા બે રસ્તે જવાથી એક જણપર કદાચ કાંઇક આપત્તિ આવી પડશે, તો બીજો જણ બચી જશે અને સત્વર રણધીરસિંહ-રાય પાસે જઇને એ સમાચાર પણ આપી શકશે. કિશોરસિંહ ! ખરેખર તમારી બુદ્ધિને અત્યંત ધન્યવાદ ઘટે છે. ચાલો, ત્યારે હવે આપણે સત્વર અહીંથી બહાર નીકળી પડીએ. ”

“ હું ત્યારે શું કરૂં ? ” વ્યગ્રકંઠે શાંતિપ્રસાદ બોલી ઊઠયો:–“ હું ત્યારે શું કરૂં ? શું કાયરની પેઠે ઘરના ખૂણામાં છૂપાઇ રહું ! મારો પરમ પ્રિય મિત્ર આપત્તિના મુખમાં જાય અને હું ચૂપચાપ એ બધું જોતો બેસી રહું, એ મારાથી શી રીતે બની શકે ! જુઓ કિશોરભાઈ ! તમે મને તમારો દિલોજાન દોસ્ત ધારીને મારામાં સંપૂર્ણ વિશ્વાસ મૂકી દીધો છે, હું પણ તમોને મારા વડીલબંધુ જેવા માનું છું. તમારે માટે હું મારા પંચ પ્રાણનું બલિદાન આપી શકું તેમ છે. મને આ નશ્વર જીવનની લેશ માત્ર પણ સ્પૃહા નથી, તમારા સ્વભાવથી હું મુગ્ધ થયો છું. તમારા પર મને અત્યંત શ્રદ્ધા ઉત્પન્ન થઇ છે. એ સર્વ કારણોથી મેં મારા મનમાં ને મનમાંજ ગમે તે પ્રકારે તમોને સહાયભૂત થવાની દૃઢ પ્રતિજ્ઞા કરી લીધી છે. અત્યારે મારા શરીરપર જે જખ્મ થયો છે, એની મને કશી પણ વેદના થતી નથી. હું તમારી સાથે આવીશ. મારાથી તમોને એકલા મૂકી શકાશે નહિ. રાય રણધીરસિંહરાય મહાશય જો તમોને એકલા જવા દીધા છે, એવી વાત જાણે, તો મારાપર નારાજ થયા વિના રહે નહિ, એટલા માટેજ હું અત્યારે તમારી સાથે આવવા માગું છું. ચાલો, હવે વિના કારણ વિલંબ ન કરો. ”

ભંડારી મહારાજે એમ કરવાનીજ સલાહ આપી, લલિતપ્રભાએ પણ એ વાતને અનુમોદન આપ્યું. લલિતપ્રભાએ એ સાથે એમ પણ જણાવ્યું કે:–“ હા, એમજ કરો, કિશોરભાઇ એકલા જાય, એ ઠીક

ન કહેવાય, માટે આમને સાથે જવાદો. પિતાજી ! આપ એકલા જાઓ, ઇશ્વર આપનારપર કશી પણ આપત્તિ આપવા દેશે નહિ. કિશોરભાઇ તથા આમ ( શાંતિપ્રસાદ )ને સાથે જવા દો. એ બન્ને બળવાન યુવકો સાથે જશે, તો શત્રુઓના આક્રમણમાંથી અવશ્ય બચી શકશે. સદાશિવદાદા અહીં મારી રક્ષા કરવા માટે રોકાશે. હું એમની પાસેજ રહીશ. ”

અંતે આવોજ નિશ્ચય થયો. સહુએ લલિતપ્રભાનો ઠરાવ મંજુર રાખ્યો. સદાશિવ ભાટના મુખભણી નજર ફેરવીને કિશોરસિંહે કહ્યું:–“ ભાટજી ! પેલી ભાંગેલી તલ્વાર તથા રાજા ભૂપસિંહનો સરદાર મહાવીરપરનો લખી આપેલો દસ્તાવેજ બરાબર સાચવી રાખજો—”

કિશોરસિંહના કહેવાના આશયને તત્ક્ષણાત્ હૃદયંગમ કરીને સદાશિવ ભાટે કહ્યું:–એ સંબંધમાં તારે મને કશી પણ સૂચના આપવી પડશે નહિ. હું મારો જીવ જતાં સુધી પણ એ વસ્તુઓને બીજાના હાથમાં જવા દઇશ નહિ. જે કાંઇ પ્રમાણોની આવશ્યકતા છે, તે બધાં મારા ખીસામાંજ મોજૂદ છે. ભાઇ ! એ વિષયમાં તું બેફિકર રહે. એવી એક છુપી જગાએ એ વસ્તુઓને મેં છૂપાવી રાખી કે, એ લલિતપ્રભા વિના બીજા કોઇના પણ જોવામાં આવશે નહિ; કોઇને એનો કશોય પત્તો પણ મળી શકશે નહિ. ”

કિશોરસિંહે કહ્યું:–“ સારૂં ! પરંતુ હું આપને બીજી એક વાત કહેવા માગુંછું. ભંડારી મહારાજને આટલી રાત્રે એકલા મૂકતાં મારૂં મન માનતું નથી. શાંતિપ્રસાદ તમે, આપણા ભંડારી મહારાજની સાથે જાઓ. મારે સોબતીની કશી જરૂર નથી. મારા એકલા જવામાંજ મારૂં કલ્યાણ સમાયલું છે. મનેજ એ લોકો હેરાન કરવા માગે છે, માટે તમારી કોઇની પાછળ ન આવતાં મારી પાછળજ આવશે. મારી સાથે આવવાથી શાંતિપ્રસાદના શિરપર પણ વિના કારણ આપત્તિ આવી પડશે. જો કાંઇ પણ આપત્તિ આવવાની હોય, તો, મારાપર ભલે આવે, મને એની કશી પણ પરવા નથી, પરંતુ મારે માટે હું મારા બંધુ–બાંધવોને ફસાવવા માગતો નથી. મારી એવી ઇચ્છા પણ નથી, મારાથી એવું બની શકે એમ પણ નથી.”

છેવટે એમજ નક્કી થયું. દુઃખ સહિત વિદાય ગ્રહણ કરી, કિશોરસિંહ, ભંડારી મહારાજ અને શાંતિપ્રસાદ ત્રણે જણા હથિયાર બંધ થઇને ઉતાવળે પગલે દેવાલયમાંથી બહાર નીકળી પડયા. એક રસ્તે

ભંડારી અને શાંતિપ્રસાદ તથા બીજે રસ્તે કિશોરસિંહ એકલો ગયો. નિર્વિઘ્ને ત્રણેજણા અંધકારમાં ને અંધકારમાંજ સુરંગપૂર શહેરની સીમાને છોડીને ઘણેજ દૂર ચાલ્યા ગયા. તેઓ જ્યારે દેવાલયમાંથી બહાર નીકળ્યા, ત્યારે રાજા ભૂપસિંહ પેલા ભગનભવનમાં બેસીને દસ્યુ સરદાર મહાવીરની સાથે ગુપ્ત મંત્રણા કરી રહ્યો હતો.

પંખીઓના ઉડી જવા પછી તેઓ ત્યાંથી બહાર નીકળી પડયા. રાજા અને દીવાનજી રાજમહાલય ભણી ગયા, અને સરદાર મહાવીર ગુપ્ત રીતે દેવાલયનો પહેરો ભરવા આવ્યો.

દીવાનની સાથે રાજા ભૂપસિંહે રાજમહાલયમાં આવ્યા પછી, દરવાજાના જમાદારના કાનમાં કાંઇક છૂપી વાત કહી દીધી. જમાદારે તરતજ આઠ પ્રહરીઓને તેમની સાથે જવાનો હુકમ કર્યો. દીવાન દોલતસિંહને સાથે લઇ, પ્રહરીઓને કામકાજ માટે મોકલાવી, રાજા સ્વયં પ્રતિનિધિઓની સાથે સાક્ષાત્કાર કરવા માટે ઉપર જઇ પહોંચ્યો. તેટલી રાત્રિ વીતી જવા છતાં પણ પ્રતિનિધિઓએ શયન કર્યું નહોતું, કોઇ એક પ્રકારના ગુપ્ત કાર્યને સિદ્ધ કરવામાટેની તેઓ સર્વ અત્યારે એકઠા મળીને સલાહ કરી રહ્યા હતા; રાજા ભૂપસિંહે એવામાં અચાનક આવીને પેલો ચોરેલો કાગળ તેમની સર્વની સમક્ષ રજૂ કર્યો. તેમના આનંદની સીમાજ ન રહી. તત્ક્ષણાત્ ગિરફતારી પરવાનો લખવામાં આવ્યો, પ્રતિનિધિઓએ તેનાપર સહી દસ્કત કર્યા. રાજા ભૂપસિંહ પરવાનો હસ્તગત કરી મનના ઉત્સાહથી મંત્રણાગૃહની મંત્રણાહુતાશનમાં ઇચ્છાનુસાર વાયુ ઢોળવા માંડયો. પ્રતિનિધિઓના હૃદયમાં એ પાશવવૃત્તિના પુરુષે કિશોરસિંહપરના વૈમનસ્યને અત્યંત વૃદ્ધિંગત કરી દીધું. રાજા ભૂપસિંહની ઉપાલંભયુક્ત વાણીથી પ્રતિનિધિઓના કાળજાં કપાઇ ગયાં, તેઓ સર્વે કિશોરનો સંહાર કરવાના દૃઢ નિશ્ચયપર આવી ગયા.

રાજપ્રહરીઓ દીવાન દોલતસિંહની સાથે દેવાલય દ્વાર પ્રદેશપર આવીને ઉપસ્થિત થયા. મહાવીર ત્યાંજ ગુપ્ત રીતે પહેરો ભરતો હતો; તેની સાથે આ સર્વ દુષ્ટાત્માઓ આવી મળ્યા. ઘણીવાર સુધી વિવિધ પ્રકારના પરામર્શ ચાલ્યા પછી તેઓ સર્વ તલ્વારની મુઠવડે દેવાલયના દ્વારપર આઘાત કરવા લાગ્યા. કેટલાક ઉન્મત્ત પ્રહરીઓ તો ધક્કાધક્કી કરવાના નિશ્ચય પર પણ આવી ગયા. આ પ્રમાણે દેવાલયપર અણધારી ધાડ આવી પડી.

ફરીવાર કોણ આવ્યું, એનો કશો પણ અનુભવ ન કરી શકવાથી અથવા ન સમજી શકવાથી સદાશિવભાટ હાથમાં એક દીવો ઝાલી દરવાજો ખોલવા આવ્યો. શંકાશીલ થઇને બાલિકા લલિતપ્રભા પણ સાથે સાથે આવી, દરવાજો ખોલવામાં આવ્યો. દરવાજો ખોલતાંની સાથેજ દુર્દાન્ત દસ્યુ સરદાર મહાવીર તથા ધૂર્ત દીવાન દોલતસિંહ તેમના જોવામાં આવ્યો, પરંતુ તેમનાથી તેમને બરાબર ઓળખી શકાયા નહિ. રાજા ભૂપસિંહનાં સુરંગપૂરનાં માણુસો દોલતસિંહને ઓળખતાં નહોતાં. રાજા ભૂપસિંહ દોલતસિંહ નામનો એક મહા ભયાનક દીવાન છે, એવું સહુ કોઇના જાણુવામાં હતું; પરંતુ કોઇ પણ મનુષ્યની સાથે તેની આંખની ઓળખાણુ નહોતી; આપણો વૃદ્ધ સદાશિવ એ દુરાત્માને ઘણી સારી રીતે ઓળખતો હતો. તેણે થોડીવાર તીક્ષ્ણુ દૃષ્ટિથી દીવાનના મુખ રહામું જોયા પછી, તરતજ તેને ઓળખી લીધો. વિકટ આકારવાળા મહા ભયાનક મહાવીરને ઓળખવામાં પણુ ત્યાર પછી તેને બિલ્કુલ વાર લાગી નહિ. મહાવીર પણુ સદાશિવને જોતાંની સાથેજ ગુસ્સાનો માર્યો દાંત પીસવા લાગ્યો, તથા દંભમાં ને દંભમાંજ છાતી ફૂલાવીને તે પિશાચે સર્વ પ્રહરીઓને એકી સાથે દેવાલયમાં દાખલ થવાની આજ્ઞા આપી દીધી, દોલતસિંહે પણ એ આજ્ઞાને સંપૂર્ણ અનુમોદન આપ્યું.

છેક અકસ્માત્ નથી, સત્વર આ પ્રકારની એક ભયાનક આપત્તિ ઉપસ્થિત થશે, એવો વિચાર પ્રથમથીજ લલિતપ્રભાએ પોતાના મનમાં સ્થિર કરી રાખ્યો હતો, તે મહાવીર તથા દોલતસિંહની ગુખમુદ્રાપરથીજ તેમની ભયાનકતાને ઘણી સારી રીતે જાણી ગઇ હતી. સદાશિવ પણુ એ બધું બરાબર સમજી ગયો હતો. કિશોરસિંહ સરી ગયો છે, એથી હવે વધારે ડરવાનું કાંઇ પણુ કારણુ રહ્યું નથી. તોપણુ વિસ્મયાકુલ નયને તેઓ બન્ને આ ભયાનક લોકોનાં ભયાનક વદનોનું નિરીક્ષણુ કરવા લાગ્યાં. તરતને તરતજ કેટલીક મશાલો સળગાવી, પ્રવેશ કરનારાઓ ધડાધડ શબ્દે દેવાલયમાં આમ તેમ ફરી ફરીને તપાસ કરવા માંડયા. થોડીવારમાંજ અંદર, ઉપર, નીચે વગેરે બધી જગાએ ફરી વળીને દેવાલયનાં એકેએક ગૃહની જડતી લઇ લીધી; પરંતુ જે લોકોને પકડવા માટે અત્યારે એ પાપાત્માઓ એ દેવાલયમાં આવ્યા હતા, તેમાંના બન્ને જણુમાંના એક પણુ જણુને તેઓ ક્યાંય પણુ જોઇ શક્યા નહિ. અર્થાત્ કિશોરસિંહ કિંવા

ભંડારી મહારાજનો તેમને આખું દેવાલય ખોળી વળવા છતાં પણ ક્યાંયથી પત્તો મળી શક્યો નહિ. એથી નિરાશાથી, આક્રોશથી અને ક્રોધથી એકી સાથે તેઓ સર્વે પ્રજ્વલિત થઇ ઊઠયા. તેમના ક્રોધનો કાંઇ અવધિજ રહ્યો નહિ. છેવટે મહાવિકટ ચીત્કાર કરી દુષ્ટ દસ્યુ મહાવીર સરદાર બોલી ઊઠયોઃ—"સમજી ગયો, બરાબર સમજી ગયો કે, શિકાર આબાદ છટકી ગયો છે, પાંજરામાં પૂરાવલાં બન્ને પંખીઓ બરાબર ઉડી છૂટયાં છે! હાય! દાવ ખાલી ગયો! બધી મહેનત બરબાદ ગઇ! ગજબ થયો! ગજબ થયો!"

દંભ કરીને દીવાન દોલતસિંહે કહ્યુંઃ—"ના, ના, નિરાશાને હૃદયમાં સ્થાન ન આપો, પ્રથમ બરાબર તપાસ કરો, મોટું મકાન છે, અનેક ઓરડા છે, મકાનમાં અનેક વાંકીચુંકી ગલિઓ છે, માટે એ બધાં સ્થાનોમાં ફરી વળો. કદાચ એમાંના કોઇ પણ સ્થાનમાં એ દગાબાજો છુપાઇ રહ્યા હશે અથવા આ મકાનમાં છૂપાઇ રહેવાની કોઇ ગુપ્ત ગુહા હશે. માટે પ્રથમ તો બરાબર તપાસ કરવી પડશે. હું ધારૂં છું કે, કદાચિત્ અવશ્ય એ આટલામાંજ ક્યાંક છૂપાઇ રહ્યા હશે. ચાલો, ચાલો, બરાબર તપાસ કરો. નિરાશ ન થાઓ, હિમ્મત ન હારો."

બીજીવાર બરાબર તપાસ કરવામાં આવી, રસોડામાં, શયનગૃહમાં, પથારીમાં, પથારી નીચે, ભંડારગૃહમાં, ગૌશાળામાં, અશ્વશાળામાં તેમજ દેવાલયની દરેકે દરેક ગલીમાં તપાસ કરવામાં તે લોકોએ કશી પણ ખામી રહેવા દીધી નહિ, દુષ્ટ લોકોએ ઘરની પેટીઓ તથા કોઠીઓ પણ ભાંગી નાખી. પરંતુ જે વસ્તુઓને તેઓ મેળવવા ઇચ્છતા હતા, તેને મેળવી શકયા નહિ. તેમને એ વસ્તુઓનો ક્યાંયથી પણ કશો પત્તોજ મળ્યો નહિ. તેઓ ચાહતા હતા કિશોરસિંહ તથા ભંડારી મહારાજને, વળી એ ઉપરાંત પેલો ગુપ્ત પત્ર મેળવવાની પણ તેમની પ્રબળ ઇચ્છા હતી. વરુણસિંહને છૂપાવી કેદ રાખવાની સલાહ આપી રાજા ભૂપસિંહે દસ્યુદલપતિ મહાવીર તથા રણવીરને જે પત્ર લખ્યો હતો, કુશળતાથી સદાશિવ તથા શાંતિપ્રસાદ કાલિદુર્ગમાંથી જે પત્રને બહાર લઇ આવ્યા હતા, એજ પત્રને આ સર્વે જડતી કરનારા પિશાચો અત્યારે પુનઃ પોતાને હસ્તક કરવાની અભિલાષા ધરાવતા હતા, ક્યાંયથી પણ કાંઇ મળી શક્યું નહિ, આસામી પણ નહિ, તેમજ પત્ર પણ નહિ. બેમાંથી એક પણ વસ્તુ અત્યારે તેમના

હાથમા આવી નહિ. તેઓ સર્વે ખાલી હાથે, હાથ ચોળતા ઉભા રહ્યા. મહાક્રોધથી મહાવીર દંભમાં ને દંભમાંજ દાંત પીસવા લાગ્યો, મોટા મોટા બરાડા પાડી, આખા દેવાલયને ગજાવી, તે દુરાત્માએ, ભંડારી મહારાજ, કિશોરસિંહ, સદાશિવ તથા શાંતિપ્રસાદ આદિ સર્વેના શિરપર ગાળોનો વરસાદ વરસાવવા માંડયો. ગુસ્સાના માર્યો દીવાન દોલતસિંહ ફૂલાવા લાગ્યો.

"પત્ર કદાચ એ પાખંડી, અધમ અવિચારી કિશોરસિંહના હાથમાંજ હશે, ન્હાસતી વેળાયે તે તેને પોતાની સાથે લઇ ગયો હશે, સાલો ખરેખરી ચાલાકી ચલાવી ગયો છે, હાથતાળી દઇને ન્હાસી છૂટયો છે! મહાવીર! મારી આખી જિન્દગીમાં મેં એવો બદમાશ છોકરો જોયો નથી. અત્યારે આપણી સાથે એ દુષ્ટાત્મા જે ચાલાકી ચલાવી ગયો છે, એનો બદલો હું અવશ્ય વાળીશને વાળીશજ."

ક્રોધસહિત આવી વાત કહીને વૃદ્ધ દીવાન દોલતસિંહ જાણે યુવા પિશાચની પેઠે ગર્જના કરવા લાગ્યો. એ રાક્ષસના મહાવિકટ અને પહાડી અવાજથી આખું દેવાલય કંપવા માંડયું. બિચારી સરલ હૃદયની ભોળી બાલિકા લલિતપ્રભા પણ કંપી ઊઠી. દુષ્ટ દીવાન ફરીવાર પહાડી અવાજથી વૃદ્ધ સદાશિવભાટને સંબોધીને બોલી ઊઠયો:-

"કહે, કયાં કોણ છે? કહે કિશોરસિંહ કયાં છૂપાયો છે? ભંડારી મહારાજ કયાં મુઓ છે! પેલો ગુપ્તપત્ર કયાં છે? સાલા હરામખોર બદમાશ તું બધું જાણે છે! જે સત્ય હોય, તે જલ્દી બોલી નાખ, નહિ તો વિના કારણ મરણને શરણ થશે. તારા જેવો દગાબાજ માણસ બીજો એક પણ અત્યાર સૂધી મારા જોવામાં આવ્યો નથી. આ સર્વ ભયંકર કાવાદાવા કરનાર, કિશોરસિંહને રાજદ્રોહના અપરાધથી અપરાધી ઠરાવનાર, ભંડારી મહારાજને રાજ્ય-વિરુદ્ધ વિરાટ ષડયંત્રોમાં ભાગ લેવડાવનાર, નાદાન, નાલાયક, તું પોતેજ છે. હવે જો મારી પાસે એક પણ અસત્ય સંભાષણ કરીશ, તો અવશ્ય યાદ રાખજે કે, આ દેવાલયમાંજ પંચત્વને પામી જઇશ. તું જાણતોજ હોઇશ કે, અત્યારે આ સર્વે શબ્દો હું મારી પોતાની સત્તાથી નહિ, પરંતુ સુરંગપૂરની નવીન રાજસત્તાથી બોલી રહ્યો છું. તને તારા આ વૃદ્ધવયપર જરા પણ દયા આવતી હોય, તો જે સત્ય હોય, તે સર્વે સ્પષ્ટ રીતે વ્યક્ત કરી દે. મને ચોક્કસ ખાત્રી છે કે તું એક બડો બદમાશ છે!"

" હા, બદમાશનો સરદાર છે. મને એની બદમાશીનો પૂરતો અનુભવ છે. જો સત્ય હકીકત ન દર્શાવે, તો એ દુષ્ટને કરો યમાલયને આધીન." વિકટ મુખે આ સર્વ વાતો કહેતો કહેતો દુર્દાન્ત દસ્યુ સરદાર મહાવીર બરાબર જાણે વાઘની પેઠે કૂદીને વૃદ્ધ સદાશિવની ગર્દનપર તૂટી પડ્યો તથા પુનઃ આકાશમંડળને કંપાવતો કંપાવતો એ ક્રૂર નરરાક્ષસ કહેવા લાગ્યોઃ–" બસ, હવે તારી ગાયનવિદ્યાનો અંત આણીશ. તારા આ વૃદ્ધવપુને માટીમાં મેળવીશ. આખી જિન્દગીને માટે તારી બદમાશીને બરબાદ કરીશ. હું કોણ છું! તે તું જાણે છે! ન જાણતો હોય, તો જાણી લે કે, તારો કાળ સરદાર મહાવીર પોતેજ તારો વિનાશ કરવા આવ્યો છે. મારી સાથે રચેલી દગાબાજીનો બદલો લેવા હું અત્યારે તને ખોળતો ખોળતો અહીં આવ્યો છું. તું વિશ્વાસઘાતકનો પણ વિશ્વાસઘાતક નિવડ્યો છે. હવે હું તારી જીભના ટુકડે ટુકડા કરી નાખીશ. કોણ તારી રક્ષા કરે છે, એ પણ હવે હું જોઇ લઇશ."

આ પ્રમાણે ગર્જના કરતો કરતો એ માતેલા સાંઢ જેવો મહાવીર બિચારા વૃદ્ધનું જોરથી ગળું દબાવીને ધક્કામૂકી કરવા માંડ્યો. વૃદ્ધ થરથર કંપવા લાગ્યો.

લલિતપ્રભા વચ્ચે પડી. બાલિકાએ ત્યારે જાણે મહા તેજસ્વિની વીરાંગનાની મૂર્ત્તિ ધારણ કરી લીધી. એક તરફ સદાશિવ, બીજી તરફ મહાવીર અને મધ્ય સ્થળે વીરાંગના લલિતપ્રભા! ઉભી રહી. એ સમયનું એ વિષમ દૃશ્ય ખરેખર ભયાનક થઇ પડ્યું. જમણા હાથથી સદાશિવનું વક્ષ ધારણ કરી મહાવીરના તરફ ડાબો હાથ લંબાવી, વીરબાલા મહાવીરની ભર્ત્સના કરતી કહેવા લાગીઃ—

" છટ્, છટ્, છટ્! શું તું વીર પુરુષ છે! વીરધર્મને જાણે છે! શું તારો વીરધર્મ તને વૃદ્ધપર હાથ ઉપાડવાનો ઉપદેશ આપે છે! જેઓ ખરા વીરમર્દ હોય છે, તેઓ વૃદ્ધ માણસપર કદાપિ જોર જુલ્મ ગુજારે છે ખરા કે? તને વીર કોણ કહે છે! તું તારા મહાવીર નામને શરમાવનાર કાપુરુષ છે. વીરસમાજનો દાસાનુદાસ થવાની યોગ્યતા પણ હજી તારામાં આવી નથી. જો ખરો વીર હો, તો કિશોરસિંહની સાથે તારા બળની પરીક્ષા કર. બબ્બે ત્રણ ત્રણવાર તું કિશોરના હાથથી હાર્યો છે, છતાં હજી વીરતાનો દાવો ધરાવે છે! શર્મ છે, કાપુરુષ શર્મ છે!"

લલિતપ્રભાનાં તેજોમય વાક્યોથી મહાવીર શર્માઇ ગયો. એક વિદુષી વનિતાના મુખેથી પોતાનો આવો અસહ્ય ઉપહાસ થયેલો જોઇને તેની નસેનસમાં ઉષ્ણ રૂધિર ઉછળવા માંડયું, છતાં પણ લલિતપ્રભાના પ્રભાવશાલી ભાષણની અસર તેના હૃદયમાં એવી તો સચોટ થઇ ગઇ હતી કે, તેના મુખમાંથી એક શબ્દ પણ ઉચ્ચારવાનું તેનાથી સાહસ થઇ શક્યું નહિ. લલિતપ્રભાની ધખકતા અંગારા જેવી ચમકતી આંખો સ્હામું જોઇને મહાવીરે હવે એ સ્થળે ઉભા રહેવાની ઇચ્છા કરી નહિ. તેણે ગભરાટની સાથે ભાંગ્યા–તૂટયા અવાજે દીવાન દોલતસિંહને સંબોધીને કહ્યું:—"હવે વિના કારણ શા માટે વિલંબ કરો છો, દીવાનજી! પાણી વલોવ્યે હવે માખણ મળવાનું નથી. ચાલો, આપણે સત્વર રાજા ભૂપસિંહને જઇને આ સંવાદ પહોંચાડીએ. બન્ને પંખીઓ કઇ દિશામાં ઉડી ગયાં છે, એની હવે આપણે બરાબર તપાસ કરવી પડશે."

મન મરી ગયું હતું, તથાપિ આપોઆપ ગર્જન કરતો કરતો, પોતાના મનમાંજ ગાળાગાળી ભાંડતો, દીવાનજીનો હાથ ઝાલીને સરદાર મહાવીર ગર્વસહિત ઉતાવળે પગલે દેવાલયમાંથી બહાર નીકળીને ચાલ્યો ગયો. હતાશ મુખે પ્રહરીઓ પણ સાથે સાથે પાછા ચાલ્યા આવ્યા.

જ્યારે તેઓ રાજમહાલયના દરવાજા પર જઇ પહોંચ્યા, રાજા ભૂપસિંહ ત્યારે દરવાજામાંથી નીકળી બહાર આવતો હતો. દરવાજામાં દીવો સળગતો હતો, પ્રહરીઓના હાથમાં પણ સળગતી મશાલો હતી, એ દીવા તથા મશાલોના પ્રકાશમાં રાજા ભૂપસિંહે જોયું કે, દીવાન દોલતસિંહ ખાલી હાથે પાછો ફર્યો છે, આસામીને લાવી શક્યો નથી. એથી તેનો ચહેરો બિલ્કુલ ફીકો પડી ગયો. આંખોનું નૂર પણ ઓછું થઇ ગયું! તે મનમાં ને મનમાંજ હાય મારવા લાગ્યો.

એકદમ મહાવીરે તેની સ્હામે આવીને ખબર આપ્યા કે:—"બન્ને પંખીઓ ઉડી ગયાં છે. મને લાગે છે કે, એ સાલા બદમાશો કોઇપણ પ્રકારે આપણા ભેદને જાણી ગયા હોવા જોઇએ, નહિ તો આમ એકી સાથે બન્ને જણા એકાએક ગાયબ થઈ જાય, એવું કદાપિ બનેજ નહિ. હાય! હાય!! એજ વખતે જો મારૂં ખૂની ખંજર એ દુષ્ટના ખભામાં પેસી ગયું હોત, તો આ બધો ઉત્પાત મટી જાત. જે છોકરાને ઘોડાપરથી પછાડીને મેં આ પત્ર હાથ કર્યો હતો, એ છોકરાએજ ઘણું કરીને એ બન્ને બદમાશોને સાવધ કરી દીધા હશે. હાય!

શિકાર છટકી ગયો ! સાલો સુવ્વરનો બચ્ચો એ શાંતિપ્રસાદ કયાંથી બચી ગયો ? સત્યાનાશ વળી ગયો ! એ બન્ને જણા કઇ દિશામાં ગયા છે, એ સંબંધમાં મેં પેલા દગાબાજ સદાશિવને પણ ઘણી ઘણી પૂછ. ગાછ કરી, પરંતુ તે પાખંડીએ પણ—"

"એ બધા વિચારો કરવાથી હવે શું વળવાનું છે ?" ગભરાઇને રાજા ભુપસિંહે કહ્યું:-"એ બધા વિચારો કરવાથી હવે શું વળવાનું છે ? તેઓ બન્ને ક્યાં ગયા છે, એની બાતમી આપણે સહુથી પહેલી મેળવવી જોઇશે. પણ ચિંતા નહિ, નાઠા છે, તો ન્હાસવા દો, ન્હાસીને ક્યાં જવાના છે ? કેટલાક દિવસ ન્હાસ્યા કરશે ! ચાલો, આપણે હવે વિલંબ ન કરો, એક ક્ષણ પણ નિરર્થક ન ગાળો ! મેં રાજપ્રતિનિધિઓ પાસેથી પરવાનો મેળવી લીધો છે ! રણધીરસિંહ બેટાને બરાબર ફસાવ્યો છે. મને લાગે છે કે, એ છોકરો પણ તેના મુરબ્બી પાસે દેવીપૂર જશે, ત્યાં આગળજ પકડાશે; સર્વેને એકી સાથે પકડી શકાશે. ઠીક થયું, જે થયું, તે ઠીકજ થયું. આપણા લાભ માટેજ આ બધા બનાવો બન્યા છે ! આપણી ભાગ્યદેવી આપણાપર પૂર્ણ પ્રસન્ન થઇ છે. આમ જુઓ, એ હરામજાદા રણધીરના નામપરનો પરવાનો ! ચાલો, ચાલો, જલ્દી ચાલો; હવે ઢીલ ન કરો."

રાજદ્વારના પ્રહરીઓ રાજદ્વાર પરજ રહી ગયા, રણધીરસિંહરાયને કેદ કરવાના આનંદથી દસ્યુબંધુ અને દસ્યુ દીવાનને સાથે લઇને, વિજય પ્રફુલ્લ વદને રાજા ભુપસિંહ ગૌરવસહિત દેવીપૂર ભણી રવાના થયો.



## નવમ પ્રસંગ

### પ્રવાસી આશ્રમ

લખ્યા ભેખના લેખ, લલાટે—મ્હારી દિવાલે !
વાંચી લેશે કોક, હેત—હૈયાની ઝાળે !
ચેતન પૂજાપાઠ, પુણ્ય ને પ્રબોધ પામ્યાં !
ઝાંખી અદ્દ્ભુત કરી ! ઉરે વ્હાલાં પધરાવ્યાં !
આંસુ સારે મોર ! દિવ્ય સંદેહ સુણાવ્યાં !
ભેદ ભર્મના ગૂઢ, અયે દિલ્દાર ! ભણાવ્યાં !
સરિત હૃદયનાં ગાન, અહીં મુજને સમજાવ્યાં !
હૃદયહીન જન લાખ ઉરે અમથાં અથડાવ્યાં !
ભડકાવ્યાં ભટકાર, ભમેલાં ભૂત ધુણાવ્યાં !
અદ્દ્ભુત વીણા વહી, નૃત્ય કંઇ ઑર નચાવ્યાં !

દીવાનેસાગર

કિશોરસિંહ એવી અંધારી રાત્રે એકલો ક્યાં જઇ રહ્યો છે, એ આપણે એકવાર જોવું જોઇશે. પૂર્વ કથિત ભગનભવન ભણી જે અશ્વશાળા આવેલી હતી અને જે અશ્વશાળામાં અશ્વ લેવા જતાં શાંતિપ્રસાદ વિપદ્ગ્રસ્ત થયો હતો, કિશોરસિંહ તે અશ્વશાળામાં ગયો નહિ. કુચક્રનાં મૂળ એ બાજૂએથીજ રોપાયાં છે, એવી શંકા ઉપજવાથી તે દિશામાં જવાની તેની ઈચ્છા થઇ નહિ. જલ્લાદના વેશમાં શત્રુગઢથી જે અશ્વપર આરોહણ કરીને તે સુરંગપુરમાં આવ્યો હતો, અને એ અશ્વને જે અશ્વશાળામાં મૂકી આવ્યો હતો, તેજ સ્થળેથી અશ્વ લઇને તે છૂપી રીતે શહેરમાંથી બહાર નીકળી પડ્યો હતો. રસ્તામાં કોઇ પણ માણસની સાથે તેની મુલાકાત થઇ નહોતી. રાત્રે વખતે અંધારામાં માણસોની આવજાવ ઘણીજ હોય છે અને રસ્તો બિલકુલ શંકા વગરનો થઈ પડે છે, એમ ધારીને તે રાત્રે વાંકા ચૂંકા રસ્તે ન જતાં સરિયામ રસ્તો પકડીનેજ ચાલ્યો જતો હતો. શહેરની બહાર પાંચ સાત ગાઉ દૂર ગયા પછી રસ્તાના કાંઠાપરજ એક આશ્રમ તેના જોવામાં આવ્યો. એ આશ્રમનું નામ પ્રવાસી આશ્રમ હતું. ત્યાં એક દૂકાન હતી, અને એ સાથે એક નાનું સરખું મુસાફરખાનું પણ હતું. એ દૂકાનમાંથી સરસામાન આદિ જે કાંઇ

જોઇતું હોય, તેવું સારૂં મળી શકતું નહોતું. પરંતુ વિદેશી પથિક લોકો એ પ્રવાસી આશ્રમમાં આવી આરામ લેતા, આહાર કરતા, રમત ગમત કરી મોજમજા ઉડાવતા. એ આશ્રમ તેમના સર્વના વિશ્રામનું સ્થાન થઇ પડયું હતું. જો ઝાઝાં માણસો ન હોય તો રાતને વખતે શયન કરવાનો પણ એ આશ્રમમાં બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. ઘણાં માણસો દૂર દેશાવરમાંથી આવીને ત્યાં રાતવાસો પણ કરતાં હતાં. ચારપાંચ માણસોને સુવાની સવડ પણ પૂરતી હતી. મોટા મોટા ધનાઢ્ય માણસોની આવજાવ ત્યાં ઘણી ઓછી હતી, પરંતુ ઇતર લોકો ઘણા આવતા હતા, વળી એ લોકોમાં પણ ખાસ કરીને બદમાશ લોકોનું આગમન મુખ્યત્વે કરીને થતું હતું. તેઓ સર્વ ત્યાં એકઠા મળીને મદિરાપાન કરતા, દેશ વિદેશમાંથી વિવિધ વનિતાઓને ઉપાડી લાવી મોજમજા ઉડાવતા, કોઇ કોઇવાર નહિ જેવી વાતોમાં લડી પડી મોટું તુફાન મચાવતા. મારામારી, ગાળાગાળી અને ધક્કા મૂકી એ તો તેમનો સર્વનો સર્વથી પ્રધાન વ્યવસાયજ હતો. કોઇનું મકાન લૂંટવાની, કોઇની લાવણ્યવતી લલનાનું અપહરણ કરવાની, કોઇનું ખૂન કરવાની તથા કોઇની સાથે તકરાર કરવાની સલાહ તો તેમનામાં હરહમેશ થયાજ કરતી. એ સર્વ કાર્યોમાં તેમને કોઇ અટકાવતું પણ નહિ. આવું ભયાનક સ્થાન હતું. આબરૂદાર માણસથી તો ત્યાં એક પળ પણ થોભી શકાય તેમ નહોતું. બદમાશ લોકોની બુરી વાયકા સાંભળીને સારાં ખાન્દાન માણસોએ ત્યાં આવવાનું બિલકુલ બંધજ કરી દીધું હતું.

પરંતુ એ સ્થાન ગમે તેવું ભયાનક હોવાથી શું થયું, કિશોરસિંહે પોતાના મનમાં વિચાર્યું કે, હજી રાત્રિ ઘણી છે, આખી રાત ઘોડો દોડાવ્યે જવાથી, એ બિચારો છેક થાકી જશે અને તેનામાં ચાલવાની તાકાત પણ નહિ રહે. વળી હજી સુધી મેં આહાર પણ કર્યો નથી, એથી ભૂખ પણ કકડીને લાગશે, માટે આ આશ્રમમાં જરા નાસ્તો કરી, આરામ લઇ થોડીક ખાવાની વસ્તુઓ સાથે લેવાની ખાસ જરૂર છે. આ પ્રમાણે વિચાર કરીને તેણે પોતાના અશ્વને એ આશ્રમ ભણી દોડાવ્યો. આશ્રમ પાસે આવ્યા પછી તેણે અશ્વપરથી નીચે ઉતરી પ્રથમ જણાવેલી પેલી નાનકડી દૂકાનમાં પ્રવેશ કર્યો. તેણે જે દૂકાનમાં પ્રવેશ કર્યો, તેને દૂકાન અથવા મુસાફરખાનું અથવા પ્રવાસી આશ્રમ ગમે તે કહેવામાં આવે તો પણ ચાલી શકે

તેમ હતું. કારણ કે, એ દુકાનની માલિકજ અંદરના આશ્રમનો પણ માલિક હતી. એના તાબા તળેજ આશ્રમ તેમજ દુકાનની વ્યવસ્થા ચાલતી હતી એક આધેડ ઉમ્મરની અબળા એ આશ્રમની માલિક અથવા ધણિયાણી હતી, કિશોરસિંહને જે કાંઇ વસ્તુઓની આવશ્યકતા હતી અને જે વસ્તુઓ એ દુકાનેથી મળી શકે તેમ હતી, તે સઘળી ઠરાવેલી કિમ્મત ઉપરાંત કાંઇક વધુ કિમ્મત આપીને તેણે ખરીદી લીધી. દુકાનનો એક નોકર તેના ઘોડાની લગામ ઝાલીને દુકાનની બહાર ઉભો રહ્યો. કિશોરસિંહ દુકાનમાંથી બહાર નીકળવાની તૈયારી કરતો હતો, એવામાં એ આધેડ અબળાએ કહ્યું કેઃ—" ભાઇ ! જાઓ છો, ક્યાં ? આમ ઉતાવળા કેમ થાઓ છો ? જરા વાર આરામ કરો. તમારૂં ર્‌હોં જોતાં તમે કોઇ ખાન્દાન કુટુંબનાં ફરજંદ હો એમ જણાય છે. બેસો આ જોડેના ઘરમાં જઇને જરાવાર આરામ લો. આવી અંધારી રાત્રે ક્યાં જશો ? અહીં શર્માવાનું કે સંકોચ રાખવાનું કશું પણ કારણજ નથી. તમારા જેવા મુસાફરો માટેજ આ આશ્રમ બંધાવવામાં આવ્યો છે. જૂઓ, તમારી પેઠે બીજા પણ અનેક મુસાફરો આશ્રમમાં આરામ ભોગવી રહ્યા છે. તમારે ચિંતા રાખવાની નહિ. તમારા ઘોડાને હું બરાબર સાચવીશ. જાઓ, આ જોડેના ઘરમાં જાઓ, જરાવાર આરામ કરો. "

આ બધી વાતો કહીને એ અબળાએ પશ્ચિમ દિશા ભણી આંગળીનો ઇશારો કરીને એક નજીકનું ઘર બતાવી દીધું. કિશોરસિંહ અત્યાર સુધી પાસેના ઘરના કાવાદાવા કે કારસ્થાન આદિ કશું પણ જોઇ શકયો નહોતો, અત્યાર સુધી એ તરફ તેનું લક્ષ પણ નહોતું. જ્યારે એ સ્ત્રીએ તેને નજીકના ઘર ભણી ઇશારો કરી જવાની સૂચના કરી, ત્યારે તેણે તે તરફ મુખ ફેરવીને જોયું કે, કેટલાક માણસો એ ઘરમાં બેસીને ભારી બૂમરાણ મચાવી રહ્યા હતા તથા એ સાથે મારામારી અને ધક્કાધક્કી પણ કરી રહ્યા હતા. એ લોકોના મુખના હાવભાવપરથી સાફ જણાઇ આવતું હતું કે, તેઓ સઘળા જાણે દીવાના બની ગયા હોયની ! ચાલાક કિશોરસિંહ તરતજ અંદરનો સઘળો ભેદ સમજી ગયો. તે પેલી અબળાના આવકારથી જરા પણ રાજી થયો નહિ. વખત નથી, જરૂરી કામ છે, આખી રાત ઘોડો દોડાવવો પડશે, પ્રભાત થતાં પહેલાંજ વીસ ગાઉ દૂર નીકળી જવું પડશે. મારાથી બેસી શકાશે નહિ. મારે હજી ઘણાં કામો કરવાનાં

છે. તમારા આ આવકારને હું શિરપર ચઢાવું છું, અંતઃકરણપૂર્વક તમોને ધન્યવાદ આપું છું." આવાં શિષ્ટાચારનાં વચનો વદીને કિશોરસિંહે તરત ને તરતજ તે આશ્રમધારિણી અબળા પાસેથી વિદાય લીધી.

કિશોરસિંહ વિદાય લઇને હજી સહજ આગળ વધ્યો હતો, એવામાં એકાએક બાજૂના ઘરમાંથી બે માણસો ડોલતા ડોલતા દૂકાન ભણી આવી પહોંચ્યા. કિશોરસિંહને જોતાંની સાથેજ તેમાંનો એક જણ અકસ્માત ચીત્કાર કરીને બોલી ઉઠયોઃ–" હોઃ હોઃ! કિશોરસિંહ! કિશોરસિંહ અહીં કયાંથી? ઓહોહોહો! ઘણા રૂપિયા મળી શકશે. પકડો–પકડો–સાલાને સત્વર પકડો! ઠીક દાવ હાથ લાગ્યો છે! બરાબર માલ હાથ આવ્યો છે! પકડો! વિલંબ ન કરો."

ક્ષણ માત્રમાં બીજો માણસ પણ બોલી ઉઠયોઃ–" બરાબર છે! પકડો સાલાને! સાલો હરામખોર ન્હાસી છૂટયો છે! દગાબાજે રાજદ્રોહનો ભયંકર અપરાધ કર્યો છે! સાલો બડો બદમાશ છોકરો છે! એના નામપર ગિરફતારી પરવાનો પણ બહાર પડી ચૂકયો છે, માટે મારો, પકડો, એ દુષ્ટ દગાબાજને કરો સત્વર બંધનયુક્ત!"

ક્ષણવારમાંજ આ બધો બનાવ બની ગયો. બન્ને નશાખોર દારૂડીયા હથિયારબંધ હતા, તેઓ મ્યાનમાંથી પોતપોતાની તલ્વારને ખેંચતા ખેંચતા કિશોરસિંહના તરફ દોડી ગયા. કિશોરસિંહ ત્યારે આશ્રમના આંગણામાં આવી ઉભો હતો. એકાએક આ શી આપત્તિ આવી પડી, નિમેષમાત્રમાં એવી ચિંતા કરીને તે જડપથી મ્યાનમાંથી તલ્વાર ખેંચી તે બન્ને ઉન્મત્ત શરાબખોર શયતાનોની સ્હામો આવી ઉભો રહ્યો. એ સમયે તેનું વીર હૃદય વીરતાથી નૃત્ય કરવા લાગ્યું. બાહુમાં ધારણ કરેલી ચમકતી ચપળા સમી તેની તેજસ્વિની તલ્વાર પણ ચક ચક કરતી ચમકવા લાગી. કિશોર એ બન્ને બદમાશોના અપમાન–ભર્યા શબ્દો શ્રવણ કરીને રુદ્ર સમાન ભીષણ મૂર્તિ ધારણ કરી શત્રુનો સંહાર કરવા માટે આતુરતાથી ઉભો રહ્યો. તલ્વારે તલ્વારનું યુદ્ધ શરૂ થયું. એક બીજાની તલ્વારોના આઘાત થવાથી આગની ચિનગારીઓ વરસવા માંડી. કિશોરસિંહ વીર અભિમન્યુની પેઠે રણનિપુણતા દર્શાવી અસિયુદ્ધમાં મસ્ત થઇ મહા ગર્વની સાથે એ અસુર તુલ્ય મદિરા ભક્તોની સાથે ઝપાઝપી કરવા લાગ્યો. એ સમયનું ત્યાંનું દૃશ્ય મહા

ભીતિજનક થઇ પડયું. એક બીજાના શરીરની તલ્વારના આઘાતથી રક્ષવાની અપૂર્વ કાર્યકુશળતા અત્યંત આશ્ચર્યજનક ભાસવા લાગી. પોતાની સ્હામે એ બળવાન પુરુષો યુદ્ધ કરવા માટે ઉભેલા હોવા છતાં પણ કિશોરસિંહ એક ડગલું પણ પાછો ન પડતાં ઉલટો બમણા ઉત્સાહથી લડવા લાગ્યો.

આ બધો અદ્‌ભુત અજાયબ પ્રસંગ જોઇને દૂકાનદાર સ્ત્રી મોટી મોટી ચીસો મારી રડવા લાગી. પરિણામ કેવું ભયાનક આવશે, કયા પક્ષનો વિજય અને કયા પક્ષનો પરાજય થશે? એનો એનાથી કશો પણ નિર્ધાર ન થઇ શકવાથી એ આકુલવ્યાકુલ થવા લાગી. દારૂડીઆઓ અતિ વેગપૂર્વક પોતપોતાની તલ્વાર ફેરવવા લાગ્યા. કિશોરસિંહ પોતાની તલ્વારવડે વારંવાર એ સર્વે તલ્વારના આઘાતોને ઝીલવા લાગ્યો તથા એ સાથે એ આઘાતોનું નિવારણ પણ કરવા લાગ્યો. તેના શરીરપર એક પણ આઘાત ન થયો, તે આબાદ બચી ગયો. આંગણામાં પડેલી લાકડાંની પાટપર ચઢી તેણે કુશળતાથી શત્રુ પક્ષની તલ્વારોના સમસ્ત આઘાતોને સહી લીધા અને એનું યથાર્થ નિવારણ કરી પોતાના શરીરને કશી પણ ઇજા આવવા દીધી નહિ. તેણે બહાદુરીથી એ ત્રણવાર દુશ્મનોના હાથપર તલ્વારના એવાતો સખ્ત વાર કર્યા કે જેથી તેમના હાથમાંથી ખળખળ કરતી લોહીની નીકો પણ વહી ચાલી. પરંતુ એમ થવા છતાં પણ તે દુરાત્માઓ જરા પણ ક્ષાન્ત થયા નહિ—થાકયા નહિ; યુદ્ધમાંથી પાછા હઠયા નહિ. તે મદ્યપાનથી મસ્ત થયેલા મનુષ્યમાંથી પિશાચ બનેલા પાખંડી પુરુષો “રાજદ્રોહી, અપરાધી, ખૂની આસામી, ભારી, દગાબાજ દુષ્ટ, ચંડાળ, નરાધમ નાલાયક, હીચકારા,” આદિ અનેક અપશબ્દોનો ઉચ્ચાર કરી, ભયાનક ચીત્કાર કરતા, ગાળો ભાંડતા, લોહીથી ખરડાયલા હાથે તલ્વાર ફેરવતા ફેરવતા, આગળ વધવા ચાહતા હતા, અને દૂકાનની બહાર ભાગમાં જે પુરુષ કિશોરસિંહના ઘોડાની લગામ ઝાલીને ઉભો હતો, તે પુરુષને પણ લોભ બતાવી, લાલચ આપી કહેતા હતા કે;—“પકડ, પકડ, જોઇ શું રહ્યો છે ! રાજદ્રોહના ભયંકર ગુન્હામાંથી ન્હાસી છૂટેલા આ બદમાશને જલ્દી પકડ ! જો એને પકડીને રાજદરબારમાં રજૂ કરીશું, તો આપણે મનમાન્યાં નાણાં મેળવી શકીશું. ચાલ પાછળથી આવીને એકદમ પકડી લે. આ દુષ્ટની તાકાત નથી કે, તે એકી સાથે આપણા જેવા ત્રણ ત્રણ બહાદુર

જવાંમર્દોને પહોંચી વળે! ડરવાનું કશું કારણ નથી. અમો તને કશી આંચ આવવા દઇશું નહિ. માટે ચાલ, એકદમ આવીને આ નરાધમને પકડી લે, બંદિવાન બનાવી દે.',

એ પુરુષ પહેલાં તો એવું કામ કરવાને રાજી થયો નહિ; કિશોરસિંહને ન પકડવાથી કિશોરસિંહની પાસેથીજ રૂપિયા મળી શકશે; એવી એના મનની ધારણા હતી. પણ છેવટે જ્યારે તેણે સાંભળ્યું કે, કિશોરસિંહ રાજદ્રોહી આસામી છે, અને એના નામપર ગિરફ્તારી પરવાનો બહાર પાડી સુરંગપૂરના નવીન રાજદરબારે એક મોટું ઇનામ આપવાની જાહિરાત બહાર પાડી છે, ત્યારે તે પુરુષ એકદમ ઘોડાની લગામ છોડીને "ત્યારે તો હમણાંજ પકડી લઉં છું." એમ કહીને પાછળથી કિશોરસિંહને પકડવા માટે દોડી આવ્યો. એ સમયે નજીકના ઘરમાંથી બીજા પણ કેટલાક માણસો દોડતા દોડતા બહાર આવી લાગ્યા. કિશોરસિંહે જોયું કે, દુશ્મનોનો પક્ષ મોટો છે અને એના વેગને સરી શકાય એવો એક પણ ઇલાજ બાકી રહ્યો નથી. ત્યારે તેણે મરવા જીવવાની કશી પણ દરકાર રાખી નહિ. તે બહાદુર વીરે જીવન મરણની ચિંતાને સર્વથા ત્યાગી દીધી અને એ સાથે તરતજ—એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના સ્હામેના બે માણસોને તલ્વારના ઝટકાથી મૂર્છિત કરી નાખ્યા અને ત્યાર પછી પોતાની તીક્ષ્ણ તલ્વારના ત્રીજા ઝટકાથી પાછળના ત્રીજા માણસને પણ બેભાન કરીને તે એક પળ માત્રમાં પેલી પાટપરથી કૂદી પડ્યો અને એ સાથે તરતજ અશ્વની પીઠપર આરૂઢ થઇ ગયો. સુશિક્ષિત અશ્વ તત્ક્ષણાત્ તીર વેગે ઉડવા માંડ્યો. ક્ષણવાર સુધી માત્ર કિશોરસિંહના દ્રુતગામી અશ્વનાં પગલાંનો અવાજ આશ્રમના લોકોના કાન સાથે અથડાયો અને પાછો ક્ષણ માત્રમાંજ એ અવાજ વાયુની સાથે મળી ગયો.

આશ્રમની અધિકારિણી અબળા મહા ભયથી રડી રડીને વ્યાકુલ થઇ પડી હતી. અકસ્માત્ આ બધું શું બની ગયું! એકાએક આ શો ગજબ થયો! એનો તેનાથી કશો પણ નિશ્ચય થયો નહિ. શું કિશોરસિંહે કોઇ દૈવી ચમત્કારિક સિદ્ધિને તો નહિ સંપાદન કરી હોય અથવા એ કોઇ દેવ બાળકરૂપે આશ્રમમાં વસતા અસુરોનું નિકંદન કાઢવા માટે તો નહિ આવ્યો હોય? એવા એવા અનેક પ્રકારના ભીતિ ભરેલા વિચારોએ એ અબળાના મસ્તિષ્કને ભ્રમિત કરી દીધું. "કેવો બહાદુર બાળક! કેવી અનુપમ વીરતા! કેવી અદ્ભુત

અસિચાલના ! કેવી મનોહર દિવ્ય કાંતિ ! વાહ વાહ ! વીરનરને છાજે તેવીજ વીરતા દર્શાવી ગયો એ નવયુક !” આવાં આવાં પ્રશંસાસૂચક વચનો પણ એ વનિતા પોતાના મનમાં વદ્યા વિના રહી શકી નહિ. તેના આશ્રમના સઘળા માણસો બેદાન મેદાન થઈ ગયા; તેમની અજાયબીનો પારજ ન રહ્યો ! કિશોરસિંહનો અશ્વ અકાશગામી પંખીની પેઠે ઉડતો જતો હતો, વાયુ સાથે વાતો કરતો મહા વેગપૂર્વક દોડયો જતો હતો. લગભગ બેએક કોશ જઇને તેણે અશ્વનો વેગ અટકાવ્યો, ક્ષણવાર સુધી દારુડીયાઓ પોતાના અશ્વો લઇને તેની પાછળ પાછળ આવી રહ્યાં છે કે નહિ, એ પણ તેને બરાબર કાન માંડીને સાંભળ્યું, પરંતુ તેને કશો પણ અવાજ સંભળાયો નહિ ત્યારે તેના મનમાં એક પ્રકારની ચિંતા ઉપજી આવી કે એ બન્ને બદમાશો લોકો કોણ હશે ? મારાપર તેમણે આક્રમણ શા કારણથી કર્યું હશે ? એ પિશાચોનાં મુખ જોતાં મને જણાઇ આવ્યું હતું કે, તેઓ મારા જાણીતા છે, પરંતુ તેમને મેં કયાં આગળ જોયા છે, કયારે જોયા છે અને તેમની સાથે મારી કયે સ્થળે મુલાકાત થઇ છે, એનો મારાથી એ આશ્રમમાં કશોત્રણ નિશ્ચય થઇ શકયો નથી અને હજી પણ થઇ શકતો નથી. પણ હા, હવે મારા મનમાં આછું આછું સ્મરણ થઇ આવે છે કે, મેં એ દુરાત્માઓને આનંદપૂરના આનંદદુર્ગમાંજ જોયા છે, એ સ્થળેજ એમની સાથે મારી મુલાકાત થઇ છે, એ બન્ને માણસો રાજા ભૂપસિંહના ડંડાબાજોજ છે. રાજા ભૂપસિંહ મારો ભયાનક શત્રુ થઇ પડયો છે. મને ગમે તે રીતે તે દાનવ આ ધરાપરથી નષ્ટ કરવાની અભિલાષા ધરાવે છે. અત્યાર સુધી મારા જીવનનો વિનાશ કરવા માટે એ હૃદયહીન પશુએ અનેકાનેક વિરાટ ષડયંત્રો રચ્યાં છે મારા નામને પણ એ દુષ્ટ કાને સાંભળી શકતો નથી. દુનિયામાં મેં પિશાચવૃત્તિના અનેક પુરુષો જોયા છે, પરંતુ રાજા ભૂપસિંહ જેવો તો બીજો એક પણ ભયાનક પુરુષ જોયો નથી. મારી સાથે એ નરરાક્ષસ આટલો બધો દ્વેષ શામાટે રાખે છે ? મેં એવું શું બગાડયું છે ? શું સુશીલા મને ચાહે છે; એથી હું એ દુષ્ટનો અપરાધી કરી શકું છું ? શું એ પિશાચે પ્રેમનો ઇજારો રાખ્યો છે ? પ્રેમ કરવામાં પણ એ પાપાત્માને આવો વિષમ વિદ્વેષ ઉપજે છે ? ધિક્કાર છે ! ધિક્કાર છે ! હાય ! એવા દ્વેષપરાયણ દાનવો આ વસુંધરામાં વિનાશનાં બીજ રોપવાને શામાટે ઉત્પન્ન થતા હશે ?

ઇશ્વર એવા ખળ પ્રકૃતિના પુરુષોનો ક્ષેપ શા માટે નહિ કરતો હોય? પણ હવે એ બધી વાતોથી શું વળવાનું છે! મારે હવે શું કરવું? કયા માર્ગનું અવલંબન કરવું. એનોજ મારે મારા મનમાં દૃઢ નિશ્ચય કરવાનું ખાસ પ્રયોજન છે."

"શું રાજા ભૂપસિંહ મને જીવનનથી દૂર કરવા માગે છે! ભલે માગે? જેને રાખનાર રામ છે, તેને મારવાની તાકાત કોનામાં છે? મનુષ્ય ધારે કે 'આ મેં કર્યું અને હું કરીશ!' તો શું તેની તે ધારણા ખરી છે? કદાપિ નહિ. મનુષ્યમાં એવી શક્તિજ નથી. સર્વ શક્તિના સરજનહારનું સરજેલું મનુષ્ય એક તુચ્છકીટથી પણ અધમ છે. સ્વયંભૂ સ્વામીના નચાવ્યા મૂજબ નાચે છે. તો પછી રાજા ભૂપસિંહ જેવા એક સામાન્ય શક્તિવાળા પુરુષથી ડરવાનું શું પ્રયોજન છે? એ મારી સાથે શત્રુતા રાખતો હોય, તો રાખવા દો, ઇશ્વરની ઇચ્છા વિના એનાથી તરણું પણ તોડી શકાય તેમ નથી. શું એ મને નવીન રાજદરબાર તરફથી બહાર પડેલા પરવાનાનો ભય બતાવે છે! મારા હૃદયને મુકર્દમાના ભયથી ડગાવવા માગે છે? હા? પણ એથી શું થયું? કિશોરનું અજિત હૃદય શું એથી ડગી જશે? કદાપિ નહિ."

"મને એ વિષયનો તો કશો પણ ભયજ નથી. મારા જેવા એક માતપિતા કે સગાં સંબંધીશૂન્ય મનુષ્યનો આ સંસારમાંથી કદાચિત્ વિક્ષેપ થશે, તો તેથી શું સંસારનું ઘટનાચક્ર ચાલતું અટકી પડશે! મારા જેવા એક સામાન્યમાં સામાન્ય જીવના અભાવે આ વિશાળ વિશ્વ શૂન્ય થશે! મારા જેવા એક ક્ષુદ્રમાં ક્ષુદ્ર પ્રાણી વિના આ સીમાહીન મેદિનીનું સૂત્ર કપાઇ જશે? ના, નહિજ. તો પછી જીવનની આટલી બધી આસક્તિ શા માટે રાખવી? જે તનુ એક દિવસે કાળની કરાળ ગર્ત્તામાં ગબડી પડવાનું છે, જે આત્મા અહર્નિશ આ કાયામાંથી અન્ય કાયામાં નિવાસ કરવાને બંધાયલો છે, તેના અવસાનથી આટલો બધો ખેદ શામાટે કરવો? કિશોરસિંહ! હઠ નિરાશ ન થા. શત્રુઓથી જરાપણ વિચલિત ન થા. જેણે રિપુઓપર વિજય મેળવ્યો છે, એજ મહાવીર નર છે, વસુંધરાના આભૂષણ સમાન છે. જે યત્નમાં તેં તારા તનુની આહુતિ આપી છે, તે યત્નને અવસાનપર્યન્ત ધારણ કરી રાખ."

આ પ્રમાણે અનેક પ્રકારના વિચારો કિશોરસિંહના હૃદયસાગ-

રમાં ઉછળી ઉછળીને પુનઃ અનંતની અનંતતામાં ભ્રમવા લાગ્યા. કિશોરસિંહ પોતેજ અત્યારે બનવાજોગે તરેહ તરેહની આફતોમાં આવી પડયો હતો, ફરિયાદ માંડવાનું અત્યારે તેને માટે બિલ્કુલ અસાધ્ય હતું, તો પછી તેના પ્રાણ લેવા માટે રાજા ભુપસિંહ આટલા બધા કાવાદાવા શા કારણથી કરી રહ્યો હશે? મુકર્દમાના ભય અથવા એક પ્રકારની હિંસા સિવાય એનો બીજો કશો પણ હેતુજ નથી, પણ એથી એક પણ નિર્દોષ અને નિર્વિઘ્નકારીના પ્રાણને લેશ માત્ર આંચ આવે તેમ નથી. જ્યારે વસ્તુસ્થિતિ આવી વિષમ છે, ત્યારે રાજા ભુપસિંહ આટલાં બધાં ભયાનક કુચક્ર શા માટે કરી રહ્યો છે? એ દગાબાજના દિલમાં એવો તે શો ખટકો પેદા થયો છે કે, તેણે મનુષ્યત્વનો સર્વથા ત્યાગજ કરી દીધો છે? ગમે તેમ હો, પણ આમાં અવશ્યને અવશ્ય કાંઇક નિગૂઢ રહસ્ય સમાયલું છે, ભયંકર ભેદ રહેલો છે. રાજા ભૂપસિંહે કદાચ સુરંગપૂરના રાજદરબારના નવીન મંત્રીઓની સાથે મળીને કોઇ વિરાટ કારસ્થાન કરવાની કોશિશ કરી હોય, તો એમાં કાંઇ અજાયબી જેવું નથી. કિશોરસિંહે મનમાં ને મનમાંજ આ પ્રકારનું એક અનુમાન કરી લીધું.

વળી પાછી તેના ડોલતા દિલમાં એક નવી ચિંતા ઉપજી આવી. તે પોતાના મનમાંજ વિચારવા લાગ્યો કેઃ—"હજી સૂધી મારી પૂર્વ પરિચિતા પેલી દીવાની કેમ નહિ આવી હોય? તેણે તો તરતજ સુરંગપૂર આવવાનો વાયદો કર્યો હતો, છતાં અત્યાર સૂધી આવી નહિ, તો તેનું કારણ શું હશે? શું એનાપર કાંઇ આપત્તિ તો નહિ, આવી પડી હોય? ત્રણ ત્રણ અઠવાડીયાં વીતી ગયાં છતાં, તેના કાંઇ પત્તોજ નથી, તો શું એ કયાંય આફતમાં આવી પડશે? રાજા ભુપસિંહે તો એની સાથે કાંઇ દગાબાજી નહિ કરી હોય? અણધારી દયાને વશીભૂત થઇને એ બિચારી મારી હિતાકાંક્ષિણી થઇ છે, મારે માટે તેણે ઘણાં ઘણાં સંકટો સહન કર્યાં છે. એથી મારી સાથે એ દગો કરે તે બનવા જોગ નથી. મને છેતરીને તે બીજે ક્યાંય ચાલી જાય, એમ પણ મારાથી માની શકાતું નથી. પણ અરે તેણે તેની કબૂલાતનું પાલન કેમ નહિ કર્યું હોય? તેના આપેલા વચનનો તેણે ભંગ શા કારણથી કર્યો હશે? તેના આવવામાં આટલો બધો વિલંબ શાથી થયો હશે? દીવાનીએ મને કહ્યું છે કે, મારા પોતાના સંબંધમાં કોઇ એક ખાસ મહત્વની વાત તેના જાણવામાં છે, તો

એ વાત શી હશે ? મારા સંબંધમાં એ શું જાણતી હશે ? સુરંગપૂર આવીને તેણે તે ગુપ્ત વાત કહેવાનું મને વચન આપ્યું હતું, છતાં તે શાથી નહિ આવી હોય ? હાય ! મારૂં જીવન પણ કેવું વિષમ રહસ્યથી છવાયલું છે. હું કોણ હોઇશ ? મારા માતાપિતા કોણ હશે ? શું દીવાની મારા સંબંધમાં જે કાંઇ જાણે છે, તેમાં આ સર્વ વિષયોનો પણ સમાવેશ થતો હશે ? એ જે ગુપ્ત વાત જાણે છે, તે શું ખરેખર સત્યજ હશે ? અથવા એના ચસકેલા ભેજાના મિથ્યા પ્રલાપોજ હશે ? ગમે તે હો, પણ એ આવી નહિ શાથી ? એને આવવામાં આટલો બધો વિલંબ થવાનું કારણ શું ?"

કિશોરસિંહે આ પ્રમાણે અનેક વિચારો કર્યા. પરંતુ તેનાથી કાંઇપણ સ્થિર કરી શકાયું નહિ. વળી પાછો તેણે પોતાના અશ્વને દોડાવી મૂકયો. પહેલાંની પેઠે વાયુ સાથે વિચરતો અશ્વ સપાટાબંધ દોડવા માંડયો, અંધકારમાં ને અંધકારમાંજ તે પંદર સોળ ગાઉની મજલ કરી ઘણે દૂર નીકળી આવ્યો. એ વખતે આશરે રાત્રિના અઢીએક પ્રહર થવા આવ્યા હતા.

હવે આપણા પૂર્વ પરિચિત પ્રવાસી આશ્રમમાં શા શા બનાવો બન્યા, એ જાણવાની આપણને પરમ આવશ્યકતા હોવાથી આપણે પુનઃ એકવાર એ આશ્રમની મુલાકાત લેવી પડશે. કિશોરસિંહનો અશ્વ કિશોરસિંહને તીરવેગે ઉડાડી લઇ ગયા પછી દૂકાનના ત્રણે બેશુદ્ધ માણસોને કાંઇક શુદ્ધિ સંપાદન થઇ. પહેલા બન્ને હુમલો કરનારામાંના એક જણે પોતાના બીજા સોબતીને સંબોધીને કહ્યું કેઃ—"જલ્દી ઘોડા બોલાવો, સાલાસૂવરને સત્વર પકડી પાડો. એ હરામજાદો આપણા પંજામાંથી છટકીને કેટલેક દૂર જવાનો છે ? ચાલો આપણે એકદમ આપણા અશ્વો દોડાવીને એ દગાબાજ છોકરાને પકડી પાડીએ. શું એવો એક ત્રણ તસુનો છોકરો આપણી આવી ખાનાખરાબી કરી જાય અને આપણે આંખો ચોળતા ચૂપચાપ બેસી રહીએ, એ આપણે માટે કોઇપણ પ્રકારે હિતાવહ ગણાય ખરૂં કે ?"

બીજા માણસે કહ્યુંઃ—"આટલા બધા કૂદો છો શા માટે ? હવે વિનાકારણ આ બધું ધાંધલ શામાટે મચાવો છો ? હાથમાં આવેલા શિકારને છટકાવી દઇને આટલા બધા કુદાઓ છો શા માટે ? એવા બહાદુર યુવકને પકડવો એ શું કાંઇ જેવી તેવી સહેલી વાત છે ? આપણી શી તાકાત છે કે તેના શરીરનો સ્પર્શ પણ કરી શકીએ ?

એ સાલાને કોઇ ભૈતિક શક્તિ આવીને બચાવી ગઇ છે, વાયુવેગે ઉપાડી ગઇ છે? ભૂતની સાથે એ હરામખોરના સરદારની ઘણી સારી દોસ્તી છે, ભુતના ઘોડાને શું આપણે પકડી શકીશું? સાલો કદાચ પોતે પણ ભુતજ હશે, જોયું નહિ, એક ક્ષણ માત્રમાં તે દુરાત્માએ કેવી ભયંકર જાદવાસ્થળી મચાવી દીધી છે? આપણા ત્રણ ત્રણ ચાર ચાર માણસોની કેવી બુરી હાલત કરી નાખી છે? આપણા કુટિલ રાજાના કુટિલ કારસ્થાનમાં પણ એ કદાપિ સપડાયો નથી, શું રાજા ભૂપસિંહે એનો સંહાર કરવા માટે ઓછી કોશિશ કરી છે? પણ એની પાસે તેમનું કશું પણ ચાલતુંજ નથી. ભલાભલા બહાદુરોને પણ એ દુષ્ટ દગાબાજ છોકરો ભૂલમાં ભમાવી દે તેવો છે. એની કળા કાંઇક અદ્દ્ભુતજ છે. આપણી આંખમાં ધૂળ નાખી એ સાલો શયતાનનો બચ્ચો સ્વચ્છંદતાની સાથે ઉડી ગયો, અને આપણે બધા, આંખો ચોળતાજ ઉભા રહ્યા! અત્યારે તો તે ક્યાંયનો ક્યાંય દૂર નીકળી પડ્યો હશે. હું ધારૂં છું કે તેનો પવનવેગી અશ્વ અત્યારે તેને પેલા ખુલ્લા મેદાનની લગભગમાં લઇ ગયો હશે. આવી સ્થિતિમાં આપણાથી હવે તેને શું કરી શકાય તેમ છે? કદાચ એ હરામી આપણા જોવામાં આવશે તો પણ આપણામાંથી એને પકડવાની હિમ્મત કોણ કરી શકશે? તમો સઘળા વિનાકારણ આમ શામાટે કૂદી રહ્યા છો? આટલો બધો વિલંબ કર્યા પછી તેની પાછળ પડવાથી હેરાન થયા વિના રહેશો નહિ.”

કાંઇક નરમ પડયા પછી પેલા માણસે કહ્યું:—“ હા, ભાઇ! તારૂં કહેવું બરાબર છે. સાલો હરામખોર છોકરો આપણને આબાદ છેતરી ગયો છે. પણ એ બદમાશના બચ્ચાને પકડી આપવાથી અ-થવા એનું માથું કાપી રજુ કરવાથી રાજદરબારમાંથી આપણને મોહોરોનો મોટો ઢગલો બક્ષિસ મળી શકે તેમ છે. રાજદરબાર તરફથી એને પકડીને અથવા મારીને હાજર કરવા માટે એક મોટું જાહિરનામું બહાર પડયું છે.”

આવી રીતે અફસોસ કરી, દુકાનવાળી ઓના તરફ મુખ ફેરવી એમાંના એક માણસે ગભરાટ ભરેલા અવાજથી પૂછ્યું:—“ હવે ભો-જનને કેટલીકવાર છે. ભૂખ કકડીને લાગી છે, માટે જલ્દી તૈયારી કરાવો. હું એ વાત કહેવા માટેજ અત્યારે તમારી પાસે આવતો હતો, પરંતુ રસ્તામાં અકસ્માત્ એ હરામજાદાની મુલાકાત થઇ

જવાથી જબરો જંગ જામી ગયો હતો, અને કહેવાની વાત બાકી રહી ગઇ હતી. પણ હવે કહો જોઇએ કે, કેટલીક વાર છે. જો ઝાઝી વાર હોય તો જલ્દી ઉતાવળ કરાવો."

દૂકાનવાળીએ જવાબ આપ્યો:–" હવે બિલ્કુલ વાર નથી. તમો બધા આ ઘરમાં બેસો. હું હમણાંજ ખાવાનો બધો બંદોબસ્ત કરાવી આપું છું."

દૂકાનવાળી સ્ત્રીની આવી વાતો સાંભળીને એ બધા લોકો જોડેના ઘરનાં ચાલ્યા ગયા. આશ્રમમાં જે માણસ આ પહેલાં કિશોરસિંહના અશ્વની લગામ ઝાલીને ઉભો હતો, એ પાછો કાંઇક કારણ–વશાત્ બહાર ચાલ્યો ગયો હતો. અકસ્માત્ તેના કાને નજીકમાંથી અશ્વનાં પગલાંનો ટપા ટપ અવાજ સંભળાયો. ત્રણ અશ્વારોહીઓ તો ક્ષણવારમાં તેની પાસે આવી ઉભા રહ્યા. આશ્રમની બહારના માણસને અનુલક્ષીને પહેલા અશ્વારોહીએ ગંભીર ગર્જનાથી પૂછ્યું કે:–"કયો ઘોડેસ્વાર આ રસ્તેથી થોડીવાર પહેલાં નીકળ્યો હતો વારૂ?"

અશ્વારોહીનો અવાજ સાંભળતાની સાથેજ એ માણસ તેને ઓળખી ગયો. તેણે તરતજ પોતાના બીજા બે સોબતીઓની પાસે જઇને જણાવી દીધું કે, " અરે, ઓ ભાઇઓ! આપણા રાજા આ તરફ આવતા હોય, એમ જણાય છે? જૂઓ, તેઓ છેક નજીકમાંજ આવી લાગ્યા છે. મને તેમણે પૂછ્યું છે કે:–" આ રસ્તેથી થોડીવાર પહેલાં કયો ઘોડેસ્વાર ચાલ્યો ગયો છે?" મને લાગે છે કે, અત્યારે એમની સાથે બીજા એકાદ બે સ્વારો પણ આ તરફ આવે છે."

આમ કહીને તેણે પેલા જે બે માણસોએ કિશોરસિંહપર હુમલો કર્યો હતો, તેમાંના એક માણસનો હાથ ઝાલીને જે દિશામાંથી તેને આગંતુક અશ્વારોહીનો અવાજ સંભળાયો હતો, તે દિશામાં ખેંચી લાવ્યો.

પણ અત્યારે જે ત્રણ નવીન અશ્વારોહીઓએ આશ્રમના આંગણાં પાસે આવી પહોંચ્યા હતા, તેઓ કોણ હતા, એવો કદાચ કોઇના મનમાં કાંઇ સવાલ પેદા થાય, તો તે સર્વથા સ્વભાવિકજ છે. અમો એ સવાલના ઉત્તરમાં એમનાં નામોને આ સ્થળેજ વ્યક્ત કરવાનું અધિક ઉચિત ધારીએ છીએ. એમાંનો પ્રથમ અશ્વારોહી કુટિલ કારસ્થાની રાજા ભુપસિંહ હતો, બીજો દુષ્ટ દગાબાજ દીવાન દોલતસિંહ હતો અને ત્રીજો દુર્દાન્ત દસ્યુરાજ સરદાર મહાવીર હતો.

દીવાન દોલતસિંહ અકસ્માત્ ગંભીર નિનાદથી બોલી ઉઠયો:– "મહારાજ! આપણે હવે આપણી ધારેલી જગાએ આવી પહોંચ્યા છીએ. હું મારા પેલા બન્ને સોબતીઓને આ પ્રવાસીઆશ્રમમાંજ મુકી આવ્યો છું. હું ધારૂં છું કે એ લોકો હજી સુધી અહિંયાંજ હશે. આમ જૂઓ, તેઓ આપણી સ્હામે તેઓ આવી રહ્યા છે.

ગભરાઇને રાજા ભૂપસિંહે પૂછયું કે:–"હેં ક્યાં છે? આ સ્હામે-થી આવનારા લોકોજ અમારા સોબતીઓ છે? શું તેઓ આ આશ્ર-મમાંજ રોકાયા છે?"

દીવાન દોલતસિંહે જવાબ આપ્યો:–"જી, હા, નામદાર."

એ સમયે એમાંનો એક માણસ આશ્રમના આંગણાથી બહાર નીકળતો નીકળતો બોલી ઉઠયો–" મહારાજ, હજી હમણાંજ પેલો દુષ્ટ દગાબાજ કિશોરસિંહ અહીં આવીને આબાદ છટકી ગયો છે?"

રાજા ભૂપસિંહ આ વાત સાંભળીને સ્તબ્ધ થઇ ગયો. થોડીવાર પછી ઘણાજ ગભરાટની સાથે પાછો એ લોકોને ઉદ્દેશીને કંપતા કંઠે તે બોલી ઉઠયો:–"હેં–હેં શું કિશોર છટકી ગયો? ક્યારે કેવી રીતે છટકી ગયો? શું તમે લોકોએ પણ એ દુરાત્માને ન અટકાવ્યો?"

ડંડાબાજ લોકોએ રાજાના પ્રશ્નના પ્રત્યુતરમાં જણાવ્યું કે:– "લગભગ બેએક પ્રહર પહેલાંજ એ હરામખોરનો સરદાર અહીંથી છટકી ગયો છે, અમોએ એને પકડવા માટે તનતોડ મહેનત કરી હતી, પરંતુ એ સાલો બદમાશ કોણ જાણે કયા ભૌતિક બળથી અમોને બધાને બેભાન કરીને ચાલ્યો ગયો છે. અહા! બહાદુર છોકરો શી એની તલવાર ચલાવવાની ચપળતા! મહારાજ! અમોએ અમારી આખી જિન્દગીમાંથી એવો જવાંમર્દ બીજો એકપણ જોયો નથી. અમારા સર્વના શરીરને ધૂળધાણી કરી ધાર્યું લક્ષ અશ્વપર બેસી એ હરામી પવનવેગે અહીંથી ઉડી ગયો છે."

રાજા કુપિત થઇ ઉઠયો. તેનું સર્વાંગ કંપી ઉઠયું. મેઘસમાન ભીષણ ગર્જના કરતો તે ડંડાબાજ લોકોપર તે ગાળોનો વરસાદ વર-સાવવા લાગ્યો એ સાથે મનમાં ને મનમાંજ કહેવા લાગ્યો:–" શું એ બદમાશનો બચ્ચો આખર સુધી મારા સપાટામાં નહિજ સપડાય? એ દુષ્ટાત્માએ કોઇ પૈશાચિક સિદ્ધિને સંપાદન કરી એ સિદ્ધિના બળથી આ બધા ખેલો તો નહિ ખેલવા માંડ્યા હોય? ગમે તેમ હો, પણ એ દુશ્મન કાંઈ જેવો તેવો પ્રબળ નથી. એ પાપપ્રતિમાને પૃથ્વીના

પૃષ્ટપરથી નષ્ટ કરવા જતાં કદાચિત્ મારે મારી સમસ્ત શક્તિનો પણ ભોગ આપવો પડશે. હાય! એક વાર નહિ, બે વાર નહિ, પણ પાંચ પાંચ વાર એ મારા પંજામાંથી આબાદ છટકી ગયો છે! મારે મારા પ્રાણ આપીને પણ એને નાબુદ કરવો પડશે. બસ, એજ મારી દૃઢ પ્રતિજ્ઞા છે." આ પ્રમાણે અનેક વિચારો કરી તે ગંભીર ગર્જના કરી એ ડંડાવાળાઓને સંબોધીને બોલી ઉઠયોઃ–"શું તમો ત્રણ ત્રણ જણા એવા એક માસુલી છોકરાને પકડી શક્યા નહિ? કેમ ન પકડી શક્યા? તેનું માથું કાપવાનો પરવાનો બહાર પડયો છે એ વાત શું તમારા જાણવામાં નથી? શરમ છે, નાલાયક નામર્દો, તમને સહુને સેંકડોવાર શરમ છે!"

રાજાના કોપ સાથે કોપ મેળવીને દીવાન દોલતસિંહ ગાજીને બોલી ઊઠયોઃ–"કેમ સાંભળ્યું ને? તમે લોકોએ ઘણી સારી રીતે કિશોરસિંહના સંબંધમાં સઘળી હકીકત સાંભળી છે, છતાં આવી મૂર્ખતા શા માટે કરી? તમો સર્વ મૂર્ખના સરદારો છો, મોટા ગધેડાઓ છો! હાથમાં આવેલા શિકારને છટકાવી દીધો? જમારો! તમોએ અમારી બધી મહેનતને બરબાદ કરી નાખી છે. ધિક્કાર છે, ધિક્કાર છે."

"મ–મ–મહારાજ! અમે તેને કેદ કરવાની પૂરતી કોશિશ કરી હતી, પરંતુ તે આબાદ છટકી ગયો હતો." પોતાના સ્વામીને ક્રોધાયમાન થયેલો જોઇને એ ડંડાવાળાએ કહ્યું. તેમણે બન્નેએ તરતજ પોતાના લોહીથી ખરડાયલા હાથ બતાવીને ફરીવાર પાછું કહ્યું કેઃ–"મહારાજ! અમોને આપ આમ છેક તુચ્છકારી ન કાઢો. અમારાં વચનોમાં વિશ્વાસ રાખો. આમ જૂઓ, અમારા બન્નેના હાથમાંથી લોહીની ધારાઓ પણ હજી સુધી વહી રહી છે, અમારી આવી દુર્દશા કરનાર એ દુરાત્મા કિશોરસિંહજ છે. એ સાલો અમોને મારીને ન્હાસી ગયો છે. આમ જૂઓ તલ્વારની ધારથી અમારાં કાંડાં પણ કપાઇ ગયાં છે. શું અમો અમારા અન્નદાતાના દુશ્મનને નાબૂદ કરવામાં કદી પણ પાછા પડીએ ખરા કે?"

"હરામખોર, કાપુરુષો,!" વજ્રવત્ ગર્જના કરી રાજા ભૂપસિંહ બોલ્યોઃ–"હરામખોર, કાપુરુષો! હવે તમારા બકવાદને આટલેથીજ અટકાવો, તમારા લૂલા બચાવને હવે તમારી પાસેજ રાખો. તે દુષ્ટ હરામખોરના શરીરમાંથી લોહી ન વહ્યું અને તમારા શરીર-

માંથી લોહીની નીકો વહી ચાલી ? તેનું શરીર અખંડિત રહ્યું અને તમો જખમી થઇ ગયા ? વાહ વાહ ! વાતો તો ઠીક બનાવતા શિખ્યા છો ! બદમાસો ! મારી સાથે પણ તમો દગાબાજી કરવાને તૈયાર થયા છો ? શું મારી નહિ તો મારા ખાધેલા અનાજના ટુકડાની પણ એવકૂફ બદમાશો તમોને શરમ ન આવી ? તમો સઘળા બાયલા છો, પૂછડી વિનાનાં શિયાળવાં છો. જાઓ તમારાં કાળાં મ્હોને મારી નજર આગળથી દૂર કરો. ”

સરદાર મહાવીરે વચ્ચમાં પડીને કહ્યું:—“ હવે આ નકામા બકવાદથી શું વળવાનું છે ? જે થવાનું હતું તે થઇ ચૂક્યું છે, એ કાંઇ હવે થોડુંજ મિથ્યા થવાનું છે ? પહેલવહેલાં કામની વાત કરો. બન્ને પંખીઓ આબાદ છટકી ગયાં છે. પણ છટકીને કેટલેક જવાનાં છે ? ચાલો, આપણે આપણા અશ્વો દોડાવીને એ શયતાનના બચ્ચાને પકડી પાડીએ. ”

દીવાનજીએ કહ્યું:—“ વ્યાજબી સલાહ છે. સરદાર મહાવીર, તમારી સલાહ વ્યાજબી છે. ચાલો, હમણાં ને હમણાંજ રવાના થઇએ. આપણા અશ્વો પણ હજી ખુબ તાજા છે, હજી ખુબ દોડી શકે તેમ છે. ચાલો હવે વિના કારણ વિલંબ ન કરો. જે સમય જાય છે, તે મહા મૂલ્યવાન છે. ”

બન્ને ડંડાવાળાઓએ દીવાનજીના મુખ ભણી મુખ ફેરવીને કહ્યું:— “ ચાલો, ત્યારે અમો પણ તમારી સાથેજ આવીએ છીએ. આશ્રમની માલિકને તેના પૈસા ચૂકવીને અમારા અશ્વોને લઇને અમો હમણાંને હમણાંજ તમારી સાથે આવીએ છીએ. થોડીવાર સબૂર કરો. ”

“ ના, ના, તમારે અમારી સાથે આવવાની કશી જરૂર નથી. ” દીવાન દોલતસિંહે કહ્યું:—“ ના, ના, તમારે અમારી સાથે આવવાની કશી જરૂર નથી. અમો હાલ તરત આનંદપૂર તરફ જઇએ છીએ, તમો પણ તમારૂં અહીંનું કામ પતાવીને આનંદપૂરજ આવજો. જો જો, શરાબના નશામાંને નશામાંજ ક્યાંક બીજે રસ્તે ન ચઢી જતાં. અમોને અત્યારે જેમ બને તેમ જલ્દી જવાની ખાસ જરૂર છે. જો જો, વિના કારણ વિલંબ ન કરતા. ”

આમ કહીને દીવાન દોલતસિંહે પોતાના અશ્વને દોડાવી મૂક્યો સાથે સાથે રાજાભૂપસિંહ તથા સરદાર મહાવીરે પણ પોતપોતાના અશ્વને વાયુ વેગે હંકારી મૂક્યા. ક્ષણવારમાં પ્રવાસી આશ્રમનો પરિ-

ત્યાગ કરીને રાજા, દીવાન અને દસ્યુ સરદાર મહાવીર ત્રણે જણા પોતાના પરમ શત્રુ કિશોરસિંહને કેદ કરવા માટે દમએદમ ઘોડા દોડાવતા એકદમ પવનવેગે રવાના થયા.

---

## દશમ પ્રસંગ

## મારવાડીની મુલાકાત

---

ભ્રમરને શું દઉં શિક્ષા, ભ્રમર સમ છે ગતિ તારી;
અરે તું ક્યાં ધસે રસમાં? નહીં તેમાં ફસાતો તું!
ઉપરથી કંઇ સ્વરૂપ દેખી ચડે તેના તું વિચારે!
તજી દે આ વિતર્કોને, નહીં તેમાં ફસાતો તું!
દિસે દેખાવમાં જે જે નહીં તેથી તણાતો તું!
ભીતરનો મર્મ જાણી લે, નહીં તેમાં ફસાતો તું!
ગગનમાં ચંદ્ર દેખીને સુધા લેવા ચકોર ધસે,
અરે ચંદ્રે વસે છે શું? નહીં તેમાં ફસાતો તું!
સુધા લેવા ઉડે મિથ્યા, વૃથા થાકી મરે અંતે!
દિસે શું સુખ દેખી લે! નહીં તેમાં ફસાતો તું!

---

કિશોરસિંહ એ તરફ શું કરતો હતો? કિશોરસિંહ બીજા પણ એ ચાર ગાઉ દૂર નીકળી પડયો હતો. તેનો અશ્વ કાંઇક થાકી જવા આવ્યો હતો. તેનું એટલું બધું દુર્બળ શરીર હોવા છતાં પણ તે તેની કશી પણ પરવાહ કરતો નહોતો, પરંતુ અશ્વના અનુરોધથી એ સ્થળે થોડીકવાર વિશ્રામ કરવાની તેને ફરજ પડી. તેણે પોતાના મનમાંજ વિચાર્યું કેઃ–" અત્યારે હું ક્યાં આવી પહોંચ્યો છું? અત્યારે આમ એકાએક હું અહીં શાથી થોભી ગયો?" કિશોરસિંહ જ્યારે આ પ્રમાણે ચિંતામાં નિમગ્ન થયો હતો, એવામાં એકાએક તેની નજર નજીકની એક જગાપર સળગતા ઝાંખા પ્રકાશપર પડી. જે સ્થળે તે થોભી ગયો હતો, તે સ્થળ સરિયામ રસ્તાના કિનારાપર આવેલું નહોતું, પરંતુ રસ્તાથી પૂર્વ દિશામાં થોડેક દૂર એકાંતમાં આવેલું હતું. જ્યાં આગળ એ નિર્જન સ્થાન આવેલું હતું, ત્યાં આગળ જતી વેળાયે એક ખુલ્લું મેદાન ઓળંગીને જવું પડતું હતું.

કિશોરસિંહ સરિયામ રસ્તાથી ઘણી સારી રીતે જાણીતો હતો. એ રસ્તે ઘણીવાર ગયો હતો, એ રસ્તે તેણે ઘણાં કામોની હીલચાલ કરી હતી; પરંતુ આજૂબાજૂમાં જે ગલીકુંચીઓ આવેલી હતી, તે તેની જાણીતી નહોતી. કિશોરસિંહે દીવા ભણી દષ્ટિ દોડાવી દીવાને પોતાના દષ્ટિ બિંદુરૂપ બનાવી એકદમ પોતાનો અશ્વ દોડાવી મૂકયો. પરંતુ અશ્વ દોડયો નહિ, ધીમે પગલે ચાલવા લાગ્યો. થોડેક દૂર ગયા પછી કિશોરસિંહને ઠંડી હવા લાગવા માંડી. નજીકમાંજ જાણે કોઇ જળાશય આવેલું હોય, એમ તેને જણાયું, એ જળાશયના જળનો સ્પર્શ કરી શીતળતા ભરેલો વાયુ ધીમે ધીમે વહી રહ્યો હતો અને એ વાયુમાં જાણે જળકણોનો સમાવેશ થયેલો હોયની ! એવું સાહજિક જણાઇ આવતું હતું, આથી કિશોરસિંહે અશ્વના વેગને છેક ધીમો કરી નાખ્યો.

આકાશમંડળ સંધ્યાકાળથીજ વાદળાંથી ઘેરાઇ ગયું હતું. એ સમયે એકાએક વાદળાંના છિદ્રોમાંથી એકાદ બે ઝગમગતાં નક્ષત્રો બહાર નીકળી આવ્યાં, મેઘોના ચક્રમાંથી એક ચક્ર ફરીને, અર્દ્ધ પ્રકાશિત ક્ષુદ્ર ચંદ્રે મુખ બહાર કાઢી ધીમું ધીમું હાસ્ય કરવા માંડયું. કાંઇક વિશેષ દૂર બહુજ ધીમે ધીમે જઇને, કિશોરસિંહે જોયું કે, પોતાની સ્હામેજ એક સુંદર સરિતા આવેલી છે, ચંદ્રના હાસ્યમાં એમ પણ દેખાઇ આવ્યું કે, સરિતાનો ખળખળ વહેતો પ્રવાહ કાંઇક પ્રબળ છે અને સરિતા ઉત્તર દિશામાંથી નીકળીને દક્ષિણ દિશા ભણી નિજનાથ સાગર સંગે સંગમ કરવાની અભિલાષાથી પ્રેમઘેલી પ્રેમદાની પેઠે એકદમ ઉછાળા મારતી, નાચતી કૂદતી વહી રહી હતી. કિશોરસિંહ જે સ્થળે આવી પહોંચ્યો, નદીનું તે સ્થાન ઘણે દૂર સુધી ફેલાયલું–પહોળું હતું. નદીનો પટ પણ કાંઈ છેક સાંકડો નહોતો. કિશોરસિંહના અશ્વથી તરીને તત્ક્ષણાત્ પેલે પાર પહોંચી શકાય એવો સંભવ નહોતો. ક્યાંય પણ સેતુ અથવા પૂલ બાંધવામાં આવેલો છે કે નહિ અથવા નદીના વહેનને સહજમાંજ ઓળંગી શકાય એવી સાંકડી જગા ક્યાંય પણ જોવામાં આવે છે કે નહિ, એ જાણવા માટે કિશોરસિંહ નદીના કિનારે કિનારે તીર વેગે પોતાનો અશ્વ ચલાવવા માંડયો. નદી ઉત્તર દક્ષિણ લાંબી હતી, દક્ષિણ દિશામાં કિશોરસિંહ જેમ જેમ આગળ ચાલવા લાગ્યો, તેમ તેમ ધીમે ધીમે કિનારાની જમીન તેટલીજ ઉંચી ઉંચી આવવા માંડી. કલ્પનામાં પણ ના

આવી શકે એવી ઉંચી જમીનપર છેવટે કિશોરસિંહ આવી પહોંચ્યો.

નીલાંબરી સુંદરી કુળવધૂની પેઠે ઘુમટાની અંદર કટાક્ષથી જોઇને કોઇએ મૃદુ હાસ્ય કર્યું. જેણે હાસ્ય કર્યું તે હાસ્ય આ સંસારનું શુષ્ક હાસ્ય નહોતું, પરંતુ સ્વર્ગીય હાસ્યજ હતું. કિશોરસિંહના મસ્તક ઉપર તે વખતના આકાશનાં વાદળાંથી ઢંકાયલ ચંદ્રે ફક્ત એકજવાર તે હાસ્ય કરતાંની સાથેજ પાછું ક્ષણ માત્રમાં વાદળાંની ગોદમાં મુખ છૂપાવી દીધું. ફરીવાર અંધકાર થયો. અંધકારમાં નદીના કિનારાપર ચાલી વળી કાંઇક વિશેષ દૂર જઇ, કિશોરસિંહે પોતાનાથી સહજ દૂર આવેલા એક સ્થળે જોયું કે, એક પૂલના જેવો આકાર સ્પષ્ટ દેખાઇ રહ્યો છે. નજીકમાં જઇને જોયું કે, એ પૂલ નથી, પરંતુ એક પુરાણા વૃક્ષે એવી રીતે પડીને ધનુકાકારે, નદીના આ પાર તથા પેલા પારને જોડી દીધા છે, એકાકાર કરી દીધા છે. એક માણસ ઘણીજ સાવચેતીથી સંભાળી સંભાળીને જાય તો પણ ભાગ્યેજ જઇ શકે તેમ છે, પરંતુ અશ્વ સહિત જવાથી તો કોઇ કલ્પે પણ જઇ શકાય તેમ નથી. આથી ઘોડાને એક નજીકના વૃક્ષ સાથે બાંધી રાખીને, કિશોરસિંહ એ વૃક્ષના પૂલપરથી નદીપાર થયો. તેણે પોતાના મનમાં ને મનમાં જ એવી ઇચ્છા કરી કે, જે સ્થળેથી પ્રકાશ આવે છે, એજ સ્થળે જઇને બધી બાતમી મેળવું, નજીકમાં કોઇ પુલ છે કે નહિ, અવસ્ય છે. તપાસ કરી ઘોડાને પાર કરી લાવીશ અને બાકી રહેલી રાત્રિને અહિંજ વિતાડીશ. ”

પરંતુ મનુષ્ય ધારે છે શું અને પરમાત્મા કરે છે શું ? કિશોરસિંહે જેની કલ્પના પણ કરી નહોતી, એવો અજબ બનાવ ક્ષણમાત્રમાં તો બની પણ ગયો ! ધાર્યું હતું કાંઇ અને થઇ ગયું પણ કાંઇનું કાંઇ ! જે સ્થળેથી પ્રકાશ આવતો હતો, તેની નજીકમાં જઇને તેણે જોયું કે, એ એક સ્તુપાકાર ભગ્ન ઇમારત છે ! અંધકારમાં તેણે ચારે તરફ જોઇ જોયું. વિશેષ ઊંચાં ઊંચાં ચિન્હો જોઇને તે પોતે અત્યારે ક્યાં આવી પડ્યો છે, એ વાતને બરાબર જાણી શક્યો તથા એ સ્થાનને પણ સારી રીતે ઓળખી શક્યો. એ ભાંગેલી ઇમારત એક પુરાતન રેશમની કોઠી હતી. ઘણા દિવસ થયાં કોઠી અથવા પેઢી બંધ થઇ ગઇ હતી; ઘણા દિવસ થયાં એ મકાન પડી ભાંગ્યું હતું, મકાનની અંદર જંગલ જામ્યું હતું, ત્યાં માણસની વસતિનું નામ નિશાન પણ નહોતું. કેટલીક દીવાલો ભાંગી તૂટી

હાલતમાં દેવળની પેઠે ઉભી હતી; સરિયામ રસ્તા પરથી જતી વેળાયે કિશોરસિંહે ઘણીવાર દૂરથી એ સઘળી દીવાલોને જોઇ હતી; એ વાત પણ અત્યારે તેના મનમાં સાંભરી આવી. પરંતુ એ તરફ તે આ પહેલાં કદાપિ આવ્યો નહોતો. અત્યારે એ સ્થાન બિલકુલ ઉજ્જડ પડી રહ્યું છે અને એમાં કોઇ પણ મનુષ્ય વસતું નથી.

તે પછી અત્યારે પ્રકાશ શાથી ? કદાચ કોઇ થાકયો પાકયો મુસાફર એકાએક આવી ચડયો હશે; અથવા કોઇ ખરાબ માણસ બદ મતલબથી આ સ્થળે ધામો નાખી પડેલો હોવો જોઇએ; આવુંજ કિશોરસિંહે અનુમાન કર્યું. હજી પણ દીવો સળગતો હતો, દીવાને તે સ્પષ્ટ જોઇ શકયો. તેનું હૃદય નિર્ભય હતું છતાં અત્યારે આ બધા ભાવાવી દરશને જોવા માટે અત્યંત આતુર અને ઉત્કંઠિત થઇ પડયું, તે બનાવ શો બન્યો છે, એ જાણવા માટે એકદમ આકુલ થઇ પડયો, તેની અજાયબીનો અવધિજ ન રહ્યો.

ભગ્ન સ્તૂપપરથીજ તે ધીમે ધીમે આગળ ચાલવા માંડયો. મોટી મોટી ઇંટો, પત્થરના ઢગલાને ઢગલાઓ, તૂટા છવાયાં બારી બારણાં, ચૂનાના મોટા મોટા ઢગલાઓ, રેતીની ગુણો, વેલીઓ, પાંદડાંઓ વગેરે બધી વસ્તુઓ જોઇને તેણે પોતાના મનમાં ને મનમાંજ અનુમાન કરી લીધું છે કે તે અત્યારે જે સ્થળે આવી ચઢયો છે, એ ઘણુંજ ભયાવહ અને દુર્ગમ સ્થાન છે.

અંધારામાં કિશોરસિંહ એ દુર્ગમ સ્થાનને ભેદીને દીવાની નજીકમાં જતો હતો, પગલાંનો અવાજ કોઇ પણ ન સાંભળી જાય, એવી સાવચેતીથી બહુજ ધીમે પગલે સાચવી સાચવીને તે ચાલ્યો જતો હતો. તે કાંઇક નજીકમાં આવીને ઉભો રહ્યો. અંતરાલમાં ઉભા રહીને તેણે જોયું કે, મોટી મોટી ડાળીઓ ભાંગીને તેમાં આગ લગાડી બે માણસો એક બીજાનાં મ્હોં સ્હામાં બેસીને તાપણી તાપી રહ્યાં છે. એકાએક કદાચિત્ તેમની નજર પડે, એમ ધારીને કિશોરસિંહ એક ભાંગેલી દીવાલના અંધકારમય ભાગમાં છૂપાઇને ઉભો રહ્યો.

કિશોરસિંહ છૂપી રીતે ઉભો રહીને એ તાપણી તાપનારાં માણસોની વચ્ચે ચાલતી વાતચીત સાંભળતો હતો. થોડીવારમાં એ બન્ને માણસોનાં નામ પ્રકટ થયાં. એમાંનો જે એક વૃદ્ધ માણસ હતો, તેનું નામ ભીમેશ્વર હતું અને બીજા યુવકનું નામ રમણચંદ્ર હતું. પ્રથમ ભીમેશ્વરે પોતાના સંગી રમણચંદ્રને સંબોધીને કહ્યું કેઃ—" રમ-

ચંદ્ર! જ્યારે કષ્ટ આવી પડે, ત્યારે સાહસને હૃદયમાં દૃઢતાથી ધારણ કરવું જોઇએ, હિમ્મતને પોતાની ખરી સંગિની કરવી જોઇએ."

છાતી ફૂલાવીને રમણચંદ્રે કહ્યું:-"તમે તો સાહસ મોટું કર્યું હતું. તમારા સાહસનો તો તમે કાંઇ અવધિજ રહેવા દીધો નહોતો. તમે સુરંગપૂરમાં રાજા નથી એમ જાણવા છતાં પણ સુરંગપૂર ભણી પ્રયાણ શા માટે કર્યું હતું? મડાંની ઉપર ખાંડાના ઘા, એવોજ બનાવ અત્યારે તમારે માટે પણ બન્યો છે. ભીખારી હાલતમાં ચારગણો ફોકટનો ખર્ચ થયા કરે છે. બન્ને ઘોડા વેચી નાખ્યા, ખર્ચનું દેણું પતાવી દીધું. ઓહ! કેટલું બધું સાહસ તમારૂં. તમારા સાહસની તો કાંઇ હદજ નથી."

"અરે, આમ ગુસ્સે કેમ થાય છે! જરા ઠંડો થા. ધીમેથી વાત કર. હું શું જાણું કે, સુરંગપૂરમાં રાજા નથી, ત્યાં ગયા પછી જ મારા સાંભળવામાં આવ્યું કે, કેટલાક માસ થયાં, તેઓ સુરંગપૂરનો ત્યાગ કરીને આનંદદુર્ગ ભણી ચાલ્યા ગયા છે. તેં પણ મારી સાથેજ એ વાત સાંભળી છે. એમાં હવે મારો શો દોષ છે! વળી ઘોડા વેચવાની વાત જો કહેતો હોય, તો તે વેચ્યા વિના પણ શી રીતે ચાલી શકે તેમ હતું? ખાધાખરચીનું દેણું, તેઓ શી રીતે છોડી દે? શહેરની છાતી પર છીણી મૂકવાની હિમ્મત તો મારા કે તારા એમાંથી એકનાથી પણ થઇ શકી નહિ, એટલા માટેજ, આખરે છેક લાચાર થઇને ઘોડા વેચવા પડયા! એમાં મારો એકલાનો શો વાંક છે? આપણી બન્નેની સલાહ અને રાજી ખુશીથીજ એ કામ થયું છે. એક ઘોડાને વેચવા જતાં છેવટે બન્નેને વેચી નાખવા પડયા છે! કારણ કે, એક જણ પગે ચાલે અને બીજો ઘોડાપર બેસી ચાલે, એ કદાપિ બની શકેજ નહિ, એટલા માટે બન્નેને વેચી માર્યા છે! હવે એનો ખેદ કરવાથી શું વળવાનું છે? ભાઇ! આ બધી ગઈ ગુજરીને ભૂલી જા અને જાગ્યા ત્યાંથી સવાર એ વાતને બરાબર ખ્યાલમાં રાખી લે. ભવિષ્યમાં હવે પછી આવું નહિ બને."

"વેચી નાખીને કર્યું શું? જૂગાર ખેલ્યો. શરાબ પીધો અને રાંડોનાં ગાનો સાંભળ્યાં. બસ, વાતની વાતમાં બબ્બે ઘોડાનાં નાણાં ફના કરી નાખ્યાં! પણ એમાં વળ્યું શું? તમારા જેવા માણસની સાથે આવવાથીજ આવું બન્યું ને? જો હું તમારી સાથે ન આવ્યો હોત, તો આવું બનત ખરૂં કે? જુગાર અને શરાબમાં બધી દોલત

બરબાદ થાય અને અન્ન વિના સાંસા પડે, ઘેર ઘેર ફાંફાં મારવાં પડે, એ શું તમોને કોઇ પણ રીતે વ્યાજબી જણાય છે ખરૂં કે ? મને તમારી આ જુગારની ટેવ બિલકુલ પસંદ નથી."

" તું હવે આ બધી વાતોને આટલેથીજ અટકાવી દે; વધારે ન લંબાવ. પૈસાની શી ખોટ બળી છે, ત્રણ જબરદસ્ત જીવતી દોલતના ખજાના તારી પાસે મોજૂદ છે. પિતામહની જમીનદારી, બાપની જમીનદારી અને સસરાની જમીનદારી ત્રણ મિલકત એકી સાથે તારા હાથમાં આવી હતી, તે બધી મિલકતને તેં ફક્ત દશ દિવસની અંદરજ ફના કરી નાખી છે અને પાછો અત્યારે મને ઉપદેશ આપવાને તૈયાર થયો છે. ઘેલી સાસરે ન જાય અને ડાહીને શિખામણ દે, એ શિખામણની સારી અસર કદી પણ થવા પામે ખરી કે ? પ્રથમ તું તારો પોતાનો વિચાર કર અને પછી મને ઉપદેશ આપવાનું સાહસ કર."

" તમે મારી એ વાતની સાથે તુલના કરો છો ? તમોને જરા શર્મ પણ નથી આવતી ? મારે હવે તમોને સાફ કહેવું પડશે કે તમે એક મોટા બેવકુફના સરદાર છો. હું મારી મિલકતને ગમે તે રીતે બરબાદ કરવાને મુખત્યાર છું, મારી ખુશીની વાત છે. મને એ બાબતમાં કશું પણ કહેવાનો કોઇને અધિકારજ નથી. મિલકત મેળવી હતી અને મિલકત ગુમાવી છે, એ બધો મારી ખુશીનો સોદો છે. મારી મિલકતને હું શરાબીમાં ગુમાવું, રંડીના ગાનોમાં બગાડું, એથી તમોને શું નુકશાન થવાનું હતું ? મારી બાબતમાં કોઇ પણ પંચાત કરવાનો તમોને શો અધિકાર છે ? તમે પણ ક્યાં મારા જેવી બાદશાહી ભોગવી નથી, ક્યાં રાંડોના જલ્સા ભર્યા નથી ? બસ કરો, એક યોદ્ધા પુરુષ હોઇને, તમોએ એક ;બાહુતી બદમાશની પેઠે અશ્વને વેચી નાખવામાં મહા ગંભીર ભૂલ કરી છે. શું કદાપિ ખરો વીરનર પોતાની તલ્વાર વેચશે ખરો કે ? ના, નહિજ. તમોએ તમારા તથા મારા બેસવાના વાહનને સુદ્ધાં વેચી માર્યું છે. શરમ છે. ઘણીજ શરમ છે. તમને વધારે શું કહું ? નકામા મ્હોંમાં આંગળાં ઘાલીને મને શા માટે બોલાવો છો ?"

ચંચળ થઇને ભીમેશ્વરે કહ્યું:—" સબૂર કર, રમણચંદ્ર, સબૂર કર. એ બધી નકામી વાતોને વિના કારણ શા માટે સંભારે છે ? વાતની વાતમાં ફોકટની તકરાર થઇ બેસશે, માટે એ વાતને હવે

આટલેથીજ અટકાવી દે. તારી સાથેની મારી આઠ વરસની દોસ્તીમાં એક દિવસ પણ ઝગડો થવા પામ્યો નથી. પેટની વાતને પેટમાં રાખી મૂકવામાંજ સાર છે. હા, બન્ને ઘોડાઓને વેચી નાખવાથી આપણને દુઃખ થયું છે એ ખરૂં; પચાસ સાઠ ગાઉ પગે ચાલીને મુસાફરી કરવી પડી છે, શરીર પણ થાકીને લોથપોથ થઇ જવા આવ્યાં છે, આ બધી વાતોને હું કબૂલ કરૂં છું. પણ હવે જે થવાનું હતું, તે થઇ ગયું છે, ચિંતા કરવાથી કશું પણ વળવાનું નથી. સમજ્યો રમણચંદ્ર ! ચાલીને જવાથી આપણે પહેલવહેલાં તો થોડુંક કષ્ટ ભોગવવું પડશે, પણ પછીથી કશી પણ ફિકર રહેશે નહિ, સઘળાં સંકટો આપોઆપ મટી જશે, તને જ્યાં હું અત્યારે તેડી જાઉં છું, ત્યાં અહર્નિશ અવિરલધારાથી દૂધના ફૂવારા ઉછળ્યા કરે છે. તને તે રમણીય સ્થાનમાં જવાથી કાંઈ અલૌકિકજ આનંદ પ્રાપ્ત થશે. રાજા ભૂપસિંહ ઘણો ખાસો માણસ છે. આપણાં બધાં કામોમાં તે આપણો મદદગાર થાય તેવો છે. મદિરાપાન કરવામાં, વેશ્યાગમન કરવામાં, નવયૌવના નારીઓની સાથે પ્રેમવિહાર કરવામાં. જુગાર ખેલવામાં, દગાબાજી ચલાવવામાં, કાળાંધોળાં કાવત્રાં રચવામાં, મનમાની મોજમજા ઉડાવવામાં તે દરેક રીતે આપણને ઉપયોગી અને અનુકૂલ થઈ પડે તેવો છે. તેની પાસે ગયા પછી આપણને કોઇ પણ વસ્તુનો કશો અભાવજ રહેશે નહિ. એક કહેતાં એકવિસ દાસ—દાસીઓ આપણી સેવામાં હાજર રહેશે. પાણી માગતાં દૂધ આવી હાજર થશે.”

કુતૂહલ સહિત રમણચંદ્ર બોલ્યોઃ—“ સારૂં, સારૂં જોઇશું કે તમારો રાજા કેવોક દિલાવર છે ! મેં એનું નામ તો ઘણે ઠેકાણે સાંભળ્યું છે. થોડા વખત પહેલાંજ દિલ્હીમાં રાજા ભૂપસિંહનું નામ સાંભળવામાં આવ્યું હતું. તમારા રાજા ભૂપસિંહની અનેક અજનવી લીલાઓ તથા અજબગજબ ખેલોની વાતો મેં સાંભળી છે. શરાબબાજીમાં, જુગારબાજીમાં, વેશ્યા બાજીમાં અને અનેક પ્રકારની ભયંકર બદમાશગીરીઓમાં રાજા ભૂપસિંહ એક મહા વિલક્ષણ વિખ્યાત પુરૂષ છે પોતાના સ્વાર્થની સિદ્ધિ માટે અન્યનો સર્વનાશ કરવામાં એની બુદ્ધિ મહા અદ્દભુત કાર્ય કરે છે. મોટાં મોટાં રાજકીય કારસ્થાનો રચવામાં, લૂટારાઓનાં મંડળ સાથે મળી મોટી મોટી ધાડો પડાવવામાં તથા જુલમ અને દગાના જોરે સમસ્ત જનસમાજમાં ભયાનક હાહાકાર મચાવવામાં એ એક નામાંકિત નર છે. પરંતુ

દુઃખનો વિષય છે કે, દિલ્હીમાં મારી સાથે એવા મોટા એક વિખ્યાત રાજાની એક વાર પણ મુલાકાત થઇ નહિ. હું ધારૂં છું કે, તમારી સાથે તેની સારી દોસ્તી હશે અને એ દોસ્તીના હકમાંજ તમો અત્યારે મારી પાસે એની આટલી બધી પ્રશંસા કરી રહ્યા હશો ?"

"ઓહ ! હરિહર આત્મા ! હું જેમ કહું, તેમજ રાજા ભૂપસિંહ કરે છે. રાજા ભૂપસિંહ મારા હાથના રમકડા જેવો છે, એમ કહું તો પણ ચાલી શકે તેમ છે. મારી પાસે તો તે જાણે ખરીદેલો ગુલામજ હોયની ! એવી રીતે વર્ત્તે છે. રાજાનાં અનેક પ્રકારનાં ગુપ્ત કાર્યો મારા હાથમાં આવ્યાં છે; એટલા માટેજ રાજા મારા હાથમાં રમી રહ્યો છે. આનંદદુર્ગમાં ગયા પછી, તમે જોઇ શકશો કે, તે મારૂં કેટલું બધું સન્માન સાચવે છે. રમણચંદ્ર ! વિશેષ શું કહું, હું તેને જેમ નચાવું છું, તેમ નાચવામાં પણ તે કશી આનાકાની કરતો નથી. મારી સાથે એના મહાલયમાં આવવાથી તને મારી વાર્તાની સત્યતાનો સંપૂર્ણ સાક્ષાત્કાર થશે. રાજા ભૂપસિંહ આપણી પુષ્કળ સેવા—બરદાસ્ત કરશે. આપણને એ રૂપિયાના ઢગલાને ઢગલા આપશે, ઉમદા ઉમદા પોશાક પહેરાવશે, મદિરાની બાટલીઓની બાટલીઓ લાવી આપશે, ઉત્તમ ઉત્તમ રાજભોગનો આહાર કરાવશે, વિવિધ વનિતાઓનો સંયોગ કરાવી આપશે. બસ, આપણી દરેકે દરેક ઇચ્છાને પાર પાડશે. આપણે રાજાના જેવા સુંદર પલંગમાં શયન કરીશું, દાસદાસીઓ આપણા પગ ચાંપશે, આપણી આજ્ઞા ઉઠાવશે અને એ સાથે આખા મહેલમાં આપણું આધિપત્ય એકચ્છત્ર છવાઇ જશે, આપણા આનંદનો અવધિજ રહેશે નહિ."

ગંભીર વદને રમણચન્દ્રે કહ્યું:—"એવા સુખને હું બિલ્કુલ પસંદ કરતો નથી. હમેશને માટે એક જણના અન્નદાસ થઇને રહેવું, હમેશને માટે એક જણના ખુશામદીયા થઇ રહેવું, એ મને બિલ્કુલ પસંદ નથી. તમારો રાજા મારા હાથથી જો કાંઇ ઉપકાર મેળવી શકે અથવા હું તેનું કાંઇ પણ કલ્યાણ કરી શકું, તોજ મારાથી તેને ત્યાં રહી શકાય તેમ છે. પરંતુ તે સિવાય એમને એમ અડ્ડો નાખી પડવાની મારી ઇચ્છા નથી. પણ હા, જો તે મને કોઈ એક સારી અને ઉંચી પદવીની નોકરી આપે તો, તે બજાવવાને હું બેલાશક તૈયાર છું. પરંતુ નોકરી વિના ફક્ત અન્નદાસ થઇને જ રહેવામાં હું બિલ્કુલ રાજી નથી. અમે તે રીતે આ વાતનો પહેલેથીજ ખુલાસો

થઇ જવો જોઇએ. ખુલાસો થયા વિના ત્યાં આવવામાં હું એક મોટી મુશીબત માનું છું. જે રાજા એટલો બધો ઉચ્છૃંખલ છે, જેનું મન મદિરામાં આસક્ત છે, જે પરસ્ત્રીગમનમાં પ્રવૃત્ત રહેનારો છે, એવા રાજાનાં વચનોપર વિશ્વાસ રાખવો એ પણ કાંઇ જેવી તેવી જોખમની વાત નથી. ”

તલ્વારની અણીવડે અગ્નિ કુંડના લાકડાંને બરાબર સરખાં કરી, ઉત્સાહિત વચને ભીમેશ્વરે કહ્યું કેઃ—“ બરાબર છે, તમારૂં કહેવું વ્યાજબી છે. ખુલાસો થવાની ખાસ જરૂર છે. પણ રમણચંદ્ર ! એ વિષયમાં ગભરાવાનું કાંઇ કારણ નથી. મારામાં રાજા ભુપસિંહને વશ રાખવાની શક્તિ છે. હું રાજાને ગમે તે રીતે સમજાવી ફોસલાવીને આપણ બન્નેને બે સારા ખિતાબો મળે એવો બંદોબસ્ત કરી લઇશ. મને લાગે છે કે આપણાં નામો અત્યંત ઉત્તમ હોવાથી તેમજ આપણાં કામોની કાંઇ પણ તુલનાજ ન કરી શકાય તેમ હોવાથી, તે ઇલ્કાબ અથવા ખિતાબ આપવામાં લેશ માત્ર પણ સંકુચિત થશે નહિ. રાજા ભીમેશ્વર અને રાજા રમણચંદ્ર એવા ઉત્તમ ઉપાધિઓ મેળવીને આપણે આપણાં નામોને દુનિયામાં મહા વિખ્યાત કરી શકીશું. વાહ—વાહ, વાહ ! કેવાં મધુર વાક્ય ! એમ થવામાં કાંઇ વિચિત્રતા નથી ! રાજા થવું એ કાંઇ એટલું બધું મુશ્કેલ પણ નથી. આપણા જેવા બહાદુર કારસ્થાની પુરૂષો જ્યારે એવા એવા ઉપાધિઓ ન મેળવી શકે, ત્યારે પછી બીજું કોણ મેળવી શકશે ? અત્યારે રાજાને આપણું જેવું જરૂરનું કામ પડયું છે, તે પરથી તો મને સ્પષ્ટ સમજાઇ આવે છે કે, રાજા ભુપસિંહ આપણે જેમ કહીશું, તેમ કરવામાં કોઇપણ રીતે નારાજ થશે નહિ. વળી અત્યારે સુરંગપુરમાંથી આપણે જે કાંઇ સાંભળી આવ્યા છીએ, જે કાંઇ નજરોનજર નિરખી આવ્યા છીએ, એ સર્વ સંજોગોનો વિચાર કરતાં મને સંપૂર્ણ શ્રદ્ધા બંધાય છે કે, રાજા ભુપસિંહ આપણને જે કાર્ય સોંપવા માગે છે, તે કાર્યમાં આપણે સોળેસોળ આના ફતેહમંદ થઇ શકીશું, હવે એમાં તો જાણે કાંઇ શંકાજ નથી. તમે પણ એ બધું તો સાંભળ્યું જ હશે. મારા મનમાં પણ મને લાગે છે કે, તેમ થવું જ જોઇએ. રાજા જ્યારે દિલ્હીથી પાછો ચાલ્યો આવ્યો હતો, એ વાતને આજે સાત આઠ વરસ વીતી જવા આવ્યાં છે. જ્યારે તે આવ્યો, ત્યારે તેને મેં કહ્યું હતું કે, કુમાર્ગમાં અથવા નશા-

પાણીમાં મશગુલ થઇશ નહિ, પરસ્ત્રીગમન કરીશ નહિ, કોઇનાં કાળાં ધોળાં કરી તારા સન્માનને નષ્ટ કરીશ નહિ; અતિ મદિરાપાનથી તું તારા દેહનો વિનાશ કરીશ નહિ. દેશમાં પાછો ચાલ્યો આવી, સઘળી દુષ્ટ બુદ્ધિ છોડી, કોઇ એક મોટા સારા માણસની કન્યા સાથે લગ્ન કરી શાંત સ્વભાવનો સંન્યાસી રાજા થઇ રહેજે." તેણે મારી એ વાતને મંજુર પણ રાખી હતી, મને મારા ઉપદેશ મૂજબ વર્ત્તવાનું વચન પણ આપ્યું હતું. પરંતુ તેણે મારી એ વાતને બિલકુલ અમલમાં મૂકી નથી. સુરંગપુરમાં એની બદચાલ સંબંધી બધી વાતો તું પણ તારા કાનોકાન સાંભળી આવ્યો છે. રાયરણધીરસિંહ રાયની કન્યા સુશીલા સાથે લગ્ન કરવાની અભિલાષાથીજ તે સુરંગપૂર શહેરનો ત્યાગ કરીને આનંદદુર્ગમાં આવ્યો હતો. પરંતુ એ લગ્નમાં એકાએક શું વિઘ્ન આવી પડયું હતું, એ વાત તેં સાંભળી છે ખરી કે ? ભાઇ ! એ લગ્નમાં મોટો ગોટાળો થઇ ગયો છે. કિશોરસિંહ નામનો રાય રણધીરસિંહરાયનો પાળેલો એક છોકરો એ લગ્નમાં વિઘ્ન નાખનાર થઈ પડયો છે. રાજા ભૂપસિંહે તેને પોતાનો ભયાનક શત્રુ માની લીધો છે, અને એ સાથે એને આ દુનિયામાંથી સદાને માટે નાબુદ કરવાની દૃઢ પ્રતિજ્ઞા પણ લઇ લીધી છે. કિશોરસિંહ એ મામલામાં પ્રતિવાદી ઠર્યો છે. સુખના માર્ગમાં આવતા કિશોરસિંહ કંટકને દૂર કરવાની રાજા ભૂપસિંહની પ્રબળ ઇચ્છા છે અને અત્યાર સુધીમાં તેણે એમ કરવાની અનેક ચેષ્ટાઓ પણ કરી છે. પરંતુ કોણ જાણે કઇ દૈવી શક્તિના બળથી કિશોરસિંહને હજી સુધી કશી પણ ઇજાજ આવી નથી. પણ એથી શું થયું ? રાજા ભૂપસિંહનો જેવો ભીષણ સ્વભાવ છે, તે પરથી સંપૂર્ણ સંભાવના રહે છે કે, તે ગમે તે રીતિ પોતાની પ્રતિજ્ઞાને પૂર્ણ કર્યા વિના કદાપિ રહેશે નહિ. જ્યારે એની પ્રતિજ્ઞાને પૂર્ણ કરવાનો સમય આવશે ત્યારે, તુંજ તેના ઉપકારમાં આવીશ. કદાચ તારા શિરપરજ એ કિશોરસિંહનું મસ્તક કાપવાનો ભાર આવી પડશે. વળી જો કદાચ એ કાર્ય તને નહિ સોંપવામાં આવે તો રણધીરસિંહરાયની સુંદરી કન્યા સુશીલસુંદરીનું હરણ કરી લાવવાનો ભાર તો અવશ્ય ને અવશ્ય તને સોંપાશે. આશા છે કે, એ કાર્ય તું સંપૂર્ણ કરી શકીશ અને એ સાથે રાજાના મનને રંજન કરી તારી મનમાની અભિલાષાને પણ પૂર્ણ કરી શકીશ. ઓછામાં ઓછું લાખ રૂપિયા ઇનામ તો તને અવશ્ય મળશે ને મળશેજ.

કેમ, હવે તો મારી વાતપર ઇત્બાર આવે છે ને? મારૂં કહેવું મનાય છે ને?"

ભીમેશ્વરની આ વાતમાં લોભ સમાયલો છે, નિરાશા વ્યાપેલી છે અને સંદેહનો સંપૂર્ણ સંચાર છે એવા ત્રણે ભાવોની એકી સાથે ચિંતા કરીને રમણચંદ્ર અસ્થિર થઇ ઉઠયો. તેનું મન એ ત્રણે ભયાનક ભાવોના વિશાળ સાગરમાં ગોથા ખાવા લાગ્યું. લોભે તેના મનને લલચાવ્યું, નિરાશાએ કાંઇક દબાવ્યું અને સંદેહે સંપૂર્ણ ઉન્મત કર્યું શું કરવું? શો ઉત્તર આપવો, એનો તેનાથી ક્ષણવાર સુધી કશો પણ વિચાર થઇ શકયો નહિ. છેવટે ઘણા ઘણા વિચારો કર્યા પછી તેણે કહ્યું કેઃ–"પણ, રાજા ભુપસિંહ એ કાર્ય મને સોંપશે કે બીજાને સોંપશે, એનો નિશ્ચય શો? અત્યારે એ વિષયમાં નિશ્ચયાત્મક શું કહી શકાય? વળી ધારો કે, જો કદાચ રાજા ભુપસિંહ અત્યારે આનંદ દુર્ગમાં હાજર નહિ હોય, તો પછી શી રીતે તમારી ધારેલી તમામ ધારણાઓ પાર પડશે વારૂ!"

"જો નહિ હાજર હોય તો પણ આપણી આગતા સ્વાગતામાં કશી પણ અડચણ આવશે નહિ. વૃદ્ધ દીવાન દોલતસિંહ તો અવશ્ય હાજર હશે. એ ઘણોજ પાકો ખેલાડી માણસ છે, કામનો કાજી છે. એ મારો ખાસ દિલોજાન દોસ્ત છે. રાજા ભુપસિંહ પણ આજકાલ એના નચાવ્યા પ્રમાણે નાચે છે. જો ખરૂં કહેવામાં આવે તો દીવાન દોલતસિંહની બુદ્ધિથીજ અત્યારે આનંદપુરનુ રાજતંત્ર ચાલી રહ્યુ છે. આપણી બરદાસ્ત કરવામાં એ કશી ખામી રહેવા દેશો નહિ. ભાઇ રમણચંદ્ર! તું હવે આ સઘળા નિરાશા ભરેલા વિચારોને ત્યાગી દે, દીવાન દોલતસિંહ એક—"

ભીમેશ્વરની વાતમાં વિઘ્ન નાખીને વચ્ચમાંજ રમણચંદ્રે કહ્યુંઃ "સારૂં, પણ ધારો કે, તમારો દીવાન દોલતસિંહ પણ કદાચ આનંદ દુર્ગમાં હાજર ન હોય, તો પછી શું કરવું વારૂ?"

રમણચંદ્રની વાતને પૂરી લક્ષમાં પણ ન લેતાં ભીમેશ્વર ત્વરિત સ્વરે બોલ્યોઃ–"સીતારામ! સીતારામ! ધારો કે, શબ્દપરજ મને એટલી બધી ચીડ છે કે, જાણે વજપાત થાય તો તેને સહી શકાય, આકાશ તુટી પડે તો તેનો ભાર ઝીલી શકાય. પરંતુ ધારો કે શબ્દને તો કોઇ પણ રીતે મારાથી પહોંચી જ ન શકાય, સમજ્યાને મારા શાણા સોબતી? તમારી આ બધી ધારણાઓ કેવળ ઉત્પાત ભરેલી

જ છે. હવે કદાચ ધારો કે આનંદદુર્ગ વંટોળિયામાં ઉડીને દક્ષિણ સાગરમાં જઇ પડયો છે, ધારો કે ત્યાં બીજું હવે જન પ્રાણી પણ નથી, ધારો કે, આનંદદુર્ગમાં અત્યારે ભૂતો વસવા માંડયા છે. કેમ આ બધી ધારો કે ની ધારણાઓ તમારાથી માની શકાય તેમ છે? ભાઇ! એ બધી ભાવનાઓને ત્યાગી દો, નકામા જૂઠા તર્કો કરવાને અત્યારે અવકાશ નથી. આ સઘળી કપોલ કલ્પિત કલ્પનાઓ મદિરા પાનથી મસ્ત થઇ મહામોજમાં આવ્યા પછી કરવાની છે, અત્યારે તો કેવળ કામની કથાનોજ ઉલ્લેખ કરવાની આવશ્યકતા છે. મને સંપૂર્ણ વિશ્વાસ છે કે, રાજા ભૂપસિંહ અથવા દીવાન દોલતસિંહ એમાંથી એક જણ તો અવશ્ય આનંદપૂરમાં હાજર હશે ને હશેજ. તેઓ બન્નેજણા એકી સાથે દુર્ગનો ત્યાગ કરીને ચાલ્યા જાય એવું કદાપિ બનેજ નહિ. ચાલો, હવે રાત્રિ પણ લગભગ વીતી જવા આવી છે, આપણે ચાલવાનો રસ્તો પણ ઘણો બાકી પડયો છે. આપણે હજી પગે ચાલીને જવાનું છે. માટે વિલંબ ન કર. પણ ભાઇ! બીજી એક ખાસ જરૂરની વાત હું તને કહી રાખું છું. ડરીશ નહિ, આનંદ દુર્ગમાં ખરેખર ભૂતનો ઉપદ્રવ છે.

મુખ મરડીને રમણચંદ્રે કહ્યું:—"છટ! બુઢ્ઢા થવાથી તમારી અક્કલ તો મારી ગઇ નથી ને? ભૂતપ્રેત વિગેરે પિશાચયોનીપર વિશ્વાસ કરે, એવો મૂર્ખ તે કોણ હોય? શું ભુત પ્રેતાદિ સર્વ સત્ય છે? ના, કદાપિ નહિ. એ સર્વ મૂર્ખજનોની મિથ્યા કલ્પનાનું પરિણામ છે. હું એ વાર્તાને લેશ માત્ર પણ માનતોજ નથી. હું દીવાનો નથી, મિથ્યા ભયથી હું બિલકુલ કંપતો નથી."

"કંપો છો કે નથી કંપતા, એ બધું હવે જોયું જાશે." ભીમેશ્વરે કાંઇક ભય ચકિત સ્વરે કહ્યું:—"કંપો છો કે નથી કંપતા, એ બધું હવે જોયું જાશે. રાજા ભૂપસિંહે પોતે પોતાના મુખે મને કહ્યું છે કે, જે વીસ ચોવીસ વરસ પહેલાં રાસપૂર્ણિમાની રાત્રે આનંદ દુર્ગમાં અદ્ભુત ભુતોના ખેલો થયા હતા, ભયંકર પ્રેતાત્માઓએ દુર્ગમાં આવીને ભયાનક ધમસાણ મચાવી મૂકયું હતું."

રમણચંદ્રે કહ્યું:—"થયું હોય તો ભલે થયું હોય, પરંતુ હું એવા ભૌતિક ધમસાણથી જરા પણ ડરનાર નથી. કદાચ ભુતાદિ યોનિમાં તમારો વિશ્વાસ હશે, તમારો રાજા ભૂપસિંહ પણ ભૂતોને માનતો હશે, પરંતુ હું તો લેશ માત્ર પણ વિશ્વાસ મૂકી શકતો નથી. ભુત ઉલટું મને જોઇને નવ બે અગિયારાં ગણી જાય તેમ

છે. વાહ દાદા! ભૂતથી જ્યારે તમો આટલા બધા ડરો છો, આનંદદુર્ગમાં ભૂતોના નિવાસ છે, એ વાતને નિશ્ચયપૂર્વક જાણો છો, ત્યારે પછી ક્યા સાહસથી ત્યાં જવાને તૈયાર થયા છો? શું આનંદદુર્ગમાં ગયા પછી એ ભૂત તમોને જીવતા છોડી દેશે, એમ તમો માનો છો!"

"ભાઇ! ઉદરની જ્વાળાના સાહસથી હું એ ભૂતોના નિવાસ રૂપ આનંદદુર્ગમાં જવાને તૈયાર થયો છું." મુક્તકંઠે ભીમેશ્વરે રમણચંદ્રને ઉદ્દેશીને તેના પ્રશ્નનો પ્રત્યુત્તર આપ્યો:–"ભાઇ! ઉદરની જ્વાળાના સાહસથી હું એ ભૂતોના નિવાસરૂપ આનંદદુર્ગમાં જવાને તૈયાર થયો છું. દેશમાં તો જોઇ લીધું છે કે, કોઇની પાસે હાથ લાંબો કરી શકાય તેમ નથી, કોઇને મુખ બતાવી શકાય તેમ નથી. કોઇ મારી માગણીને કબૂલ પણ રાખતું નથી; ભાઇ! આપણે આપણું સર્વસ્વ ગુમાવીને માર્ગના રઝળતા રખડતા ભિખારી જેવા બની ગયા છીએ, દગાબાજી કરીને પૂરી બદનામી મેળવી છે, મદિરાપાનમાં મસ્ત રહી 'શરાબખોર' અથવા 'દારુડીયા' ની પદવી પ્રાપ્ત કરી છે, 'પરસ્ત્રીવિલાસ' કરીને 'વ્યભિચારી' અથવા 'કામાંધ' નો ઇલ્કાબ મેળવ્યો છે અને લાવણ્યમયી લલનાઓનાં અપહરણ કરી 'ઉઠાવગીર' નું મશહુર નામ મેળવ્યું છે, આ સઘળાં કારણોથી હવે આપણાથી આપણા દેશમાં એક ક્ષણવાર પણ થોભી શકાય તેમ નથી. રમણચંદ્ર! હવે દેશની હવા પણ આપણાથી સહી શકાય તેમ નથી. પેટની પીડાથી પરદેશમાં આવવું પડ્યું છે. અહીં અનેક રૂપિયા મેળવી શકીશું એવી આશાથીજ આવ્યા છીએ, રૂપિયાના લોભે આ વૃદ્ધ વયમાં પણ કોઇ એક મોટા માણસની જુવાન છોકરીની સાથે લગ્ન કરવાની અભિલાષા પણ મેં મારા મનમાં ધારણ કરી રાખી છે. જુવાનીમાં તો જાણે અનેક કામિની–કુસુમોના ઉપભોગ કર્યો છે; પરંતુ આ વૃદ્ધ વયમાં એવાં કુસુમો હવે બહુજ ઓછાં હાથ લાગે છે, એથી મનમાં નિરંતર નવીન નવીન નવોઢાઓના પ્રણયરસનું પાન કરવાની મારા મનમાં પ્રબળ ઇચ્છા થઇ આવે છે. ઇશ્વર ઇચ્છા હશે તો મારી એ આકાંક્ષા અવશ્યને અવશ્ય ફળી ભૂત થશે. મારી ઉમ્મર પચાસ વરસથી પણ કાંઇક વિશેષ થઇ છે, છતાં પૈસાના લોભથી ઘણીજ ખુશીની સાથે ભુતોના ભવનમાં આવવાને તૈયાર થયો છું. તમે શું એ દુર્ગમાં આવીને

લક્ષ્મી મેળવવાની અથવા નવયૌવના નારીના પ્રણયને પ્રાપ્ત કરવાને કોશિશ નહિ કરો ? પેટની પીડાથી તમે શું હવે તમામ જાતનાં મોટાં મોટાં દુષ્કર્મ કરવાને રાજી નહિ થાઓ ? હજી પેલે દિવસે ધાડ પાડવાનો ધંધો પણ શરૂ કરી દીધો હતો, પરંતુ—"

"હા, હા ! સુરંગપૂર આવતી વેળાયે વાટ ખર્ચને માટે લૂટફાટ પણ કરવી પડી હતી ખરી, એથી હવે હું આવાં કામો કરવાનો એક રીતે અભ્યાસુજ બની ગયો છું. મને હવે ધાડ પાડવામાં, ચોરી કરવામાં, ગળાં કાપવામાં અથવા જાલિમમાં જાલિમ ગણાતાં કામો કરવામાં પણ કશી લજ્જા કિંવા સંકોચ થાય તેમ નથી. પેટની પીડાથી આવી રીતે ભિખારી થવા કરતાં એક રાજાને માટે બેચાર માથાં કાપવાં પડે, તો તેનો શો હિસાબ છે ! ખૂન કરવું એતો બહાદુરનું કામ છે, બાયલાથી એ બધું બની શકતું નથી. પણ આ શું ! આ અવાજ કોનો ? અહીં તો કોઇ પણ માણુસ જોવામાં આવતું નથી. ત્યારે અત્યારે આ તરફ કોણુ આવતું હશે ? શા માટે અહીં આવવાની કોઇએ કોશિશ કરી હશે ?"

કાન માંડીને ભીમેશ્વરે સાંભળ્યું કે, ખરેખર બે ત્રણ માણુસોનો અવાજ સંભળાઇ રહ્યો છે.

નજીકમાંજ કિશોરસિંહ ઉભો હતો, તેના કાનમાં પણ એ અવાજ દાખલ થયો. એક જણુનો અવાજ આવી રહ્યો હતો કે;— "અરે, આપણે સઘળા અત્યારે અહીં કયાં આવી ચઢ્યા ? હું ધારૂં છું કે, રસ્તો ભૂલીને અહીં આવી ચઢ્યા છીએ. આ તો પેલી પુરાતન રેશમની પેઢી છે. પણ ત્યારે અત્યારે અહીં દીવો શાનો ? કદાચ કોઇ ભૂત પ્રેતાદિ દ્વારા એ દીવો થયો હોય, તો તેમાં પણ કાંઇ નવાઇ જેવું નથી."

બીજો એક મનુષ્ય કહેવા લાગ્યો કેઃ—"ના મહારાજ ! એ ભુત પ્રેતાદિદ્વારા પ્રજ્વલિત થયેલો દીપક નથી, પરંતુ ખરેખર અગ્નિનો આલોકજ હોય, એમ જણુાય છે. દૂરથી મેં ઘણી સારી રીતે જોયું છે કે, એ પ્રકાશ આ ભાંગેલા મકાનની દીવાલના ઓથમાંથી બહાર નીકળી રહ્યો છે."

પ્રથમ મનુષ્યે ફરીવાર કહ્યુંઃ—"મરવા દો એ સઘળા પ્રકાશને ! જવા દો એ ભાંગ્યા તૂટ્યા મકાનના ખંડિયેરને, ટળવા દો એ પુરાતન રેશમની કોઠીને ? ક્યાંના ક્યાં આવી ચઢ્યા અત્યારે, તમો

તો કહેતા હતા કે રસ્તો ઘણોજ સીધો અને સપાટ છે, પરંતુ ત્યારે આ બધી વિકટતા ક્યાંથી આવી? ગમે તેમ હો, પણ અહીં આવવામાં તો આપણે ખરેખર મોટી ભૂલજ કરી છે."

અન્ય એક પુરુષે કાંઇક ગંભીર સ્વરે કહ્યું:–" આટલા બધા ગુસ્સે કેમ થાઓ છો? જે કાંઇ થયું છે, તે ઠીકજ થયું છે. આપણે સર્વ રસ્તો ભુલ્યા છીએ એ ખરૂં; પરંતુ એ સાથે એક સારૂં ઠેકાણું પણ મેળવી શકયા છીએ. આ પેલી રેશમની કોઠી છે. આ રસ્તો પણ ઘણોજ સરળ છે, બીજે રસ્તે જવા કરતાં, આ રસ્તે જવાથી લગભગ બે પ્રહર પહેલાં આપણે આપણી ધારેલી જગાએ પહોંચી શકીશું. ઓહ! ખરેખર એમજ છે. આમ જુઓ. ફરીવાર પાછો એજ દીપક દેખાવા માંડયો છે. ચાલો, આપણે પ્રથમ એ દીપકની પાસેજ જઇએ. મને લાગે છે કે ત્યાં જવાથી આપણને અવશ્ય ને અવશ્ય કાંઇક બાતમી મળી શકશે."

આ બધી વાતો ત્યારે મકાનની બહારથીજ સાંભળવામાં આવતી હતી. જેમની વચ્ચે એ બધી વાતચીત ચાલતી હતી, તે તેઓની માંહો માંહેજ થતી હતી. પણ ત્યારે તે લોકો કોણ હતા? કિશોરસિંહ એ પણ તરતજ જાણી ગયો, રાજા ભૂપસિંહ દીવાન દૌલતસિંહ, અને દસ્યુ સરદાર મહાવીરજ અત્યારે એ ભાગેલા મકાન પાસે આવી પહોંચ્યા હતા. કિશોરસિંહના મનમાં આશંકા ઉપજી આવી, ત્યારે ખૂબ સાવચેતીથી છૂપાઇને ઉભો રહ્યો.

દક્ષિણ દિશાના માર્ગમાંથી કિશોરસિંહે પ્રવેશ કર્યો હતો, અને રાજા ભુપસિંહનું મંડળ ઉત્તર દિશામાંથી આવતું હતું. જો તેઓ તાપણી પાસે ગયા હોત, તો તેમને કિશોરસિંહની નજીકમાંથીજ જવું પડત અને એ વખતે જો કદાચ કિશોરસિંહ તેમના જોવામાં આવી ગયો હોત, તો તેના શિરપર મોટી આપત્તિ આવી પડત. કિશોરસિંહ આ બધી વાતોને ઘણી સારી રીતે સમજતો હતો અને એટલા માટે તેણે પોતાની તલ્વારને છેક સંતાડી દઇને ઘણીજ સાવચેતીની સાથે અંધારામાંને અંધારામાં જ પોતાના શરીરને છૂપાવી દીધું. ત્રણે ધૂતારા ચાલતાનો છેક તેની નજીકમાં થઇને ચાલ્યા ગયા પરંતુ એમાંનો એક જણ પણ કિશોરસિંહને જોઇ શકયો નહિ. અગ્નિકુંડ પાસેની બે મૂર્તિઓની સાથે આ ત્રણે નવીન ધૂર્ત મૂર્તિઓનો સાક્ષાત્કાર થયો.

રાજા અને દીવાન અજાયબીની સાથે વિસ્મયધ્વનિ કરી ઉઠયા. અકસ્માત ઓળખાણુ નીકળવાથી, ભીમેશ્વર અને રમણચંદ્ર પણ આનંદધ્વનિ કરી ઉઠયા. કિશોરસિંહ એવી ને એવીજ રીતે એજ સ્થળે ચુપચુપ થઇને ઉભો રહ્યો.

## એકાદશ પ્રસંગ

### મિત્ર મિલન

**यत्रानेकः क्वचिदपि गृहे तत्र विष्टत्यथैको ।**
**यत्राप्येकस्तदनु बहवस्तत्र चान्ते न चैकः ।**
**इत्थं चेमौ रजनिदिवसौ दोलयन्द्वाविवाक्षौ**
**कालः काल्या सहबहुकलः क्रीडति प्राणिशारैः ॥**

**ભાવાર્થ:**—"જે ઘરમાં અનેક હતાં તે ઘરમાં એકજ માણુસ રહે છે, એક હોય તેનાં બહુ થાય છે અને અંતે વળી એકે રહેતું નથી, આ પ્રમાણે રાતદિવસરૂપી પાસાવડે અનેક રચના કરનારો કાળ કાલિકાની સાથે પ્રાણીરૂપ સોગટીઓથી રમત રમ્યા કરે છે."

**અર્થાત્:**—શિવ પાર્વતી રાતદિવસરૂપી પાસા અને પ્રાણરૂપી સોગટાંથી વિચિત્ર રમત રમ્યા કરે છે."

અણધારી રીતે અંધારા ભગ્નભવનમાં અંધારી રાત્રે આવી અકસ્માત મુલાકાત થવાથી રાજા ભૂપસિંહ, દીવાન દોલતસિંહ અને ભીમેશ્વર એ ત્રણે જણાના મનમાં એકાએક અજાયબી ભરેલી ભાવનાનો આવિર્ભાવ થયો. ભીમેશ્વરને ઓળખી જવાથી, રાજા ભૂપસિંહ અને દોલતસિંહના મુખ તથા આંખોપર ક્ષણવારને માટે વિસ્મયની સાથે કાંઇક ભયની રેખા પણ ઝળકી આવી. પરંતુ તરતજ તેમણે તે શંકા ભરેલી ભાવનાને દબાવી દીધી. પ્રફુલ્લિત ભાવ ધારણ કરી દસ્તુર મુજબ શિષ્ટાચારથી ભીમેશ્વરની સાથે તેમણે બન્નેએ મિત્રભાવે સંભાષણ શરૂ કર્યું.

આલ્હાદથી રાજાનો હાથ ઝાલી પુલકિત વદને ભીમેશ્વરે કહ્યું કે:—"ખરૂં છે, મહરાજ! અણધારી મુલાકાત થઇ ગઇ છે. ખરેખર અજાયબી ભરેલીજ મુલાકાત થઇ છે. આપની સાથે અમારી આવી

અણચિંતવી મુલાકાત થઇ જશે, એનો અમોને સ્વપ્નમાં પણ ખ્યાલ નહોતો. હાય, આપને મળવાથી મારા આનંદનો કાંઇ શુમારજ રહ્યો નથી. ઓહ ! આજથી સાત આઠ વરસ પહેલાં આપની સાથે મારી એકવાર મુલાકાત થઇ હતી. પણ હવે એ બધી વાતોને પડતી મૂકી તાબયતના ખુશ ખબર કહો કેમ, આપની તબીયત તો મજામાં જ છે ને ? આજથી આઠ વરસ અગાઉ જોયેલા અને અત્યારના જોયેલા આપના આ ચહેરામાં મને બિલકુલ તફાવત પડયો હોય એમ લાગતું નથી. વળી દીવાનજી પણ મજામાંજ છે; જોતાંની સાથેજ હું આપને બન્નેને ઓળખી શકયો છું. અમો જો કદાચ—"

વાતમાં વિઘ્ન નાખીને રાજા ભુપસિંહે કહ્યું:—"એ બધી વાતો પછીથી થશે, અત્યારે એ સાંભળવાનો અમોને અવસર નથી. અત્યારે તો તમો સર્વ અહિં આવેલા પુરુષોની સાથે એક બીજાની ઓળખાણ કરી મિત્રતાના બંધનને દૃઢ કરો." આમ કહી મહાવીરના તરફ આંખો ફેરવીને તેણે ભીમેશ્વરને કહ્યું કેઃ—"આ એક મોટા આબરૂદાર અને ખાનદાન માણુસ છે, એઓ મારા એક દિલોજાન દોસ્ત છે, છે, એઓ આપણા સુવિખ્યાત કાલિદુર્ગના સર્વમય અધિકારી મહા પ્રતાપશાલી મહાવીર અતુલ પરાક્રમી પુરુષ છે. એમનું સાહસ અતુલનીય છે અથવા તેની તુલનાજ કરી શકાય તેમ નથી. એમના જેવી વીરતા અત્યારના આર્યાવર્તમાં બીજો એક પણ પુરુષ ધરાવતો હશે કે કેમ, એ પણ શંકાનીજ વાત છે. એમની કીર્તિ અતુલ છે, સંપત્તિ અખૂટ છે, નામના સર્વમય છે. સારાંશ કે, એઓ સર્વ પ્રકારે સુખી, સુશીલ, સુંદર, સાધુ, શાણા અને વીરવર નર છે."

નમાવેલા મસ્તકે મહાવીરને વંદન કરી, ભીમેશ્વરે કહ્યું:—"પરમ ભાગ્ય અમારાં. નામ તો અમોએ અનેક સ્થળે સાંભળ્યું છે, કીર્તિની કથા કાને સાંભળી છે, વીરતાની ગાથાઓ શ્રવણ કરી છે, પરંતુ એમાંનું કશું પણ નજરે જોયું નથી. આજે અમારાં ચક્ષુ સાર્થક થયાં છે. મહાવીર સરદારની મુલાકાત કરવાની અમારી ઘણા સમયની અભિલાષાને ભાગ્યદેવીએ પૂર્ણ કરી છે."

તુચ્છકારની સાથે મ્હોં મરડીને, ભીમેશ્વરને નમસ્કારને બદલે, મહાવીરે એકવાર નાકપર આંગળી ચીંધી તેને ચૂપ રહેવાનો ઇશારો કર્યો. તેણે મુખમાંથી એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ.

રમણચંદ્રે કરિમન્ કાલે પણ રાજા ભુપસિંહને પોતાની નજરે

જોયો નહોતો; પરંતુ પરિચયના આભાસથી સ્પષ્ટ સમજી ગયો કે, જેમની તપાસમાં તેઓ બન્ને બંગદેશમાં આવ્યા છે, દિલ્હીમાં બે ત્રણવાર જેની સાથે ભીમેશ્વરની મુલાકાત થઇ ચૂકી હતી, એજ રાજા ભૂપસિંહ પોતાના દિલજાન દોસ્તો સહિત અત્યારે આ વિકટ સ્થાનની ભગ્ન ઇમારત પાસે આવી લાગ્યો છે.

રમણુચંદ્ર પણ ત્યારે ઉઠીને ઉભો થયો. રમણુચંદ્રને આગળ કરી અથવા સાથે લઇ રાજા ભૂપસિંહને સંબોધી ભીમેશ્વર કહેવા લાગ્યો કેઃ—"આ મહારાજા છે, મારા એક પિત્ર મિત્ર છે, એઓ મારા ભાઇ થાય છે. એઓ મને મોટાભાઇ કહે છે. યશસ્વી રમણુચંદ્ર અભેદ આત્મા છે. એમના જેવા ભલા માણુસ દુનિયામાં ઘણા થોડાજ મળી આવશે. મારા દિલોજાન દોસ્તનું નામ રમણુચંદ્ર નીલકંઠ છે. હું મારા મનપર જેટલો ભરોસો રાખું છું, તેના કરતાં પણ ઝાઝો ભરોસો આ મારા પરમપ્રિય સહોદર સમાન મિત્રપર રાખું છું. એમનો શુભ નિવાસ રત્નગઢનગરમાં છે મોટા ખાન્દાન માણુસના ફરજંદ છે. એમના જેવી જાહોજલાલી ભાગ્યેજ બીજા કોઇએ ભોગવી હશે. પોતે ગાનતાનમાં ગુલ્તાન રહેવાનું, વિવિધરંગી વનિતાઓના પ્રેમપાશમાં પડી સ્વર્ગીય આનંદ સંપાદન કરવાનું, સંસારમાં આજકાલ સુધાના નામથી ઓળખાતી સુરા, ઇરા, વારુણી, મદિરા, કાદંબરી, મદ્ય, મધુનો અત્યંત ઉપભોગ કરવાનું અધિક પસંદ કરતા હતા. પણ દૈવયોગે ભાગ્યની દશા પલટાઇ જવાથી અત્યારે એઓ શ્રીમાનની કાંઇક દુરવસ્થા થઇ છે. વીરત્વ વિક્રમમાં અથવા બળ–બહાદુરીમાં તેમણે આખા દેશમાં એક દિવસનો ડંકો વગડાવી દીધો હતો. ખરેખર, રમણુચંદ્ર આ સંસારમાં એક સર્વોત્તમ નરરત્ન છે. એમની તુલનાજ કરી શકાય તેમ નથી. મહારાજ ! આપ નામદારના શુભ સદ્‌ગુણોની પ્રશંસા તેમણે આખા દેશના મુખેથી સાંભળી છે. દીવાનજીના ગુણુની વાત પણ તેમના સાંભળવામાં આવી ચૂકી છે, હવે આંખ તથા કાનનો વિવાદ ભાંગી ગયો છે. મારામાં અને રમણુચંદ્રમાં લેશ માત્ર પણ ભેદભાવ નથી. ખરૂં કહું તો આ જિગરની સાથે એનું જિગર મળેલું છે. અમારા બન્નેના દેહ જુદા છે, પરંતુ આત્મા તો એકજ છે."

રમણુચંદ્રે હાથ જોડીને રાજાને પ્રણામ કર્યા. રાજાએ હસતા મુખે રમણુચંદ્રના હસ્ત ધારણ કર્યો, તેને પોતાના એક પરમપ્રિય બંધુ કિંવા મિત્રરૂપે ગ્રહણ કર્યો.

સહસા નિમેષ માત્રમાં રાજાની આંખોમાં જાણે એક પ્રકારની ચંચળતાની રેખા ઝળકી ઉઠી અને એ રેખા પાછી ક્ષણ માત્રમાંજ અદૃશ્ય થઇ ગઇ. દીવાનના વદનપર તે ચંચળનયનોનું પ્રતિબિંબ પડયું. ભીમેશ્વરના ભણી મુખ ફેરવીને એકાએક તેણે પૂછયું કેઃ—"ત્યારે મિત્રવર! શા ઇરાદાથી તમારૂં બન્નેનું આ બંગદેશમાં આગમન થયું છે? તમો આ દેશમાં આવી શું કામ ધંધો કરવા ઇચ્છો છો."

જાણે કાંઇક ઘણોજ ગાઢ સંબંધ હોય, એવો ભાવ દર્શાવીને ભીમેશ્વરે કહ્યુંઃ—"આગમન? શા ઇરાદાથી આગમન થયું છે? એ શું કાંઇ પૂછવા જેવી વાત છે! મહારાજ! આપ આવા મોટા માણસ હોઇને અમારા જેવા ગરીબોની મશ્કરી શા માટે કરો છો? અમારો તે બીજો શો અભિપ્રાય હોઇ શકે? આરામથી પેટ પૂરતું ખાવાનું મળે અને સારી રીતે માનપાન સચવાય, એટલે પત્યું, અમારો અવતારજ સુધરી જાય. જ્યારે આપના સમાન મહા પ્રતાપી પુરુષનો અમોને સંપૂર્ણ આશ્રય મળ્યો છે, ત્યારે પછી ચિંતા કરવા જેવું શું છે? આટલાં બધાં સંકટો વેઠીને અમો મારવાડ જેવા દૂર દેશમાંથી આ બંગદેશમાં આવ્યા છીએ, એનું કારણ કેવળ આપ નામદારના દર્શન વિના બીજું એક પણ નથી. અમોને સંપૂર્ણ આશા છે કે, આપના આ આકસ્મિક સાક્ષાત્કારનું શુભ પરિણામ અવશ્ય મળશે ને મળશેજ,"

"હા, આટલો બધો અનુગ્રહ? આટલી બધી કૃપાદૃષ્ટિ! વાહ વાહ! ધન્ય છે, તમોને અને તમારી મિત્રતાને!" રાજા ભૂપસિંહના હોઠમાંથી તરતજ આનંદની સાથે આ શબ્દો બહાર નીકળી પડયા, પરંતુ તેના મુખમંડળપર ત્યારે એવી એક પ્રકારની વિજાતીય વિરક્તિ અંકિત નયને તેણે તત્ક્ષણાત્ દીવાનના મુખભણી કટાક્ષપાત્ કર્યો, ત્યાર પછી તેણે તરતજ તે વિરક્તિભરેલા ભાવને બિલકુલ બદલાવી નાખ્યો. તેનું વદનમંડળ દિવ્ય ગંભીર બની ગયું અને એ સાથે તેણે એક પ્રકારની દિવ્ય પ્રશાંતના તથા દિવ્ય પ્રફુલ્લતા ધારણ કરી લીધી. ક્ષણવાર પહેલાં જે વદનપર ભયાનક વિરાગ રંજન માર્જીત થયો હતો, એ પૂર્વના ભાવનું છેવટનો ભાગ જોઇને અતિ તીક્ષ્ણ દૃષ્ટિથી પણ કોઇ રૂપે ચિન્હ પકડી શકાય તેમ રહ્યું નહિ. દિવ્ય પ્રસન્ન વદને સુકોમળ મૃદુ ગુંજને ભીમેશ્વરને તે કહેવા લાગ્યો કેઃ— "મોટી મહેરબાની કરી, મારાપર તમોએ મોટી મહેરબાની કરી.

તમારી આવી મિત્રતા જોઇને હું ઘણો ખુશી થયો છે. મિત્રનો ધર્મજ આ છે. ખરેખર દુનિયામાં મિત્ર પ્રત્યેની ફરજને જો કોઇ જાણતું હોય, તો તેમાં તમો એકજ સર્વથી શ્રેષ્ઠ આસન પ્રાપ્ત કરી શકો તેમ છો. આમ જૂઓને! કેટલા બધા વખત પહેલાં દિલ્હીમાં તમારી સાથે દોસ્તી થઇ હતી, છતાં પણ તમો મને બિલ્કુલ ભૂલી ન જતાં શોધતા શોધતા છેવટે અહીં સુધી આવી પહોંચ્યા છો. તમારા જેવા દોસ્તો મળવા મુશ્કેલ છે. તમારા આ મિત્ર કે જેને તમો અભેદ આત્મા કહો છો, એ પણ આજથી મારા મિત્ર થયા છે. હું એમની સાથે મિત્રતા થવાથી પરમ સુખી થયો છું. હાં, ભાઇનું ઘર કઇ જગાએ કહ્યું હતું? રત્નગઢ! હા—રત્નગઢમાં પણ હું ગયો હતો. ફક્ત રત્નગઢજ નહિ દિલ્હી, લખનૌ, રત્નગઢ, શુભગઢ, લાહોર, કાશ્મીર, અમદાવાદ, સૂરત આદિ સર્વ સ્થાનોમાં હું ફરી આવ્યો છું, એ સર્વ સ્થાનોમાં તમારી દોસ્તી મારી સાથેને સાથેજ ફર્યા કરી છે. તમારી પાસે હું ઘણોજ ઋણી છું. મારા મકાને તમારા આદર સત્કારમાં કશી પણ ખામી રહેશે નહિ તમો મારા મિત્ર છો, તો તમારી દુરવસ્થામાં મદદ કરવી એ મારી સહુથી પહેલી ફરજ છે. તમો નિશ્ચિંત રહો, જે અભિલાષાથી તમો આ દેશમાં આવ્યા છો, તેને હું અવશ્ય પૂર્ણ કરીશ.”

રમણચંદ્ર મહા વિચક્ષણ પુરુષ હતો, તે તરતજ સમજી ગયો કે, રાજાના હૃદયમાં કાંઇક જુદોજ ભેદ સમાયલો છે અને મુખેથી કાંઇક જુદોજ ભાવ દર્શાવી રહ્યો છે. રાજા ભૂપસિંહ કાંઇ જેવો તેવો કાતિલ માણસ નથી. એવું ફંવે ફંવું દગાથી ભરેલું છે. રાજાના મુખપર જે વિરાગ ઝળકી આવ્યો હતો, એને પણ ચતુર ચૂડામણિ રમણચંદ્રે જોઇ લીધો હતો મુખેથી આદર સત્કારનો આડંબર ન દેખાડવાથી, સારૂં દેખાશે નહિ, એમ ધારીનેજ રાજા ભૂપસિંહે આ પ્રમાણે દગાની બાજી રચીને પ્રપંચના પાસા ફેંકયા હતા. રાજાએ જાણે જબરી જવાબદારીને શિરપર આવી પડેલી જોઇને આ પ્રમાણે મીઠું સંભાર પણ શરૂ કર્યું હતું, એ વાત પણ ચાણકય બુદ્ધિવાળા રમણચંદ્રથી અજ્ઞાત રહેવા પામી નહિ.

આ બધા બનાવને નજરોનજર નિરખીને તથા કાનોકાન સાંભળીને આપણી આ નવલકથાનો તરુણ નાયક કિશોરસિંહ શું વિચારી રહ્યો હતો. એવો પ્રશ્ન કદાચિત કોઇપણ વ્યક્તિના હૃદયમાં ઉદ્દભવી

આવે તો એ સર્વથા સ્વાભાવિકજ છે. કિશોરસિંહ, દુઃખના પહાડ તળે દબાયલો, આપત્તિના સાગરમાં પડેલો કિશોરસિંહ પોતાના મનમાં ને મનમાંજ વિચારી રહ્યો હતો કે, મારી ચારે બાજુએ ભયંકર કારસ્થાનો ચાલી રહ્યાં છે અને એ કારસ્થાનોના પ્રવાહમાં તણાતો તુચ્છ રાજા ભૂપસિંહ ગમે તે પ્રકારે મારા શોણિતથી પોતાના હૃદયને રંજિત કરવા ઇચ્છે છે."

દીવાલના અંગ સાથે અંગ અડકાડી, અચળ પાષાણની પેઠે ઘણીવાર સુધી એકજ સ્થળે તે ઉભો હતો, એ પહેલાં બન્ને મારવાડીઓની વચ્ચે પરસ્પર જે કાંઇ વાતોચીતો થઈ હતી, તે સર્વને તેણે બરાબર કાન માંડીને, ખાસ ધ્યાન દઇને સાંગોપાંગ સાંભળી લીધી હતી. એમાંના એક અક્ષરને પણ તેણે સ્મરણ બહાર જવા દીધો નહોતો. રાજા ભૂપસિંહપર તેની શંકા એટલી બધી વધી પડી હતી કે, જેની કાંઇ હદજ રહી નહોતી. તેણે તેને જીવતો જાગતો મનુષ્યાકારમાં રહેલો પિશાચજ ધારી દીધો હતો. સ્વપ્નમાં પણ તેણે વિચાર્યું નહોતું કે, મારવાડીઓની વાતથી એ અભાવનીય શાશ્વત સંશય પ્રબળ થઇ ઉઠયો છે. ભૂપસિંહ મહા ભયાનક પુરુષ છે. ભીમેશ્વરના જેવો ભયંકર પુરુષ તેનો મિત્ર છે. રાજા ભૂપસિંહના ઉપકારને માટે સમસ્ત દુષ્ટકર્મ કરવાને તે નીચ નરાધમ તૈયાર થયો છે." આવા અનેક વિચારોથી કિશોરસિંહનું સર્વાંગ કંપી ઉઠયું. ભીષણ ક્રોધથી તે અત્યંત અધીર થઇ પડયો હતો. રમણચંદ્ર મારવાડી રાજા ભૂપસિંહને માટે કદાચ પોતાનું માથું કાપી આપવું પડે, તો તેમ કરવામાં પણ પાછો પડે તેવો નહોતો. એ સર્વ દૃષ્ટાંતમાંઓ માનવસમાજના કલંકરૂપ હિચકારાઓ હતા. તેમની નસેનસમાં સ્વાર્થ પરાયણતાનું દુષિત રક્ત વહી રહ્યું હતું. તેમનાં કુટિલ હૃદયો કારસ્થાનની કાળી કટારી જેવાં મહા ઝેરીલાં થઇ પડયાં હતાં. કિશોરસિંહને રમણચંદ્ર કે ભીમેશ્વર મારવાડીની વાતો સાંભળીને કોઇ વિશેષ ક્રોધ વ્યાપ્યો નહોતો, પરંતુ રાજા ભૂપસિંહે જ્યારે રમણચંદ્રને કિશોરસિંહની પ્રેમ ભાગિની હૃદયેશ્વરી સુરસુંદરી સુશીલાની ચોરી કરી લાવવાની સલાહ સાથે બક્ષિસની મોટી લાલચ આપી અને રમણચંદ્રે એ પાપમય પ્રસ્તાવનો અંગીકાર કર્યો, ત્યારે કિશોરસિંહના ક્રોધનો બંધ વેગ પૂર્વક તૂટી ગયો. તેના વીર હૃદયમાં ઉષ્ણ રૂધિર ઉછળવા લાગ્યું. તેના સમસ્ત શરીરમાં કંપનો આવિર્ભાવ થયો. ઝેરીલા નાગની પેઠે તે તે

સર્વ નીચ નરોના નામને દુનિયામાંથી નાબુદ કરવાના દઢ નિશ્ચયપર આવી ગયો.

પ્રથમ વીરવર કિશોરસિંહે ધાર્યું હતું કે, મારવાડીઓની પાસે જઇ તેમની મુલાકાત કરીશ. રાજા ભૂપસિંહનું મંડળ એ દરમ્યાન જો ત્યાં આવી ન પહોચ્યું હોત તો કિશોરસિંહ તેમની મુલાકાત કરત કે ન કરત, એ વિષયમાં અમારાથી કશું પણ કહી શકાતું નથી. તે તે ગુપ્ત સ્થાનમાં ગુપચૂપ ઉભો હતો. તલ્વારના ટેકણપર શરીર ટેકવીને કાંઇક ઊંડા વિચારમાં પડી ગયો હતો. આ સર્વ પૃથ્વીપરથી પાપનો પ્રચાર કરતા પિશાચો શી રીતે અટકે, એજ તેના સર્વ વિચારોમાં મુખ્ય વિચાર હતો. જો અકસ્માત્ દૈવયોગે કાંઇક આપત્તિ આવી પડે, તો એ આપત્તિમાંથી પોતાનો બચાવ કરવાની કિશોરસિંહે પુરતી તૈયારી પણ કરી રાખી હતી. તેની વીરજનોનું રૂધિર પીનારી તીક્ષ્ણ તલ્વાર શત્રુઓનો પ્રતિકાર કરવા માટે આતુરતાથી પ્રતીક્ષા કરી રહી હતી.

ગુપ્ત સ્થાનમાંથી કિશોરસિંહ બધું બરાબર જોઇ શકતો હતો. પ્રથમજ ભીમેશ્વરને જોઇને રાજાનાં તથા તેના દુરાચારી દુષ્ટ દીવાનનાં ચક્ષુ કેવા ભયથી ચંચળ થઇ પડયાં હતાં, વાત કહેતી વેળાયે મુખપરના સર્વ મ્લાન ભાવોનું પરિવર્તન કરીને જે ભૌતિક ભાવનું દિગ્દર્શન કરાવ્યું હતું, કિશોરસિંહે એ પણ બરાબર જોયું હતું. તે ચાલાક યુવક તેના તે ભાવનો ભેદ પણ ઘણી સારી રીતે સમજી શકયો હતો. પાપી! પાપીનું મન વાયુની પેઠે ડોલ્યા કરે છે! પાપીના હૃદયમાં અહર્નિશ ભયાનક દર્શન થયા કરે છે! પાપીને સમસ્ત સંસાર પોતાનો શત્રુ ભાસે છે, પાપીને શાંતિને બદલે સર્વત્ર અશાંતિજ દષ્ટિગત થાય છે. પાપનો સહચર, પાપનું નિદર્શન નજીકમાં જોવાથી, પોતાનાં પૂર્વનાં પાપોથી પીડાવા માંડે છે. પાપ તાપને લાવનારૂં છે, હૃદયના આરામને હણનારૂં છે. જ્યાં પાપ છે, ત્યાં સંતાપ છે, કલેશનો ભંડાર છે, અશાંતિનો આગાર છે. હાય! પાપ! પાપ! તું આ પૃથ્વીમાં શા માટે પેદા થયું? ભીષ્મ જેવા એકવચની, યુધિષ્ઠિર જેવા સત્યવાદી, અર્જુન જેવા બાણાવળી, રામચંદ્ર જેવા ગુણશાળી, કૃષ્ણ જેવા નીતિશાળી, અશોક જેવા ધર્મપ્રિય, પ્રતાપ જેવા પરાક્રમી પુરૂષો આ ભારતનો ત્યાગ કરી ચાલ્યા ગયા છતાં તું ભારતવાસીઓના ધર્મ કર્મને નષ્ટ કરવા શા માટે બાકી રહ્યું? તારૂં અસ્તિત્વ કેમ

ન લેપાયું! સંતપુરુષો સત્યજ કહી ગયા છે કે, પાપીનું મુખ સૂકાઈ જાય છે, પાપીના હૃદયમાં અસંભવ ભય ઉપજી આવે છે. ક્ષણવારને માટે પાપીના મનમાં જ્ઞાનનો ઉદય થાય છે; પણ એ જ્ઞાન પાછું કોણ જાણે ક્યા ગેબી અંધકારમાં ગાયબ થઈ જાય છે કે જેનો પછી કદાપિ કાંઈ પત્તોજ મળતો નથી. પાપી સહચર ભીમેશ્વરને જોઈને, રાજા ભૂપસિંહની પણ બરાબર એવીજ દશા થઈ હતી. પાપની પૂર્વ સ્મૃતિથી તે કંપાયમાન થયો હતો, તેથીજ તેનું મુખમંડળ વિવર્ણ થઇ ગયું હતું, એટલા માટેજ તેનાં ચક્ષુમાં ચાંચલ્ય ઉભરાઇ આવ્યું હતું. કિશોરસિંહ આ બધું અવશ્ય જાણી ગયો હતો.

"ઘટનાની કેવી વિચિત્ર ગતિ છે? સંસારમાં ક્ષણે ને ક્ષણે કેવા કેવા અવનવા પ્રકારો બન્યા કરે છે?" કિશોરસિંહ પોતાના મનમાં ને મનમાંજ વિચાર કરવા લાગ્યો:—"અહા! કેવી અસંભવિત ઘટના! એકી સાથે આવો અણધાર્યો અજબ બનાવ શી રીતે બની ગયો! ક્ષણવાર પહેલાં જ્યાં કેવળ પોતાના સ્વાર્થની સિદ્ધિ સંબંધી વિવિધ વિચારો દોડાવતા મારવાડીઓ બેઠા બેઠા બગાસા ખાતા હતા, ત્યાં એકાએક આ રાક્ષસી હૃદયવાળા બીજા પિશાચો ક્યાંથી અને શી રીતે આવી ચડ્યા? ભગવાન્! તારો મહિમા મહાન છે! તારી કળા અકળ છે! તારી માયા વિલક્ષણ છે! ધન્ય! **દુઃખના પહાડ તળે દબાયેલા દાસપર દયા કરનાર પરમાત્મન્! તને અને તારા પ્રેમમય નામને સહસ્રવાર ધન્ય છે.** મારા દુઃખથી આદિથી અંત સુધી ભરેલા **જીવનમાં મારી રક્ષા કરનાર કેવળ તું એકજ છે."**

કિશોરસિંહ આ પ્રમાણે જગતનિયંતા પરમાત્માને અનેકાનેક ધન્યવાદ આપી આજના આ અદ્ભુત બનાવ સંબંધી વિવિધ વિચારો કરવા લાગ્યો. ઘણા સમય પહેલાંની પુરાતન ભગ્ન ઇમારત, એકાએક એ ઇમારતમાં બન્ને રાત્રે મારવાડીઓનું આવી પહોંચવું, કિશોરસિંહે પોતે પણ અકસ્માત તે સ્થળે આવી હાજર થવું, રાજા ભૂપસિંહ, દીવાન દોલતસિંહ અને દસ્યુરાજ મહાવીર કે જેઓ કિશોરસિંહને બંદિવાન બનાવવા માટે રસ્તે જતા જતા છેવટે રખડી રખડીને છેક થાકી જવા આવ્યા હતા, તેમનું પણ એકાએક એ મહા વિકટ સ્થાનમાં આવી ઉપસ્થિત થવું, એ સર્વ પ્રકારો કિશોરસિંહને અવશ્ય આશ્ચર્યયુક્ત લાગ્યા વિના રહ્યા નહિ. એકી સાથે, એકી વખતે અને એકજ સ્થળે આ પ્રકારના અનેક અદ્ભુત અદ્ભુત બનાવો

બની જવા, એને અવશ્ય એક પ્રકારનું આશ્ચર્ય માન્યા વિના ચાલી શકે તેમ નથી. કિશોરસિંહે વિચાર્યું કે, "ત્યારે શું આ સ્વપ્ન છે કે મારા દુઃખી હૃદયની ભ્રમણા છે? હાય! મારાથી કશું પણ સમજી શકાતું નથી. કિશોર! સંસારમાં જન્મ ધારણ કરી અનેક અવનવા અનુભવો મેળવતો આવ્યો છે, અનેક ન સહેવાનું સેહેતો આવ્યો છે, નિત્ય અનેક વિચિત્ર વિચિત્ર ઘટનાઓ જોતો આવ્યો છે, તો આજે પણ હૃદયને મજબૂત કરી શાંતપણે આ બધો પ્રકાર જોયા કર. આજે તું બરાબર જોઇ લે કે, તારૂં કિસ્મત તને કેવા કેવા અદ્‌ભુત રંગો બતાવે છે? આજે તારા ભાગ્યમાં શું લખાયલું છે, એ પણ અનુભવી લે. પણ ના, ના! હું ભૂલું છું. જે દશ્યને હું સ્વપ્ન કે ભ્રમણાવત્ ગણી કાઢું છું, તે વાસ્તવિક તેમ નથી, એ સર્વ સંપૂર્ણ સત્યજ છે. પણ ચિંતા નહિ. અનંત કોટિ જીવોનો સરજનહાર જ્યારે મારો સહાયક છે, ત્યારે પછી મને શો ભય છે? સર્વ વિધાતાના રચેલા ખેલો છે. વિધાતાની ઇચ્છા વિના માનવની ઇચ્છાથી કદાપિકાળે આવા આવા અદ્‌ભુત બનાવો બનવા પામેજ નહિ. વળી ખાસ કરીને મારા ભાગ્યયોગે એક પછી એક અનેક અભાવનીય અથવા અચિંતવ્યા અથવા ન બનવાના બનાવો બની ગયા છે. અનેક નવીન નવીન અદ્‌ભુત અદ્‌ભુત સંઘટનો ઘટી ગયાં છે. વિધાતાની લીલા વિના એ સર્વ બીજું કાંઇજ નથી. વિધાતાએ જે કાંઇ ધાર્યું હશે, તેમજ થશે. જ્યારે સંયોગ થયો છે, ત્યારે હવે છેવટ સુધી આ પિશાચોની પાપલીલાને પ્રત્યક્ષ જોવી પડશે."

વિધાતાપર આવો આધાર રાખી કિશોરસિંહ હજી સુધી એ અંધારા ગભારાવાળી દીવાલના અંધકારમય ઓથમાં છૂપાઇને સાવચેતીથી ઉભો હતો. ઉભો ઉભો રાક્ષસી લીલાને જોતો હતો.

આ તરફ મિત્રમંડળની વચ્ચે આકાશ પાતાળને કંપાવનારી કુટિલ વાતો ચાલતી હતી. વાતની વાતમાં જાહિર થઈ ગયું હતું કે, ભીમેશ્વરને ઘુધુડિયાનો ખિતાબ મળી ચૂકયો છે. મારવાડીઓમાં ઘુધુડિયા એક ઉચ્ચ વંશનો માનવંતો ઇલકાબ અથવા ઉપાધિ મનાય છે. એ પરથીજ સ્પષ્ટ સમજાઇ આવે છે કે, હલકા અથવા નીચ વંશમાં ભીમેશ્વરનો જન્મ થયો નથી. રાજા ભૂપસિંહને સંબોધીને ભીમેશ્વરે કહ્યું:—

"પ્રથમ પહેલાંજ આપ નામદારને મેં જણાવી દીધું છે કે, આટલાં બધાં સંકટો સહીને હું તથા મારા આ દિલોજાન દોસ્ત રમણ-

ચંદ્ર આ ઘણુજ દૂરના બંગદેશમાં કેવળ આપની સાથે સાક્ષાત્કાર કરવાની અભિલાષાથીજ આવ્યા છીએ. અમો બન્ને જણાને નોકરી આપવી પડશે. અમો એઠાં એઠાં ખાઇપીને સૂઇ રહેવાનું બિલ્કુલ પસંદ કરતા નથી. અમારી તલ્વાર જેવી તીક્ષ્ણુ ધારવાળી છે, તેવીજ અમારા પેટની ક્ષુધાની ધારા પણ તીક્ષ્ણ થઇ પડી છે. આજકાલ પૈસાની સખ્ત મારામારી ચાલે છે. ખીસામાં એક રાતી પાઇ પણ નથી. અમારા હાથ ખાલી થયા છે. એટલા માટે પેટની પીડાથી અમારી બુદ્ધિ શુદ્ધિ બગડી ગઇ છે. આ પેટની પીડાને આપ મટાડો, અમો બન્ને જણાને એ નોકરીઓ આપો. અમારી તલ્વારો આપના એ રૂપિયાનો બદલો વાળી આપશે. મહારાજ ! અમોને આપ બીજાની પેઠે નિમકહરામ ન ધારશો, કદાચ આપના કોઇ પણ કામ માટે અમારાં માથાં કપાવવાનો વખત આવી લાગશે, તો તેમ કરવામાં પણ અમો બિલ્કુલ આનાકાની કરીશું નહિ. આપને મારાં એ ચાર કામોનો તો અનુભવ પણ મળી ગયો છે, એટલા માટે આ વખતે પણ એવી કોઇ સારી નોકરીની સવડ કરી આપો."

છળનું હાસ્ય કરી રાજા ભૂપસિંહે કુતૂહલસહિત કહ્યું કે:- "વાહ! તમે તો ખરેખર મને બનાવવાજ એઠા છો. શું તમારા જેવા મિત્રોને પણ હું મદદ નહિ કરૂં? અવશ્ય કરીશ. તમો નિશ્ચિંત રહો. મારાથી બનશે તેટલી મદદ કરી હું તમોને સુખી કરવાની કોશિશ કરીશ. તમોને નોકરીનો અભાવ રહેશે નહિ. પણ હવે કહો જોઇએ કે, તમો તમારા ઘોડાને તમારી સાથે લાવ્યા છો કે નહિ વારૂ ? જો લાવ્યા હોય; તો અત્યારે તેઓ ક્યાં છે ?"

"ના, મહારાજ ! અમારી પાસે ઘોડા હતા ખરા, પરંતુ ભૂખના માર્યા અમોએ તેને વેચી નાખ્યા છે. શું કરીએ પેટની પીડા જેવી બીજી એક પણ પીડા નથી, એ તો આપ જાણતાજ હશો. અમો હમણાં સુરંગપૂર ગયા હતા, અને અત્યારે સુરંગપુરથીજ અહીં આવ્યા છીએ. સુરંગપૂરમાં જઈને અમોએ સાંભળ્યું કે, આપ ઘણા દિવસ થયાં આનંદદુર્ગમાં આવ્યા છો; એટલા માટેજ નિરાશ થઇને અમો હવે આનંદપૂર જઈએ છીએ. અમારે અમારા અશ્વો વેચવા પડયા છે. આપના અશ્વો આપની સાથે છે ને ? ના, આપ સર્વે પણ અમારી પેઠે લજ્જાના માર્યા પગે ચાલ્યા આવતા હો એમ જણાય છે."

"ના, ના. અમારા અશ્વો તો અમારી સાથેજ છે, અને એને

ક્રેક નજીકનાજ એક ગુપ્તસ્થાનમાં મૂકી આવ્યા છીએ. આ ઇમારતની ઉત્તર દિશામાંજ થોડેક દૂર લોઢાનો એક પૂલ છે, એ પૂલના કાંઠાપર પુષ્કળ ઘાસ ઉગેલું છે અને એ ઘાસ ચરવા માટેજ અશ્વોને અમો મોકળા મૂકી આવ્યા છીએ. અમો તાપણી કરવાના ઇરાદાથીજ આ તરફ આવી ચઢયા છીએ. અમારી સાથે પ્રથમ ત્રણ દીપકો હતા, પરંતુ પવનના ઝપાટાથી તે સઘળા હોલવાઇ ગયા છે. અત્યારે અમારી પાસેથી અગ્નિ પ્રજાળાવવાનો સઘળો સાજ સરંજામ ખૂટી ગયો છે. અહીંથી થોડેક દૂર આવેલી એક ટેકરીપર આવ્યા પછી એકાએક અમારી નજર આ તરફ પડી હતી અને તમોએ જે તાપણી સળગાવી હતી એને અનુલક્ષીને ચાલતા ચાલતા છેવટે અમો સઘળા આ સ્થળે આવી પહોંચ્યા હતા. આ ઇમારત અમારી ઘણા જૂના વખતની જાણીતી છે. અમોએ આ ઇમારતમાં આવી પુષ્કળ મોજમજા ઉડાવી છે. જે વખતે અમો સર્વે આ તરફ આવવા નીકળ્યા, તે વખતે અમારા મનમાં આ પુરાતન રેશમની કોઠી સંબંધી કશી કલ્પના પણ નહોતી. અંધારામાં અથડાતા કૂટાતા છેવટે આ સ્થળે આવ્યા પછી તમારી સાથે અમારી મુલાકાત થઇ છે. તમારી પાસે આવ્યા પછીજ અમારા સર્વના જીવમાં જીવ આવ્યો છે.”

છેવટની વાતને પૂરી લક્ષમાં પણ ન લેતાં ભીમેશ્વર એકાએક વચ્ચમાંજ બોલી ઊઠયો કેઃ—“ અકસ્માત આ ઘણા વખતના વેરાન અને ઉજ્જડ સ્થાનમાં આપની સાથે અમારી મુલાકાત થશે, એવી આપના કોઇના મનમાં કશી કલ્પના પણ ઉપજવા પામી નહોતી ? ખરેખર અમારાં અહોભાગ્ય છે કે આજે અમો અમારા ઘણા પુરાતન મિત્રોના સમાગમ કરવાને સૌભાગ્યશાલી થઇ શક્યા છીએ. પણ અત્યારે અમારી સર્વની જે દુર્દશા થઈ છે, તે સાંભળીને આપના સર્વનાં અંતઃકરણ દ્રવીભૂત થયા વિના રહે તેમ નથી. અહા ! આજે અમારે માટે સોનાનો સૂરજ ઉગ્યો, અમારી કાયાનાં કલ્યાણ થયાં, અમારાં ભવોભવનાં દુઃખ ટળ્યાં. અમો આપના દર્શનથી પાવન થયા, અમારાં સઘળાં પાપોનો નાશ થયો—”

બાધા નાખીને રાજા ભૂપસિંહે કહ્યુંઃ—“ બસ, બસ, બહુ થયું, પ્રશંસાની હદ થઈ. હવે એ બધી પૂર્વ કથાઓનું સ્મરણ કરવાની કશી પણ આવશ્યકતા નથી. હું હમણાં અનેક કામોમાં રોકાયલો છું, મને મળવાની પણ ફુરસદ નથી. તમારા આ લાંબા લાંબા સંભાષણને તમે

હવે સત્વર સમાપ્ત કરો. અત્યારે ભારી ભારી જરૂરી કામ મારા હાથમાં છે. મારી એક એક ક્ષણ મહા મૂલ્યવાન છે. નકામી વાતો સાંભળવાનો અવકાશ નથી. એ બધું ગમે તે હો, હું ફરીવાર કબૂલ કરૂંછું કે, મારી પાસે તમારી નોકરીની આશા નિષ્ફળ નિવડશે નહિ. આ લ્યો રૂપિયાની શી ખોટ પડી છે, મારી પાસે જોઇએ તેટલા રૂપિયા હાજર છે. તમારે જોઇએ તેટલા રૂપિયા લઇ લ્યો અને એ રૂપિયામાંથી જરૂર પડતું ખર્ચ ચલાવો. અહીંથી નજીકમાં જ્યાં કાંઈ કોઇ અશ્વશાળા જોવામાં આવે, એ અશ્વશાળામાંથી એકાદ બે સારા અશ્વો ખરીદી લો અને જેમ બને તેમ જલ્દી આનંદદુર્ગમાં આવી પહોંચો. અમોને તમારી બન્ને મિત્રોની ખાસ જરૂર છે. તમારી મારફત હું જે કામ કરાવવા માગું છું, તે કામમાં જો તમો ફતેહમંદ નિવડશો તો હું તમોને ન્યાલ કરી નાખીશ અને તમારી આખી જિંદગીના દુઃખ તથા દારિદ્રને ટાળી દઇશ. જો કદાચ તમારા જતાં પહેલાં હું આનંદ દુર્ગમાં ન આવી પહોંચું તો તમો બન્ને મિત્રો મારા આવતાં સુધી ત્યાં રોકાજો. તમારો આદરસત્કાર કરવામાં મારા ત્યાંના નોકર ચાકરો જરા પણ ખામી રહેવા દેશે નહિ. જાઓ જલ્દી જાઓ, સત્વર રવાના થાઓ, હવે વિનાકારણ એક ક્ષણનો પણ વિલંબ ન કરો."

ખોબો ભરીને સોનામોહોરો મળવાથી, ઘણાજ આનંદની સાથે ભીમેશ્વર ઉજ્વલ નયને રમણચંદ્રના વદનનું નિરીક્ષણ કરવા લાગ્યો. રમણચંદ્રનું મુખ અત્યાર સુધી જેવું ફીકું પડી ગયું હતું, તે આશાથી પણ અધિક સોનામોહોરો મળેલી જોઇને અત્યંત પ્રસન્ન બની ગયું અને એ સાથે એ મુખારવિંદે એક પ્રકારની અપૂર્વ હાસ્યરેષાને ધારણ કરી લીધી. રાજા ભૂપસિંહની પાસે કૃતજ્ઞતા દર્શાવીને ભીમેશ્વરે મહા પ્રસન્નતાની સાથે કહ્યું કે:—"

"અમો હમણાં ને હમણાંજ જવાને તૈયાર છીએ. હવે શું અમો મહારાજના કાંઈપણ ઉપકારમાં આવી શકીશું નહિ? મહારાજ! આપને માટે અમો અમારા પંચપ્રાણનું પણ બલિદાન આપવાને તૈયાર છીએ. જ્યારે અમારાપર આપે અત્યંત અનુગ્રહ પ્રકટ કરી અમોને સારી પદવી પર ચઢાવવાની આશા આપી છે, ત્યારે અમારે પણ અમારાથી બને તેટલી સેવા ઉઠાવી આપના મનને રંજન કરવાની કોશિશ કરવીજ જોઇએ. અમો પણ સારી રીતે સમજી શક્યા છીએ કે, આપે જે કાર્યનો બોજો અમારા શિરપર સોંપ્યો છે, તે ઘણોજ જવાબ-

દારી ભરેલો છે અને એને માટે અમારે અમારી સર્વ શક્તિનો વ્યય કરવાની અગત્ય છે. આપના કાર્યમાં અમો અમારાથી બનતો યત્ન કરવામાં કશીપણ ક્યાશ રહેવા દઈશું નહિ. વળી આપના કાર્યની જરૂરિયાત વિશે હવે અમારા મનમાં સોળેસોળ આના ખાત્રી થઇ ચૂકી છે. જો એમ ન હોય તો આપ આપના મંડળસહિત આવી ઘોર અંધારી રાત્રે આવા વિકટ વનના રસ્તે રસ્તામાં ભટકવાની તકલીફ કદાપિ વેઠાજ નહિ. આપ જાણે કોઇ શત્રુપક્ષની તપાસમાં બહાર નીકળી પડ્યા હો, એમ જણાઇ આવે છે—"

રાજાએ ભીમેશ્વરના આ લાંબા સંભાષણને સાંભળ્યું નહિ, તેણે પોતાના કાન બીજી બાજૂએ ફેરવ્યા. પરંતુ મહા ઉગ્ર સ્વભાવવાળા મહાવીરથી મૌન રહી શકાયું નહિ. તે અત્યંત અધીરો થઇને ભીમેશ્વરના બકવાદનો અનાદર કરીને એકદમ આવેશમાં આવી બોલી ઊઠયો—"બસ, બસ, સમજાઈ ગયું. હવે વધારે વિવેચન કરવાની કશીપણ આવશ્યકતા નથી. વિના કારણ અત્યારના આ અમૂલ્ય અવસરને એળે ગુમાવવાનું મને બિલ્કુલ પસંદ નથી. અમોને તમારા બન્નેનાં વચનોમાં સંપૂર્ણ વિશ્વાસ છે."

આમ કહી મહાવીરે પુનઃ પોતાના એક સોબતીને સંબોધીને કહ્યું કેઃ—"ભાઈ! હવે આ બન્ને ખાનદાન પુરુષોના વિષયમાં મને લેશ માત્ર પણ સંદેહ રહ્યો નથી. તેઓ બરાબર વિશ્વાસપાત્ર છે અને એને માટે હું પોતે જામીન થાઉં છું. આવા મિત્રોના સમાગમથી ખરેખર મારા મનમાં અપાર આનંદ ઉત્પન્ન થયો છે. હવે એમને માટે કશીપણ ચિંતા કરવાનું રહ્યું નથી."

મહાવીરનાં આવાં વચનો સાંભળીને રાજા ભૂપસિંહનો બીજો એક સહચર એકાએક ગંભીર અવાજથી બોલી ઊઠયો કેઃ—"બહુ સારૂં. જ્યારે તમો આ મિત્રોના વિષયમાં આટલી બધી ખાત્રી આપો છો, ત્યારે હવે વિનાકારણ વિલંબ શા માટે કરો છો? જે કાંઇ કરવું હોય, તે હવે જલ્દી કરી નાખો. નકામો વખત ન વિતાડો. હમણાંને હમણાંજ કિશોરસિંહને પકડીને કેદ કરો. ચાલો, પૂલ પાસે બાંધેલા આપણા અશ્વોને એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના એ દુષ્ટ નરાધમને પકડવા માટે સત્વર ચાલી નીકળો. ચાલો, સત્વર, ચાલો. હું એને પકડવા માટે અત્યંત ઉદ્વિગ્ન થયો છું."

ચંચળ કંઠે રાજા ભૂપસિંહે કહ્યું કેઃ—"ઉદ્વિગ્ન થયા છો ? એમાં

સંદેહ પણ શો હોઈ શકે? જ્યાં સુધી એક પ્રબળ શત્રુ હાથ ન લાગે ત્યાં સુધી અંતરને શાંતિ પણ શી રીતે મળી શકે? મારા મનની સ્થિતિ પણ અત્યંત વિષમ થઈ પડી છે. કિશોરસિંહ આપણો એવો ભયાનક શત્રુ થઇ પડ્યો છે કે જેનો સંહાર કર્યા વિના આપણને કોઈ પણ પ્રકારે શાંતિ વળે તેમ નથી. એ હરામખોરનો બચ્ચો જેમ બને તેમ જલ્દી યમાલયને આધીન થાય, એજ આપણા પક્ષમાં અધિક હિતાવહ છે. સરદાર મહાવીર! કેમ આ વિષયમાં તમારો શો અભિપ્રાય છે?"

રાજા ભૂપસિંહનો આ વિલક્ષણ પ્રશ્ન સાંભળીને સરદાર મહાવીરે કહ્યું:—"મારો અભિપ્રાય પણ આપના અભિપ્રાયને મળતોજ છે. હું પણ આપની ઇચ્છાનુસાર કરવા માગું છું."

ત્યાર પછી રાજા ભૂપસિંહે ભીમેશ્વરના મુખભણી મુખ ફેરવીને કહ્યું:— "ભીમેશ્વર? તમે જે અનુમાન કરો છો, તે અનુમાન અક્ષરે અક્ષર સત્ય છે. મારા હાથમાં અત્યારે અત્યંત આવશ્યકીય કાર્ય આવી પડ્યું છે અને એને સત્વર સમાપ્ત કર્યા વિના ચાલી શકે તેમ નથી. અમો હાલ તરત તો દેવીપૂર જઇએ છીએ. સુરંગપૂરના રાજદરબારમાંથી કિશોરસિંહ, રણધીરસિંહ તથા વરુણસિંહને પકડવા માટે ગિરફતારી પરવાનો બહાર કઢાવી અમો અમારી સાથે લાવ્યા છીએ અને એ પરવાના મુજબ જેમ બને તેમ જલ્દી તેઓ સર્વને કેદ કરવાની ઇચ્છા ધરાવીએ છીએ તેઓ ત્રણે જણા રાજદ્રોહી ઠર્યા છે અને ઇન્સાફની નજરે તેમને સર્વને ફાંસીની સજા થવાની સંપૂર્ણ સંભાવના છે. જે મનુષ્ય મારી સાથે શત્રુતા બાંધે છે, તેને હું યેનકેન પ્રકારે ધરાના ધામપરથી નાબૂદ કર્યા વિના કદાપિ શાંત થતો નથી. એ તો તમો સારી રીતે જાણોજ છો. તમારા જેવા મિત્રોની મદદથી મને મારા કાર્યમાં અવશ્ય વિજય મળશે, એવી મારા મનમાં મને સંપૂર્ણ શ્રદ્ધા છે. હવે અત્યારના આ અમૂલ્ય અવસરની એક ક્ષણને પણ નિરર્થક ન જવા દેતાં આપણે સર્વેએ સર્વના કાર્યોનો આરંભ કરી દેવાની પરમ આવશ્યકતા છે."

સરદાર મહાવીરે ઉશ્કેરાઇને કહ્યું:—ખરી વાતજ કહી નાખો ને ! આ લોકો જો કદાચ આપના એટલા બધા ખાસ વિશ્વાસુ અને દિલોજાન દોસ્ત છે, તો પછી આમ બ્હી બ્હીને બધાં કામો શા માટે કરો છો? સ્પષ્ટ સ્પષ્ટજ કહી દો કે, રણધીરસિંહરાય અને તેના પુત્ર વરુણસિંહરાયનો સંહાર કરાવી તેમની સમસ્ત સંપત્તિને આપ આપના હસ્તક

કરવા માગો છો અને એ વિષયના સહાયકારક આ આપના બહાદુર મિત્રોને કરવાની ઇચ્છા ધરાવો છો એ વાત પણ હવે મારાથી અજ્ઞાત રહેવા પામી નથી. પણ મહારાજ ! મજા ઉપરાંત કામ કરનાર મનુષ્યપર વિશ્વાસ રાખવાનું પરિણામ કદાપિ ઇચ્છવા યોગ્ય આવતું નથી."

રાજાએ તરતજ ચમકીને ચારે બાજૂએ જોયા પછી સરદાર મહાવીરને સંબોધીને કહ્યું કેઃ—"હા, હા, તમારી ધારણા અક્ષરે અક્ષર સત્ય છે. હું રણધિરસિંહરાય, તેના પુત્ર વરુણસિંહ તથા કિશોરસિંહ આદિનો ગમે તે રીતે આ દુનિયામાંથી વિનાશ કરવા ઇચ્છું છું. વળી રણધિરસિંહ, વરુણસિંહ અને કિશોરસિંહ એ ત્રણે જણાના નામપર ગિરફતારી પરવાનો પણ સુરંગપૂરની રાજસરકાર તરફથી મેં મેળવી લીધો છે અને એ પરવાનાના બળપરજ હું અત્યારે તેમને ત્રણેને સખ્તમાં સખ્ત સજા કરવાની અભિલાષા ધરાવું છું. બસ, એટલા માટેજ હું આ પહેલાં પણ કહી ચૂકયો છું કે, તેમને સર્વથી પ્રથમ બંદિવાન બનાવવા પડશે. વળી કિશોરસિંહ જેવો એક નાદાન છોકરો આપણા જેવા મહા સમર્થ શૂરવીરોની આંખમાં ધૂળ નાખીને આબાદ છટકી ગયો છે, તે બદમાશનો બચ્ચો મારો કટ્ટો શત્રુ છે. હું જ્યાં સુધી એ નરાધમ, નીચ ચાંડાળને તેના કર્મનું ફળ ચખાડી શકીશ નહિ, ત્યાં સુધી મારા મનમાં લેશ માત્ર પણ શાંતિ વળશે નહિ. કિશોરસિંહ એકવાર નહિ બે વાર નહિ, પણ ત્રણ ત્રણ વાર મને દગો દઇને ન્હાસી છૂટયો છે, આજે પણ પાછો એ પાપાત્મા પલાયન કરી ગયો છે. હાય ! શું કરૂં ? કોને કહું ! મારા સળગતા જિગરના અંગારા કોની પાસે ખુલ્લા કરી બતાવું ? મારા રૂંવેરૂંવામાં એ પાપપ્રતિમાએ અસહ્ય યાતના ઉપજાવનારો મહા ભયાનક અગ્નિ પ્રજ્વળાવી મૂકયો છે ! સરદાર મહાવીર તથા મારા અન્ય સર્વ શુભેચ્છક મિત્રો ! હું તમો સર્વને મારા ખરા શુભાકાંક્ષીઓ ક્યારે ધારીશ કે, જ્યારે તમો મારા મનની મુરાદને પાર પાડી મને સમસ્ત ભારતભૂમિના સિંહાસન પર સ્થાપિત કરી, મારાં નામની અક્ષયકીર્ત્તિને સમસ્ત ભૂમંડળમાં વિસ્તારિત કરી શકશો. જ્યાં સુધી તમારાથી એ કાર્ય પૂર્ણ નહિ થાય, ત્યાં સુધી મારા અનુતપ્ત આત્માને શીતળતાના સુસ્વાદનો અનુભવ કદાપિકાળે મળી શકશે નહિ. પણ અત્યારે એ બધી વાતોને ભવિષ્યને માટે મુલતવી રાખી જે કાર્યને તત્કાળ પૂર્ણ કરવાની આવશ્યકતા છે, તે કાર્યની ચર્ચા ચલાવો, તમો આનંદપૂર જાઓ છો, તો જો કદાચ રસ્તામાં

કિશોરસિંહની મુલાકાત થાય તો એક પળનો પણ વિલંબ કર્યા વિના તરતજ પકડીને તે શયતાનને સત્વર મારી પાસે હાજર કરી દેજો. મારી ધારણા મૂજબ એ સાલો આ રસ્તેથીજ ન્હાસી ગયો હોય એમ જણાય છે. તમોને તેના આકાર પ્રકાર અને ચહેરાના સંબંધમાં સઘળો પરિચય કરાવી દીધો છે, માટે મને અવશ્ય આશા છે કે, તેને કેદ કરવામાં તમો સર્વ ફળીભૂત થયા વિના રહેશો નહિ. આપણે આપણાં કાર્યને પૂર્ણ કર્યા પહેલાં વિરમીને બેસવાનું નથી, દુનિયાનાં સમસ્ત સ્થાનોમાં ફરીફરીને પણ કુટિલ બુદ્ધિવાળા કિશોરસિંહનો પત્તો મેળવવાનો છે, એવી મારી મહા ભીષણ પ્રતિજ્ઞા છે, એ વાત તો તમારા સર્વના જાણવામાંજ છે, માટે હવે જાઓ; સત્વર એ દુષ્ટને પકડી લાવો. જે કોઇ વ્યક્તિ એ રાજદ્રોહી આસામીને કેદ કરી મારી પાસે લાવી રજૂ કરશે, તેને મનમાન્યું ઇનામ અપાવી સુરંગપૂરના રાજદરબારમાં સારી પદવી પહોંચાડવાની પણ હું મારાથી બનતી કોશિશ કરીશ. બસ, કામ ફતેહ કરો, મનની મુરાદ બર લાવો, ફરજને બજાવો અને તમારી નામનાને અમર કરો.”

આમ કહીને રાજા ભૂપસિંહે પુંખાનુપુંખરૂપે કિશોરસિંહના ચહેરાની આકૃતિનું સર્વ મિત્રમંડળ સમક્ષ વર્ણન કરી બતાવ્યું અને એ સાથે એમ પણ કહી દીધું કેઃ—છોકરો ખરા ગૌર રંગનો છે, કાંઇક કદાવર અને લાંબો છે; શરીરના દરેકે દરેક અવયવમાં યૌવન ફૂટી નીકળ્યું છે, આંખોમાં ઓજસ્વિતા વિરાજે છે, લલાટપર ભાનુ અને ઇન્દુના તેજસ્વી પ્રકાશની છાયાનો સાક્ષાત્ થાય છે; નાસિકા નમણી અને શુક કિંવા પોપટના સમાન પુટડી છે. કપાળ ચોરસ, છે તેના બન્ને હોઠ અતિશય લાલાશ ભરેલા, પાતળા અને પરવાળાંના સમાન સુંદર છે. ઉપરનો હોઠ કાંઇક ઉંચો છે, ગાલ ગુલાબી લાલીવાળા છે અને મુખ તથા આંખોમાં વીર પુરુષના જેવી વીરતા ભરેલી તેજસ્વિતાનો સાક્ષાત્ થાય છે. ખરેખર એ કિશોરસિંહ મારો પરમ શત્રુ હોવા છતાં પણ મારાથી તેની પ્રશંસા કર્યા વિના રહી શકાતું નથી. એના મસ્તકની શોભા પણ અવર્ણનીય છે. સુંદરી શિરોમણી લલનાઓ એ તરુણની મૃદુતા ભરેલી કાંતિનો વિકાશ જોઇને મોહિત થયા વિના રહે તેમ નથી. ગમે તેમ હો, પણ કિશોરસિંહ કાંઇ છેક નીચ કુળમાં જન્મેલો નથી, એવું મારા અંતરના ઉંડામાં ઉંડા વિભાગમાંથી કોઇ એક અદૃશ્ય શક્તિ વારંવાર મને કહ્યા કરે છે. અહા કિશોરસિંહ

એવો સુંદર અને મનોહર યુવક હોવા છતાં મારો ભયાનક શત્રુ શા માટે થયો ? મારી સાથે વૈમનસ્ય બાંધવામાં તેને શો લાભ થવાનો છે ? પણ એ બધી વાતોને યાદ કરવાથી મારા અંતરાત્માને ઉદ્વેગ થયા વિના બીજો કશોપણ આનંદ મળી શકે તેમ નથી, એટલા માટે હું તમો સર્વને ભાર દઈને કહું છું કે, તમો એક ક્ષણ પણ નિરર્થક ન ગાળતાં સત્વર તેને પકડીને મારી પાસે હાજર કરો. એ દુરાત્મા જ્યાં સુધી આ દુનિયામાં જીવતો હશે ત્યાં સુધી મારા આ ઉતપ્ત આત્માને કદાપિ શાંત મળશે નહિ. બંધુઓ ! આ વિશ્વમાં વૈર એ એક એવી ભયાનક વસ્તુ છે કે, જેને માટે મનુષ્યજાતિ પૃથ્વીપરનાં સર્વ પાપોનો આશ્રય લઈને પણ શત્રુનો સંહાર કરવાના દૃઢ નિશ્ચયપર આવી જાય છે, અને એને અનુસરીને હું પોતે પણ એવાજ નિશ્ચયપર આવી ગયો છું. જાઓ વિલંબ ન કરો, સત્વર રવાના થાઓ. ”

એક પ્રકારનું મૃદુ હાસ્ય કરીને ભીમેશ્વરે કહ્યું:—“ બરાબર છે, મહારાજ, આપનું કહેવું બરાબર છે ! કિશોરસિંહના ચહેરાનું વર્ણન કરવામાં આપે ખરેખર કમાલ કરી બતાવી છે, કામદેવને પણ શરમાવી દીધો છે ! કિશોરસિંહ આપનો મહા ભયંકર વૈરી છે, જેનું યથાર્થ વર્ણન કરવામાં આપે ખરેખર ઉદારતાનોજ પરિચય કરાવ્યો છે, પણ એ સાથે એના વિનાશની ભયાનક પ્રતિજ્ઞા આપે આપના અંતરમાં ધારણ કરીને અમારાપર એ કાર્યનો ભાર સોંપ્યો છે, એને અમો અમારાં અહો ભાગ્યનીજ વાર્તા માનીએ છીએ. આપ હવે એ વિષયમાં નિશ્ચિંત રહો. અમો અમારા પંચપ્રાણનું બલિદાન આપીને પણ આપના શત્રુનો સંહાર કરીશું. જે મનુષ્ય આપનો શત્રુ છે; તે અમારો પણ શત્રુ છે. અમો આપને તમારાથી બિલકુલ જૂદા જાણતા નથી. અમારા અને આપના દેહજ ફક્ત જુદા છે. પરંતુ અંતરાત્મા તો દૃઢ રીતે મિત્રતાના બંધનથી બંધાઈ ચુકયા છે. લાખો કરોડો વિઘ્નો આવવા છતાં પણ એ બંધન કદાપિ શિથિલ થાય તેમ નથી. અમો આપને પ્રતિજ્ઞા પૂર્વક કહીએ છીએ કે, આજે કિંવા કાલેજ કિશોરસિંહને ગમે ત્યાંથી લાવીને આપની સેવામાં હાજર કરી દઈશું. ”

ભીમેશ્વરની પૂર્વોક્ત વાતો સાંભળી અત્યંત પ્રસન્ન થઈ રાજા ભૂપસિંહે કહ્યું કેઃ—“ શાબાશ, મારા દિલોજાન દોસ્ત, શાબાશ છે, તમોને અને મારા તરફની તમારી લાગણીને ! કિશોરસિંહના સ્વરૂપનું યથાર્થ વર્ણન કરવામાં મેં બિલકુલ ઉદારતા બતાવીજ નથી, પરંતુ મારા

પોતાના સ્વાર્થને માટેજ મારે એની એવી પ્રશંસા કરવી પડી છે, કારણ કે, જો હું તેની પ્રશંસા ન કરૂં તો તમારાથી તેને ઓળખી શકાય નહિ. અને એથી કરીને મારા મનની માન્યતા પણ પૂર્ણ થાય નહિ. બસ, મારા કામને ફતેહ કરવા માટેજ મારે આટલું બોલવું પડ્યું છે, મારાથી ભૂલ ન થાય એની હવે તમો હવે ખૂબ સાવચેતી રાખજો. જરાપણ ગફલત થવા દેશો નહિ. કિશોરસિંહ એ એક એવો મહાખળ પુરુષ છે કે, જે સહજમાં સ્વાધીન થાય તેવો નથી. એવા દુષ્ટનું દમન કરવામાંજ આપણું સર્વેનું હિત સમાયલું છે. હું પ્રાંજલતાથી સ્વીકારૂં છું કે કિશોરસિંહ ખરેખર એક રાજાના બાળક જેવો સુંદર અને શરવીર છેઃ પરંતુ એથી કાંઈ તેને છેક જીવતો છોડવાની મારી બિલકુલ ઇચ્છાજ નથી. જાઓ, હવે વાતોમાં વખત ન ગાળો. તમારા શિરપર સોંપાયલા કાર્યને પૂર્ણ કરો."

ભીમશ્વરે કહ્યુંઃ—"બહુ સારૂં મહારાજ! ભલે ને એ સાલા અબ્બરના ચહેરો ગમે તેવો હોય, એની, અમોને કશીપણ પરવા નથી. જ્યારે એ કિશોરસિંહ આપનો શત્રુ છે, ત્યારે અમો પણ તેને અમારો ભયાનકમાં ભયાનક શત્રુજ માનીએ છીએ અને એની શત્રુતાનો ગમે તે પ્રકારે બદલો વાળવા માગીએ છીએ. આપ તો તેને ફક્ત બંદીવાન બનાવવાનીજ વાત કહો છો, પણ અમારી ઇચ્છા તેનાથી પણ વિશેષ વેર વાળવાની છે. જો અમારાથી બનશે તો અમો તરતને તરતજ તેનું કાસળ કાઢી નાખીશું. તેના લોહીથી—"

મધ્યસ્થાનમાંથી રમણચંદ્ર એકદમ ઉઠીને બોલ્યો કેઃ—"એને માટે આટલી ચિંતા શા માટે કરો છો ? આપે એના ચહેરાની જે ઓળખાણ આપી છે, એ પરથી અમો એને દશ હજાર માણસના સમુદાયમાંથી પણ પકડી કાઢીશું અને આપની પાસે તત્ક્ષણાત્ હાજર કરી દઇશું. આપ એ વિષયમાં નિશ્ચિંત રહો. વળી જો આપનો હુકમ થાય તો તેની છાતીમાં અર્ધા હાથનો છુરો ઘેંચી ઘાલવામાં પણ હું પાછો પડીશ નહિ. કહો નામદાર સેવકને શી આજ્ઞા છે."

રમણચંદ્રની આવી વાત સાભળીને મહાવીર સરદાર એકાએક વચમાંજ બોલી ઊઠયોઃ—"અર્ધા હાથના છુરાથી કશું પણ વળશે નહિ. મુખેથી આવો મિથ્યા બકવાદ કરવાથી કશું પણ શુભ પરિણામ આવશે નહિ. જે કાર્ય કરવાનું હોય, તે કાર્યની પૂરતી તૈયારી કર્યા પછીજ મનુષ્યે ગર્વસહિત હું એ કાર્ય કરી શકીશ, એમ કહેવું જોઇએ.' પરંતુ

તે પહેલાં કદાપિ એક શબ્દ પણ ઉચ્ચારવો ન જોઇએ. હું ઘણી સારી રીતે જાણું છું કે, તમો તમારા ધારેલા કાર્યમાં અવશ્ય વિજયવંત થઇ શકશો. પરંતુ પ્રથમથીજ આવું અભિમાન કરવાની કશી પણ આવશ્યકતા નથી. કાર્ય કરો, સફળતા સંપાદન કરો અને ત્યાર પછી આવા શબ્દો ઉચ્ચારો. એજ તમારે માટે ઇચ્છનીય છે. લગભગ આ માસમાંજ મેં અર્ધા હાથ ઉપરાંત તેની છાતીમાં મારો તીક્ષ્ણ છુરો ઘોંચી ઘાલ્યો હતો, તેમ છતાં પણ તે સાલાને કશી ઈજા આવી નહોતી. એ પરથી મને તો અવશ્ય જણાઈ છે આવે છે કે, એ હરામખોરે કોઈ અદ્ભુત સિદ્ધિ સંપાદન કરી છે અને એ સિદ્ધિના પ્રતાપેજ તે હજી સુધી જીવતો રહ્યો છે. જો કે મારા છુરાના આઘાતથી તે જખ્મી પણ થયો હતો અને એ જખ્મથી તેની અમુક મુદ્દત સુધી પથારીવશ પણ રહેવું પડ્યું હતું પરંતુ પાછળથી તે પાછો થોડા વખતમાંજ પહેલાંના જેવોજ તાજો બની ગયો હતો, અને અસુરની પેઠે પોતાનો અશ્વ દોડાવી વાયુવેગે દોડી ગયો હતો. આ દુનિયામાં મેં અનેક જવાંમર્દ બહાદુરોના ગર્વના ચૂરા કર્યા છે, અનેક વીરોની વીરતાને કચડીને જમીન દોસ્ત કરી છે, પરંતુ એ કિશોરસિંહના શરીરમાં કોણ જાણે કેવી અદ્ભુત શક્તિ વસેલી છે કે જેની પાસે મારૂં અસીમ બળ પણ કશું કરી શકતું નથી. બંધુઓ ! તમો સર્વ તમારા આ ભ્રમણા ભરેલા વિચારોને ત્યાગી દો અને એવો કોઇએક સરળ ઉપાય શોધી કાઢો કે જેથી કિશોરસિંહની કતલ થાય અને આપણા પરમપ્રિય મિત્ર રાજા ભૂપસિંહની ઇચ્છા પરિપૂર્ણ થાય."

રાજા ભૂપસિંહે કહ્યું:-" ભાઇઓ, એ બધી વાતોને હવે જવા દો; કામની કથા કહો. કિશોરસિંહના શરીરમાં હાલ તરત છુરો ઘોંચવાની દરકાર નથી, કારણ કે, મારી ઇચ્છા એ નરાધમને એવી ભયાનક રીતે દંડિત કરવાની છે કે, જેના યોગે સમસ્ત સંસારમાં મારા પ્રબળ વૈમનસ્યની સારી છાપ બેસી જાય અને એ સાથે કિશોરસિંહની કાયા પણ ધૂળધાણી થઇને વન્ય પશુઓના ખોરાકરૂપ થઈ પડે થોડા દિવસમાંજ એ પાપાત્માને ન્યાયાધીશના ઇન્સાફના પરિણામે ફાંસીના લાકડાંપર લટકવું પડશે, તેને હવે આપણા છુરાની સાથે મેળાપ કરવો પડશે નહિ. હું ઘણી સારી રીતે જાણી શક્યો છું કે, તમો સર્વ મારા તરફ અત્યંત લાગણી ધરાવનારા મારા પરમ શુભેચ્છક મિત્રો છો અને એ મિત્રતાના ઋણનો પરિશોધ કરવા માટે તનતોડ પરિશ્રમ પણ કરો

છો. પરંતુ ચિંતા નહિ. વખત આવ્યે હું તમારા એ ઉપકારનો યથાર્થ બદલો વાળવામાં લેશ માત્ર પણ ન્યૂનતા રહેવા દઇશ નહિ. બસ, હવે કિશોરસિંહને ગમે તે રીતે પકડવોજ જોઇએ હું નહોતો જાણતો કે આ વાતની ચર્ચામાંને ચર્ચામાંજ આટલો બધો વખત નકામો વીતી જશે. હશે ખેર, હવે એ પંચાતને પડતી મૂકી અહિંથી સત્વર રવાના થવાનો નિશ્ચય કરો. આજે ને આજેજ આપણે આપણું કામ પતાવી લેવાનું છે. મારા મનમાં અત્યારે જે પ્રચંડ પાવક પ્રજળી ઊઠયો છે, તે કિશોરસિંહનો વિનાશ કર્યાવિના કદાપિ હોલવાય તેમ નથી. જાઓ, ભીમેશ્વર ? તમો તેને પકડીને બંદિવાન બનાવો, મારી પાસે લાવી હાજર કરો, હું તમોને મારામારી કે ખૂનરેજી કરવાનું કામ સોંપતો નથી. અત્યારે જો તમો અહિંથી રવાના થશો, તો મારી ધારણા પ્રમાણે તેને આનંદપૂરની નજીકમાંથીજ મેળવી શકશો. કદાચ તે તમારા હાથમાં કેદ થાય તો તમો તેને બારોબાર દુર્ગમાં લઈ જજો અને મારા આવતાં સુધી કારાગૃહમાં કેદ રાખજો. અમો અત્યારે દેવીપૂર ભણી જઇએ છીએ, રસ્તામાં અમારી સાથે તેની મુલાકાત થઈ જશે, તો અમો પણ તેને ગિરફતાર કરીને સુરંગપૂરના રાજદરબારમાં મોકલી દઇશું, રાય રણધીરસિંહ તથા તેના પુત્ર વરૂણસિંહને બંદીવાન કરીને અમો કાલેને કાલેજ સુરંગપૂર ભણી પાછા ફરીશું, બસ, હવે એ સર્વ શયતાનોના જીવનનો અવધિ થયો છે, એમના સર્વના આયુષ્યની રેખા તૂટી ગઇ છે. ”

રાજા ભૂપસિંહની વાર્તા સાંભળીને ભીમેશ્વરે કહ્યું:—“ એમજ કરીશું, મહારાજ ! આપે જે આજ્ઞા કરી છે, તે આજ્ઞાનું પાલન કરવામાં લેશ માત્ર પણ ત્રુટી આવશે નહિ. અમો અમારૂં લોહી રેડીને પણ આપનું કાર્ય સફળ કરીશું. આપ નિશ્ચિંત રહો, જેને આપે આપના મિત્રો માની લીધા છે, તે મિત્રો પોતાનું કર્ત્તવ્ય બજાવવામાં કશી પણ ખામી રહેવા દેશે નહિ, લોકવાયકાદ્વારા અમોએ એ છોકરાના સંબંધમાં અનેક ભયાનક ભયાનક વાતો સાંભળી છે. કોઈ કોઈ માણસ તો એમ પણ કહે છે કે, તેણે એક પ્રકારની અલૌકિક દૈવી સિદ્ધિ સંપાદન કરી છે અને એ સિદ્ધિના યોગેજ વારંવાર તે મૃત્યુના મુખમાં આવી પડવા છતાં પણ બચી જાય છે, પણ ચિંતા નહિ, આ ભીમેશ્વર બ્રહ્માંડ ભાંગીને પણ આપના તે પરમ શત્રુનો સંહાર કરવામાં કદાપિ પાછો પડશે નહિ. આપને માટે હું તથા આ અભિન્નહૃદય મિત્ર

રમણચંદ્ર પ્રાણ સુદ્ધાં અર્પણ કરીશું. આપની સાથે આજે અમારો જે સમાગમ થયો છે, તેમાં કોઈ ઈશ્વરી ઉદ્દેશજ સમાયલો હોય, એવું મને સ્પષ્ટ જણાઈ આવે છે. વળી—"

રાજા ભૂપસિંહ ભીમેશ્વરને બોલતો અટકાવીને વચ્ચમાંજ એકદમ બોલી ઉઠયોઃ—" હવે વધારે વાતો કહેવાની આવશ્યકતા નથી. તમો સર્વ મિત્રોમાં મારો સંપૂર્ણ વિશ્વાસ છે. હું ઘણી સારી રીતે જાણું છું કે, મારે માટે તમો તમારા પંચપ્રાણનું પણ બલિદાન આપી શકો તેમ છો, પરંતુ હવે જે કાર્યનો ભાર મેં તમારા શિરપર સોંપ્યો છે, તે કાર્ય સત્વર સમાપ્ત થવાની સંપૂર્ણ આવશ્યકતા છે. અમો હવે આ સ્હામે દેખાતા એક સેતુ અથવા પૂલ પાસે જઈએ છીએ, ત્યાં આગળ અમારા અશ્વો ઉભેલા છે, તમો આ રસ્તો પકડીને સીધે સીધા સરિયામ રસ્તે ચાલ્યા જાઓ અને એકદમ આનંદપૂરમાં જઈ પહોંચો. જો જો, કદાચ કિશોરસિંહ હાથમાં આવ્યા પછી પાછો છટકવા ન પામે."

ભીમેશ્વરને આવી વાત કહીને, રાજા ભૂપસિંહે પુનઃ પોતાના પરમપ્રિય મિત્ર સરદાર મહાવીરને સંબોધીને કહ્યું:—" મિત્રવર! વિલંબ થાય છે એમ ધારીને તમારા મનમાં અત્યંત અસંતોષ ઉત્પન્ન થયો છે, એ વાતને હું સ્પષ્ટ રીતે સમજી શકયો છું, પરંતુ એથી આપણને શી હાનિ થવાની છે? વિલંબ થવાથી આપણને આપણા કાર્યમાં શો વ્યાઘાત થાય તેમ છે ? કાંઈજ નહિ. આપણી પૈશાચિક શક્તિના યોગે આપણે ધારીએ તે કાર્ય કરવાને શક્તિમાન છીએ. એવું એક પણ કાર્ય નથી કે જે આપણાથી ન બની શકે. બહુ બહુ તો હજી ફક્ત એકાદ પ્રહર જેટલો વખત વીત્યો હશે, વિશેષ વિલંબ થયો નથી. માટે ચાલો આપણે સઘળા સત્વર રવાના થઈએ અને આપણા પરમ શત્રુના સંહારની ચેષ્ટા કરીએ."

આમ કહીને રાજા ભૂપસિંહે પોતાના નવીન મિત્રોની પાસેથી વિદાયગિરી લીધી. જે રસ્તેથી તેમણે પ્રથમ પ્રવેશ કર્યો હતો, એજ રસ્તો પકડીને, રાજા ભૂપસિંહ, દીવાન દોલતસિંહ તથા સરદાર મહાવીર ફરીવાર બહાર નીકળી ચાલવા માંડયા. કિશોરસિંહ જાણે અચળ પાષાણની પેઠે નિશ્વાસ બંધ કરી, તે અંધકારવાળી દીવાલને અઢેલીને છુપાઈને ગુપચુપ ઉભો રહ્યો. તેણે બિલ્કુલ ખખડાટ થવા દીધો નહિ.

પરંતુ તેમ છતાં પણ તેણે પોતાના હાથને તલ્વારની મુઠપરજ રહેવા દીધો. કારણ કે, કદાચ ન કરે નારાયણ ને મરવાનો પ્રસંગ

આવી લાગે અથવા શત્રુઓની સાથે યુદ્ધ કરવું પડે. તો અસિદેવીની સહાયતાથી સ્વરક્ષા કરી શકાય, એવો કિશોરસિંહે પોતાના મનમાં ને મનમાંજ એક દૃઢ નિશ્ચય કરી લીધો હતો. કિશોરસિંહ જે સ્થળે ઉભો હતો, તેજ સ્થળની છેક નજીકમાંથી રાજા ભૂપસિંહનું શયતાન મંડળ ચાલ્યું ગયું, પરંતુ કિશોરસિંહના સદ્‌ભાગ્ય યોગે તેમાંનો એક પણ પુરુષ તેને જોઇ શક્યો નહિ. તેના તરફ કોઇની નજર પણ પડી નહિ. ખરેખર ! ઇશ્વરની ગતિકૃતિ અનુપમ છે, તેની કળા કોઇનાથી જાણી શકાય તેવી નથી, જેને પ્રભુ બચાવનાર છે, તેને કોઇનાથી પણ કશી ઇજા કરી શકાતી નથી. જો આજે કિશોરસિંહને રાજાનો એક પણ મિત્ર જોઈ શક્યો હોત, તો તેના જીવનની લીલા સમાપ્ત થયા વિના કદાપિ રહેતજ નહિ, પરંતુ પરમાત્માની પૂર્ણ કૃપાથી અત્યારે તેનો એક વાળ પણ ખંડિત થયો નહિ. ધન્ય જગતપિતા ! ધન્ય છે? તારો મહિમા અપાર છે, તારી કળા અકળ છે ! તારી શક્તિ અલૌકિક છે!

પણ ત્યાર પછી કિશોરસિંહે કર્યું ? તેણે જે રસ્તેથી એ ભગ્ન ઇમારતમાં પ્રવેશ કર્યો હતો, તેજ રસ્તે તીરની માફક દોડીને તે સર્વથી પ્રથમ પેલા પૂલની પાસે જઈ પહોંચ્યો. ત્યાં જઇને તેણે જોયું કે, નદીના કિનારાપર આવેલાં ત્રણ વૃક્ષોની સાથે ત્રણ અશ્વો બાંધેલા છે. રાજા ભૂપસિંહ આમતેમ ટહેલી રહ્યો છે. તેના અશ્વના અંગપર રાજસાજનું એક પણ લક્ષણ જોવામાં આવતું નથી; એથી તેને ઓળખવાનું કાર્ય અત્યંત કઠિન થઈ પડ્યું છે. તો પણ કિશોરસિંહે જોયું કે, એક અશ્વની પીઠપર મૃગચર્મનો એક જામો લટકી રહ્યો છે. એપરથી તેણે એમ પણ સ્થિર કરી લીધું કે, એ અશ્વજ રાજા ભૂપસિંહનો અશ્વ હોવો જોઇએ. અશ્વને વૃક્ષની શાખાએથી છોડી લઇને તેઓ સઘળા ધીમેધીમે પૂલને ઓળંગી આગળ ચાલ્યા ગયા. રાત્રિ ઘોર અંધકારવાળી હતી. મનુષ્ય મનુષ્યનું મુખ જોઈ શકાય એવો એક પણ ઉપાય અવશિષ્ટ રહ્યો નહોતો. રાજાનું ટોળું હજી સુધી કિશોરસિંહની પાસે આવી શક્યું નહોતું. તેને જોઇ શક્યું પણ નહોતું. પરંતુ કિશોરસિંહ તો એ સર્વ સત્યાનાશી શયતાનોને બરાબર જોઈ શક્યો હતો. ઇશ્વર તેનાપર સુપ્રસન્ન હતો, તેની ભાગ્યદેવીએ તેના ઉપર પૂર્ણ કૃપા કરી હતી; એથી તેણે અંધકારમાં ને અંધકારમાંજ પોતાના સર્વ કાર્યોને પૂર્ણ કર્યાં, શત્રુઓની સઘળી હીલચાલ જોઇ લીધી. કિશોરસિંહ પોતાના અશ્વને પૂલની પેલી બાજૂએ છોડીને અંધારામાં એક

ઝાડના ઝુંડમાં છૂપાઇ ગયો અને એ સાથે શત્રુપક્ષની સર્વ કાર્ય પ્રણાલીને બરાબર વાકી તાકીને જોવા લાગ્યો.

રાજાનું મંડળ નદીના કિનારા પાસે આવી પહોંચ્યું. પ્રથમ જોતાંની સાથેજ મહાવીર અજયબીની સાથે બોલી ઉઠયોઃ–" રાજા! રાજા! આમ જૂઓ, આપણો એક અશ્વ અહિંથી ન્હાસી છૂટયો હોય એમ જણાય છે! પણ ન્હાસીને એ કયાં ગયો? શી રીતે ન્હાસી ગયો"

નજીકમાં જઇને રાજાએ કહ્યુંઃ–" હા. હું પણ એમજ કહું છું. મારો પોતાનો અશ્વજ ન્હાસી ગયો છે." આમ કહીને પૂલની પેલી તરફ જોઇ રાજાએ ફરીવાર પાછું કહ્યું કેઃ–" ના, ના, ન્હાસી નથી ગયો. કોણ જાણે કેવી રીતે દોરડું તોડીને પેલેપાર ઘાસ ચરવા માટે ચાલ્યો ગયો છે, ચિંતા નહિ, ચાલો, આપણે તેને પકડી લઇએ."

આમ કહીને તે ઉતાવળે પગલે પૂલને ઓળંગી ગયો. ત્યાં જઇને તેણે જે સ્થળે પોતાનો અશ્વ ઉભો હતો તે સ્થળે આવી તેની પીઠપર હાથ ફેરવી તેને ખુશી કરવાની કોશિશ કરી. અશ્વને પંપાળીને જેવો તે તેની પીઠપર સ્વાર થવા જતો હતો, એવામાં બરાબર એજ અવસરે કિશોરસિંહે ઝાડના ઝુંડમાંથી બહાર કૂદી આવીને જોરસહિત તેનું ગળું પકડી લીધું અને એ સાથે તેને એવો એક મજબૂત ધક્કો માર્યો કે જેના યોગે તે જમીનદોસ્ત થઇ ગયો અને ચતોપાટ પડી મોટી મોટી ચીસો મારવા લાગ્યો. કિશોરસિંહ તેની છાતીપર ઘુંટણમંડિએ ચઢી બેઠો અને મ્યાનમાંથી તલ્વાર બહાર કાઢી તેની ગર્દનપર તલ્વારનો આઘાત કરવાની કોશિશ કરવા લાગ્યો. રાજા ભૂપસિંહે ત્યારે તેના પંજામાંથી છૂટવાના ઇરાદાથી છેવટની એક મોટામાં મોટી ચીસ મારવાની કોશિશ કરી. પરંતુ ચપળ બુદ્ધિવાળા કિશોરસિંહે તરત જ પોતાના ડાબા હાથથી તેનું મુખ દબાવી દીધું અને જમણા હાથે પોતાની તલ્વાર બહાર કાઢી, તેના ગળા સાથે અડકાડી, કાનની નજીકમાં ચૂપચાપ કોઇ પણ મનુષ્ય ન સાંભળી શકે તેવી રીતે કહી દીધું કેઃ–" જો, નિમકહરામ, પાપાત્મા! તને તારા જીવનની જરા પણ માયા હોય, આ સંસારમાં રહેવાની તારા હૃદયમાં લેશ માત્ર પણ લાલસા હોય, તો ચૂપચાપ પડયો રહેજે; એક અક્ષર પણ ઉચ્ચારીશ નહિ. જો હાથપગ હલાવીશ અથવા મુખ મારી જરા પણ ખળભળાટ મચાવીશ, તો અવશ્ય યાદ રાખજે કે, તારો જીવ આ સંસારમાંથી સદાને માટે પ્રયાણ કરી જશે અને તારી આ મદમાતી

કાયાને કાગડા કૂતરા કે તેવાંજ બીજાં જંગલી જાનવરો ફોલી ખાશે. ખબરદાર! શયતાન! આજસુધી અનેક દગાબાજીઓ રચી, અનેક કારસ્થાનો કરી તું ફાવી ગયો હશે, પરંતુ આ વીર તરુણ યુવક પાસે તારૂં કશું પણ બળ ચાલી શકશે નહિ. હું તારો કાળ છું અને મારા હાથથીજ તારૂં મૃત્યુ નિર્માયલું છે. ચાલ, મરવાને તૈયાર થા.

થયા દિનો પૂરા તારા, મરણ માથે હવે ગાજે;
ભલા ગ્રહો હતા તારા, થયા વિપરીત તે આજે.
ખૂની તલ્વાર છે મારી હવે તુજ રક્ત પીવાની;
વહાવી ખૂનની ધારા જિગર આતશ બુઝાવાની.
નિરખશે પ્રાણી દુનિયાનાં અને સંસાર સહુ જોશે;
હૃદયમાં હાય મારી તું અવિરલ આંસૂથી રોશે.

આ પ્રમાણે રાજાને સાવધાન કરી, ધમકી આપી, સમાનભાવે તલ્વારને તેના ગળા પાસે લઇ જઈ તલ્વારને નચાવતાં નચાવતાં કિશોરસિંહે રાજાના દબાવેલા મુખને ખુલ્લું કરી દીધું અને ડાબા હાથને રાજાના મુખ પાસેથી સેરવી લઇને, તેના અંગ વસ્ત્રમાં ખોસી દીધો અને એ સાથે એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના તત્ક્ષણાત્ તેનું ખીસું ફાડીને પેલા બન્ને ગિરફતારી પરવાના બહાર કાઢી લીધા. ક્ષણ માત્રમાં એ સર્વ કાર્યો સમાપ્ત થઈ ગયાં. ક્ષણમાત્રમાંજ કિશોરસિંહે તે દુશ્મનની છાતીપરથી નીચે ઉતરીને, નક્ષત્ર વેગે દક્ષિણ દિશામાં દોડવા માંડ્યું. ધનુષ્યાકારવાળા વૃક્ષના પૂલ પાસે, જ્યાં આગળ તે પોતાના અશ્વને બાંધી રાખી આવ્યો હતો, ત્યાં આગળ તે એક પળ માત્રમાં આવી હાજર થયો અને એકદમ એક કૂદકો મારીને ઘોડાની પીઠપર સ્વાર થયો; અશ્વ તેને પોતાની પીઠપર બેસેલો જોતાંની સાથેજ વાયુના જોરે તીરની પેઠે દોડી નીકળ્યો. એ સમયે કિશોરસિંહને જાણે એમજ જણાવા લાગ્યું કે, પોતાનો પરમ પ્રિય અશ્વ એક પ્રકારની અલૌકિક દૈવતાઈ શક્તિથી ઉડીને તેનો બચાવ કરવા માટે એકદમ અન્ય સ્થાનપ્રતિ પ્રયાણ કરી રહ્યો છે.

રાજા મૂર્છિત થઇ ગયો હતો, તેના શરીરમાં ઉઠવાની પણ શક્તિ રહી નહોતી; પરંતુ એ મૂર્છા ઝાઝી વાર રહી નહિ. મૂર્છાનો ભંગ થતાંની સાથેજ તે મોટી મોટી ચીસો મારીને દીવાન દોલતસિંહ તથા સરદાર મહાવીરને બોલાવવા લાગ્યો. તેઓ બન્ને તે વખતે ઘોડાપર સ્વાર થઇ ચૂક્યા હતા, એથી ક્ષણવારમાંજ પોતપોતાના

અશ્વો દોડાવીને સેતુને ઓળંગી ગયા; રાજાની દુર્દશા જોઇને તેઓ બન્ને જણા અત્યંત વિસ્મિત થયા. ભાંગી તૂટી અચકાતી ભાષામાં રાજાએ જે કાંઇ વાત કરીને અત્યારે બનેલા બનાવનો પરિચય કરાવ્યો, તે સાંભળીને તેના તે બન્ને દિલોજાન દોસ્તો તેનાપર લેશ માત્ર પણ વિશ્વાસ મૂકી શક્યા નહિ. રાજા ભૂપસિંહની વાત તેમને છેક બનાવટી અને જૂઠીજ જણાવા લાગી. તેમણે બન્નેએ પોતપોતાના મનમાં ધારી લીધું કે, રાજા પોતાના કોઇ એક ગુપ્ત સ્વાર્થને સિદ્ધ કરવાના ઇરાદાથીજ આવું કારસ્થાન રચી રહ્યો છે.

ગિરફ્તારી પરવાના લૂંટાઇ ગયા છે, કિશોરસિંહ પોતેજ એ પરવાના લૂંટીને ન્હાસી ગયો છે, એવી રાજાના મનમાં પાકી ખાત્રી થઈ ગઈ અને એથી કરીને તે હવે તે સ્થળે એક ક્ષણ માત્ર પણ વિલંબ કરી શક્યો નહિ, તરતજ ત્યાંથી એકદમ કૂદી ઘોડાપર ચઢી, પોતાના બન્ને સોબતીઓની સાથે વાયુવેગે ડાબી દિશામાં દોડી નીકળ્યો. કિશોરસિંહ જે દિશામાં ગયો હતો, તે દિશા ભણી રાજા ભૂપસિંહનું તેની મૂર્ચ્છિતાવસ્થામાં પણ લક્ષ્ય હતું. એટલા માટે, બરાબર નદીના કિનારાપરથી તેણે પોતાના અશ્વને દોડાવી મૂક્યો.

વાંચક બંધુઓ! હવે તમો સર્વ કિશોરસિંહના મહત્વનો એક વાર વિચાર કરો. રાજા ભૂપસિંહ તેનો જાતશત્રુ હતો, તે તેને જીવજાનથી ઠાર કરવા માટે બંદિવાન બનાવવા આવ્યો હતો; એવા શત્રુને પોતાના સપાટામાં સપડાયલો જોવા છતાં પણ તેણે તેનો જીવ લીધો નહિ. જો કિશોરસિંહે એક વાર એવો સંકલ્પ પણ કર્યો હોત કે, તેને રાજા ભૂપસિંહનું કાસળ કાઢી નાખવાનું છે, તો તેમ કરવામાં તેને કશી પણ મુશીબત નડત નહિ. પરંતુ દિલાવર હૃદયના કિશોરસિંહે તેના તરફ લેશ માત્ર પણ કઠિન વ્યવહાર ચલાવ્યો નહિ. તેણે પોતાના એટલા મોટા શત્રુ અથવા વૈરીના અંગમાંથી એક બિન્દુ પણ રક્તપાત કર્યો નહિ; કેવળ તલ્વાર ઉપાડીને, ભય બતાવીને, ધમકી આપીને, પોતાના કાર્યનો ઉદ્ધાર કરી લીધો. રાય રણધીરસિંહરાય તથા તેના પુત્ર વરુણસિંહરાયને ગિરફ્તાર કરવામાં જે તીક્ષ્ણ ધાર રૂપી બે પરવાના રાજા ભૂપસિંહના પક્ષમાં હતા, તે બન્ને પરવાના હસ્તગત કરવાનોજ તેનો મુખ્ય ઉદ્દેશ હતો. ઉદ્દેશ સિદ્ધ થયો, મનોભાવના પરિપૂર્ણ થઈ, બસ! બીજું તેણે કશું પણ ચાહ્યું નહિ. રાજા શત્રુના શરીરપર તલ્વાર કિંવા અન્ય કોઇ પણ શસ્ત્રનો પ્રહાર કરવાનું તેણે

કશું પણ પ્રયોજન ધાર્યું નહિ. રાજા ભૂપસિંહ કિશોરસિંહનો ભયાનકમાં ભયાનક શત્રુ હતો, સદાનો પ્રબળ પરાક્રમી વૈરી હતો. કેવળ એક વિષયમાંજ નહિ, પરંતુ અનેક વિષયમાં અનેકવાર અનેક આપત્તિઓમાં નાખવા માટે તેણે કાયમનોવાક્યે યત્ન કર્યો હતો. ખૂની મુકદ્દમામાં નાખીને ફાંસીના હુકમથી તેણે અત્યંત આલ્હાદ પ્રકટ કર્યો હતો; આ વખતે પાછું રાજાની ચોરીના મામલામાં ફાંસી અથવા માથું કાપવાની તદબીરથી તેણે પોતેજ ગિરફતાર કરવાનો ભાર પોતાના શિરપર વ્હોરી લઇને પ્યાદાગિરીનું કામ સંભાળી લીધું હતું. જો કદાચ દાવ આવે તો તે નીચતમ હૃદયવાળો સ્વાર્થાન્ધ નરરાક્ષસ તેનું મસ્તક કાપી લેવામાં પણ પાછો પડે તેમ નહોતો. તેના શરીરની નસેનસમાં વૈમનસ્યનું અતિ ઉષ્ણ રૂધિર વ્યાપેલું હતું અને એ સાથે તેનું હૃદય પણ કિશોરસિંહનો સંહાર કરવા માટે અત્યંત હિંસાતુર બની ગયું હતું. કિશોરસિંહનો આવો મહા ભયાનક શત્રુ હતો, એ પાપના સાગરમાં ડૂબેલો, અધર્મના આવરણથી ઢંકાયલો, જીવતો જાગતો નરપશુ રાજા ભૂપસિંહ હતો! વળી વિશેષે કરીને, કિશોરસિંહે આટલા દિવસ પછી આજે અચાનક એ રેશમની કોઠીમાં આવી દુષ્ટ દસ્યુ સરદાર મહાવીરના મુખેથી સાંભળ્યું હતું કે, એ મહાવીરના તીખી ધારવાળા છુરાથીજ સુરંગપૂરના દેવાલયના દ્વારપર તેને બેભાન થઇને જમીનદોસ્ત થવું પડયું હતું. એ ચક્ર અથવા કારસ્થાનમાં સર્વથી અગ્રભાગ ભજવનાર રાજા ભૂપસિંહજ છે, એ વિષયમાં કિશોરસિંહના મનમાં લેશ માત્ર પણ સંશય રહ્યો નહિ. ગુપ્તહન્તાનું કાર્ય, સમસ્ત કાપુરુષતાનાં કાર્ય કરતાં વિશેષ ઘૃણિત ગણાય છે! વિશેષ ભયંકર મનાય છે! રાજા ભૂપસિંહ તેનાથી પણ વિશેષ ભયંકર, વિશેષ ઝેરીલો અને વિશેષ ડંસીલો હતો. એવા ઘૃણિત શત્રુને હાથતળે આવેલો જોઇને, વિના આઘાતે કિશોરસિંહે ક્ષમા કરી. રાજા ભૂપસિંહના હૃદયમાં અને કિશોરસિંહના હૃદયમાં કેટલો બધો તફાવત હતો, કેટલી બધી વિપરીતતા હતી, તે તમો એકવાર તપાસી જૂઓ! કિશોરસિંહે ભૂપસિંહને જે અવસ્થામાં મેળવ્યો હતો, એવી અવસ્થામાં ભૂપસિંહે જો કિશોરસિંહને મેળવ્યો હોત, તો તે તેના મનની હિંસાના અગ્નિને અવસ્ય હોલવ્યા વિના રહેત નહિ. ત્યારે કિશોરસિંહે કર્યું શું? કિશોરસિંહે ઉદાર હૃદયે ક્ષમા કરી! કિશોરસિંહે વિચાર્યું કેઃ—“અહા! સંસારનાં માનવીઓ માનવ કહેવાવા છતાં, કેવાં

ભયાનક હોય છે કે, જેમનાં કાર્યો નિરખીને દાનવોને પણ શરમાવું પડે છે. રાજા ભૂપસિંહ કેવો ખળ પ્રકૃતિનો પુરુષ છે કે તેના હૃદયમાં મનુષ્યત્વનું નામ વા નિશાન પણ રહેવા પામ્યું નથી. અહા! અત્યારે રાત્રિએ પણ કેવું અંધકારમય સ્વરૂપ ધારણ કરી લીધું છે, નથી નિરખવામાં આવતી આસપાસની કોઇ પણ વસ્તુ! અથવા નથી જોઇ શકાતો મારા અંધકારમય ભાગ્યભાનુનો લેશ માત્ર પણ ઉજાસ! શત્રુઓ મારી પૂંઠ પાછળ પડ્યા છે; મારો સંહાર કરવો એજ તેમના સર્વના અંતરનો મુખ્ય ઉદ્દેશ છે! ન કરે નારાયણ ને જો કદાચ એવો પ્રસંગ આવી લાગે કે, મારે અનાયાસે તેમના પંજામાં સપડાઇ જવું પડે તો પછી મારી શી હાલત થાય! મરણ, મરણ? મરણની મને શી છે ભીતિ! સંસારમાં મરણ જેવું શાશ્વત કોણ છે? જે મરણ સંસારમાં સમાન રીતે રાજાથી લઇને રંક સુધીના જનપ્રાણી માત્ર સર્વને પોતાના ભક્ષરૂપ બનાવે છે, જેની કરાળ સત્તાથી સમસ્ત બ્રહ્માંડ ત્રાહિ ત્રાહિ પોકારે છે, તેનો ભય હું પણ શા માટે કરૂં?"

"મૃત્યુનો ભય રાખવો, એના જેવી કાયરતા બીજી કઇ છે! મૃત્યુના સમાન સત્તાવાન કોણ છે! મૃત્યુ કોના પ્રતિ દયા દર્શાવે છે! જ્યાં ક્ષમાક્ષમાના પોકારો થતા હોય, જ્યાં ખુલ્લા હથિયારવાળા હજારો પ્રહરીઓ રક્ષા કરવાને ઉભા રહેતા હોય, જેની પાસે પાણી માગતાં દૂધ હાજર થતું હોય, જેના નામ માત્રના શ્રવણથી સમસ્ત સંસાર ભયભીત થતો હોય, તેવા સત્તાવાન, ધીમાન, શ્રીમાન, અને સર્વ સાધનવાન મનુષ્યને પણ શું મૃત્યુ કદાપિ પોતાની કરાળ સત્તાથી વિમુક્ત કરે છે ખરૂં કે? કદાપિ નહિ. તો પછી હું શા માટે ડરૂં? મારા મનમાં વિનાકારણ વ્યર્થ સન્મોહને શા માટે ધારણ કરૂં? જેઓ મૃત્યુથી ભીત થઇ સંસારના સન્મોહમાં પડે છે, તેઓ કેવળ કાયરતાને ધારણ કરનારા કાપુરુષોજ છે. તેમના હૃદયમાં માનુષિક બળ નથી. તેઓ સર્વ એમજ ધારે છે કે, અમો આ વિશ્વમાં સ્થાયીજ રહેવાના છીએ, મૃત્યુ અમારાપર દયા દર્શાવાનું છે. પરંતુ અહા! કેવી ભયાનક ભ્રમમિતાત્માઓની એ ભ્રમણા! કેવા અજ્ઞાન ને અંધ છે, એ પાપને પ્રશ્રય આપનારા પામર જનો! હાય! જો સંસારના સર્વ નિવાસીઓ મૃત્યુના મહાત્મ્યને જાણતા હોય, તો સંસારમાં જે એક મહા નિરાશાજનક વેદના વ્યાપેલી જોવામાં આવે છે, તેનું અસ્તિત્વજ કદાપિ જોવામાં આવે નહિ. પણ માનવી સ્વભાવજ એવો વિલક્ષણ છે કે, તેમને

મૃત્યુ વિષયક સત્ય કલ્પના પણ કદાપિ ઉદ્દભવવા પામતી નથી. અનેક મનુષ્યો એવા ભયાનક હોય છે કે જેમને મૃત્યુના અસ્તિત્વનો સ્વપ્નમાં પણ કદાપિ વિચાર નથી આવતો અને એથી કરીને તેઓ સંસારનાં અનેક મનુષ્યોની નિંદા કરવા કિંવા નખ્ખોદવાળવા બેસી જાય છે. જ્યાંસુધી કુદરતનો ગેબી ફટકો તેમના શિરપર વાગતો નથી, ત્યાં સુધી તેવા અધર્મયુક્ત પાપમાર્ગમાં પ્રવેશેલા પિશાચો અન્યનું અહિત કરતાં કદાપિ શાંત થતા નથી. અનેક અધમોનો સ્વભાવ એવો વિલક્ષણ હોય છે કે જેમનું ધ્યેય કેવળ સંસારના જન પ્રાણીમાત્રનું અહિત કિંવા અનિષ્ટ કરવાનુંજ હોય છે. રાજા ભૂપસિંહ પણ લગભગ, નહિ નહિ. સંપૂર્ણ રીતે એવાજ સ્વભાવનો એક મહા પાપપરાયણ પિશાચ કિંવા રાક્ષસ છે. હાય ! મારા સર્વનાશ માટે શું નથી કર્યું? મારા અનિષ્ટના ઉપાયો યોજવામાં તેણે શી કસર રાખી છે ? પરંતુ એથી શું થયું ? એથી મને શી હાનિ થઈ ? જ્યાં અનંતકોટિ આલમની રક્ષા કરનાર પ્રેમમય પરમાત્મા સાક્ષાત્ મારા રક્ષકરૂપે મને બચાવનાર છે, ત્યાં રાજા ભૂપસિંહ તો શું, પરંતુ તેના જેવા હજારો ભૂપસિંહો કેમ નથી આવતા ? તેમના કોઈનાથી મારો વાળ પણ ખંડિત થાય તેમ નથી. ”

“ હાય ! શત્રુઓ મારી પાછળ પડયા છે, અશ્વપર સ્વાર થઇ ચૂક્યા છે. સંખ્યામાં પણ મારાથી અધિક છે, આવી સ્થિતિમાં મારાથી તેમને કેદ કરી શકાય અથવા મારા પંજામાં સપડાવી શકાય એવું સામર્થ્ય પણ મારામાં રહ્યું નથી. વળી જો કદાચ હું દગાબાજી કરીને તેમનો વિનાશ કરવા ઇચ્છું, તો સહજમાંજ તેમ કરી શકું તેમ છું. પરંતુ નહિ—નહિ, એવું કાર્ય કરવું એ કેવળ એક પ્રકારની અધમતા કિંવા કાપુરુષતાજ છે. હું એવી કાપુરુષતાને મારા શિરપર કદાપિ વહોરવા માગતો નથી. કદાચ મને દુનિયાનું આખું રાજ્ય કેમ નથી મળતું. પણ મારાથી એવું નીચતમ કૃત્ય કોઇકાળે પણ થઇ શકે તેમ નથી તે નથીજ. એ કાર્ય પુરુષત્વનું નથી, સન્મુખ યુદ્ધમાં મારામારી અથવા કાપાકાપી થવાથી, છેવટનું ફળ અથવા પરિણામ જે કાંઇ આવે છે, એમાં અદષ્ટ અથવા ભાગ્યનો હાથ રહેલો હોય છે. અને એ કાર્યજ ખરૂં પુરુષત્વ કિંવા મર્દાઇનું મનાય છે. હું મર્દ છું, નામર્દ નથી. મર્દ છું, એટલા માટેજ મર્દાઇનું કામ કરવા માગું છું. છૂપાઇને કોઇનાપર પ્રહાર કરવામાં મનુષ્યત્વ સમાયલું નથી, કાપુરુષત્વજ છે ! ” આ પ્રમાણે

વિચાર કરી કિશોરસિંહે પેલા પૂલને ઓળંગીને દિલાવર અને રાજા ભૂપસિંહને ક્ષમા આપી.

રાજા ભૂપસિંહની મૂર્ચ્છાનો ભંગ થતાં પહેલાંજ કિશોરસિંહ ઘણે દૂર સૂધી ચાલ્યો ગયો. હવે તેણે કોઇપણ સ્થળે તિલમાત્ર પણ વિલંબ કર્યો નહોતો. અશ્વની પીઠપર બેઠાં બેઠાંજ તેણે રાત્રિ વીતાડીને સવાર કર્યું. તેણે રાજા ભૂપસિંહના ખીસામાંથી જે બે પરવાના બહાર કાઢી લીધા હતા, તે તેજ પરવાના છે કે નહિ, તેને પ્રભાત થતાં પહેલાંજ કિશોરસિંહે જોઇ લીધા. વાસ્તવિક રીતે તે પરવાના ખરેખરા પરવાનાજ નીકળ્યા. રાજા મંગળસિંહ, રાજા રાજચંદ્ર, રાજા કરુણસિંહ આદિ ત્રણે જણાએ એ પરવાનાપર પોતપોતાની સહીઓ કરી હતી. પોતાની ધારેલી ધારણા પાર પડી છે, મનની મુરાદ બર આવી છે, એમ ધારીને કિશોરસિંહે અત્યંત ઉલ્લાસપૂર્વક એ પરવાનાને ઘણીજ સાવચેતીથી પોતાના ખીસામાં મૂકી દીધા.

ક્યાં આવીને હાજર થયો છે, હવે કઇ દિશામાં જવાનું છે, એ બધી બાબતોનો કિશોરસિંહે અશ્વની પીઠપર બેઠાં બેઠાંજ વિચાર કરી લીધો અને એ સાથે ચારે બાજૂએ નજર દોડાવીને બરાબર અવલોકન પણ કરી લીધું. ચારે દિશાઓ ધૂધવાટા કરી રહી હતી. કોઈ પણ દિશામાં મનુષ્યની વસતિનું નામ નિશાન પણ જોવામાં આવતું નહોતું. હુ હુ શબ્દથી ઠંડી હવા વહી રહી હતી. સમસ્ત પ્રદેશે અત્યંત ભયાવહ મૂર્ત્તિ ધારણ કરી લીધી હતી. એક પણ મનુષ્યમૂર્ત્તિ જોવામાં આવતી નહોતી. શીતકાળનો પ્રભાત હતો, ચારે દિશાઓ ઘોરતમ ધુમસથી આચ્છાદિત થઈ ગઈ હતી. એકાદ પ્રહર સૂધી એ રસ્તે ચાલીને, કિશોરસિંહે પોતાના અશ્વનું મુખ બીજી બાજૂએ ફેરવ્યું અને બાજૂના બીજા એક માર્ગમાં તેણે પ્રવેશ કર્યો. એ માર્ગની બન્ને બાજૂએ મોટા મોટા પહાડો આવેલા હતા, વચ્ચમાં સાંકડો ખાડા ખબડાવાળો એક માર્ગ આવેલો હતો. એ માર્ગ બે બાજૂએ ચાલ્યો ગયો હતો; એક ડાબી દિશામાં અને બીજો જમણી દિશામાં સીધેસીધો ચાલ્યો ગયો હતો. ડાબી બાજૂના રસ્તે જવાથી, ધારેલી જગાએ પહોંચવામાં ઘણીજ સરળતા પડે તેમ હતી, કારણ એ રસ્તો ઘણોજ સરળ અને સીધો હતો. પરંતુ કિશોરસિંહે વિચાર્યું કે, રાજા ભૂપસિંહનું પિશાચમંડળ પોતાની પાછળ તપાસ કરવા માટે એકદમ રોષસહિત બહાર નીકળી પડ્યું છે, એટલા

માટે એ રસ્તે જવાથી અવશ્ય કાંઇક ને કાંઇક આપત્તિ આવી પડશે અને એ સાથે જો કદાચ પોતાની ભાગ્યદેવી વિપરીત હશે, તો મરણને શરણ પણ થવું પડશે. આવો વિચાર કરીને તેણે પોતાના અશ્વને ડાબી બાજૂએ દોડાવ્યો, થોડેક દૂર ગયા પછી તે એક લોકાલયને જોઇ શક્યો. અર્ધા કલાકમાંજ કિશોરસિંહ એ લોકાલયના દ્વારપર પહોંચી ગયો. કિશોરસિંહના દરવાજાની પાસે આવી હાજર થતાંની સાથેજ, જે લોકાલયના દ્વારપર તે આવી પહોંચ્યો હતો તે લોકાલય અથવા ઝૂંપડીની એક બારીપર જે એક પડદો લટકાવવામાં આવ્યો હતો, તે દ્વારપરનો પડદો ઊંચો થઇ ગયો—સરી ગયો અને એ સાથે એમાંથી એક વિકટાકારવાળી ભયાનક ચક્ષુવાળી મૂર્ત્તિ બહાર દેખાઈ આવી, પરંતુ એ મૂર્ત્તિ પાછી ક્ષણવારમાંજ તે અદૃશ્ય પડદાના ઓ-થમાં છુપાઇ ગઇ. કિશોરસિંહના મનમાં એ મૂર્ત્તિને જોતાંની સાથેજ એક પ્રકારનો ભયાનક સંશય ઉત્પન્ન થયો. તેણે પોતાના મનમાં ને મનમાંજ વિચાર્યું કે: “ આમાં અવશ્ય ને અવશ્ય કાંઇક કુચક્ર કિંવા કુટિલ કારસ્થાન રહેલું હોવું જોઇએ. એક તો આ અતિ એકાંતમય સ્થાન છે, મનુષ્યનું નામનિશાન પણ ક્યાંય જોવામાં આવતું નથી. સર્વત્ર અંધકારની છાયા છવાયલી છે, પહાડી પ્રદેશ છે, એવામાં આ લોકાલય ક્યાંથી આવી ચઢ્યું ? વળી આ લોકાલયની બારીપર આવો કાળો ગેબી પડદો કોણે રાખ્યો ? પડદામાંથી પોતાની વિકટ પ્રતિમાનાં દર્શન કોણે શા કારણથી કરાવ્યાં ? હવે આ સ્થળે રોકાવું ઉચિત નથી. અહિંથી અશ્વ દોડાવીને બીજે ક્યાંક ચાલ્યા જવું એજ અત્યારે મારે સર્વથી પ્રથમ કર્ત્તવ્ય છે. ”

પ્રથમ તો તેણે આ પ્રમાણે વિચાર કર્યો, પરંતુ તરતજ પાછું તે બારીના પેલા પડદામાંથી પેલી વિકટાકારવાળી આકૃતિનું મુખ તેની નજરે પડ્યું. માત્ર એકજ વાર મુખ બતાવીને વળી પાછી એ આકૃતિ પહેલાંની પેઠે અદૃશ્ય થઈ ગઈ. આથી કિશોરસિંહના સંશયનો અવધિજ ન રહ્યો. તેના મનમાં અનેક પ્રકારના અવનવા વિચારો ઉછળવા લાગ્યા.

કિશોરસિંહે પોતાના મનમાં ને મનમાંજ વિચાર્યું કે:—“ કેવળ આવી અપરિચિત આકૃતિના મુખનાં દર્શન કરીનેજ અહીંથી ન્હાસી છૂટવું, એના જેવી નાલાયકી મારે માટે બીજી કઈ કહી શકાય ? શું

હું કાપુરુષ છું કે, આવી એક મામૂલી આકૃતિના ભયથી પલાયન કરી જાઉં, કદાપિ નહિ.

વીરતા ધરી ઉરને વિશે ડરવું પછી શાને મને ?
મમદેહમાં શક્તિ વસી સાહસ વસ્યું મનને વિશે;
મૃત્યુ થકી હું ના ડરૂં નહિ દેહની પરવા કરૂં;
મામૂલી આ મુખથી ભીતિ મને શાને ધરૂં ?
સંસારમાં મૃત્યુ સમું સ્થાયી નહિ કંઇ કામ છે;
શૂરવીરતાથી જે મરે નર સ્વર્ગમાં તે જાય છે. ”

બસ, હવે ગમે તે રીતે હું એ અદ્દ્ભુત આકૃતિના દર્શન કર્યા વિના, તેનો પરિચય મેળવ્યા વિના અહીંથી એક ડગલું પણ આગળ ભરીશ નહિ. મારૂં અંતર મને શુદ્ધ ક્ષત્રિય વંશમાં મારો જન્મ થયો હોય, એવું વારંવાર ધબકારા કરીને કહ્યા કરે છે. ”

એકાએક ભય પામવાનો અથવા એકાએક પલાયન કરવાનો કિશોરસિંહને બિલ્કુલ અભ્યાસજ નહોતો. ગમે તેવાં ખૂનખ્વાર યુદ્ધોમાં કે જ્યાં હજારો નરોની આહુતિઓ અપાતી હોય, શોણિતની સરિતાઓ વહેતી હોય, ત્યાં પણ જે કિશોરસિંહ લેશમાત્ર પણ કંપિત થયો નહોતો, તે મહા અચલ હૃદયવાળા વીરનરે અત્યારે પણ પોતાના અજિત હૃદયને બિલ્કુલ ડગમગવા દીધું નહિ. હૃદયમાં આદર્શ નરને છાજતું અસીમસાહસ ધારણ કરી, વીરતા ધીરતા, ગંભીરતા અને બુદ્ધિમતાની સાથે એ અદ્દ્ભુત લોકાલયમાં બનતા સર્વ બનાવોને જોવાની અભિલાષાને તેણે ઉરમાં એકાગ્રતાથી ધારણ કરી લીધી. ભીરુતાનું જેણે કદાપિ સ્વપ્નમાં પણ સ્મરણ કર્યું નહોતું, તે મહાપરાક્રમી પુરુષે અત્યારે આવા વિષમ સંયોગમાં પણ એ ભીરુતાને પોતાના અંતરમાં પ્રવેશ કરવા દીધો નહિ. સાહસને આગળ ધરી, એ ઝૂંપડીના દ્વાર પર તેણે જોરથી એક ધક્કો માર્યો.

દરવાજો ખોલીને એક પહાડી મનુષ્ય બહાર આવી ઉભો રહ્યો. અશ્વના પગલાં સાંભળી ચમકીને જે મનુષ્યે આ પહેલાં બે ત્રણવાર બારીમાંથી મુખ કાઢીને બહાર જોયું હતું; તે મનુષ્યેજ અત્યારે કિશોરસિંહ અત્યારે અનાયાસે આવી ચઢેલો જોયો. તે પ્રદેશના લોકો અતિથિ સત્કાર અને અતિથિસેવામાં મહા ઉદાર ગણાતા હતા. તેમના ઉરને વિશે અતિથિઓનો સત્કાર કરવા સમાન બીજું એક પણ પુણ્ય નથી, એવી એક પ્રકારની સજ્જડ છાપ પડી ગઇ હતી. પોતાની નજર

આગળ એક અજ્ઞાત અતિથિને આવી ઉભેલો જોઇને વિશ્વસ્ત સ્વરે તે પુરુષે કહ્યું:—"ભાઇ! ડરવાનું કાંઇ પણ કારણ નથી. તમો નિર્ભય રહો. હું તમોને ઘણી સારી રીતે ઓળખું છું કે, તમો મારા પ્રથમના પરિચિત રાય રણધીરસિંહરાયના પાલિત પુત્ર કિશોરસિંહ છો. તમોએજ અમારા રાજા દીનવલ્લભસિંહ બહાદુરપર અનુપમ અનુગ્રહ દર્શાવી શત્રુગઢ દુર્ગમાંના શત્રુઓના પંજામાંથી મુક્ત કરાવ્યા હતા. અમારાથી તમારા તે મહત્ ઉપકારનું કદાપિ વિસ્મરણ થઇ શકે તેમ નથી. ધન્ય છે! તમારા મહત્વ અને ઉદારતાના સંબંધમાં સર્વ વૃત્તાંત આ પહેલાંજ મારા જાણવામાં આવી ચૂક્યો છે. તમો નિર્ભય રહો."

કિશોરસિંહે એ પુરુષની સઘળી વાર્તાને શ્રવણ કર્યા વિના વચ્ચમાંજ કહ્યું કે:-"હા; હુંજ એજ કિશોરસિંહ છું. હવે તું જરા વિચારી જો કે, હું તારી સાથે કોઇપણ પ્રકારની પ્રતારણા કરી શકીશ કે નહિ; વળી એ પણ વિચારી જો કે, મારી સાથે કોઇ પ્રતારણા અથવા દગાબાજી કરશે, તો તે દગાબાજીનો બદલો વાળવાની તાકાત મારામાં છે કે નહિ. ભાઈ! દુનિયામાં ભલાઇથી ચાલવામાં સાર છે. કોઈપણ મનુષ્યના મનપર આઘાત થાય એવું વર્તન ચલાવવામાં લેશ માત્ર પણ સાર નથી. જો કે મારા બાહુમાં મારી વિરુદ્ધ વર્ત્તનારને પહોંચી વળવાની સંપૂર્ણ શક્તિ રહેલી છે, પરંતુ નિર્બળજનો પ્રતિ તો સર્વ કોઇને ઘણી સારી રીતે વર્ત્તવું જોઇએ. આ દુનિયાનાં ઘણાંખરાં માણસો એવા હલકા વિચારવાળાં હોય છે કે, જે કાર્યમાં તેમનું પોતાનું લેશમાત્ર પણ હિત સમાયલું હોતું નથી, તેમ છતાં પણ અન્યનું અહિત્ત થાય તેવાં કાર્યોનું અનુષ્ઠાન કરવામાં તેઓ બિલ્કુલ પાછા પડતાં નથી. અંતે એવા અધમ અવિચારી જનોની ખરેખર દુર્દશાજ થાય છે. માટે ભાઇ! મારો તને અંતિમ ઉપદેશ એ છે કે, તું તારા દિલમાં અહર્નિશ ભલાઇજ રાખજે, બુરાઇનો બિલ્કુલ પ્રવેશ થવા દઇશ નહિ. મારા પ્રતિ તારી જે માનભરી લાગણી છે, તે બદલ હું તને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપું છું અને ઇશ્વર તારૂં કલ્યાણ કરે એવો આશીર્વાદ આપું છું."

એ પહાડી મનુષ્ય કિશોરસિંહની આવી ગંભીર ગવેષણાપૂર્વક વાણી શ્રવણ કરીને મનમાંને મનમાંજ અત્યંત આનંદિત થયો. તેણે પોતાના મુખપર પ્રસન્નતાની રેખા લાવીને અતિ પ્રબુદ્ધ સ્વરથી કહ્યું:-

"ધન્ય છે, ભાઈ, તમારી આ ઉચ્ચ બુદ્ધિમતાને અનેકવાર ધન્ય છે. હું તમારા આ ઉપદેશભરેલા સંભાષણથી અત્યંત પ્રસન્ન થયો છું. તમો હવે નિર્ભય રહો અને તમારા દિલમાં પ્રતારણાની જે કાંઇ ભાવના ઉદ્દ્ભવી હોય તેનું નિરસન કરો. આ પ્રદેશમાં પ્રતારણા થવાની બિલ્કુલ સંભાવનાજ નથી. અમારા આ સ્વાધીન પહાડી પ્રદેશનો પ્રત્યેક માનવી અતિથિસેવાના ધર્મને બહુ ઉત્તમ પ્રકારે જાણે છે અને ધર્મને બજાવવા ખાતર પોતાના પંચપ્રાણનું બલિદાન આપતાં પણ પાછો પડતો નથી. આપને ડરવાનું કશું પણ કારણજ નથી. આ રાજ્ય રાજા દીનવલ્લભસિંહ કે જેઓ આપના દિલોજાન દોસ્ત છે; તેમના અધિકારનું છે અને આખા રાજ્યમાં તેમનીજ એક સરખી આણ વર્ત્તી રહી છે. રાજા દીનવલ્લભસિંહ એ એક એવા મહાપ્રતાપી રાજન છે. કે તેમની પ્રજાનો પ્રત્યેક પુરુષ કિંવા પ્રત્યેક સ્ત્રી પોતાને ત્યાં આવનાર મનુષ્યને—અતિથિને દેવતાના કરતાં પણ અધિક માન આપે છે. માટે આપ નિશ્ચિંત રહો, નિર્ભય થાઓ."

આનંદથી આશ્વસ્ત થઇને કિશોરસિંહે કહ્યું કેઃ—"શું તું જે કાંઈ કહી રહ્યો છે, તે સર્વે સત્યજ છે? મને ભ્રમણામાં ભમાવવાનું કારસ્થાન તો તું અત્યારે મારી સન્મુખ નથી કરતો ને?"

આમ કહીને તેણે સહસા કાંઇક શંકાશીલ થઇને ફરીવાર પાછું પૂછ્યું કેઃ—"શું રાજા દીનવલ્લભસિંહના તાબાનો આ પહાડી પ્રદેશ છે! આ પ્રદેશનું રાજ્યતંત્ર શું રાજા દીનવલ્લભસિંહ પોતે ચલાવે છે? અહા! કેવી આનંદની વાત! આજે શું હું મારા એક પરમ પ્રિય હિતેચ્છુ મિત્રના રાજ્યનો અતિથિ થયો છું! શું રાજા દીનવલ્લભસિંહનું મકાન અહીંથી પૂર્વ દશામાં લગભગ દશેક ગાઉ દૂર આવેલું છે ખરૂં કે વારૂ?"

પહાડીપુરુષે જવાબ આપ્યો કેઃ—"જી, હા! રાજાધિરાજનું મકાન દૂર હોવા છતાં પણ આપણે અત્યારે જે સ્થળે ઉભા છીએ, તે સ્થળ તેમની પોતાની જમીનદારીનુંજ છે. અમારાં અહોભાગ્ય છે કે જેથી અમો એવા એક મહા પ્રતાપી રાજનને અમારા પ્રતિપાલક રૂપે પ્રાપ્ત કરી શક્યા છીએ. પરંતુ હવે ફરમાવો જોઇએ નામદાર કે, આ તાબેદારને શી આજ્ઞા છે? સેવકને શું કાર્ય સોંપવાની અભિલાષા છે વારૂ?"

પહાડી પુરુષની આંખોનો ભાવ તથા મુખપરના વિવિધ પરિ-

વર્તનો જોઇને કિશોરસિંહને તેના વર્તન સંબંધી અનેક પ્રકારની શંકાઓ ઉપજવા લાગી. સંશયમાં ને સંશયમાંજ કિશોરસિંહે ફરીવાર એ પહાડી મનુષ્યને સંબોધીને પૂછ્યું કે:—"પણ ભાઈ! તું મને શી રીતે ઓળખી શક્યો? આ પહેલાં તેં મને બીજે કયે સ્થળે જોયો હતો?"

એ પહાડી પુરુષે જવાબમાં જણાવ્યું કે:—"કેમ? એવો અજબ સવાલ શા કારણથી પૂછો છો? હું પણ મારા રાજા બહાદુરની સાથે શત્રુગઢ શહેરમાંજ હતો; જે સ્થળે તમોએ મહાવીરત્વ દર્શાવીને રાજા બહાદુરના પ્રાણની રક્ષા કરી હતી, તેજ સ્થળે હું તેમની સાથે હતો. રાજાનો બચાવ કરવા જતાં એકાએક તમારા મુખપરનો બુરખો સરી જવાથી દુર્ગનાં બીજાં માણસો તમોને ઓળખી ગયા હતા અને એ સાથે તમારો છુપો ભેદ પણ જાહેરમાં આવી ગયો હતો. વળી એ પણ સાંભળો કે, શત્રુગઢ દુર્ગના મહામદોન્મત સેનાપતિ નીલાંબર નીલકંઠને ત્યાંના તમામ માણસોએ જે સમયે મારી છૂંદીને મરણ વશ કર્યો, તે સમયે હું પણ તે લોકોની સાથે મળેલો હતો. સેનાપતિના ઉદ્ધત આચરણથી મારા મનમાં અત્યંત ઘૃણા ઉત્પન્ન થઈ હતી અને એટલા માટેજ હું પણ તેના વિનાશના વ્યાપારમાં ગુંથાયો હતો. કેમ, હવે તો તમોને મારી વાતપર વિશ્વાસ આવે છે ને?"

"હા, હશે, મને તારી વાતપર હવે પૂરતો વિશ્વાસ બેઠો છે, તું જે કાંઇ કહે છે, તે સર્વ અક્ષરસઃ સત્યજ છે. પરંતુ ત્યારે શું તું રાજા દીનવલ્લભસિંહનો પ્રજાજનજ છે?"

"જી, હા. મારી છેક બાલ્યાવસ્થાથીજ હું આ ઝૂંપડીમાં વસું છું. તમો જો મારા ગરીબના ઉપર દયા કરીને મારી ઝૂંપડીને પાવન કરશો, તો હું મારાં અહોભાગ્ય માનીશ. તમારા જેવા એક વીરનરના આગમનથી મારા મનમાં અપાર આનંદ ઉત્પન્ન થશે. મારૂં નામ સુદર્શન છે. હું તમારો આજ્ઞાવાહક અનુચર છું. મારી પાસે સંકોચ રાખવાનું તમોને કાંઈ કારણજ નથી. કહો, મારા રાજાધિરાજના પરમપ્રિય મિત્ર! કહો, મને અત્યારે શી આજ્ઞા ફરમાવો છો?"

પહાડી પુરુષની આવી વિશ્વાસ યોગ્ય વાતો સાંભળીને કિશોરસિંહના સંશયનું કાંઇક અંશે નિવારણ થયું. તે તરતજ અશ્વપરથી કૂદીને નીચે ઉતરી પડ્યો. તેણે પહાડી પુરુષની સરળતાથી સંતુષ્ઠ થઇને સુપ્રસન્ન સ્વરે કહ્યું કે:—"તારી પાસે હું અત્યંત બાધિત થયો છું. તારી આવી સરળતાથી મારૂં મન અત્યંત સંતુષ્ટ થયું છે.

ખરેખર તું એક દયાળુ પુરુષ છે, પહાડી અને અસભ્ય પ્રદેશમાં વસનારા મારા પરમ પ્રિય બંધુ ! તારા હૃદયની સરળતાએ મારા મનમાં કાંઇક અલૌકિક અસર કરી છે. સભ્ય અથવા સુધરેલા પ્રદેશના સુધરેલા કહેવાતા આડંબરવાળા ભયાનક પુરુષો કરતાં ભાઇ! તારા જીવનના મહત્ત્વનું મૂલ્ય હું વિશેષ આંકું છું. તારા હૃદયમાં ઝેરીલા નાગના ઝેર જેવી કાતિલ ભાવનાઓ ભરેલી નથી. મનુષ્ય હોઇને તેં દેવત્વને સંપાદન કર્યું છે. તારા આજના આચરણથી મને તારા રાજા દીનવલ્લભસિંહ પ્રતિ જે કાંઇ માન હતું, તેમાં સેંકડોગણી વૃદ્ધિ થઇ છે. ધન્ય છે, રાજા દીનવલ્લભને કે, તેઓ તારા જેવા પ્રજાજનોને પ્રાપ્ત કરી શકયા છે. પણ વારૂ સુદર્શન! અહીં આગળ મારા અશ્વને રાખી શકાય એવી કોઇ પણ જગા છે ખરી કે?"

"જી, હા, નામદાર !" આમ કહીને સુદર્શન તરતજ ઓરડાની ઓસરીપરથી ઉતરીને નીચે આવી પહોંચ્યો અને કિશોરસિંહના અશ્વની લગામ ઝાલી કિશોરસિંહ સહિત પોતાની ઝૂપડીની બીજી બાજૂએ ચાલવા લાગ્યો. જે બાજુએ કિશોરસિંહને તેના અશ્વ સહિત સુદર્શન લઇ જતો હતો, તેની પાછળના ભાગમાં એક ઉંડી ગુહા આવેલી હતી. ગુહાની અંદરના ભાગમાં અશ્વશાળા હતી. કિશોરસિંહે જે કાંઇ જોયું, એ જોઇને તે ચમકિત થયો. અશ્વશાળામાં ત્યારે બીજા ચાર અશ્વો બાંધેલા હતા. અશ્વના ખોરાકની વસ્તુઓ પ્રચુર પ્રમાણમાં ત્યાં રાખવામાં આવી હતી. ગુહાની દીવાલોપર બંદૂક, પિસ્તોલ, ભાલા, તલ્વાર, તીર, ધનુષ્ય અને મોટી મોટી ઢાલોના ઢગલા ને ઢગલા લટકાવેલા હતા.

આ સર્વે અદ્ભુત દશ્યનાં દર્શન કરીને કિશોરસિંહના મનમાં પુનઃ કોઈ એક પ્રકારનો વિષમ સંદેહ ઉત્પન્ન થયો. ઉપસ્થિત-બુદ્ધિના પ્રભાવથી તત્ક્ષણાત્ તેણે તે પુરુષને પ્રશ્ન પૂછ્યો કેઃ-"વારૂ, સુદર્શન! તમારા મકાનપર બીજા કયા અતિથિઓ આવ્યા છે! અત્યારે આ અશ્વશાળામાં હું જે અશ્વોને જોઈ રહ્યો છું તે અશ્વો તથા આ ગુહાની દીવાલોપર લટકતાં અસ્ત્રશસ્ત્રો કોનાં છે? શું જેઓ તમારા અતિથિ થઇને આવ્યા છે, તેઓ હથિયારબંધ છે?"

ગંભીરવદને સુદર્શને પ્રત્યુત્તર આપ્યોઃ-"કિશોરભાઈ! તમારા મનમાં શંકા ઉપજી હોય એમ જણાય છે, શંકા ઉપજે એમાં કાંઈ અજાયબી પણ નથી, કારણ કે, આજકાલ તમારાપર જે આપત્તિઓનો વરસાદ વરસી રહ્યો છે, તે સ્થિતિમાં સહજમાંજ શંકાનો ઉદ્ભવ થાય

તો તે સર્વથા સ્વાભાવિકજ છે. આજકાલ તમારો વખત ઘણો બારિક ચાલે છે, તમારી હાલત ઘણી ભીતિભરેલી થઇ પડી છે, એ બધી વાત મારા જાણવામાં છે. પરંતુ આ સ્થળે તમારે એવી શંકાને ઉરને વિશે સ્થાન આપવાની કશી પણ આવશ્યકતાજ નથી. ખરેખર મારી ઝૂંપડીમાં આજે ચાર હથિયારબંધ પુરુષો આવેલા છે; પરંતુ તેઓ તમારા શત્રુપક્ષવાળા નથી. આમ જૂઓ?"

આમ કહીને ગુહાના એક ખૂણામાંથી ધ્વજાઓનો એક ભારો ઊંચકીને, સુદર્શને એ અવસરમાં તે ધ્વજાઓના મથાળાંનું નિશાન ખોલી નાખીને કિશોરસિંહને બતાવ્યું, કિશોરસિંહે જોયું કે, ખરેખર એ રાજા દીનવલ્લભસિંહની ગૌરવ-પતાકાઓજ હતી. આથી તેના મનની ભ્રાંતિનું ભંગાણ થયું. નિરાશ હૃદયમાં આશાનાં કિરણો સ્ફુરી આવ્યાં.

"ભાઇ! તું આજથી મારો દિલોજાન દોસ્ત થયો છે!" કિશોરસિંહે કાંઇક કુંઠિત થઇને સુદર્શનને કહ્યું કેઃ-"ભાઇ! તું આ-જથી મારો દિલોજાન દોસ્ત થયો છે! મારી ભ્રમણા ભાંગી છે. મિત્ર પ્રતિ મેં એક પ્રકારનો સંશય પ્રકટ કર્યો હતો, એમાં ખરેખર મારાથી મોટો અન્યાયજ થયો હતો, બંધુ! એ અન્યાયની હું ક્ષમા માગું છું. ભાઇ સુદર્શન! મને આશા છે કે, મારા એ અક્ષમ્ય અપરાધની તું મને અવશ્ય ક્ષમા કરીશજ."

"ના-ના, ના, એવી વાત તમો કદાપિ મુખમાં લાવશો નહિ." સુદર્શન એકદમ વચ્ચમાંજ બોલી ઉઠયોઃ—"ના, ના, ના. એવી વાત તમો કદાપિ મુખમાં લાવશો નહિ. તમારાથી શો અન્યાય થયો છે ક્ષમા માગો છો, તો શા કારણથી માગો છો? શું હું તમોને ક્ષમા આપવાને યોગ્ય છું? હું પ્રથમજ તમોને કહી ગયો છું કે, અત્યારે તમો જે હાલતમાં આવી પડયા છો, એ હાલતમાં તમારા મનમાં કાંઇ પણ સંશય ઉત્પન્ન થાય તો તે સ્વાભાવિકજ છે. પણ હવે એ વાતને જવા દો, તમારા અશ્વને હમણાં અહીંજ રહેવા દો. આમ જૂઓ, પાણી તૈયાર છે, ઘાસ ચારો અને દાણા પણ તૈયાર છે, અહીં અશ્વને કશી પણ ઇજા આવશે નહિ. આમ જૂઓ છો ને કે આ સુંદર અશ્વોને અહીં કેવી ખાત્રી બરદાસ્તથી રાખવામાં આવે છે? તમારા અશ્વને પણ એ અશ્વોની પેઠેજ સંભાળવામાં આવશે."

અશ્વોને બરાબર જોયા પછી કિશોરસિંહે કહ્યું:—"બરાબર છે, ભાઇ! તમારૂં કહેવું બરાબર છે, આ અશ્વો પણ અમારા પહેલાંના જાણીતા અશ્વોજ છે. જે પ્રાતઃકાલે રાજા દીનવલ્લભને મુક્ત કરીને શત્રુગઢમાંથી ન્હાસી છૂટયા હતા, તે પ્રાતઃકાલે રાજા દીનવલ્લભસિંહ આ અશ્વોની સહાયતાથીજ બચી શક્યા હતા—"

સ્મિતવદને સુદર્શને કહ્યું:—"આહ! ત્યારે તો તમો મહા વિચક્ષણ બુદ્ધિમાન જણાઓ છો! ખરેખર આ અશ્વો તે તમારા પૂર્વ પરિચિત અશ્વોજ છે." આમ કહીને સુદર્શને સાનંદે એ ચારે અશ્વોમાંના એક અશ્વભણી પ્રફુલ્લ—નયને દૃષ્ટિપાત કર્યો.

કિશોરસિંહે કહ્યું કેઃ—"હા, રાજા દીનવલ્લભસિંહ અશ્વપર બેસીનેજ આ તરફ આવ્યા હતા. આ બન્ને અશ્વોને અમો ભાડે કરી લાવ્યા હતા. ભાડાની અશ્વશાળામાં બન્ને અશ્વોનું સંપૂર્ણ મૂલ્ય અનામત મૂકી આવ્યા છીએ, વળી જો હવે પછી અશ્વોના માલિક સાથે મારી મુલાકાત થશે, તો હું તેનાથી પણ વિશેષ મૂલ્ય આપીને તેને સંતુષ્ટ કરીશું. અશ્વોએ અમારાપર યથેષ્ઠ ઉપકાર કર્યો છે, પંખીની પેઠે ઉડી ઉડીને અમારાપર આવી પડેલી અસહ્ય આપત્તિ, માંથી અમારો બરાબર બચાવ કર્યો છે."

કિશોરસિંહના મનનો સમસ્ત સંશય દૂર થયો. સુદર્શનના સાથે તેણે તેની ઝૂંપડીમાં આવીને પ્રવેશ કર્યો. ત્યાં આવીને તેણે જોયું કે, નાના સરખા એક નાજુક ઘરમાં બેસીને ચારજણા એકી સાથે ભોજન કરી રહ્યા હતા. સુદર્શનના મુખેથી કિશોરસિંહના નામનો ઉચ્ચાર થતાંની સાથેજ, તેઓ સર્વે એકી સાથે સાનંદે ઉલ્લાસ—ધ્વનિ કરી ઉઠયા. કિશોરસિંહ વિશેષ શિષ્ટાચાર દર્શાવીને, તેમની સમીપમાં જઇ બેઠા, સર્વેએ તેનો યથેષ્ઠ સત્કાર કર્યો. થોડીવાર પછી કિશોરસિંહને માટે એક પ્યાલો ગરમ દૂધ, નાનાવિધ ઉત્તમ ઉત્તમ ફળ અને યથાસંભવ મિષ્ટાન આણવામાં આવ્યાં. ચારે અતિથિઓની સાથે કિશોરસિંહે રૂચિ અનુસાર ભોજન કર્યું. આજે ઘણા લાંબા સમયે તેને જંપીને જમવાનો અવસર મળવાથી તે ખૂબ સંતુષ્ઠ થયો, તેની ઘણા સમયની ક્ષુધાનું આજે સંપૂર્ણપણે નિવારણ થયું. સુદર્શન પહાડી પુરુષ હોવા છતાંપણ નીચજાતિનો મ્લેચ્છ નહોતો, તેના ગૃહમાં જમવાનો કિશોરસિંહ, કિંવા પ્રથમ આવેલા અતિથિઓમાંના એકપણ અતિથિને કશોય વાંધો આવે તેમ નહોતો.

ભોજન સમાપ્ત થયા પછી કિશોરસિંહે સુદર્શનના મુખેથી અનેક અવનવા સમાચારો સાંભળ્યા. નવીન રાજપ્રતિનિધિઓ અત્યંત ઉષ્ણ બની ગયા છે અને તેઓ જે ઘડી જાય છે, તે ઘડીએ આ ધરાના ધામપરથી તેનું કાસળ કાઢવાની કોશિશ કરી રહ્યા છે. વળી એ સર્વ જીવતા જાગતા નરપશુઓએ કિશોરસિંહને બંદિવાન અથવા મૃતાવસ્થામાં ગમે તે પ્રકારે ગમે તે સ્થાનમાંથી પકડીને સુરંગપુરના રાજદરબારમાં લાવી હાજર કરવાની સખ્તમાં સખ્ત આજ્ઞા ફરમાવી દીધી છે. તેઓ અવસ્યને અવશ્ય એક પ્રકારનો મહાભયાનક ખળભળાટ મચાવી મૂકશે. રાજા દીનવલ્લભ એટલા માટે આત્મરક્ષા કરવાના ઈરાદાથી ગુપચૂપ સૈન્ય–સામન્તોનો સંગ્રહ પણ કરી રહ્યો છે. બંધુ બાંધવોની સાથે, પ્રજાજનોની સાથે, સલાહ કરવા, ભિન્ન ભિન્ન સ્થાને દૂતો મોકલી રહ્યો છે. જે ચારે અતિથિઓ એ ઝૂંપડીમાં બેસીને વાતોચીતો કરી રહ્યા હતા, તેઓ પણ નવીન ચૂંટી કાઢેલા સૈનિક પુરુષોજ હતા. પહાડી સંકીર્ણ માર્ગની વચ્ચે વચ્ચે એક સ્થળે લગભગ ત્રણસો યોદ્ધાઓ દલબદ્ધ થઇને પ્રસ્તુત થઈ રહ્યા છે, સંવાદ મળતાંની સાથેજ, ક્ષણમાત્રમાં તેઓ સર્વ કાર્યક્ષેત્રમાં સામેલ થવાના છે, કૂદી પડવાના છે, વળી બીજાં પણ અનેક સ્થળે સૈન્યનો સંગ્રહ થઇ રહ્યો છે, બંધુ બાંધવો પણ સહાયતામાં આવી રહ્યા છે, નિજ નિકેતનમાં રાજા દીનવલ્લભ આ પ્રકારે આત્મરક્ષા કરવાને સાવધાન થઈ રહ્યો છે.



## દ્વાદશ પ્રસંગ

### પ્રવેશ અને પ્રસ્થાન

ભમાવી ભૂલ ભ્રમણામાં હસાવે છે પલકમાં હે;
કરાવે ખેલ ઉપરના! તને સંસાર ધિક્કાર!
બને છે મોહ રૂપે તું! ફસાવે છે પછી પાશે!
કપટ તારૂં અરે કેવું?! તને સંસાર ધિક્કાર!
ક્ષણે એકે ચઢાવે છે ગગનમાં હે ખિલાવીને!
પછીથી ભોંય ફેંકે છે! તને સંસાર ધિક્કાર!
ધરી અંગે અરે ક્યાંથી કુરીતિ ઝાંઝવાજળની!
રીબાવે ભ્રાન્તિમાં ભારે! તને સંસાર ધિક્કાર!



સુદર્શનને જરૂર જેટલા સમાચાર જણાવીને કિશોરસિંહ દેવીપૂર જવા માટે અત્યંત ઉત્સુક થઇ પડયો. રાય રણધીરસિંહરાયના નામના ગિરફતારી પરવાના બહાર પડ્યા હતા, તે પરવાનાને કિશોરસિંહે કપટકળાની રાજા ભૂપસિંહની પાસેથી છીનવી લીધા હતા, તથાપિ અત્યારે આવી પડનાર અણુચિંતવ્યા સંકટની વાત રાય મહાશયને જણાવી તેમને સાવચેત કરવાની અતિ સત્વર આવશ્યકતા હતી. એટલા માટેજ જેમ બને તેમ જલ્દી દેવીપૂર જવાનું અત્યારે તેનું સર્વથી મુખ્ય કર્તવ્ય થઇ પડયું હતું. સુદર્શને તેને એક અનુચરને સાથે લઈ જવાનો અનુરોધ કર્યો, પરંતુ કિશોરસિંહે તેનો અસ્વીકાર કર્યો. સુદર્શને તેમ છતાં પણ જિદ્દ કરીને એક પહાડી પુરુષને સાથે મોકલ્યો. "સરિયામ રસ્તેથી જશો નહિં, વાંકાચૂંકા માર્ગે, ગુપ્ત રસ્તે, પહાડની કન્દરાને ભેદીને ચાલ્યા જજો, આ પહાડી માણસ એ સર્વ પહાડી રસ્તાઓથી ઘણી સારી રીતે જાણીતો છે. એટલા માટે એ પહાડી પુરુષને સાથે લઈ જવાની આવશ્યકતા છે." સુદર્શને આ પ્રમાણે સમજાવીને કિશોરસિંહને સમ્મત કર્યો. મોહનલાલ નામના એક અનુચરને સાથે લઈને કિશોરસિંહ તત્ક્ષણાત્ અશ્વપર બેસી સુદર્શનની ઝૂંપડીમાંથી તરતજ બહાર નીકળી પડયો.

બન્ને બાજૂએ પહાડો આવેલા હતા અને મધ્ય વિભાગમાં એક સાંકડો માર્ગ હતો. કિશોરસિંહ એ રસ્તો પકડીને ધીમે ધીમે આગળ વધવા લાગ્યો. પાછળ પાછળ અશ્વપર બેસી મોહનલાલ ચાલવા લાગ્યો. જોર જોરથી પવન વહી રહ્યો હતો. પહાડની ગુહામાં ધુ ધુ શબ્દોથી વાયુનો પ્રતિધ્વનિ થઇ રહ્યો હતો. નીચેના ભાગમાં ઉંડી ગુહા આવેલી હતી. ઉપરના ભાગમાંથી તે ગુહા તરફ જોઇ જોવાથી, અતિ સાહસી પુરુષના મનમાં પણ ભય ઉપજ્યા વિના રહે તેમ નહોતો. ગુહાનું મુખ ઘોરતમ અંધકારથી આચ્છાદિત થયેલું હતું. મોહનલાલની સાથે અશ્વારોહી કિશોરસિંહ નિર્ભયહૃદયે એ રસ્તેથી ચાલ્યો જતો હતો. એવામાં એકાએક મોહનલાલે તેને સંબોધીને કહ્યું:—" આ સર્વ પહાડી પ્રદેશમાં રાજા દીનવલ્લસિંહના જે સઘળા યોદ્ધાઓ અને વીર સૈનિકો આવી વસ્યા છે; તેમનું આપને એકવાર બરાબર અવલોકન કરવું પડશે." કિશોરસિંહ. મોહનલાલની વાતમાં સમ્મત થયો. ધીમે ધીમે તેની સાથે સાથે આગળ ચાલવા લાગ્યો. પહાડી માર્ગ ધીમે ધીમે વિસ્તૃત થવા લાગ્યો. ઠેક ઠેકાણે ગુહાઓ દેખાવા માંડી.

કેટલીક ગુહાઓ તો પોતાની મેળેજ આપોઆપ બનેલી હતી, બીજી કેટલીક ગુહાઓને પર્વતો કાપીને પ્રસ્તુત કરવામાં આવી હતી. મોહનલાલે થોડેક દૂર ગયા પછી, વાયુમંડળને વિદીર્ણ કરી કંપિત કંઠે શૃંગધ્વનિ કર્યો. મધુચક્રમાંથી જેવી રીતે મધુમક્ષિકાઓ એકદમ બહાર નીકળી આવે છે. તેવીજ રીતે ટોળાંનાં ટોળાં પહાડી યોદ્ધાઓ ચોમેરથી એકાએક બહાર નીકળી આવ્યાં. રસ્તાની બન્ને બાજૂએ અનેક અસ્ત્રધારી યોદ્ધાઓના સમૂહથી ચીકાર ભરાઈ ગઇ. મોહનલાલની સાથે એક પરિચિત અશ્વારોહી આવતો હતો, તે કોણ છે, એ જાણવા માટે એકઠા થયેલા સર્વ લોકોના મનમાં અત્યંત જિજ્ઞાસા ઉત્પન્ન થઈ પડી. તેઓ સર્વે મહા ઉત્સુક થઈ ગયા.

મોહનલાલે સગર્વે પ્રફુલ્લવદને કિશોરસિંહનો પરિચય કરાવ્યો હતો. એજ કિશોરસિંહે તેમના માનનીય રાજા દીનવલ્લભસિંહના જીવનની રક્ષા કરી હતી, એવો પરિચય પામવાથી પહાડી વીરોએ સન્માન સહિત કિશોરસિંહનો સત્કાર કરીને તેને યોગ્ય અભિવંદન આપ્યું. સગૌરવે કિશોરસિંહને સંબોધીને મોહનલાલે કહ્યું:—“કિશોરભાઇ! આ સર્વજનોમાં એવો એક પણ પુરુષ નથી કે, જે તમારે માટે પોતાના પંચ પ્રાણની આહુતિ આપવામાં લેશમાત્ર પણ સંકુચિત કિંવા દુઃખી થાય. તેઓ સર્વ તમારા હિતાર્થે નિજ વપુમાંથી રક્તની સરિતાઓ વહેવડાવાને પણ પ્રસ્તુત થાય તેવા છે. મને આશા છે કે, આ સર્વ વફાદાર રાજભકતોની સહાયતાથી તમો તમારા ઇચ્છિત કાર્યને અવશ્ય પૂર્ણ કરી શકશો અને એ સાથે અમારા રાજાબહાદુરને પણ નિર્ભય કરી શકશો.”

કિશોરસિંહે મોહનલાલની આવી વાત સાંભળીને એ સર્વ પહાડી વીરપુરુષોને મિષ્ટ વચનોથી ઉત્સાહિત કર્યા અને ત્યાર પછી એમ પણ જણાવી દીધું કે;—“તમો સર્વે નિશ્ચિંત રહો, હું થોડા વખતમાંજ પાછો અહિં આવી પહોંચીશ. મારાથી બનતી મેહનતે હું મારા પરમ પ્રિય મિત્ર રાજા દીનવલ્લભસિંહને મુક્ત કરીશ.” આવી કબૂલાત આપીને, કિશોરસિંહ મોહનલાલની સાથે પોતાના જવાના સ્થાનપ્રતિ રવાના થયો.

પહાડી રસ્તે ચાલતાં ચાલતાં છેવટે સૂર્ય અસ્ત થયો. સંધ્યા થયા પછી કિશોરસિંહની નજરે ભયંકર કાલિદુર્ગનું શિખર દૃષ્ટિગોચર થયું. ફાગણ માસ હતો, નવીન વસંતની શરૂઆત થઇ ચૂકી હતી;

આકાશ બિલ્કુલ સ્વચ્છ હતું, આકાશમાં ચંદ્રનો ઉદય થયો હતો, ગગન મંડળમાં અસંખ્ય નક્ષત્રમંડળે વિકાસ પામીને તેની શોભાને અત્યંત વૃદ્ધિંગત કરી દીધી હતી; અસંખ્ય ઝાંખા ઝાંખા તેજવાળી તારિકાઓ આકાશમાં મણિરત્નની પેઠે ઝગમગી રહી હતી, જ્યોત્સના કિંવા ચાંદનીનો પ્રકાશ પૂર્ણ પ્રમાણમાં વિસ્તરીને વસુધાસુંદરીને પ્રસન્ન કરવામાં પ્રવૃત્ત થયો હતો. પહાડના ઉંચા શિખરપર આવેલો દસ્યુદુર્ગ અત્યંત શોભી રહ્યો હતો. દૂરથી જોતાં એ દુર્ગ અંધારા રંગના પ્રકાંડ અસુરની મૂર્તિવત્ ઉભેલો જણાતો હતો. કિશોરસિંહ એ સર્વ દૃશ્ય જોઇને મનમાં ને મનમાંજ બોલી ઉઠયો.—

“ ઉભો છું ગિરિ શિખરે સમય આ ! શો ખેલ ખેલાય આ !
ભાસું છું અહિં આજ કે ગગનમાં ઉંચે ચડયો શું અહા ?
કેવો ગિરિ બની રહ્યો અકળ આ ! સ્વપ્ને કળાયે નહીં !
ગિરિ કે સમુદાય છે ઘન તણો તૂટી પડેલો અહીં !
શો આનંદી તમામ આ જગતનો દેખાવ દૃષ્ટિ ચડે !
આત્મા નિરખીને લીલા ગિરિ તણી તર્કે વિતર્કે પડે !
કેવી ઈશ્વરી છે તમામ રચના આશ્ચર્ય સૌ આપતી !
શું હું બાળક મુખથી કહી શકું ? ચાલી શકે ના મતિ !

આ પ્રમાણે ગિરિવરની પ્રશંસા કરી કિશોરસિંહે પુનઃ ચારે તરફ પોતાની દૃષ્ટિ દોડાવી અને વળી પાછો અત્યંત આનંદિત થઇને મનમાં ને મનમાંજ તે કહેવા લાગ્યો કેઃ—

આલિંગે છે પરસપર કો સ્નેહ સાથે શિલાઓ !
વેલિ વચ્ચે વળગી ઉગી છે કેવી લીલી લતાઓ !
કોઈ વચ્ચે તરુવર દિસે મૂળ નાખી ઉગેલાં !
જાણે પ્રીતિ સજડ કરવા છે શિલામાં વસેલાં !
ગિરિ માંહે સરસ ખિલતાં વૃક્ષની હાર શોભે !
આનંદી આ ખુબી નિરખવા અત્ર આ નેત્ર થોભે !
કોઇ નીચે, વળી ગગનમાં, મધ્યમાં કોઇ ભાસે !
ઘેરી લીધો તરૂ સહુ મળી ગિરિને ચાર પાસે !
ઠામે ઠામે અગણિત મહા વાંસનાં વૃંદ ભારે !
કેશુ તાડો સુખડ વડ છે લીંબડા કોઇ ઠારે !
આંબા શોભે વિધવિધ તરુ સાગને ખેર આદિ,
દેખાયે શું સઘળી ગણતાં વૃક્ષવેલીની જાતિ !

કોઇ ફાલી કુસુમથી ફલે આપતાં સાર વાસ,
ખિલે ફૂલે, ફળ સરસ દે, કોઇ તો ફાલ નાખે;
કોઇ લીલાં રસથી પૂર છે જીવ સાનંદ રાખે.
છાંયા આપે શીતળ બહુ કો શાન્ત આત્મા પમાડે;
વૃક્ષો કોઈ દુઃખ શરીરને કંટકેથી લગાડે;
સુકાં કોઈ ગિરિમંહિ દિસે લાગતાં કોઇ મરેલાં;
ભાંગેલાં છે વળી બહુ તરૂ કો સુતેલાં પડેલાં
વૃક્ષો જોડે સજડ રૂપમાં વેલ વિંટાઈ એને;
ભેટાડે છે પવન વહી જોરથી ખૂબ તેને!
**સંધાયેલાં વિમળ પ્રીતથી દમ્પતી શું બિરાજે!**
**ભેડાડે શું મદન શરીરે પામી વિકાસ આજે!**
કોઇ વૃક્ષો નમન કરતાં રમ્ય છે સામ સામે,
જેની નીચે વિધવિધ જીવો શાન્તિ વિશ્રામ પામે;
ઊંચા ભારે બહુ બહુ દિસે તુચ્છ જેવાં જણાયે;
ચાહે સર્વે ગુણી જન, અભિમાની કોઇ ન ચાહે."

આ પ્રમાણે કિશોરસિંહ સૃષ્ટિસૌન્દર્યની અત્યંત પ્રશંસા કરતો કરતો મોહનલાલની સાથે સાથે આનંદદુર્ગની છેક સમીપમાં આવી લાગ્યો. દુર્ગની ડાબી બાજૂએ અરણ્ય આવેલું હતું. એ દુર્ગે, એ અરણ્યે, કિશોરસિંહના મનમાં અનેકાએક પૂર્વ કથાઓનું સ્મરણ કરાવી દીધું. રાત્રિ ત્યારે લગભગ બે પ્રહર જેટલી વીતી જવા આવી હતી. આનંદદુર્ગને છોડીને તેઓ આનંદ-મઠની સમીપમાં આવી પહોંચ્યા. ગુરુદેવ અશોકાનંદ ત્યારે ઘોર નિદ્રામાં અભિભૂત થયા હતા, વળી વિશેષે કરીને, કિશોરસિંહ તે સમયે પોતાના ધારેલા સ્થળે જઇ પહોંચવા માટે અતિશય ઉત્કંઠિત થઈ પડયો હતો, એટલામાટે ગુરુદર્શનના ભયથી તેણે આનંદમઠમાં પ્રવેશ કર્યો નહિ. બારોબાર પોતાનો અશ્વ દોડાવી તે સહચર બંધુ મોહનલાલની સાથે કુલીન કુમાર ચૌધરીના ગૃહ ભણી એકદમ ચાલી નીકળ્યો થોડીવારમાંજ તે દેવીપૂરમાંના કુલીનકુમાર ચૌધરીના મકાનના દરવાજાપર આવી હાજર થયો.

દરવાજાના કમાડપર કિશોરસિંહે કરાઘાત કર્યો. વૃદ્ધે દરવાજાની બારી ખોલીને પૂછ્યું કેઃ—

"આટલી રાત્રે અત્યારે અહીં કોણ આવ્યું છે?" આ સાંભ-

ળીને કિશોરસિંહે તરતજ પોતાનું નામ કહી સંભળાવ્યું. રાય રણધીરસિંહ રાય બહાદુરની સાથે હમણાં ને હમણાંજ મુલાકાત કરવાની ખાસ જરૂર છે; એવું પણ તે વીરવર નવયુવકે દરવાનની પાસે જાહિર કરી દીધું.

કિશોરસિંહનું નામ સાંભળતાંની સાથેજ વૃદ્ધ દરવાને તરત દરવાજો ખોલી નાખ્યો. કિશોરસિંહે અશ્વસહિત મોહનલાલને પોતાની સાથે લઇને આંગણામાં પ્રવેશ કર્યો. દરવાને તેમનો યથાયોગ્ય સત્કાર કરીને કહ્યું:—" આપના વીરત્વ અને મહત્વની સઘળી વાતો મેં સાંભળી છે. આ પ્રદેશના સઘળા સારા લોકો દશ મુખે આપની પ્રશંસા કરે છે. આપે આપનું મનુષ્યત્વ દેખાડવામાં કશી પણ કસર રહેવા દીધી નથી. આપ માનવ સમાજમાં દેવસમાન ઉત્તમ છે. આપના ગુણગાન દેશવિદેશમાં ગવાઇ રહ્યાં છે. આપ અહીં ઘણીજ ખુશીની સાથે આજની રાત્રિ વીતાડો. પરંતુ રાય રણધીરસિંહરાય બહાદુર અત્યારે અહીં નથી, આજે સવારમાંજ તેઓ પુત્ર કન્યા તથા પોતાના સમસ્ત નોકર ચાકરોની સાથે શંકરપૂરમાં પોતાની જમીનદારીમાં ચાલ્યા ગયા છે, અમારા માલિક પણ ઘેર નથી, તેઓ પણ પોતાના એક ખાસ દિલોજાન દોસ્તની સાથે મુલાકાત કરવા માટે બહારગામ ગયા છે. કેવળ હું એકલોજ અત્યારે અહીં છું. મારાથી બનતી મહેનતે હું આપનો આદરસત્કાર કરી આપના મનને રંજન કરવાની કોશિશ કરીશ. અહીં આપને કાંઇ પણ ઇજા આવશે નહિ."

કિશોરસિંહ ચિંતાતુર મલિનવદને અશ્વપરથી નીચે ઉતરી પડયો. મોહનલાલ પણ ઉતર્યો. દરવાન તેમને બન્નેને ઉપરના દીવાનખાનામાં લઇ ગયો. બન્ને અશ્વોને દુર્ગમાંની અશ્વશાળામાં બાંધવામાં આવ્યા અને એ સાથે તેમના ખાવાપીવાનો પણ પૂરતો બંદોબસ્ત કરવામાં આવ્યો.

ઉદ્વેગમાં ને ઉદ્વેગમાં કિશોરસિંહે ચંચળસ્વરે દરવાનને પૂછ્યું કેઃ—" આવા સંકટ સમયે રાય રણધીરસિંહરાય બહાદુર એકાએક આ સ્થાનનો ત્યાગ કરીને પોતાના પરિવારસહિત શંકરપૂર ભણી શા માટે ચાલ્યા ગયા, એ સંબંધમાં તમો કાંઇ પણ જાણો છો ખરા કે ?"

" જી, હા. મેં સાંભળ્યું છે કે, આ પ્રદેશના સમસ્ત મિત્ર રાજાઓ એક વચને રાય મહાશયને મદદ કરવા માટે કબૂલ થયા છે. જોઇએ તેટલી દ્રવ્યની તથા સૈન્ય—સામન્તોની સહાયતા કરવા માટે તેઓ સર્વે તૈયાર થયા છે. એ સર્વ રાજાઓની વચ્ચે એવી સલાહ

થઇ હતી કે, પુરાતન રાજપ્રતિનિધિઓએ રાય મહાશયને રાજધાનીથી ત્રીસ ગાઉ દૂર દેશાંતરિત થવાની અથવા દેશવટો ભોગવવાની આજ્ઞા આપી હતી, એ આજ્ઞાને વશીભૂત થઇનેજ, તેઓ રાજધાનીથી પચાસ ગાઉ દૂર આવેલા આનંદદુર્ગમાં જઇ વસતા હતા. હવે અત્યારે એ સર્વે પુરાતન સભાસદો બદલાઇ ગયા છે, અને તેમનો હુકમ પણ રદ થયો છે. રાય મહાશયના પુત્ર વરુણસિંહ રાય બહાદુરે પોતાના મકાને જવાનો પિતાને આગ્રહ કર્યો હતો, એ આગ્રહથી શંકરપૂર જવાની લગભગ બે ત્રણ દિવસ સૂધી સલાહ ચાલી હતી, અને એ સલાહમાં છેવટે દેવીપૂરનો ત્યાગ કરીને શંકરપૂર જવાનું નક્કી કર્યું હતું, આથી તેઓ અમારા માન્યવર માલિક કુલીનકુમાર બાબૂપાસેથી વિદાય લઇને આજે પ્રભાતમાંજ અહીંથી શંકરપૂર જવા માટે ઉપડી ગયા છે. બસ, હું આટલુંજ જાણું છું; એનાથી વિશેષ બીજું કશું પણ મારા જાણવામાં નથી.”

વૃદ્ધ દરવાનની આવી વાત સાંભળીને કિશોરસિંહે એકદમ ગભરાટની સાથે પૂછ્યું કેઃ—“વારુ, એ દરમ્યાન સુરંગપૂરથી કાંઇ પણ સંવાદ લાવનાર કોઇ માણસ અહીં આવ્યો હતો કે? રાય મહાશયના જતાં પહેલાં અથવા જવા પછી સુરંગપૂરના રાજદરબાર તરફથી કોઈ દૂત કિંવા અન્ય કોઇ વ્યક્તિ અહીં આવી હતી કે?”

ભંડારી અને શાંતિપ્રસાદના સમાચાર મેળવવાના ઇરાદાથીજ કિશોરસિંહે એ વૃદ્ધ દરવાનને ઉદ્દેશીને આવો પ્રશ્ન પૂછ્યો. એ પ્રશ્નના પ્રત્યુત્તરમાં દરવાને કાંઇક વિચાર કરીને કહ્યું કેઃ—“છેલ્લા એકાદ બે દિવસ થયાં અહીં કોઇ પણ માણસ આવ્યું નથી. એ પહેલાં વચ્ચે વચ્ચે કેટલાંક માણસો આવતાં. કાગળ પત્રો અને ખુશી ખબરો પણ આવતી; પરંતુ એ સર્વ સુરંગપૂરથીજ આવતા હતા, એમ તો નહોતુંજ; એમાંના ઘણા ખરા સમાચાર રાજા દીનવલ્લભસિંહના મકાનેથીજ આવતા. રાય મહાશય પણ એ સર્વ સમાચારના ઉત્તર લખી મોકલતા. ગઇ રાત્રે એક મોટું કાગળીઆનું બંડલ આવ્યું હતું; રાજા દીનવલ્લભસિંહેજ એ બંડલ મોકલાવ્યું હતું. તેમાં શું લખ્યું હતું, એ જો કે હું નિશ્ચયપૂર્વક કહી કિંવા જાણી શકતો નથી, પરંતુ તેમ છતાં પણ મને એટલી તો અવશ્ય ખાત્રી થઈ ચૂકી છે કે, એ કાગળ પત્રો વાંચીનેજ રાય રણધીરસિંહરાય બહાદુર આ દેવીપૂર નગરનો પરિત્યાગ કરીને પોતાના ઇલાકામાં ચાલ્યા ગયા છે.”

પોતાના પ્રશ્નનો મન માન્યો જવાબ ન મળવાથી કિશોરસિંહના ઉદ્વેગમાં અત્યંત વૃદ્ધિ થઇ, પરંતુ મોહનલાલ અથવા દરવાનને તેણે પોતાના મનના ઉદ્વેગની કશી પણ વાત કહી નહિ. જે સમયે કિશોરસિંહ દેવીપૂરના જમીનદાર કુલીનકુમાર ચૌધરીના દીવાનખાનામાં બેસીને અત્યંત ઉદ્વિગ્ન બની ગયો હતો, તે સમયે લગભગ રાત્રિનો ત્રીજો પ્રહર થવા આવ્યો હતો. એથી દરવાને એકદમ તેના તથા તેના સોબતી મોહનલાલના માટે ખાવા પીવાનો બંદોબસ્ત કરી આપ્યો. તેમણે બન્નેએ ઇચ્છાનુસાર ભોજન કાર્યમાંથી પરવાર્યા પછી વૃદ્ધ દરવાને તૈયાર કરી રાખેલી બે જૂદી જૂદી શય્યાઓપર શયન કર્યું. છેવટે દરવાનની સાથે બે ચાર વાતો કરી કિશોરસિંહ તથા મોહનલાલ ઉભય જણા નિદ્રાદેવીને આધીન થયા.

કિશોરસિંહ ઘણોજ થાકી ગયો હતો, એથી સૂતાંની સાથેજ તેને ઊંઘ આવી જાય તેમ હતી, પરંતુ કેટલીક નવીન ચિંતાઓથી સત્વર તેની આંખો બંધ થઇ શકી નહિ. કોઈ એક વિદ્વાને ખરુંજ કહ્યું છે કે, ચિતા અને ચિંતા એ ઉભયમાં ચિંતા અતિ વિશેષ દુઃખદાયિની છે. તે નયનમાં નિદ્રા આવવા દેતી નથી, ક્ષુધાને પ્રદીપ્ત થવા દેતી નથી, સંસારને વિશે ચિત્તને ચોંટવા દેતી નથી, એ વાર્ત્તાનો અત્યારે કિશોરસિંહને અક્ષરસઃ અનુભવ થયો. તે પોતાના મનમાંજ વિચારવા લાગ્યો કેઃ—"મારા પ્રતિપાલક રાય રણધીરસિંહરાયે આમ એકાએક પોતાના પરમપ્રિય મિત્રના નગરનો ત્યાગ શા કારણથી કર્યો હશે? તેમણે એ કાર્ય કરવામાં કુશળતા કરી નથી, મોટી ભૂલ કરી છે. અહીં આજૂબાજૂના સર્વે રાજાઓ તેમની સહાયતા માટે આવીને એકઠા થાય, એવો સંપૂર્ણ સંભવ હતો, વિપત્તિ સંપૂર્ણ સંભાવના હોવા છતાં પણ તેમના મિત્રની આ નગરીમાં સહજમાં તેમનાપર કશી પણ આપત્તિ આવી શકત નહિ. જ્યાં જે જે કાંઇક સત્તાવાન મોટા માણસો વસે છે, તેઓ સર્વે બુદ્ધિના વિપર્યાયથી નવીન મંડળીના રાજ્યહારક રાજપ્રતિનિધિઓના પક્ષમાં જઇ મળ્યા છે. કેવળ રાજા દીનવલ્લભસિંહ એકલો રાય મહાશયના મિત્રરૂપે રહ્યા છે, અન્ય સર્વે સત્તાવાન પુરુષો ખુશામદીઆ અને હાજી હા ભણનારા કાપુરુષો બનીને તેમની વિરુદ્ધમાં વિરાટ કારસ્થાન રચવાની કોશિશ કરી રહ્યા છે. આવી હાલતમાં શંકરપૂર શહેરમાં એકલા વસવું એ રાય મહાશયને માટે બિલકુલ હિતાવહ નથી. અને સંપૂર્ણ વિશ્વાસ છે

કે, રાજા દીનવત્સલસિંહના રાજ્યના માણુસો અને દેવીપૂર રાજ્યનાં માણુસો સાથે મળીને રાય રણધીરસિંહ બહાદુરની રક્ષા કરવા ધારત તો અવશ્ય કરી શકત; પરંતુ હવે શું થશે? ભગવન્ જાણે! શું વિધાતા! તું મારા પ્રતિપાલક પ્રતિ અપ્રસન્ન થઇને ધરાના ધામપરથી તેમનું નિકંદન કાઢવા ધારે છે? પરમાત્મન્! મારા અન્નદાતાની રક્ષા કર? મારા બાહુમાં પણ એવું અનુપમ બળ આપ કે જેના યોગે હું તેમના ખાધેલા લૂણનો બદલો વાળવાને શક્તિમાન થાઉં." આ પ્રમાણે વિચાર કરી કિશોરસિંહ પુનઃ ઉંડા વિચારમાં પડી ગયો અને મનમાં ને મનમાંજ પોતાના અન્નદાતાનું સ્મરણ કરી દિલગીર થવા લાગ્યો.

તેણે પુનઃ પોતાના મનમાંજ વિચાર્યું કેઃ—"ભૂલ તો ભારી થઇ છે, પણ હવે ઉપાય શું? મારા માલિકનો મારાથી શી રીતે બચાવ કરી શકાય? હાય! અત્યારે હું એક મોટી ગુંચવણમાં આવી પડયો છું. વળી ખાસ કરીને રાજા ભૂપસિંહ મારા પ્રતિપાલકનો ભયાનક શત્રુ થઇને, જે પ્રકારની દુષ્ટ ચેષ્ટા કરી રહ્યો છે, તે સંબંધમાં તો તેઓ કાંઇ જાણી પણ શક્યા નથી. જો કે મેં તેમને બંદિવાન બનાવવાના પરવાના મારે હસ્તક કર્યાં છે, તો પણ તેથી તેમના પર જે આપત્તિ આવવાની સંભાવના છે, તે આપત્તિ કોઇપણ પ્રકારે હળવી થઇ શકે તેમ નથી. ગુસ્સાના માર્યા સળગી ઊઠેલા નવીન રાજમંત્રીઓ ફરીવાર નવીન પરવાના બહાર કાઢી આપશે અને એને લીધે મારા અન્નદાતાપર અવશ્ય ને અવશ્ય કાંઈ નવીન આપત્તિ આવી પડશે પરંતુ સૌભાગ્યની વાત માત્ર એજ છે કે, તેમને અહીંથી શંકરપૂર જઈ પોતાનો બચાવ કરવાનો કાંઇક અવસર મળ્યો છે અને એ સાથે તેઓ ભવિષ્યમાં રક્ષા મેળવવાનો કાંઇક નવીન ઉપાય પણ સોધી શકે તેમ છે, હાય! જે નર શાર્દૂલના હાથમાં એક સમયે સમસ્ત સુરંગપૂર રાજ્યની સત્તા અવલંબી રહી, જેમના વચનપર આખું પ્રધાનમંડળ અહર્નિશ આધાર રાખતું હતું, તેજ નરવીરની આજે કેવી વિષમ સ્થિતિ થઇ પડી? શું સંસાર આટલો બધો પરિવર્તનશીલ છે કે, જેથી મનુષ્ય સુખના શિખરપરથી એકદમ દુઃખના દરિયામાં ગબડી પડે છે? અરેરે? જો મારાથી મારા મનની વાત મારા અન્નદાતાને નહિ જણાવી શકાય, તો તેઓ પોતાના બચાવનો ઉપાય શી રીતે સ્થિર કરી શકશે? તેમને તેવો કોઇ સરળ ઉપાય શોધવામાં સુવિધા પણ શી રીતે મળી શકશે? આટલા દિવસ તેઓ

રાજધાનીથી પચાસ ગાઉ દૂર આવેલા બંધુ મંડળીમાં વસતા હતા, પણ અત્યારે તેઓ સ્વેચ્છાથીજ રાજધાનીની છેક નિકટમાં જઈ વસ્યા છે, એનું પરિણામ શું આવશે? સુરંગપૂરથી શંકરપૂરનગર ત્રીસ ગાઉથી પણ ઓછું દૂર આવેલું છે અને એ ઉપરાંત એ પ્રદેશમાં જોઇએ તેવા ઉત્તરસાધક મિત્રો તથા શુભેચ્છકોનો પણ સર્વથા અભાવ છે; બંધુ બાંધવોનો સાક્ષાત્કાર થવો અત્યંત કઠિન છે. આવી પરિસ્થિતિમાં તેમનું સંરક્ષણ કોણ કરશે? તેમનું હિત કોણ જાળવશે? હવે આવા સંયોગોમાં તો લાગ જોઇને ઘોરતમ વિપદ–ચક્રની વાતો સંભળાવીને તેમને સત્વર સાવધ કરવાની પરમ આવશ્યક્તા છે. પણ ત્યારે હવે તેમને શા રીતે સાવધ કરવા? ભંડારી મહારાજ અને શાંતિપ્રસાદ બ્રાહ્મણ તો દેવીપૂરમાં આવી શકે, એવો કાંઈ સંભવજ નથી; તેમનાથી દેવીપુરમાં આવી શકાય એવો કાંઇ ઇલાજ પણ નથી. વચ્ચે વચ્ચે અનેક પ્રકારના અવનવા બનાવો બનવાથી, મને અહીં આવવામાં અત્યંત વિલંબ થઇ ગયો છે અને એ વિલંબથી જ મારા માનનીય માલિકની સાથે મારી મુલાકાત થઇ શકી નથી; વળી એ દરમ્યાન શાંતિપ્રસાદ કિંવા ભંડારી મહારાજ પણ તેમની પાસે આવી શક્યા નથી. રસ્તામાં જો રાય મહાશયની સાથે મારી મુલાકાત થઇ હોત, તો મારે આવી ચિંતામાં કદાપિ પડવું પડત નહિ. પણ ત્યારે હવે મારે કરવું શું? કાંઇપણ સમજી શકાતું નથી. મારૂં મન અત્યારે કાંઇપણ દૃઢ નિશ્ચય કરી શકતું નથી. પણ હા, મેં સાંભળ્યું છે કે, ભંડારી મહારાજ જ્યારે અહીં આવશે, ત્યારે સરિયામ રસ્તેથી કદાપિ આવશે નહિ. દૂરદૂરના વાંકાચૂંકા માર્ગેથી ખૂબ સાવચેતી થઇને આવશે, એવો તેણે મારા પ્રતિપાલકની સાથે ઠરાવ કર્યો છે. રાય મહાશય સરિયામ રસ્તેથી ગયા છે, એથી તેમની સાથે ભંડારી મહારાજનો મેળાપ થવાનો બિલ્કુલ સંભવ નથી. ત્યારે હવે ઉપાય શો યોજવો?"

કિશોરસિંહે આ પ્રમાણે અનેક ચિંતાઓ કરી સવારના પહોરમાં પોતેજ વહેલા ઊઠીને શંકરપૂર જવાનો નિશ્ચય કર્યો. એ નિશ્ચયથી તેનું મન કાંઈ શાંત અને સ્થિર થયું. છેવટે તે નિદ્રાધીન થયો. રાત્રિ વીતી ગઇ, પ્રભાત થયો. કિશોરસિંહ શય્યા ત્યાગી ઊઠી બેઠો થયો. પ્રાતઃક્રિયામાંથી પરવાર્યા પછી તેણે મોહનલાલને પોતાના મનની વાત કહી સંભળાવી. શંકરપૂરની કચેરીમાં તેની સાથે જવાને મોહનલાલ

સમ્મત થયો. દરવાને તેમને બન્નેને બપોર સુધી રોકાવાનો આગ્રહ કર્યો; અને એ સાથે રાય રણધીરસિંહરાયની દાસી કમલાના મુખેથી કિશોરસિંહના સંબંધમાં તેણે અનેક પ્રકારના ગુણોની વાતો સાંભળી છે, એમ જણાવીને કિશોરસિંહના ગુણ ગાન ગાયાં. બીજાં માણસો પણ તેના ઉચ્ચ ગુણની પ્રશંસા કરતાં હતાં, તેઓ પણ કિશોરસિંહને રોકવા માટે તન મનથી બનતો આગ્રહ કરવા લાગ્યાં. પરંતુ કિશોરસિંહ હવે લેશ માત્ર પણ વિલંબ કરવાને રાજી થયો નહિ, ઇશ્વર કદાચ એવા શુભ દિનો દેખાડશે, તો તે સમયે અવશ્ય આવી મળીશ, એવી ઇચ્છા દર્શાવીને તેણે દરવાન તથા બીજાં બધાં માણસો પાસેથી વિદાયગીરી માગી. કુલીનકુમાર ચૌધરી મહાશયની અશ્વશાળામાંથી એ નવીન અશ્વો લઇને મોહનલાલની સાથે કિશોરસિંહ શંકરપૂર ભણી રવાના થયો.

## ત્રયોદશ પ્રસંગ

### પહાડમાં વિપદ

गीतामृतातिरतिकर्णपुटस्त्रि पुष्ट पर्यंकपाल—
इव कष्टमुपैति घोरम् ।
सच्छमलुब्धककृताद्भुतगीतलुब्धं—
विलोक्य मृगं भयविह्वलांगम् ॥

ભાવાર્થઃ—જેના કાન ગીતરૂપી અમૃતમાં તદન આસક્ત છે, તે માણુસ શય્યાપાલકની* પેઠે ઘોર દુઃખ પામે છે. દૃષ્ટાંત તરીકે કપટી

* શય્યાપાલકની કથા આ પ્રમાણે છેઃ—દ્વાવવતીપૂરીમાં ત્રિપૃષ્ઠિ વાસુદેવ રાજ કરતા હતા, અને તેમની આગળ ગંધર્વ ગાન કરતા હતા. ત્રિપૃષ્ઠિએ પોતાને નિદ્રા આવ્યા બાદ ગાયન બંધ કરાવવા પોતાના શય્યાપાલકને હુકમ કર્યો. શય્યાપાલક ગાયનમાં એવો લુબ્ધ થયો કે રાજા નિદ્રાવશ થવા છતાં પણ તેણે ગાયન બંધ કરાવ્યું નહિ; તેથી ત્રિપૃષ્ઠીની આંખ ઉઘડી ગઈ અને કોપાયમાન થઈ તે શય્યાપાલકને કહેવા લાગ્યો કેઃ—"અલ્યા દુષ્ટ! મારો હુકમ છતાં આટલો બધો ગાયનમાં લુબ્ધ થઇ ગાયન બંધ કરાવ્યું નહિ અને મારી નિદ્રા બગાડી." એમ કહી તેને શિક્ષા તરીકે તેના બે કાનમાં સીસું તપાવીને રેડાવ્યું, જેથી તે ઘોર કષ્ટ પામી મરણ પામ્યો.

પ્રયોજક.

પારધિએ કરેલા અદ્‌ભુત ગીતમાં લુબ્ધ થયેલા પાશમાં પડી બંધન પામેલા અને મૃત્યુના ભયથી વિહ્‌વલ બનેલા હરણને જુઓ. ”

સૂર્યનો ઉદય થઇ ગયો હતો; પહાડી પ્રદેશમાં સૂર્યદેવનાં તીક્ષ્ણ કિરણો ઘણા સમય થયાં ફેલાઈ ગયાં હતાં; વળી વિશેષે કરીને તે દિવસે ઘોરતમ ધુમસે દશે દિશાઓને અંધકારમય કરી દીધી હતી; દેવળનાં શિખરો, મોટી મોટી ઇમારતો, પહાડો, ગુંબજો, અરણ્યો, વૃક્ષો, જળાશયો અને જળસ્થળ આદિ સમસ્ત ગાઢ ધુમસથી ઢંકાઈ ગયાં હતાં. એ સર્વેએ સમાનભાવે ધુમ્રવર્ણ ધારણ કરી લીધો હતો. કિશોરસિંહ એ ધુમસમાં થઇને, અસ્ત્રસસ્ત્રસહિત અશ્વપર બેસી આમતેમ ફરતો ફરતો ભીલદુર્ગ, આનંદમઠ, શંકારણ્ય ઈત્યાદિ સ્થાનોનું અવલોકન કરતો કરતો પહાડ ભણી ચાલ્યો જતો હતો. જે રસ્તેથી તે આવ્યો હતો, તેજ રસ્તે અત્યારે પણ પાછો ચાલ્યો જતો હતો. પહાડનો માર્ગ કાંઇક ઢાળ પડતો હતો એ માર્ગની ઉપરથી પણ માણસો ચાલી શકતાં હતાં અને નીચેથી પણ ચાલી શકતાં હતાં, ઉપરથી નીચે આવવાનું જેવું ભયંકર અને કઠિન કાર્ય હતું, તેવીજ રીતે નીચેથી ઉપર ચઢવાનું પણ ભયંકર અને કઠિન કાર્ય હતું. ગાય, બળદ, બકરાં, ઘેટાં ઇત્યાદિ પણ એ રસ્તે ડરતાં હતાં, પહાડી અશ્વો પણ એ માર્ગે હાલવા ચાલવાના અભ્યાસી હતા; વસ્તુતઃ અશ્વપર બેસી એ દુર્ગમ ઢાળ પડતા માર્ગેથી નિર્ભયપણે આવવું જવું એ કાંઇ જેવા તેવા સાહસનું કાર્ય નહોતું. કોઇ કોઈ સ્થળે પહાડનાં ઉંચામાં ઉંચાં શિખરો ઓળંગવાં પડતાં હતાં, તો કોઇ કોઈ સ્થળે છેક ઉંડામાં ઉંડી અતલઅંધારી ગુહામાં પણ પ્રવેશ કરવો પડતો હતો. જો એકવાર જરાપણ પગ લપસે તો અશ્વો સ્વાર સહિત પાતાળમાં ગબડી પડે તેવો સંભવ હતો. આવા સંકટ ભરેલા પહાડી પથે મોહનલાલ નિર્ભયતાથી કિશોરસિંહને પોતાની સાથે લઇને આગળ ચાલ્યો જતો હતો.

બપોરનો સમય થયો કિશોરસિંહ તથા મોહનલાલ બન્ને જણા પહાડની બરાબર વચ્ચેના એક સાંકડા માર્ગમાં આવી પહોંચ્યા; પરંતુ હવે એ માર્ગમાં એ બન્ને જણાથી એકી સાથે ચાલી શકાય એવો ઈલાજ બાકી રહ્યો નહિ. કારણકે, એ માર્ગ એટલો બધો સાંકડો હતો કે, તેના પર ભાગ્યેજ એક માણસથી ચાલી શકાય તેમ હતું. આથી મોહનલાલ માર્ગદર્શક રૂપે આગળ ચાલવા લાગ્યો અને તેની પાછળ

પાછળ આપણો નવીન નાયક કિશોરસિંહ ચાલવા લાગ્યો. એ સમયે એ સાંકડા માર્ગમાં તે જાણે શૈલના કટિબંધ સ્વરૂપ દેખાવા લાગ્યો. બન્નેજણા એ સુંદર સુશોભિત અશ્વોપર બેસીને ચાલ્યા જતા હતા. ધુમસના અંધકારમાં સ્હામેની અથવા પાછળની કોઇપણ વસ્તુ દૃષ્ટિ-ગોચર થતી નહોતી; સર્વત્ર ભયાનક ભાવ દર્શાવતા અંધકારનુંજ સામ્રાજ્ય સ્થપાયલું જોવામાં આવતું હતું. કિશોરસિંહ તથા મોહન-લાલ બન્નેજણા એક બીજાના શરીરને પણ ઘણી મુસ્કેલીએ જોઇ શકતા હતા.

એવામાં અકસ્માત તેમના કાને મનુષ્યનો કંઠસ્વર સંભળાયો; એથી એ બન્નેજણાએ એકી સાથે ચમકીને ઉંચી નજરે દૃષ્ટિપાત કર્યો. શિખર દેરાપરથી બે અશ્વારોહી પુરુષો સહજ આગળપાછળ રહીને ધીમે ધીમે ચાલ્યા જતા હતા. કિશોરસિંહ જે દિશામાં જતો હતો, તેજ દિશામાં તેમની બન્નેની નજર તલપી રહી હતી. મનુષ્યના અવયવો, અશ્વોના અવયવો, ગતિની ચંચળતા, વગેરેજ માત્ર નયન-ગોચર થયું, પરંતુ તેમના ચહેરા કેવા હતા, રંગ કેવો હતો, પોશાક કેવો હતો, એ સંબંધમાં કશું પણ જાણી શકાયું નહિ. ધુમસના આવ-રણમાં ફક્ત એટલુંજ જણાયું કે જાણે મનુષ્યની છાયાજ દૃષ્ટિગોચર થઇ રહી છે. એ છાયા વારંવાર ઉપરથી નીચે અને નીચેથી ઉપર આવતી જતી જણાતી હતી. જો એ સમયે કદાચ કિશોરસિંહના હાથમાં દીપક હોત, તો તે અનુમાન કરી શક્ત કે, એ છાયા કોની છે અને શી રીતે પડી રહી છે. વાસ્તવિક રીતે બે અશ્વારોહીઓ ચાલ્યા જતા હતા, એ તો જાણે નિશ્ચિતજ હતું; કિશોરસિંહના મનમાં એ સંબંધમાં કશો સંશય રહ્યો નહોતો.

કિશોરસિંહના મનમાં સંશય ઉપસ્થિત થયો. ચારે તરફ કુચક્ર કારસ્થાન, ચારે તરફ પ્રતારણા—દગાબાજી, ચારે તરફ શત્રુ—દુસ્મન ફેલાયલા હોવાથી મનને વિશે સંશય ઉપસ્થિત થાય, તો તેમાં કાંઈ આશ્ચર્ય પામવા જેવું પણ નહોતું. કાંઇક વેગપૂર્વક અશ્વ ચલાવી કિશોરસિંહ એકદમ મોહનલાલની નજીકમાં જઇ પહોંચ્યો; પરંતુ એ સાંકડા માર્ગમાં પાસે પાસે ચાલવું અશક્ય અથવા અસંભવ હોવાથી તેણે તેની પાછળ રહીનેજ ગુપચૂપ કહી દીધું કે:—"મોહનલાલ! સાવધાન! નવીન આપત્તિ મસ્તકપર ગાજી રહી છે, જે ક્ષણ જાય છે, તેમાં અવસ્ય ને અવસ્ય કાંઇક અદ્ભુત બનાવ બનવાની સંભા-

વના મારા મનમાં રહ્યા કરે છે. ભાઈ! હવે ચેતીને ચાલવાની ખાસ જરૂર છે.”

મોહનલાલ જવાબ આપવાની તૈયારી કરતો હતો, એવામાં એકાએક તેમની બન્નેની નજર ઉપરના પહાડ ભણી જઇ પડી, શિખરપરના અશ્વારોહીએ તેજ વખતે વાયુ વેગે અશ્વો દોડાવીને જોતજોતામાં કોણ જાણે ક્યા પ્રદેશમાં અદૃશ્ય થઇ ગયા કે ક્ષણવાર સુધી તેમનો બન્નેનો કશો પત્તો પણ મળ્યો નહિ.

એથી અત્યંત ગભરાઇને કિશોરસિંહે પોતાના પ્રિય સહચર મોહનલાલને સંબોધીને પૂછ્યું કેઃ–“મોહનલાલ! બીજી કોઇપિણ દિશામાંથી આ શિખરપર ચઢવાનો કોઇ માર્ગ તારા જાણવામાં છે કે? હું ત્યાં જઇને જાણવા માગું છું કે, એ લોકો કોણ છે અને શા કારણથી આ પહાડી પ્રદેશમાં આવ્યા છે?

મોહનલાલે જવાબ આપ્યોઃ–“ ના, ના, આપ જશો નહિ, આપના શિરપર અત્યારે આપત્તિનું વાદળ ગાજી રહ્યું છે. આપના જીવનને હું અત્યારે સહી સલામત જોઇ શકતો નથી. કૃપા કરી આપ જ્યાં છો, ત્યાં ને ત્યાંજ ઉભા રહો. જો કદાચ આપના મનમાં એ પુરુષોનો પરિચય મેળવવાની ઉત્કટ અભિલાષા ઉત્પન્ન થઇ હશે, તો પછી હું પોતે જ ત્યાં જઇને તેમનો પત્તો મેળવી લાવીશ–પરંતુ હમણાં તો ચૂપચાપ મારી સાથે ચાલ્યા આવો. હું ધારૂં છું કે, એ લોકો વાસ્તવિક રીતે મનુષ્ય નથી, પરંતુ મનુષ્યના આકારમાં રહેલા ભૂતાત્માઓજ છે. મેં સાંભળ્યું છે કે, આ પ્રદેશમાં ભૂત પ્રેતનો ઉપદ્રવ અતિ અધિક પ્રમાણમાં છે અને રાત્રિ દિવસ અનંત ભૂતાકૃતિઓ આ પ્રદેશમાં જ્યાં ત્યાં વિચરણ કર્યા કરે છે.”

સુસ્થિર વિનમ્ર સ્વરે કિશોરસિંહે કહ્યું કેઃ—“ ના, ભાઈ! આવી મોટી વાતને તમો આમ સહજમાંજ છેક હવામાં ન ઉડાવી દો. હું તમોને જે કાંઇ કહું છું, તેમાં અવશ્ય ને અવશ્ય કાંઈક ગુપ્ત હેતુ સમાયલો છે, હું તમારી પેઠે મારા મનમાં જે સંશય પેદા થયો છે, તે સંશયવાળી વાતને હવામાં ઉડાડવા માગતો નથી. દુનિયામાં ભૂતનું અસ્તિત્વ છે, એ વિષયમાં હું લેશ માત્ર પણ અસ્વીકાર કરી શકતો નથી, પરંતુ અત્યારે હું તમોને જે બે આકૃતિઓની વાત કરી રહ્યો છું, તે ભૂતાકૃતિઓ તો નથીજ. મારા મનમાં મને સંપૂર્ણ જણાઈ આવે છે કે, એ આપણા શત્રુપક્ષના કોઇ જાસૂસ કિંવા દૂતોજ હોવા

જોઇએ. ભાઇ! આજકાલ મારી જે અવસ્થા થઇ પડી છે, તેનો વિચાર કરી જોતાં મને સ્પષ્ટ સમજાઇ આવે છે કે, મારા શત્રુઓ મને એક ક્ષણ પણ વીલો મૂકતા નથી, જો ન કરે નારાયણને કદાચ એવો પ્રસંગ આવી લાગે કે, હું એ પાપાત્માના પંજામાં સપડાઇ જાઉં, તો એ ઝેરીલા નાગ જેવા જાલિમ નરરાક્ષસો મારા દેહનું પતન ક્ર્યાં વિના પણ રહે તેમ નથી. મને લાગે છે કે, ઉપરનો માર્ગ કાંઇ સીધો અને સરળ હશે, અને એટલા માટેજ તેઓ નીચેના માર્ગેથી ન ચાલતાં ઉપરથી ચાલતા હશે; અથવા શત્રુપક્ષના ગુપ્તચર રૂપે આવીને એ દુષ્ટ લોકો આપણાથી છૂપાઈ છૂપાઇને આપણી તપાસ રાખતા રાખતા આપણી સાથે સાથે ચાલ્યા આવતા હશે.” આ પ્રમાણે કહેતાં કહેતાં કિશોરસિંહે પુનઃ એકવાર ઉપરની બાજૂએ દૃષ્ટિપાત કરી જોયો; દૃષ્ટિપાત કરતાંની સાથેજ તે એકદમ અજાયબીથી બોલી ઊઠયો:—આમ જૂઓ, આમ જૂઓ, વળી પાછા એ લોકો ક્યાંક છૂપાઇ ગયા છે.”

ઉપર જોઇને મોહનલાલે કહ્યું:—“ખરૂં છે! તમારૂં કહેવું બિલ્કુલ ખરૂં છે, મને પણ એમજ લાગે છે કે, એ ભૂતકૃતિ હો કિંવા મનુષ્યાકૃતિ હો પણ આટલામાં ભ્રમણ કરી રહી છે.”

કિશોરસિંહે કહ્યું:—“જૂઓ! જૂઓ! એ આકૃતિઓ અત્યારે હવે અશ્વપરથી નીચે ઉતરી પડી હોય એમ જણાય છે. સ્થિર થઇને ઉભેલી જણાય છે. સ્હામેનો માણસ પત્થરની શિલાને ટેકણ દઇને ઊભેલો દેખાય છે, ભાંગ્યા તૂટયા પત્થરના ટૂકડાઓથી તેમની બન્નેની છાતીઓ પણ ઢંકાઈ ગયેલી છે. કેમ, એ બધું જોઇ શકો છો? મેં કહી તે વાત આપના માનવામાં આવે છે?”

મોહનલાલે કહ્યું:—“બરાબર છે. તમારી વાત મને સંપૂર્ણ સત્ય ભાસે છે. મને લાગે છે કે, અશ્વપરથી નીચા ઉતરી એ બન્ને જણાઓ આપણા તરફ આવી રહ્યા છે. ચાલો, આપણે આપણા અશ્વો દોડાવીને ચાલ્યા જઇએ. તમો ચોક્કસ ખાત્રી રાખજો કે, જો કદાચ એ લોકો આપણી સાથે યુદ્ધ કરવાને તૈયાર થશે, તો હું તેમનો પરાજિત કર્યા વિના કદાપિ રહીશ નહિ; તેમજ તમોને પણ કશી ઇજા આવવા દઈશ. આપણા પોતાના બચાવની ખાતર મારે મારા પંચપ્રાણનું બલિદાન આપવું પડશે, તો તેમ કરવામાં પણ હું બિલ્કુલ

સંકુચિત થઇશ નહિ. ચાલો, હવે વિના કારણ વિલંબ ન કરો, સત્વર ચાલો.”

આમ કહીને મોહને તરતજ પોતાનો અશ્વ દોડાવી મૂક્યો. કિશોરસિંહ લગભગ દશબાર હાથ તેનાથી પાછળ પડી ગયો; સ્થિરતાથી ચોમેર જોતો ઉભો રહ્યો. તેની નજર ઉપરની દિશા ભણીજ ચોંટી રહી. ઘોર નિબિડ ધુમસના આવરણમાં, તે માણસના અવયવો, અશ્વના અવયવો, સ્થિર નયને જોવા લાગ્યો; એવામાં એકાએક કિશોરસિંહના મુખમાંથી ભય ભરેલો અસ્પષ્ટ ચીત્કાર શબ્દ બહાર નીકળી પડ્યો. ભયંકર શબ્દથી, ઘર્ઘર ઘર્ષણથી, અતિ ઉતાવળા સૂસવાટા કરતો કોઇ એક વસ્તુનો અવાજ સંભળાવાથીજ કિશોરસિંહના મુખમાંથી એ ભયભરેલો શબ્દ એકાએક બહાર નીકળી પડ્યો. મોહનલાલના કાન સાથે પણ એ ભયંકર શબ્દ સંભળાયો. મોહનલાલે પણ સહસા ભયભીત થઇને, ચમકિત નયને ઉર્દ્ધદિશામાં દૃષ્ટિપાત કર્યો. દૃષ્ટિપાત કરીને, હજી તેને પૂરો આંખો ફેરવવાનો અવસર પણ મળ્યો નહિ; ક્ષણ માત્રમાં તો એક પ્રકાંડ પાષાણ ભયંકર શબ્દથી ગબડતો વેગપૂર્વક તેના મસ્તકપર આવી તૂટી પડ્યો, અશ્વસહિત મોહનલાલ મર્માન્તિક દારુણ હૃદયભેદી ચીત્કાર કરતો પત્થર તળે દબાઇને ઘોર અંધકારમાં ને અંધકારમાંજ ઉંડી ગુહાના અતિ ઉંડાણવાળા પ્રદેશમાં એકદમ ગબડી પડ્યો! હાય! એ સમયના દૃશ્યનું શું વર્ણન કરવું? અમારી આ ક્ષુદ્ર નિર્જીવ લેખિની એ હૃદયવિદારક પ્રસંગનું યથાર્થ વર્ણન કરવાને પણ અસમર્થ છે. જો કોઇ હૃદયવાન પુરુષની દૃષ્ટિએ એ દૃશ્ય ચઢે, તો તેના ઉરને વિશે વિષમ વેદના થયા વિના કદાપિ રહેજ નહિ. પ્રભુ! શું તારો ન્યાય આવો વિચિત્રજ છે! તારૂં શરણ ગ્રહી રહેનાર, તારામાં અચલ શ્રદ્ધા રાખનાર તથા તારા સંતાનોના કલ્યાણની અહર્નિશ કામના ધરાવનાર મનુષ્યનું તું આવુંજ સંરક્ષણ કરે છે કે? પણ ના, પરમાત્મન્! તારૂં એક પણ કાર્ય ઉદ્દેશ વિનાનું હોતુંજ નથી. તારા પ્રત્યેક કાર્યમાં અવશ્ય ને અવશ્ય, કાંઇક, શુભ આશય તો અવશ્ય સમાયલો હોય છેજ. કિશોરસિંહની કાયાનું રક્ષણ કરી તેનાપર આવનારી આપત્તિને મોહનલાલપર ઢોળી પાડવામાં પણ અવશ્ય તારો કોઈ મહત્ હેતુજ છૂપાયલો હોવો જોઇએ. અરેરે! મોહનલાલની સાથે તેનો અશ્વ પણ મૃત્યુના વિષમ વ્યાધિથી પીડિત થઇને અત્યંત કરુણા ઉપજાવનારૂં ક્રંદન કરવા લાગ્યો. આ સર્વ હૃદય-

કંપિત દૃશ્યને જોઇને કિશોરસિંહથી સ્થિર રહી શકાયું નહિ. તે બિચારો ભયનો માર્યો એકાએક એક ભયંકર ચીત્કાર કરી ઊઠયો, ક્ષણવારમાંજ એ સર્વે યંત્રણાનો ધ્વનિ, તથા તે છેવટનો શોક ધ્વનિ એ પહાડના વાયુમંડળસહિત મળીને શૂન્યમાં વિલીન થયો. ત્યાર પછી બીજું કાંઈ પણ સંભળાયું નહિ. સમસ્ત પહાડી પ્રદેશે ભયાનક નિઃસ્તબ્ધતા ધારણ કરી લીધી.

અશ્વની પીઠપર બેઠેલો કિશોરસિંહ થરથર કંપી રહ્યો હતો. સંતપ્ત હૃદયે તેણે એકવાર નિમ્નદૃષ્ટિથી—નીચી નજરથી અંધારા ગબારાવાળી ભયાનક ગુહા ભણી કટાક્ષપાત કર્યો. કટાક્ષપાત કરી તે જે કાંઇ જોયું. તેથી તેનું સમસ્ત હૃદય બ્રહ્માંડ ડોલી ગયું તેણે જોયું કે, હતભાગી મોહનલાલનો દેહ બળવત્તર અશ્વદેહની સાથે ચૂર્ણવિચૂર્ણ થઇને ગુહાના મધ્યભાગમાં આમ તેમ તરફડીયાં ખાતો પડેલો છે અને તેના તથા અશ્વના શરીરમાંથી રક્તની અવિરત ધારાઓ વહી રહી છે. આથી તેના મનમાં જે, શોક વ્યાપેલો હતો, તેમાં અત્યંત વૃદ્ધિ થઈ ગઇ.

ક્ષણમાત્રમાં આ બધો વિકટ બનાવ બની ગયો ! ક્ષણમાત્રમાંજ હૃદયમાં હાહાકાર મચાવનારો આ મહા ત્રાસજનક ઉત્પાત મચી ગયો. શોકથી, દુઃખથી, ક્રોધથી એકી સાથે જાણે દીવાના જેવો બની તે કિશોરસિંહે એ દુર્ગમ માર્ગેથી પવન વેગે ઉપરના શિખરપર જવા માટે પોતાના અશ્વને દોડાવી મૂક્યો. જે દુરાત્મા નીચતમ નીચ નરાધમોએ નિરપરાધી નિરીહ મોહનલાલને નિર્ઘાત્ પાષાણ તળે દબાવીને મારી નાખ્યો છે, તે મનુષ્યકુળના કલંકરૂપ હિચકારાઓનાં માથાં હમણાં ને હમણાંજ મારી તીક્ષ્ણ તલ્વારવડે લણી નાખીશ," એવી વાસનાને અંતરમાં સ્થાન આપી ક્રોધ સહિત કિશોરસિંહે અશ્વપર બેસી મ્યાનમાંથી પોતાની તલ્વાર બહાર કાઢી આંખનો પલકારો થતાં ન થતામાં તો તે બહાદુર વીર પર્વતના શિખરપર ચઢી ગયો.

ધુમસનું આવરણ હવે કાંઇક સ્વચ્છ થવા આવ્યું હતું. નજીકની સર્વ વસ્તુઓ સ્પષ્ટ રીતે જોઈ શકાતી હતી. કિશોરસિંહના ક્રોધની સાથે એક પ્રકારના મહાવિસ્મયે આવીને મેળાપ કર્યો. પોતાની નજર સ્હામે તેણે એક પ્રકારનો અતિ અદ્ભુત વ્યાપાર જોયો. શો વ્યાપાર જોયો? રેશમની એ પુરાતન કોઠીના આંગણામાં બેઠેલા

પેલા બન્ને મારવાડીઓ એક પ્રકારના પાપવ્યાપારમાં પ્રવૃત્ત થયેલા નજરે પડ્યા. ભીમેશ્વર તથા રમણચંદ્રના હાથથી આ કૃષ્ણ કારસ્થાનની રચના થઇ છે એ વાત હવે કિશોરસિંહથી અજાણી રહેવા પામી નહિ.

એ બન્ને નરપશુઓને જોતાંની સાથેજ કિશોરસિંહનો ક્રોધાગ્નિ પ્રજ્વળી ઊઠ્યો, તેના રૂંવે રૂંવામાં પ્રતિહિંસાનો પ્રબળપાવક સળગી ઉઠ્યો. નીચેથી તેણે પોતાની નજરોનજર જોયું હતું કે, એક બળવાન પુરુષે પોતાના બન્ને પ્રકાંડ હસ્તવડે દુર્જય વસ્તુવિક્રમથી એ પત્થરને નીચે ગબડાવી દીધો હતો. એ બળવાન પુરુષ અન્ય કોઇ નહિ, પરંતુ રાજા ભૂપસિંહનો 'હાજી હા' ભણનારો ખુશામતીઓ બનાવટી મિત્ર ભીમેશ્વરજ હતો- ભીમેશ્વરને જોતાંની સાથેજ એકદમ વેગપૂર્વક પોતાના અશ્વ દોડાવીને તેની છેક સન્મુખમાં આવી કિશોરસિંહે વજ્રવત્ ભીષણ હુંકારધ્વનિ કરી તે પાપાત્માને સંબોધીને કહ્યું:—" ખૂની બદમાશ! કયા અપરાધથી તેં આ બિચાર નિરપરાધિ મનુષ્યને પત્થર તળે ચગદી નાખ્યો? તેણે તારૂં શું અહિત કર્યું હતું કે જેથી વિનાકારણ તેં તેને મરણને શરણ કર્યો? ચાલ, હવે લડવાને તૈયાર થા, મ્યાનમાં છુપાયલી તારી ભીરુ તલ્વારને બહાર કાઢ જો મેં ધાર્યું હોત, તો હું તારો સંહાર કરવાને શક્તિમાન હતો, પરંતુ નહિ, એવું કાપુરુષતાનું કાર્ય કરવાની મારી બિલકુલ ઇચ્છાજ નથી, કારણ કે;

" વીરતા ભરી ઉરને વિશે, બાહુ વિશે શક્તિ વસી;
સાહસ ભર્યું આ અંતરે, જીવન તણી પરવા નથી;
મરવું અને કાં મારવું છે, સૂત્ર મારૂં એ નકી;
ભેદાઈ જાવું છો વપુ, તલ્વાર કેરા મારથી;
સન્મુખ યુદ્ધે હું લડું, પાછો પડું છું ના જરી
તલ્વાર ઝાલી હાથમાં તૈયાર થા પ્રભુને સ્મરી."

**પણ હાય બિચારા કિશોરસિંહના મસ્તકપર એકાએક દુઃખનો પહાડ તૂટી પડ્યો, તેનો કુગ્રહ તેનાપર એકદમ કુપિત થયો, ભાગ્યદેવીએ તેને ભૂલાવ્યો, દુઃખના દરિયામાં ગબડાવી દીધો.** એકાએક કિશોરસિંહનો અશ્વ પત્થરપર એક ચકરી ખાઇને નજીકમાં આવેલી ઉંડી ગર્ત્તામાં ગબડી પડ્યો, સાથે સાથે એ બિચારો હતભાગી યુવક કિશોરસિંહ પણ ગબડી પડ્યો; એવામાં એકાએક રમણચંદ્રે એકદમ કૂદી આવીને કિશોરસિંહની ગર્દન પકડી લીધી

અને એ સાથે જોરસહિત તેનો હાથ પકડી બળાત્કારે ઘસડીને તે પાપપરાયણ પિશાચ તેને એક બીજા પત્થરપર લઇ ગયો. ક્ષણવારમાં શયતાનનો સંગી ભીમેશ્વર પણ વાઘની પેઠે કૂદીને, કિશોરસિંહની છાતી પર ચઢી બેઠો. ત્યાર પછી તે બન્ને માનવના આકારમાં રહેલા મનુષ્યતાહીન નરરાક્ષસોએ કિશોરસિંહની તલ્વારને છીનવી લીધી અને એ સાથે એ બિચારાના બન્ને હાથ પગને મજબૂત રીતે બાંધીને બિલ્કુલ અશક્ત બનાવી દીધો. હાય! દેવ સમાન પવિત્ર આચરણવાળો નવયુવક અત્યારે એકાએક દાનવતુલ્ય સ્વાર્થાન્ધ પુરુષોના હાથમાં પકડાઇ ગયો, કિશોરસિંહના મનની આશા ક્ષણવારને માટે મનમાં ને મનમાંજ રહી ગઇ. જો કે એ નરકેસરીના બાહુમાં એકી સાથે એવા અનેક મનુષ્યોનો વિનાશ કરવાનું સામર્થ્ય વ્યાપેલું હતું; પરંતુ એકાએક ઇશ્વરી કોપથી તે બિચારો છેક અશક્ત બની ગયો હતો, અતિ ઉંચાણ વાળી જગાએથી ગબડી પડવાથી તેના અંગના સર્વ અવયવો ક્ષીણ થઇ ગયા હતા. બસ, એથી કરીનેજ કિશોરસિંહ અત્યારે એ બન્ને નરહન્તા મારવાડી બદમાશોના હાથનો બંદિવાન બની ગયો.

કિશોરસિંહે વિચાર્યું કે, તે પોતે અત્યારે રાક્ષસના પંજામાં સપડાયો છે, એટલા માટે સહજમાંજ તેનો ઉદ્ધાર થઈ શકે તેમ નથી; વિનતિ કરીને મુક્તિ માગવાથી અવશ્ય એ વિનતિ વૃથાજ જાય તેમ છે; નરહન્તાના શરીરમાં દયા મમતાની આશા રાખવી, એ કેવળ એક પ્રકારની વિડંબનાજ છે. હવે કલ્યાણની આશા રાખવી, એ સર્વથા નિષ્ફળજ છે. પણ હાય! મારી આવી વિષમ દશા! રાય રણધીરસિંહ રાયના મહાલયમાં વસી મેં જે અનુપમ વૈભવો ભોગવ્યા હતા, તેનું અંતે આવું વિપરીત પરિણામ મારે ભોગવવું પડ્યું? અરેરે! શું સંસાર આવો વિચિત્ર છે! ખરેખર દુનિયાના રંગો કાંઇક કાંઇ વિલક્ષણજ છે. અરે! મારી દશા અંતે આવી શોચનીય થઇ પડી?"

આ પ્રમાણે વિચાર કરી કિશોરસિંહ પોતાના મનમાં ને મનમાંજ પુનઃ પશ્ચાતાપ કરવા લાગ્યોઃ—

"હતો સુખી હું જેવો, દુઃખી છું હાલમાં તેવો;
સ્થિતિ બદલાતી છે જગતે અહા આવી દશા અંતે!

અરે ! આ પાસ આ કેવું ? દુઃખી સંગે દુઃખી છે શું ?
કર્યું આ કાળ ચક્રે શું ? અહા આવી દશા અંતે !
સરોવર સ્થાન નામે છે, નહીં જળકો સ્થળે ભાસે;
બની છે શુષ્ક ભૂમિકા ! અહા આવી દશા અંતે;
સરે છે રાન આ નજરે ! ફરૂં હું અત્ર જંગલમાં;
નહીં કંઇ ભિન્નતા તેમાં ! અહા આવી દશા અંતે;
તરંગો તો દિસે ક્યાંથી ? નહીં કંઈ નામ નિશાની;
તરંગો તો રહ્યા હૃદયે ! અહા આવી દશા અંતે.
સ્મરૂં શું હું વિલોકીને ? પ્રથમનાં ચિત્ર નવ નજરે !
હૃદય ભેદાય અવલોકે ! અહા આવી દશા અંતે !
બિચારાં મચ્છ પાણીમાં રમત કરતાં મળી સંગે !
મરી ચાલ્યાં ! સ્થિતિ કેવી ! અહા આવી દશા અંતે !
ભૂમિ નિસ્તેજ આ રડતી ગગન સામું નિહાળીને !
રડે શું દુઃખ વિભુને ! અહા આવી દશા અંતે !
કિનારે આવી પંખીઓ રમંતાં નીરમાં પાસે;
હવે ક્યાંથી રમત દેખું ? અહા આવી દશા અંતે ?
**સમજ ચેતન્ વિચારી લે ! દશા છે સર્વની તેવી;**
**કદી સુખી કદી દુઃખી અહા આવી દશા અંતે.**

× × × × ×

હસે દિને રડે રાત્રે ! હસે રાત્રે ! રડે દિને !
કમળ કુમુદા, ભૂલે તે શું ? અહા આવી દશા અંતે !
**કદી ચડતી, કદી પડતી ? સ્મરી લે વૃક્ષની છાયા !**
**પછી શિદ ખેદ ધારે છે ? અહા આવી દશા અંતે !**
**કહું શું હું તને મુખે ? દિસે છે સૃષ્ટિનો ક્રમ તે !**
**બને જે તે સહેવાનું ! અહા આવી દશા અંતે.**

આ પ્રમાણે અનેક પ્રકારની ચિંતાઓ કર્યા પછી, કિશોરસિંહ ગંભીર વદને મૌનનું અવલંબન કરી ચૂપચાપ પડયો રહ્યો. પરંતુ જે દુરાત્માઓએ પોતાના નિરપરાધી સંગી મોહનલાલનું વિના દોષે અને વિના કારણે ખૂન કર્યું હતું, તેમના તરફ ક્રોધ તથા શોક મિશ્રિત તેનો સળગતો દૃષ્ટિપાત વક્ર રીતે જેમનો તેમ સ્થાયીજ રહ્યો. તેની આંખોમાં પ્રતિહિંસાનું ખૂન ઉછળી આવ્યું. આ તરફ પોતાની બારી છત થઈ છે, એમ ધારીને આનંદનો માર્યો ભીમેશ્વર અત્યંત ઉન્મત્ત

થઇ ઉઠયો. કિશોરસિંહની આંખો ત્યારે લાલ ચોળ થઈ ઉઠી હતી; પરંતુ ભીમેશ્વર તથા રમણચંદ્રે તેના તરફ લેશ માત્ર પણ લક્ષ આપ્યું નહિ.

સહજ દૂરથી બંદિવાનને બરાબર જોવાની અભિલાષાથી, ભીમેશ્વર એકાદ બે પગલાં પાછો હઠી આવ્યો. ત્યાર પછી તેણે રમણચંદ્રને સંબોધીને કહ્યું કેઃ—"ભાઇ રમણચંદ્ર! આજે આપણે દિગ્વિજય કર્યો છે, ભારી બહાદુરીનું કામ કર્યું છે. આપણા ભાગ્યને પ્રભાવ જોઈ લે. ખરેખર આપણા કિસ્મતના સિતારા તેજ હોય, એમજ જણાય છે. જો ને, આપણે ધારેલાં તમામ કામો ફત્તેહ થયાં છે; બધા બનાવો પણ બરાબર ધારવા પ્રમાણેજ બન્યા છે. એ માણસો અશ્વોપર બેસીને આ પહાડ પરથી આપણા તરફ ચાલ્યા આવતા હતા, એમને આપણે ક્ષણ માત્રમાં કેવી ચાલાકીની સાથે પંચત્વને પમાડી દીધા હતા! ક્ષણવારમાં તો આપણે આપણા મનની મુરાદને બર આણી દીધી છે! એ બન્નેને જોતાંની સાથેજ હું ઓળખી ગયો હતો, પરંતુ એ સમયે તેં મારી વાતને માની નહોતી, પણ કેમ, હવે તો મારી વાતની ખાત્રી થઇને? એ પાપાત્મા કિશોરસિંહને ઓળખવામાં આપણને બિલ્કુલ વિલંબ થયો નથી. આપણા સુદક્ષ બંધુ રાજા ભૂપસિંહે જેવી જીવતી જાગતી છબિ આપણા મનમાં આંકી દીધી હતી, એમાં શું આપણાથી કાંઇ પણ ભૂલ થઈ શકે ખરી કે? જોતાંની સાથેજ ઓળખી ગયા છીએ. એ લોકો શું કરતા હતા, કઈ દિશામાં જતા હતા, એ બધું જોવા માટે આપણે પણ પહાડપર ચઢયા હતા, ખરુ જોતાંની સાથેજ મેં મારી જાદૂઈ શક્તિનો કેવો અદ્દભુત પ્રયોગ અજમાવી દીધો હતો! ખરેખર! આજનો આપણો દિવસ સફળ થયો છે. રાજા ભૂપસિંહના મનને સંતુષ્ટ કરી મન માન્યું ઇનામ મેળવવાનો વખત હવે આપણે માટે છેક નજીકમાં આવી લાગ્યો છે! ભાઈ! દુનિયામાં પાપનો વિજય નથી થતો, એવું કોનાથી કહી શકાય તેમ છે? પાપથી શું નથી થતું? સર્વ કાંઇ થઇ શકે છે. ચાલૂ જમાનામાં તો પાપીઓ આનંદમાં ગુલ્તાન રહે છે અને પુણ્યાત્માઓ પીડિત થઇને હૃદય ભેદક આર્તનાદ કર્યા કરે છે. દૃષ્ટાંત તરીકે આપણા બન્નેનાં ભાગ્યની અનુકૂળતાને જોઈ જો. આપણે કેવું સાહસ, કેવી બુદ્ધિ અને કેવી દક્ષતા દર્શાવીને આપણું કામ પાર પાડ્યું છે? પત્થર ગબડાવીને એકી સાથે બબ્બે શત્રુઓનું પતન કરવામાં કેવી ચાલાકી

ચલાવી છે ? આ બધી બાબતમાં યશનો ભાગીદાર હું એકલોજ થઇ થઈ શકું તેમ છું. કહે જોઇએ કે, હું કેવો મોટો વીર, ધીર અને પરાક્રમી પુરુષ છું ?"

ભીમેશ્વરની આ ગર્વ ભરેલી સમસ્ત વાર્તા શ્રવણ કરીને રમણચંદ્રને કાંઇક હસવું આવ્યું; તે મનમાં ને મનમાંજ હસીને બોલ્યો: "કેવો, મૂર્ખ આત્મશ્લાઘી છે, આ સ્વાર્થનો ભૂખ્યો, નરપિશાચ ?"

ત્યાર પછી તેણે પ્રકટ રીતે ભીમેશ્વરને સંબોધીને કહ્યું:–"હા, ખરેખર, તમે એક મહાવીર પુરુષ છો. ભીમ, ભીષ્મ, જેવા મહાવીરોની વીરતાને પણ તમારી વીરતાની તુલનામાં મૂકી શકાય તેમ નથી. પણ હવે, ચાલો, વિના કારણ વખત ન વીતાડો. આ સઘળી આત્મશ્લાઘાને આટલેથીજ અટકાવો; ચાલો હવે, જલ્દી ચાલો. મહા મુશીબતે શિકારને સકંજામાં સપડાવ્યો છે, માટે એને ચાલો, એકદમ ઠેકાણેસર કરી દઇએ. આવા જબરા જોખમનો જુમ્મો શિરપર વ્હોરી રાખવાની મારી બિલ્કુલ ઇચ્છાજ નથી. રાજા ભૂપસિંહની પાસે જઈ, તેમની આ ઇચ્છિત વસ્તુ ભેટ કરી દઇએ અને એ સાથે આપણી પારિતોષિકની આશાને પણ પરિપૂર્ણ કરીએ."

આમ સાંભળી કિશોરસિંહને ઉદ્દેશી ભીમેશ્વરે કહ્યું:—"કેમ, દગાબાજી, દુષ્ટ દીવાના છોકરા! શું તું તારી પોતાની સ્વેચ્છાથીજ અશ્વપર આરુઢ થઇશ? ના, ના, અમો તને એવી તકલીફ વેઠવા દઇશું નહિ મજબૂત બંધનથી બાંધીને બળાત્કારે તને અમો અમારી સાથે લઇ ચાલીશું."

બંધનરજ્જુ બતાવીને કિશોરસિંહે ભીમેશ્વર તથા રમણચંદ્રને કહ્યું:—"બંધનમુક્ત કરી બળાત્કારે લઈ જવાની કશી પણ આવશ્યકતા નથી; મારા દેહના બંધનને મુક્ત કરો ચાલો, હું પોતે મારી મેળેજ તમારી સાથે આવું છું. તમારે હવે મારે માટે તકલીફ ભોગવવાની કશી પણ આવશ્યકતા નથી. જ્યાં સુધી તમારે કાંઇ ખાસ જરૂર ન પડે, ત્યાં સુધી તમો મારા શરીરનો સ્પર્શ પણ કરશો નહિ. હું વીરપુરુષ છું, મરણથી જરા પણ ડરતો નથી. ચાલો, તમો મને જ્યાં લઇ જવા ઇચ્છતા હો, ત્યાં તમારી સાથે આવવાને બેલાશક તૈયાર છું."

કિશોરસિંહની આવી નમ્રતા ભરેલી વાર્તા સાંભળીને રમણચંદ્રે કહ્યું કે:—"આમ જો, સાધારણ વાતો કરવામાં પણ તું અમારી

પાસે આવી બહાદુરી બતાવે છે! પણ જાણતો નથી કે, અમો કોણ છીએ અને અમારા બાહુમાં કેવી અમાપ શક્તિ રહેલી છે? પણ એ સર્વે વાતોને અત્યારે જવા દે, અમારા મનની મૂળ મતલબને બરાબર જાણી લે. કિશોરસિંહ! તારી સાથે અમારી પોતાની અંગત શત્રુતા લેશ માત્ર પણ નથી, અમો તો એક વ્યક્તિના પ્રતિનિધિરૂપે અત્યારે અહીં આવ્યા છીએ અને એ પ્રતિનિધિપણાનું કર્તવ્ય બજાવવા ખાતરજ અમારે તને આ પ્રમાણે કષ્ટ આપવું પડ્યું છે. વિનાકારણ તને દુઃખ દેવામાં અમોને શો લાભ થવાનો છે? ભાઈ તું નિર્ભય રહે; અમારાથી બનશે, ત્યાં સુધી અમો તને મરણ વશ થવા દઇશું નહિ. લક્ષ્મીની લાલચમાં પડીનેજ અમો અત્યારે આ પાપ–કાર્યમાં પ્રવૃત્ત થયા છીએ, સંપત્તિ સંપાદન કરવા વિના આમ કરવાનો અમારો બીજો એક પણ આશયજ નથી. અમો તો ખાન્દાન અને આબરૂદાર માણસનાં સંતાનો છીએ, અમારા પર પણ ન થવાના જુલ્મો ગુજરી ગયા છે. વખાના માર્યા લાચાર થઇને અમારે આ અવળા ધંધાનું અવલંબન કરવું પડ્યું છે. અમારી ઇચ્છા કેવળ તારા એકલાના ઉપરજ નિષ્ઠુરતા દર્શાવવાની નથી."

"સારૂં, સારૂં, તારા તરલ મસ્તિષ્કમાં આજે ખૂબ તત્વજ્ઞાનનો ઉદય થયો હોય એમ જણાય છે." રમણચંદ્રની વાર્તાથી અત્યંત અસંતુષ્ટ થઇને ભીમેશ્વર એકદમ ક્રોધાવેશમાં આવીને બોલી ઊઠયો કે:—"સારૂં, સારૂં, તારા તરલ મસ્તિષ્કમાં આજે ખૂબ તત્વજ્ઞાનનો ઉદય થયો હોય એમ જણાય છે, પરંતુ અત્યારે એ તત્વજ્ઞાનને તારી પાસે જ રહેવા દે. જો કે, કોઇ કોઇ વેળાયે આવું તત્વજ્ઞાન દર્શાવવાની આવશ્યકતા પણ પડે છે, પરંતુ અત્યારે એની કશી પણ આવશ્યકતા નથી. હમણાં તો આપણે જેમ બને તેમ જલ્દી આપણું કામ પતાવી ખીસાં તર કરવાની ખાસ જરૂર છે."

આમ કહી ભીમેશ્વરે રમણચંદ્રને સાધુવાદ આપી, કિશોરસિંહને સંબોધીને કહ્યું કે:—"અરે ઓ ઉછળતી જુવાનીવાળા છોકરા! ચાલ, અમારી સાથે સાથે ચાલ્યો આવ. અમારાથી તને બિલ્કુલ બંધન મુક્ત તો કરી શકાશે નહિ, પણ હા, તારા પગનું બંધન મુક્ત કરવાની ઉદારતા તો અવશ્ય દર્શાવી શકાશે. ચાલ, હું તારા પગ છોડી નાખું છું, તું અશ્વપર આરૂઢ થઇ જા. તારો અશ્વ ઈશ્વર કૃપાથી વિશેષ જખ્મી થવા પામ્યો નથી, સહજ જખ્મી થયો છે, પણ એથી કાંઈ

ચાલવામાં એને કશી પણ હરકત નડશે નહિ. ચાલ, વિલંબ ન કર, અશ્વપર આરૂઢ થા.”

કિશોરસિંહ અશ્વપર સ્વાર થયો. સ્વાર થયા પછી દગાબાજ દુષ્ટ ભીમેશ્વરે પાછા તેના પગ મજબૂત રીતે બાંધી દીધા. તેની કમરને ઘોડાના પેટની સાથે એક મજબૂત દોરડાવતી બાંધી દીધી. પહેલાંની પેઠે તેના હાથ પણ બાંધી દેવામાં આવ્યા. આ પ્રમાણે આવું અસહ્ય અપમાન સહન કરીને, કિશોરસિંહે ગંભીર મૌન ભાવે, એ વિદેશી પુરુષોના હાથનો બંદિવાન્ બની ચૂપચાપ અશ્વપર બેસી રહ્યો. જે નર શાર્દુલે કદાપિ કોઇનો એક કઠિન શબ્દ પણ સહન કર્યો નહોતો, તે અત્યારે બે પાપાત્માઓના હાથનો બંદવાન બની ચૂપચાપ બેસી રહ્યો અને તેમના બતાવ્યા મુજબ કાષ્ટ પ્રતિમાની પેઠે ચાલવા લાગ્યો. એ દુષ્ટ ગુપ્ત હન્તાઓ જે માર્ગેથી આવ્યા હતા, તેજ માર્ગેથી કિશોરસિંહની આગળ પાછળ પહેરો ભરતા પાછા અત્યંત આનંદિત થઇને આશાથી ઉછળતા અંતરે પરમ વેગપૂર્વક ચાલવા લાગ્યા.

બન્ને નર હન્તાના મધ્ય ભાગમાં મસ્તક નમાવી, કિશોરસિંહ ચૂપચાપ અશ્વપર બેસી તેમની સાથે સાથે ચાલ્યો જતો હતો. મનમાં ને મનમાંજ મોહનલાલના શોચનીય મૃત્યુની ચિંતા કરતો કરતો તે અત્યંત વિમર્ષ થઇ પડતો હતો. તે બિચારો વિમર્ષ વદને મનમાં ને મનમાંજ કહેતો હતો કેઃ–“મોહનલાલ! તું તારા આત્માને અવગતે જવા દઇશ નહિ, જો આજથી મારા શુભ દિવસનો ઉદય થયો હશે, મારા શુભ ગ્રહો મારાપર પ્રસન્ન થયા હશે, અને આ આપત્તિની પરીક્ષામાંથી ઉત્તીર્ણ થઈ શકીશ, તો તારા છેવટનાં અસ્થિને ગંગામાં પધરાવીશ અને જો એમ નહિ બની શકે તો પછી છેવટે તેનો બરાબર બદલો વાળીશ. મારા દેહનું ઉષ્ણ રક્ત રેડીને પણ હું તારા વૈમનસ્યનો પ્રતિ શોધ લઇશ. જગદીશ્વર પ્રસન્ન થશે, એવી આશાથી હું લેશ માત્ર પણ હતાશ થતો નથી.”

બે ચાર કલાકમાંજ એ બન્ને સ્વાર્થાન્ધ પિશાચો કિશોરસિંહને બંધનયુક્ત દશામાં લઇને આનંદ દુર્ગના દરવાજા પાસે આવી પહોંચ્યા. કિશોરસિંહને એ અજાણ્યા માણસોની સાથે એવી વિષમ સ્થિતિમાં આવી પડેલો જોઈને, દરવાજાપર પહેરો ભરતો વૃદ્ધ દરવાન અત્યંત વિસ્મિત અને વિમર્ષ થયો. પરંતુ કિશોરસિંહે પોતાના મનનું દુઃખ જરા પણ ન જણાવવા દેતાં, અત્યંત દિવ્ય પ્રસન્ન વદને મસ્તક નમા-

વીને, ચૂપચાપ દરવાનની સાથે ગુપ્ત સંકેત–સંભાષણ કર્યું. ભીમેશ્વરે તરતજ તે દરવાનને સંબોધીને કહ્યું કેઃ—" રાજા બહાદુર દુર્ગમાં આવ્યા છે કે ? "

દરવાને ઉત્તર આપ્યોઃ–" હા, ઘણી રાત્રિ વીત્યાં પહેલાં, તેઓ આવી પહોંચ્યાં છે."

મહા આલ્હાદથી ભીમેશ્વરે કહ્યુંઃ—" ત્યારે હવે શી ચિંતા છે ? મોટી મજા થશે. રમણચંદ્ર! ચાલ, વિલંબ ન કર! આપણી ભાગ્ય-દેવી આપણા પર પૂર્ણ પ્રસન્ન થઈ હોય એમ જણાય છે, રાજા બહાદુર પણ આવી ગયા છે, ચાલ, ભાઇ! હવે અશ્વપરથી નીચે ઉતરી પડ. અને કિશોરસિંહ ! તું પણ કાંઇક કષ્ટ વેઠીને અશ્વપરથી ઉતરી મારી સાથે સાથે ચાલ્યો આવ."

રાજા ભૂપસિંહ એ સમયે દુર્ગના આંગણામાં પદચારણ કરી રહ્યો હતો, એવામાં એકાએક અશ્વના પગલાંનો અવાજ તેના કાન સાથે સંભળાયો; એથી તે એક પળનો પણ વિલંબ કર્યા વિના તર-તજ દુર્ગના દ્વાર પાસે આવી પહોંચ્યો. કિશોરસિંહનાં ક્રોધથી લાલ ચોળ થઇ ઉઠેલાં નયનોની સાથે રાજાનાં નયનોનો મેળાપ થવાથી મહા ભયાનક વ્યાપાર બની ગયો. પ્રવેશદ્વારના મધ્યભાગમાં ઘણા દિવસ થયાં એક બખ્તર લટકી રહ્યું હતું, તે કિશોરસિંહ તથા રાજા ભૂપસિંહનો દરવાજામાં એકી સાથે સમાગમ થતાંની સાથે જ ભયા-નક શબ્દ સહિત તૂટી પડ્યું. રાજા ભૂપસિંહ એ વિષમદશ્ય જોઈને સ્તંભી ગયો. કિશોરસિંહના મનમાં પણ આશ્ચર્ય ઉપજ્યા વિના રહ્યું નહિ.

રાજાનું મુખ એકદમ શુષ્ક વિશુષ્ક થઈને, બરફના જેવું સફેદ બની ગયું. અંતરમાંના ઉંડા ભયથી તે થરથર કંપવા લાગ્યો. રાજાની એવી સ્થિતિ જોઈને કેટલાક માણસોએ એમ ધારી લીધું કે, એ ક્રોધનો માર્યો કંપી રહ્યો છે. રાજાએ પણ એ ભાવ દર્શાવવાના આશ-યથી જલદ ગંભીર ઉચ્ચ કંઠે ગર્જના કરી કહેવા માંડ્યું કેઃ— " સાલાઓને વારંવાર કહું છું કે, દરવાજાની વચ્ચે તલ્વાર, ઢાલ આદિ જે હથિયારો લટકાવવામાં આવ્યાં છે, તેને બરાબર મજબૂત રીતે બાંધીને લટકાવવાં, તેમ છતાં પણ હજી સુધી મારો હુકમ અમ-લમાં મૂકાતો નથી, તો તેનું કારણ શું છે ? ક્યાં છે; એ સાલો હરા-મખોર દરવાન ક્યાં મુઓ છે ? નિમકહરામ, ક્યાં ગયો ? બોલાવો મારી પાસે."

અમંગળ આશંકાથી મસ્તક નમાવીને દરવાને ઉત્તર આપ્યો: "બા, મહારાજ! બખ્તરને બરાબર ગોઠવવામાં આવ્યું હતું, તિલ માત્ર પણ ખસે તેમ નહોતું. પરંતુ વારંવાર એ કોણ જાણે શા કારણથી સરી પડે છે. અમારાથી તો એ બાબતમાં કાંઇ પણ સમજી શકાતું નથી."

"ચૂપ રહે, બેઅદબ, બદમાશ! તારા દોષથીજ વારંવાર આ બનાવ બન્યા કરે છે. ખબરદાર! ફરીવાર પાછું આવું ન બને, એની ખાસ સંભાળ રાખજે, નહિ તો પછી મરણને શરણ કરવામાં હું તારા પ્રતિ લેશ માત્ર પણ દયા દર્શાવીશ નહિ."

હૃદયમાં ભય, મુખમાં સાહસ અને અંતરમાં કંપારીને ધારણ કરી આડંબર પ્રિય ભૂપતિ ભૂપસિંહે આવા શબ્દોનો ઉચ્ચાર કર્યો; પરંતુ મનના આતંક કિંવા ભયને તે ચાણક્ય બુદ્ધિવાળા ચપળ પુરુષે આડંબર ભરેલાં વચનો દ્વારા પ્રકટ થવા દીધો નહિ. બન્ને મારવાડીઓ બખ્તરના ઝણકારથી પ્રથમ પહેલા તો અત્યંત ભયભીત બની ગયા હતા, તેમની કાયાને વિશે કંપનો આવિર્ભાવ પણ થઇ ચૂક્યો હતો; પરંતુ રાજાનું સાહસ જોઇને તેમનો તે ભાવ દૂર થયો, અને એ સાથે તેમણે પ્રથમનો તે શાન્ત ભાવ પુનઃ ધારણ કરી લીધો. રાજાએ તેમને બન્ને સંબોધીને કહ્યું કે:—"ધન્ય છે, ધન્ય છે, મારા વ્હાલા બિરાદરો! ધન્ય છે! તમોએ મારૂં કામ ફત્તેહ કરી આપ્યું છે, હું તમારો બન્નેનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો જ છે, આજથી તમો બન્નેએ મારા હૃદયને તમારૂં તાબેદાર બનાવ્યું છે. આ રાજદ્રોહીને બંદિવાન બનાવીને તમોએ મારા પર મોટું અહેશાન કર્યું છે. મારાથી બનતી મહેનતે હું તમારા આ પરિશ્રમનો યથાર્થ બદલો અવશ્ય અપાવીશજ."

રાજાનાં આવાં વચનો સાંભળીને કિશોરસિંહના બન્ને હોઠ કાંઇક કંપિત થયા. તેના મનમાં જાણે કાંઇક કહેવાની ઇચ્છા થઇ આવી, પરંતુ હજી ખરો વખત આવ્યો નથી, એમ ધારીને, તેણે તે ઇચ્છાને દબાવી દીધી; મનમાં વ્યાપેલા વિષમ વૈમનસ્યને તેણે લેશ માત્ર પણ વ્યક્ત થવા દીધું નહિ.

મહાલયના વિશાળ ચૉક ભણી મુખ ફેરવીને રાજા ભૂપસિંહે ત્યારે ઉંચા ગંભીર અવાજથી બૂમ મારી કહ્યું કે:—"અરે, કોઈ છે કે, આટલામાં? જે કોઈ હો; તે જલ્દી આવો. પ્રહરિ! ઓ પ્રહરિ!"

રાજાની આજ્ઞા થતાંની સાથેજ છ બળવાન પ્રહરીઓ એકદમ તેની પાસે દોડી આવ્યા, અને રાજા બહાદુરની સન્મુખ આવી ઉભા રહ્યા. રાજાની આંખોનો ઇશારો થતાંની સાથેજ બે પ્રહરીઓ મહા બળ પૂર્વક કિશોરસિંહના હાથ ઝાલી ઉભા રહ્યા. રાજાએ ફરીવાર હુકમ કર્યો કેઃ–"પ્રહરિ! એના અંગરખાંને ફાડી નાખ, ચીરી નાખ એને એકદમ નગ્ન કરી નાખ? જો, એની પાસે બીજી કોઈ પણ વસ્તુ છે કે નહિ, એની બરાબર તપાસ કર. ગઇ કાલે રાત્રે એ હરામખોરનો સરદાર મારી પાસેથી બળાત્કારે બે પરવાના છીનવી ગયો છે, હું ધારૂં છું હજી સુધી એ એની પાસેજ હશે. ચાલ, વિલંબ ન કર. જલ્દી પરવાના બહાર કાઢ. બરાબર ધ્યાનપૂર્વક જોઈ જો જોઇએ કે, તેણે પરવાનાને પોતાની પાસે રાખ્યા છે કે ફાડીને નષ્ટ કરી નાખ્યા છે?"

કિશોરસિંહે ખરી રીતે એ બન્ને પરવાના રાય રણધીરસિંહ રાય બહાદુરને બતાવવા માટે પોતાની પાસેજ રાખ્યા હતા; અંગરખું ફાડીને પ્રહરીએ તરતજ તેને બહાર કાઢી લીધા. કિશોરસિંહ કંપી ઉઠયો. તેણે વિચાર્યું કે, તેની કરી કારવેલી બધી મહેનત બરબાદ થઈ, માટીમાં મળી ગઇ.

મહા ક્રોધથી વ્યાકુલ થઈ, લાલચોળ આંખો કરી, કરડી નજરે કિશોરસિંહના મુખ ભણી દૃષ્ટિપાત કરી રાજા ભૂપસિંહે કર્કશ સ્વરે કહ્યું કેઃ–"કેમ? દુરન્ત વિશ્વાસઘાતક! હવે કેમ છે! મારી સાથે દગાબાજી કરવાને તૈયાર થયો હતો ખરૂં ને વારૂ? ઠીક છે, જોઉં છું કે, હવે તારા બાહુમાં કેટલી શક્તિ સમાયલી છે! નરાધમ! તારા તરલ મસ્તિષ્કમાં એટલો વિચાર પણ ન આવ્યો કે, રાજા ભૂપસિંહની સત્તા કેવી અસીમ છે! સાહસ કેવું અતુલનીય છે! તું પાપાત્મન્ છે. આજે તારા જીવનના દિનો પૂરા થયા છે. તારો કાળ તારો ભક્ષ કરવા માટે તૈયાર થયો છે. તેં જેમને બચાવવાની કોશિશ કરી હતી, તેઓ હવે મારા હાથમાં આવી ફસાયા છે, તેમાંથી તેમનો કોઈ પણ રીતે નિસ્તાર અથવા ઉદ્ધાર થઇ શકે તેમ નથી. તું પોતે પણ અત્યારે મારો બલિદાન બન્યો છે."

"મહા મગરૂર કાયા જે, બળીને ખાખ થઈ જાશે;
હૃદયમાં વૈરની જ્વાળા ધધકતી શાંત થઇ જાશે.

ધરાના ધામ માંહિથી વપુ નાબૂદ થઈ જાશે;
ખરે હું મર્દ હતું એવું ધરામાં નામ રહી જાશે.
પ્રતિપાલક પિતા તારો મરણને શર્ણુ થઇ જાશે;
સતા સંપદ તથા કન્યા હવે મારી થઇ જાશે. ”

આમ કહીને તેણે તે બન્ને પરવાનાઓને પોતાના અંગરખાંના ખીસામાં પાછા બરાબર સાચવીને મૂકી દીધા; ખીસામાં મૂકતી વેળાએ તેણે એમ પણ તપાસી જોયું કે, કિશોરસિંહે તેમાં કાંઇ ફેરફાર કર્યો છે કે નહિ; અથવા તેને બદલે બીજા કોઇ નવા બનાવટી પરવાના તો નથી રાખ્યા ?

આ સર્વ અતિ નિંદ્ય વ્યાપારથી કિશોરસિંહના મસ્તકપર જાણે એકદમ વીજળી તૂટી પડી ! તેણે જ્વલન્ત કોપદૃષ્ટિથી એક વાર રાજા ભૂપસિંહના મુખ ભણી નેત્રપાત કર્યો. રાજાએ જાણે તેને જોવા છતાં પણ, તેના તરફ લક્ષ આપ્યું નહિ; તેણે પોતાના મુખના પ્રથમના ભાવમાં લેશ માત્ર પણ પરિવર્તન થવા દીધા વિના, તેવાને તેવાજ ભાવથી બન્ને લાંચીયા લૂટારા મારવાડીઓના મુખ ભણી મુખ ફેરવીને, એ પરવાનાના સંબંધમાં કેટલીક ગુપ્ત વાતો કહી સંભળાવી; પરંતુ તેઓ બન્ને જણા કિશોરસિંહના હાથમાં એ પરવાના શી રીતે આવી શક્યા હતા, એ વિષયમાં કશું પણ જાણી શક્યા નહોતા એથી રાજાએ તેમને અત્યારે એ સઘળો વૃત્તાંત સાદ્યન્ત કહી સંભળાવ્યો.

પ્રહરીઓ કિશોરસિંહને દુર્ગના ચૉકમાંથી લઈને દુર્ગની દીવાલ ભણી ચાલવા લાગ્યા. કિશોરસિંહે પ્રથમ જ્યારે રાજા રણધીરસિંહરાયની સાથે આનંદદુર્ગમાં પ્રવેશ કર્યો હતો, ત્યારે કાંઇક જૂદો જ પ્રકાર તેના જોવામાં આવ્યો હતો; અને અત્યારે એનાથી સર્વથા વિપરીત પ્રકાર તેના જોવામાં આવ્યો. એ જોઇને તેનો આત્મા કંપી ઊઠ્યો. તે સમયે ત્યાં કેવળ એકાદ બે મરણ તોલ પ્રહરીઓજ આમતેમ ટહેલતા તેના જોવામાં આવ્યા હતા, અને અત્યારે સામંતોનાં ટોળાં ને ટોળાંઓએ આવીને દુર્ગને ઘેરી લીધેલો જોવામાં આવ્યો. એ સર્વ સૈનિકો તથા સામન્તો વિવિધ પ્રકારનાં કાતિલ અસ્ત્રશસ્ત્રોથી શણગારાયલા જણાયા; વળી કેટલાક પ્રબળ પહાડી પહેલવાનો પણ દૃષ્ટિગોચર થયા, તેમની મુખમુદ્રાઓ જોતાંની સાથેજ ચપળ બુદ્ધિવાળા કિશોરસિંહના મનમાં જણાઇ આવ્યું કે, તેઓ સર્વે પોતાના સરદારનો હુકમ મળે કે તરતજ પોતાના પંચપ્રાણનું બલિદાન

આપવાને, મરણીયા થઈ સન્મુખ યુદ્ધમાં લડવાને તત્પર થાય તેવા છે, જીવન કિંવા મરણની તેઓ લેશ માત્ર પણ માયા કિંવા મમતા રાખે તેવા નથી.

પ્રહરીઓ કિશોરસિંહને ખેંચીને બળાત્કારે કારાગૃહ ભણી લઇ ચાલ્યા; તેમની સાથે સાથે રાજા ભૂપસિંહનો પરમપ્રિય દુષ્ટ દગાબાજ દીવાન દોલતસિંહ પણ ચાલ્યો. જમીનમાં કોતરેલી કેટલીક પત્થરની સીડીઓ ઓળંગીને પ્રહરીઓ કિશોરસિંહ સહિત એક નાની સાંકડી ગુહામાં જઈ પહોંચ્યા. એ ગુહામાં એક ઘણો નાજુક ઓરડો હતો. એ ઓરડાની દીવાલમાં એક છિદ્ર રાખવામાં આવ્યું હતું અને એ છિદ્ર દ્વારા એ ઓરડામાં પ્રકાશ તથા પવન આવી શકે, એવો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો.

દીવાન દોલતસિંહના હોઠ પર એ સમયે એક પ્રકારની હિંસાનું હાસ્ય ઝળકી ઊઠ્યું. હિંસાની સાથે આનંદે આવીને પોતાનો પૂર્ણ અધિકાર જમાવી દીધો! કિશોરસિંહે પણ એ હિંસાતુર રાક્ષસી વૃત્તિવાળા દુષ્ટ દીવાનના હાસ્ય પ્રતિ દૃષ્ટિપાત કર્યો, એથી દીવાનનું હાસ્ય સુકાઇ ગયું, આનંદ ઉડી ગયો. પાપીનું હૃદય પૂર્વનાં કેટલાંક સ્મરણોથી કંપાયમાન થઈ ઊઠ્યું.

કિશોરસિંહના ગર્વભરેલા પ્રશાંત દૃષ્ટિપાતથી દોલતસિંહે કોણ જાણે કેવા એક પ્રકારના વિકટ વિવર્ણ ભાવને ધારણ કરી લીધો કે જેને જોવાથી પણ મનુષ્યના મનમાં ઘૃણા ઉત્પન્ન થયા વિના રહે નહિ.

એ સમયે એક પ્રહરીએ દોલતસિંહને પૂછ્યું કે:—"દીવાનજી! કયા ઓરડામાં આ અપરાધીને બંદિવાન કરવાનો છે? શું આનાથી નીચેના ઘરમાં આને કેદ કરવાની આપની ઇચ્છા છે?"

કોઇ એક પ્રકારનો ઉત્તેજિત ભાવ દર્શાવી એકદમ ઉતાવળથી કંપતા કંઠે દીવાન દોલતસિંહ બોલી ઊઠયો:—"ના, ના, છેક નીચેના ઘરમાં બંદિવાન કરવાની કશી પણ આવશ્યકતા નથી. એ ઘરમાં બીજા બંદિવાનોને કેદ કરવામાં આવશે; હાલ તરત તો આને આ ઘરની જોડેના ઘરમાં લઇ ચાલો; ત્યાં ગયા પછી ખુબ જોરથી એના હાથ–પગને મજબૂત રીતે બાંધીને ભૂખ્યો તરસ્યો તેને એક સાધારણ ઘાસની પથારી પર સુવડાવી મૂકો."

દીવાન દોલતસિંહે જ્યારે આવો હુકમ ફરમાવ્યો, ત્યારે તેના

મુખપર જે પ્રકારનો સંશય તથા વિસ્મય ઉત્પન્ન થયું હતું! તેને આપણો નવીન નાયક કિશોરસિંહ બરાબર જોઇ શક્યો હતો.

જે ઘરની વાત દીવાનજીએ કહી હતી, એજ ઘરમાં પ્રહરીઓ કિશોરસિંહને લઇ ગયા. ત્યાં જઇને તેમણે તેના શરીરપરનાં દોરડાંના મજબૂત બંધનને છોડી નાખ્યું, અને હાથ, પગ તથા કમરપર લોઢાની મોટી મોટી સાંકળો લાવીને બાંધી દીધી. કમરપરની સાંકળને મજબૂત દીવાલની સાથે બાંધી દીધી. ત્યાર પછી છેવટે, તેમણે સર્વેએ એ અંધારાવાળી ગુહામાંથી બહાર નીકળીને તેના દ્વારપર બે મજબૂત તાળાં વાસી દીધાં. કિશોરસિંહ એ નિર્જન અંધારા દુર્ગન્ધવાળા પાતાલગૃહમાં ગુપ્ત બંદી બની પડયો રહ્યો.

---

## ચતુર્દશ પ્રસંગ

### ફાંસીકાષ્ટ

કોલાહલ જગના ભારી;
ને આક્ષેપો સંભારી;
જે હૃદય વેદના કરતાં;
ને અંતર મિથ્યા દહતાં;
એ સ્વાગત કરતાં, હર્ષગીત સમ મીઠાં હવે તો લાગે;
એ મધુર કલાના વીણાધ્વનિથી શાંતિ ઉરમાં જાગે;
ઓ ચોરો! ચોર! લૂંટારા!
ને નિન્દકો નિન્દક પ્યારા!
મુજ સ્વરૂપ એજ તમારૂં;
હું ભેદ કરી ના ઉરે ધારૂં.

**સ્વામી રામ.**

રાત્રિનો બીજો પ્રહર થવા આવ્યો હતો. રાજા ભૂપસિંહ, ભીમેશ્વર અને રમણચંદ્ર એ ત્રણે જણા એક ઓરડામાં એકી સાથે ભોજન કરવા બેઠા હતા. અન્નનો આહાર નહોતો; નાના પ્રકારનાં ફળ, નાના પ્રકારની મિઠાઇઓ, જાત જાતનાં આમિષ પદાર્થો અને મદિરાના શીશાને શીશાઓ તેમનાં મ્હોં આગળ પડ્યા હતા. ત્યારે

શું રાજા ભૂપસિંહ મદિરાપાન કરતો હતો?" પ્રકૃતિપર્યાલોચના કરવાથી અમો ધારીએ છીએ કે, કોઇ પણ પાઠક, એવો પ્રશ્ન ઉપસ્થિત કરશેજ નહિ. તેના મારવાડી મિત્રો મિઠાઇ કે ફળ ફૂલને પડતાં મૂકી, અસ્ખલિત રીતે મદિરાનાં મોટાં મોટાં પાત્રોને ઉદરસ્થ કરવામાં પ્રવૃત્ત થયા હતા. ઘણા લાંબા વખત થયાં પોતાની પરમ ઇપ્સિતા મદિરાદેવીનો ઉપભોગ ન કરવાથી તેમના તનમાં જે એક પ્રકારની સુસ્તી વ્યાપી ગઇ હતી, તેને દૂર કરવાનો દૃઢ સંકલ્પ કરીને તેઓ આજે તેનાપર એકદમ તૂટી પડ્યા હતા. આજે આનંદપૂરના આનંદદુર્ગમાં મહામદોન્મત્ત થઇને મદિરાની બહારમાં મહાઆનંદ ઉડાવતા હતા.

મદિરાના મનની રક્ષા કરવા જતાં, સાહસ અને પરાક્રમના વિષયમાં રાજા ભૂપસિંહ પોતાના બન્ને મારવાડી મિત્રોને જીતી શક્યો નહિ. તેનું મુખચક્ર લાલચોળ થઇ ઊઠ્યું, એ ખરૂં; પરંતુ તે મદિરાના પરાક્રમથી નહિ, પણ કિશોરસિંહને ગિરફતાર કરવાના, તથા માનસિક શત્રુને નિર્મૂળ કરવાના ઉત્સાહિત વિજયાનંદથી જ.

થોડીવાર પહેલાં તેમની વચ્ચે જે વાતચીત થઇ હતી, તે મનના ઉત્સાહથી વચ્ચમાંજ અટકી પડી હતી, અત્યારે એ પ્રસંગને પુનઃ ઉપસ્થિત કરી, રાજાને સંબોધી, ભીમેશ્વરે કહ્યું કેઃ—"કેમ, મહારાજ! હવે પછી જે કાંઈ કરવાનું છે, તે આપના સ્મરણમાં છેને? આપે એનો નિશ્ચય કરી રાખ્યો છેને? આ કાર્યમાં બિલ્કુલ વિલંબ કરવાની આવશ્યકતા નથી."

રાજાએ જવાબ આપ્યોઃ—"હા, થોડા દિવસની અંદરજ તમો બન્ને બંધુઓ અહીં અનેક પ્રકારના અવનવા અજાયબ અજાયબ બનાવો બનતા જોઇ શકશો. કાલે પ્રભાતમાંજ—આજની રાત્રિ વીતીને સવાર થતાંજ—આપણે આપણા સૌભાગ્યનાટકના પ્રથમ અંકનો આરંભ કરી દઈશું—"

તાત્પર્યનું અનુમાન કરીને, પ્રશ્નનો ભાવ દર્શાવીને ભીમેશ્વર બોલી ઊઠ્યોઃ—"એ હરામખોરના સરદાર કિશોરસિંહને ફાંસીના લાકડાપર લટકાવવાની આપની ઇચ્છા છે ખરૂં ને વારૂ?"

પ્રફુલ્લવદને રાજાએ એ વિષયમાં સંપૂર્ણ નિશ્ચય કરી લીધો છે, એવો ભાવ મસ્તક નમાવીને દર્શાવ્યો. ભીમેશ્વરે ફરીવાર પ્રશ્ન કર્યો

કેઃ–" આપે શું એ છોકરાને ફાંસીએ લટકાવી મરણને શરણ કરવાની ક્ષમતા કિંવા સત્તા સંપાદન કરી છે ખરી કે ?"

" કેમ ? તમો નથી જાણતા ? છોકરો પાકો બદમાશ છે, રાજદ્રોહી પણ ઠરી ચૂક્યો છે. નવીન રાજપ્રતિનિધિઓએ તેનું મસ્તક કાપી નાખવાની આજ્ઞા આપી દીધી છે, એ વાત શું હજી સુધી તમોએ સાંભળી નથી ? રાજા દીનવલ્લભસિંહ અને આ છોકરાંનાં બન્નેનાં એકી સાથે માથાં કાપવાનો નવીન મંત્રિસભા તરફથી હુકમ બહાર પડ્યો છે. છોકરો ન્હાસી ગયો હતો, પણ આપણા કિસ્મતના સિતારા તેજ હોવાથી પાછો હાથ લાગ્યો છે અને રાજા દીનવલ્લભ તો એક રીતે આપણા હાથમાંજ છે, હવે આપણા મનની મુરાદ બર આવવામાં એક ક્ષણનો પણ વિલંબ થાય તેમ નથી."

" હા, હા, બરાબર છે, બરાબર છે. સુરંગપૂરમાં એ વાત હું સાંભળી આવ્યો છું." પૂર્વકથાનું સ્મરણ કરી એકાએક આવી રીતે આનંદમાં આવી, પુલકિત ભીમેશ્વરે ચકિત નયને રમણચંદ્રના મુખ ભણી મુખ ફેરવી, સાનંદ સ્વરે કહ્યુંઃ–" ભાઈ રમણચંદ્ર ! કિશોરસિંહને બંદિવાન બનાવી શકવાથી હવે આપણને એકદમ એક લાખ રૂપિયાનું મોટું ઇનામ મળી શકે તેમ છે. અહા ! કેવી મજા ! એ લાખ રૂપિયા આપણનેજ મળશે. એમાંથી આપણે મદિરાની બહાર ઉડાવીશું, રાંડોના નાચ નચાવીશું, મોટા મોટા જલ્સા મચાવીશું અને મનમાંની મોજ માણીશું. બસ, મારવાડ છોડી અહિં આવવામાં આપણને જે પરિશ્રમ વેઠવો પડ્યો હતો, તે હવે સફળ થયો છે, આપણેજ કિશોરસિંહને ગિરફતાર કર્યો છે. અહા ! રાજા બહાદુરને પણ આપણાથી પૂરતી મદદ કરી શકાઈ છે ! ધન્ય છે ! આપણી અલૌકિક શક્તિને અનેકવાર ધન્ય છે."

રમણચંદ્રે કહ્યુંઃ–" હવે એ બધી વાતોને સંભારવાની શી જરૂર છે ! કિશોરસિંહ આપણો કટ્ટો દુસ્મન છે. ગમે તે રીતે આપણે એ દુષ્ટને આ ધરાના ધામપૂરથી નાબૂદ કરવાનો છે. રાજા બહાદુરે આપણને વચન આપ્યું છે કે, જો આપણાથી તેમની ધારેલી ધારણા પાર પડશે, તો તેઓ રૂપાના રૂપિયા તો શું પણ સોનાની મોહોરો આપવામાં પણ તેઓ પાછા પડશે નહિ. બસ, હવે આપણાં તકદીર તેજ થયાં છે, ભાગ્યની ભુંડી દશા પલટાઈ ગઇ છે."

રાજાએ કહ્યું:–"બેશક, બેશક, કિશોરસિંહ મારો કદો શત્રુ થઇ પડયો છે. યેન કેન પ્રકારે એ અવિચારી ઉદ્ધત છોકરાને હું મારા સુખના માર્ગમાંથી દૂર કરવા ઇચ્છું છું. તમોએ મારા તે દગાબાજ દુશ્મનને પકડી આપ્યો છે, એના બદલામાં મારી પાસેથી તમો જે કાંઇ માંગશો તે આપવામાં હું બિલ્કુલ કૃપણતા દર્શાવીશ નહિ. તમો આનંદ કરો, મોજમજા ઉડાવો. પણ આ શું? આમ જૂઓ? આ કોનો અવાજ સંભળાય છે? કેમ, કાંઇ સાંભળો છો કે?

ભીમેશ્વર અને રમણચંદ્રે કાન માંડીને સાંભળ્યું; તો તેમને દડૂદડ્ શબ્દનો અવાજ આપતો સંભળાયો. એ સાંભળીને તેઓ સ્તંભી ઉઠયા.

આનંદ વિસ્ફારિત નયને નિરીક્ષણ કરી, રાજા ભૂપસિંહ આનંદસહિત ગર્વ ભરેલા સ્વરથી બોલી ઊઠયો કે:–અરે આમ ગભરાઓ છો શા માટે! આતો કોઈ સૂતાર લોકો કાંઇક કામ કરતાં હોય તેમ જણાય છે. જૂઓને, આ સ્હામેજ એ લોકો દેખાય છે ને શું? તેઓ તડાતડ હથોડા ઠોકી રહ્યા છે. તે લોકોને મ્હોં માગ્યા રૂપિયા આપેલા હોવાથી તેઓ ઘણાજ ઉત્સાહની સાથે કાર્ય કરી રહ્યા હોય એમ જણાય છે. ચાલો, ડરવાનું કાંઇપણ કારણ નથી."

ભીમેશ્વરે પૂછ્યું:–"શા માટે એ લોકો આટલા બધા ઉત્સાહિત થયેલા જણાય છે!"

મહા ઉલ્લાસથી રાજાએ જવાબ આપ્યો:–"અરે ભૂલ્યો! ના–ના, ભૂલ્યો નહિ, પણ તમોને ભૂલાવ્યા, એ લોકો મકાન બાંધતા નથી, મકાનની કશી આવશ્યક્તા પણ નથી, પરંતુ બીજું એક ખાસ મહત્વનું કાર્ય એમને સોંપાયું છે અને એ કાર્ય તે એ છે કે, આપણા પરમ શત્રુઓનો સંહાર કરવા માટે ફાંસીના સ્તંભ નિર્માણ કરવામાં આવે છે. બસ, એથી વિશેષ હું બીજું કાંઇપણ કહેવા માગતો નથી. તમો હવે તો મારા કહેવાનો હેતુ સમજી ગયાને!"

માથુ ધુણાવીને ભીમેશ્વરે કહ્યું:–"હા, મહારાજ, સમજી ગયા, કિશોરસિંહ પણ આ ફાંસીના લાકડાપર લટકશે. વાહ વાહ! જોવાની ખૂબ મજા આવશે,"

રાજા ભૂપસિંહે અત્યંત આનંદાવેશમાં આવી કહ્યું:–"હા, હા, એમજ થશે, આજની રાત વીતીને સવાર થતાં પહેલાંજ, આકાશમાં ઉષાનો આલોક થતાંજ, મારા સુખનો એક સર્વથી મુખ્ય કંટક નાબૂદ

થઇ જશે. પાપી દુષ્ટ દગાબાજ કિશોરસિંહ ફાંસીપર તરફડીયાં મારશે અને આપણે સઘળા દૂર ઉભા ઉભા તાળીઓ મારીશું. અહા! કેવી ગમ્મત આવશે! હાઃ હાઃ હાઃ"

આ સમયે રાજા ભૂપસિંહનું મુખ જ્વલન્ત હિંસાવાળા આનંદથી અધિક વિકટ રક્તવર્ણ થઈ ઊઠ્યું. તેનાં કુટિલ નયનોમાં સ્વાર્થ સિદ્ધિ, વૈમનસ્યનો પ્રતિશોધ તથા મહા વિકરાળ મહત્વાકાંક્ષા આદિ સર્વ એકી સાથે મિશ્રિત થઇને સ્પષ્ટ સ્પષ્ટ જણાઇ આવી. અંગને વિશે કંપનો સંચાર થયો, લલાટપર પ્રસ્વેદના બિન્દુઓ અકસ્માત્ ઉભરાઇ આવ્યાં. ભીમેશ્વર અને રમણચંદ્ર પણ રાજાના એવા ક્રૂર દૃશ્યને નિરખીને હૃદયમાં ને હૃદયમાંજ કંપી ઉઠયા; ભીમેશ્વરે તેને સંબોધીને પૂછ્યું કેઃ—"ફાંસીએ તો જરૂર લટકશે, એમાં કાંઇ શકજ નથી. હવે એ ખળ આ દુનિયામાં ઝાઝા દિવસ તો શું પરંતુ ઝાઝી ક્ષણ પણ ટકી શકે તેમ નથી, એવો મારા મનમાં દૃઢ નિશ્ચય થઇ ગયો છે, પરંતુ રાજન્! આ મહા ભયંકરી વાર્ત્તાને એ હરામખોર જાણી શક્યો છે ખરો કે?"

સમાન આનંદે રાજાએ પ્રત્યુત્તર આપ્યોઃ—"શી રીતે જાણી શકે! જો જાણી શકે તો પછી મારી કુટિલતા પણ શા કામની! જે વિષયમાં મેં પૂર્ણ વારંગતતા પ્રાપ્ત કરી છે, તે વિષયમાં મારાથી લેશ માત્ર પણ પ્રમાદ થાય તો પછી મારૂં પરાક્રમ પણ શી રીતે ટકી શકે! યુગોના યુગો સુધી પણ મારા મનની વાત કોઇનાથી જાણી શકાય તેમ નથી. જો કે ઇશ્વરને તો હું માનતો પણ નથી, પરંતુ તેમ છતાં તે કદાચ અસ્તિત્વ ધરાવતો હોય, તો તેનાથી પણ મારા અંતરની એક પણ વાર્તાને કળી શકાય તેમ નથી. પરંતુ તેમ છતાં પણ એ સાલાના જાણવામાં એ વાત આવી જાય, તો તેમાં કાંઈ અજાયબી જેવું પણ નથી. કારણ કે, એ પામરે કોણ જાણે કેવી સિદ્ધિ સંપાદન કરી છે કે જેથી મારા મનની દરેકે દરેક વાત વહેલા મોડી પણ તેના જાણવામાં આવી જાય છે. હજી સુધી તો મેં અથવા મારા કોઇ પણ માણસે એ વિષયમાં તેને એક અક્ષર પણ કીધો નથી. હું ધારૂં છું કે, અકસ્માતજ તેને ફાંસીના લાકડાપર લટકવું પડશે. અગાઉથી કાંઇ પણ ગરબડ કર્યા સિવાય એ દુષ્ટને અકસ્માતજ મૃત્યુના કાષ્ઠપર લટકાવવાનું હું વધારે પસંદ કરૂં છું. એ વખતે તો હાથમાં આવ્યા છતાં અમારી સર્વેની આંખોમાં ધૂળ નાંખીને આબાદ છટકી ગયો હતો. પરંતુ હવે

કોઇ પણ રીતે એનાથી આ મહા ભયાનક ષડ્‌યંત્રમાંથી પોતાનો બચાવ કરી શકાય તેમ નથી. આજની રાત્રિના ઉષાકાળેજ આનંદ–રાજ્યની સમસ્ત પ્રજામંડળીની આંખો સમક્ષ, કાંઇ પણ આડંબર કિંવા ધામધૂમ કર્યા સિવાય ખુલ્લી રીતે અકસ્માત્ મારો સદાનો શત્રુ લોઢાની સાંકળો પહેરી નાચતો નાચતો ફાંસીના લાકડાંપર આવી ચઢશે અને અંતે તરફડીયાં ખાતો ખાતો મરણને શરણ થશે.”

રાજાનું મુખ વળી પાછું આ વખતે પણ અતિ અધિક આનંદથી, વિકટ ઉત્સાહથી અને વિકટ હિંસાના વિજયરાગથી, ભયાનક અસુરની પેઠે વિરાટદર્શન થઇ પડ્યું. આનંદ અને ઉત્સાહથી, ક્રોધ, હિંસા, હત્યા અને લાલસા એકી સાથે તેના મુખપર ઝળકી ઊઠી.

એક મોટા પાત્રમાં ધીમે ધીમે મદિરા રેડીને, અર્ધા અચકાતા અવાજથી મદિરાદેવીના પરમ ઉપાસક ભીમેશ્વરે કહ્યું કેઃ–“ મરવા દો, મરવા દો, એ મહા પાપીને! અમો તો એને મરતો જોવા પણ જઇશું નહિ. અમો અહિં રાજાની પેઠે બેઠા બેઠા નિત્યાનંદ દાયિની સુરેશ્વરી મદિરાની સાથે આલાપ કરીશું. મરણ જોવાથી શું વળવાનું છે? એક હરામી દુશ્મનને ગળામાં ફાંસો નાખીને મરણને શરણ કરવામાં આવશે, એ જોઇને અમોને શો આનંદ થશે? મદિરા અમોને બચાવશે. અમો એને અમારા ઉદર મંદિરમાં પધરાવીશું. મદિરા તો આજકાલ આ મૃત્યુલોકની મોહિની મનાય છે. ભાગ્યેજ એવો કોઈ પુરુષ હશે કે જેણે એ દેવીના આશ્રયને નહિ સ્વીકાર્યો હોય! રાજન્! અમો એની ચમચે ચમચે પૂજા કરીશું.”

ચંચળ થઇને રમણચંદ્રે કહ્યું:–“ ખરી વાત તો એજ છે ગળામાં ફાંસો નાખી તરફડીયાં ખાય, એમ મારાથી શી રીતે સહેવાય? ખરેખર અમારાથી તો એ ભયાનક દૃશ્યને બિલ્કુલ જોઇ શકાશે નહિ. અમારી આંખોથી એ દૃશ્ય જોઇ શકાશે નહિ. કારણ કે એથી અમારા અંતરમાં અત્યંત ભય ઉત્પન્ન થશે. જ્યારથી મેં ફાંસીના લાકડાંની વાત સાંભળી છે, ત્યારથી જાણે મારા ગળામાંજ કોઇએ ફાંસો નાખ્યો હોય ની! એવું મારા મનમાં વારંવાર થયા કરે છે! શા કારણથી એવું થાય છે, એ મારાથી કહી શકાતું નથી; પરંતુ એટલું તો અવશ્ય જાણી શકાય છે કે, જાણે કોઇ મારા ગળા સાથે દોરડું બાંધીને અને આકાશ ભણી ખેંચી જાય છે. પણ હશે, હાલ તરત તો એ વાતને જવા દો; જે થવાનું હશે, તે થઈ રહેશે, આજે પ્રભાતના પહોરમાં

જ રાજાનો શત્રુ કિશોરસિંહ ફાંસીપર ચઢશે, મરણવશ થશે, આ દુનિયામાંથી સદાને માટે વિદાય થશે; એના જેવો આનંદ મને બીજી કોઈ પણ રીતે મળી શકશે નહિ. કારણ કે, એ દુષ્ટાત્માએ અમોને હેરાન કરવામાં કશી કસર જ રાખી નથી. પણ વારૂ મહારાજ! એ વખતે તે જેવી રીતે બચી ગયો હતો, તેવીજ રીતે આ વખતે પણ બચી જશે, તો આપ શું કરશો? કદાચિત્ કોઇ પણ દૈવી ગતિથી તે આપણા હાથમાંથી છટકી જશે તો?"

"આ–વ–ખ–તે–" પ્રત્યેક અક્ષરના ઉપર વજન દઇને, દંભસહિત વિક્રમ દર્શાવીને રાજા ભૂપસિંહે કહ્યું:—"આ–વ–ખ–તે? આ–વ–ખ–તે–તો એ આપણા હાથમાં છે. હવે એનો કાંઇપણ વિસ્તારજ નથી. પિશાચના પંજામાં સપડાયલું માનવી જેવી રીતે છૂટવાને કદાપિ ભાગ્યશાળી થઇ શકતું નથી, તેવીજ રીતે મારા હાથમાંથી પણ તે કદાપિ કાળે છૂટી શકે તેમ નથી. શું એ ન્હાસી જશે? ક્યાં ન્હાસી જશે? એની તાકાત શી? યમના હાથમાંથી છટકી જશે! હું ચોક્કસ કહું છું કે, કિશોરસિંહ હવે મુઓ પડયો છે. મારાં વચનોમાં તમો વિશ્વાસ રાખો. કદાચિત્ કિશોરસિંહ ન્હાસવાનો અથાગ યત્ન કરશે, તો તેથી પણ તે કદાપિ ન્હાસી શકશે નહિ. કોઇપણ રીતે બચી શકશે નહિ. હું સોગંદ ખાઇને કહું છું કે, આકાશના દેવતા, નરકના પિશાચો આદિ જેઓ જે સ્થળે વસે છે, તેમની સર્વેની સાક્ષી આપીને સર્વેના નામે શપથ લઇને કહું છું કે, કિશોરસિંહને ફાંસીએ લટકાવ્યા વિના હું કદાપિ શાંત થઇશ નહિ. બસ, તેનું મોત હવે નજીક આવી લાગ્યું છે. તેનું મરણજ તેને આ છેવટની વેળાયે મારી પાસે ધસડી લાવ્યું છે. કિશોરસિંહ કદાચ ન્હાસી જશે, તો પણ તે કદાપિ ન્હાસી શકશે નહિ. તેના ન્હાસવાનું કાર્ય બિલ્કુલ અસંભવિત છે; તેમ છતાં પણ જો કદાચ કોઇપણ પ્રકારે ન્હાસી જશે, તો જ્યાં સુધી આ ફાંસીના લાકડાંપર ઝૂલનાર યોગ્ય આસામી નહિ મળે, જ્યાં સુધી યોગ્ય આસામી ફાંસીની દોરીથી જીભ બહાર કાઢી દમ બંધ કરીને નહિ ઝૂલે, ત્યાં સુધી આ ફાંસીના સ્તંભને હું એમને એમ આબાદ રહેવા દઇશ, એ સ્તંભને કદાપિ નષ્ટ કરવા દઇશ નહિ."

એવામાં અકસ્માત્ ઘરની અંદર મહાવેગપૂર્વક સડસડાટ કરતો પવનનો ઝપાટો વહીને આવ્યો ગયો. તેઓ ત્રણે જણાના કાનમાં પવનના એ ભયાનક શબ્દે પ્રવેશ કર્યો. મહાભયાની બીભત્સ ચીત્કાર

કરી રમણચંદ્ર બ્હીકનો માર્યો એકદમ આસનપર કૂદી ઊઠયો. સભય નયને ચંચળતા સહિત આમ તેમ દૃષ્ટિપાત કરી, કંપતા કંઠે તે બોલી ઊઠયો:—"અરે! આ શું? દીવો પણ હોલવાઈ ગયો! શાથી હોલવાઇ ગયો?"

ખરેખર દીવો હોલવાઇ ગયો નહોતો. દીવાની ટોચની ચારે તરફ જાણે ધુમાડાનું આવરણ ઘેરાઇ ગયું. દીવો નીલરંગી થઇ ગયો. રમણચંદ્ર ચકિત થઇને ભીમેશ્વરના મુખભણી જોઇ રહ્યો. તેનું મુખ તે સમયે ભયથી ફીકું પડી જવા આવ્યું હતું. રાજા ભૂપસિંહ થોડીવાર પહેલાં મહા દોર દમામ દેખાડીને લાલચોળ મુખેથી બકવાદ કરતો હતો, તેનું તે દંભપૂર્ણ રક્ત મુખ પણ ત્યારે રક્ત શૂન્ય શુષ્ક થઇ જવા આવ્યું હતું. બહુ કષ્ટે ભીતિભાવને છૂપાવવાની કોશિશ કરીને વિશુષ્ક વદને, કંઠે કંપીકંપીને તેણે કહ્યું કેઃ-"એ કાંઇ પણ નથી એ કાંઈ પણ નથી. ફક્ત પવનનો એકાદ ઝપાટો આવ્યો હોય એમજ જણાય છે. આમ જૂઓને દીવો જેવો સળગતો હતો, તેવોજ સળગી રહ્યો છે."

દીવા તરફ જોઇને રમણચંદ્રે કહ્યું:—"હા, એમાં કાંઈ ખોટું નથી, પરંતુ એ વખતે બળતા દીવામાં અને અત્યારે બળતા દીવામાં મને ઘણોજ તફાવત પડી ગયેલો જણાય છે."

રમણચંદ્રનો ભય કાંઇક ઓછો થયો, તો પણ બિલકુલ દૂર તો નજ થયો. આ લોકની મૂર્તિ જોઇને તેના હૈયામાં કાંઇક હિમ્મત આવી. તે એકાએક ઊઠીને ઉભો થયો હતો, પરંતુ ધીમેધીમે પાછો નીચે બેસી ગયો અને દીવાભણી તાકીતાકીને પુનઃ જોવા લાગ્યો.

ભીમેશ્વર ભય પામ્યો હતો, એ વાતને કોઇ જાણી ન શકે, એની યથા સાધ્ય ચેષ્ટા કરી, ભયભીત ભાવને છૂપાવી તેણે પોતાના પરમપ્રિય મિત્ર રમણચંદ્રને સંબોધીને કહ્યું કેઃ-"ખરેખર એ કાંઇજ નથી. પવનનો સપાટો એકાએક આવ્યો હતો. મને લાગે છે કે, ઘરની બારીઓ બરાબર બંધ કરવામાં નહિ આવી હોય, એથી કદાચ વાયુના સપાટાથી એનો એવો વિકટ અવાજ થયો હશે. પણ હવે એ બધી નકામી વાતો જવા દો, અને કામની કથા કહો; વારુ, એ વખતે આપણે શી વાત કરતા હતા?"

આ પ્રશ્ન પૂછીને તરતજ ભીમેશ્વરે મંદિરાનું એક મોટું પાત્ર પોતાના ઉદરને વિશે રેડી દીધું. એ જોઇ બહારથી ઉલ્લાસ દેખાડી રાજાએ કહ્યું કેઃ—"હા-હા-હા, મદિરાનો ત્યાગ ન કરો, ઉડાવો,

પ્યાલા ભરી ભરીને ખૂબ મદિરા ઉડાવો. મદિરા મનુષ્યના મનમાં અજબશક્તિ લાવી ભરનારી છે. દુર્ભાવનાને વખતે મદ્યના સમાન ઉપકારી બંધુ અતિ અલ્પજ જોવામાં આવે છે. પીઓ, પીઓ, ખૂબ સુરા પીઓ. પીપીને આનંદની બહાર લૂંટો. આવો ઉમદા વખત ફરી ફરીને નહિ મળે."

મદિરાનો આદર થયો. ત્રણે જણાના ઉદરમાં પૂર્ણ પ્રમાણમાં વારુણીદેવીએ પ્રવેશ કર્યો. ભીમેશ્વરે ફરીવાર પૂછ્યું:—"ત્યારે આપણે શી વાત કરતા હતા ? હા, હા, સાંભર્યું; રાજા બહાદુર મતલબની વાત ચાલતી હતી. સારૂં થયું કે, એ વાત સાંભરી આવી. ચાલો, આપણે પુનઃ એ વાતની ચર્ચા ચલાવીએ. અને રાજા બહાદુરના કલ્યાણના ઉપાયો યોજીએ."

મહા મહેનતે મનના વેગને કાબૂમાં રાખી, રાજા ભૂપસિંહે કહ્યું:–"હા, કિશોરસિંને ફાંસીની સજા તો જાણે થઇજ ચૂકી, એમાં હવે કાંઈ શંકાજ ન રહી. એનું ફાંસીનું કામ પતાવ્યા પછી હું મારા સૈન્ય સામન્તોને સજ્જિત કરી કાલીદુર્ગના મારા મિત્ર ભીલરાજની સાથે સાક્ષાત્ કરવા જઇશ. સરદાર મહાવીર તેના પોતાના અગણિત સૈનિકો આપીને મને સહાયતા કરશે. બન્ને સૈન્યોને એકઠાં કરી, બન્ને ગિરફતારી પરવાનાને સાથે લઇ, હું ત્યાર પછી વિજય ઉલ્લાસથી રાજદ્રોહી રણધીરસિંહ રાયને ગિરફતાર કરવા જઇશ; તેને અને તેના છોકરાને એકી સાથે ગિરફતાર કરીશ."

ભીમેશ્વરે પૂછ્યું:—"રણધીરસિંહરાય દેવીપૂરની કચેરીમાંથી પોતાની જાગીરમાં પાછો ચાલ્યો ગયો છે, એવી જે વાત મારા સાંભળવામાં આવી છે, તે વાત શું સત્ય છે ખરી કે ?"

રાજા ભૂપસિંહે જવાબ આપ્યો:–"બિલ્કુલ સત્ય છે. મેં પણ પાકી ખબર મેળવી છે. એના ચાલ્યા જવાથી આપણા પક્ષમાં સારૂંજ પરિણામ આવ્યું છે. દેવીપૂરમાં રણધીરસિંહરાયને અનેક ભાઇબંધ દોસ્તો આવી મળ્યા હતા અને તેઓ સર્વે તેના માટે પોતાનું લોહી રેડવાના નિશ્ચયપર પણ આવી ગયા હતા. પરંતુ હવે શંકરપૂર જવાથી તે કેવળ એકલો થઈ પડયો છે, આશ્વાસન આપે એવો એક મિત્ર પણ ત્યાં તેને માટે અવશિષ્ટ રહ્યો નથી; મિત્રોમાં પણ ફક્ત રાજા દીનવલ્લભસિંહ એકજ તેનો ખરો હિતાકાંક્ષી છે, બાકીના બીજા બધા મિત્રો તો પોતપોતાનો સ્વાર્થ સિદ્ધ કરવાના ઇરાદાથીજ તેની સાથે

જઈ મળ્યા છે અને તેઓમાંના કોઇપણ મિત્રથી આપણને કશી પણ હાનિ થઇ શકે તેમ નથી. આનંદદુર્ગના સૈન્ય સામંત, કાલીદુર્ગના સૈન્ય સામન્ત, એ બન્ને જ્યારે એકત્ર થશે, ત્યારે સમુદ્રથી પણ તેમનું પ્રમાણ વિશેષ થઇ પડશે. બન્ને પહાડી પ્રદેશોના વીર લડવૈયાઓની સાથે રણધીરસિંહ કિંવા તેના મિત્રોના સૈનિકો કોઇકાળે પણ ટક્કર ઝીલી શકશે નહિ. મને અવશ્ય આશા છે કે, મારા વિજયના દિવસો હવે છેક સમીપમાં આવી લાગ્યા છે અને રણધીરસિંહના વિનાશનો આરંભ થઇ ચૂક્યો છે, રણધીરસિંહને પરાજિત કરી વિજયમાળને કંઠને વિશે આરોપવામાં મને હવે કશો કલેશ વેઠવો પડશે નહિ.”

ભીમેશ્વરે ચૂપચાપ થોડીવાર સુધી કાંઇક વિચાર કર્યો. વિચાર કર્યા પછી ઉત્સાહિત વચને તે બોલ્યો કે:—“બીજો એક પ્રપંચ રચી શકાશે નહિ? દગાની બાજી બિછાવી શકાશે નહિ?”

સમાન ઉત્સાહથી રાજા ભૂપસિંહે પૂછ્યું:—“કયો પ્રપંચ? કયી બાજી? શું મનમાં કાંઇ ધારી રાખ્યું છે.”

“હા, ધારી રાખ્યું છે. ઘણું સારૂં ધારી રાખ્યું છે. બરાબર ધારી રાખ્યું છે. કયું નામ આપે કહ્યું? હા—હા, દીનવલ્લભ! સારૂં. કાલે સવારમાંજ અમો દીનવલ્લભના મકાને જઇશું. તેની પાસે જઇને નોકરી માગીશું. હમણાં તેને નોકરની જરૂર છે; એથી અમારા જેવા મજબૂત યોદ્ધા નોકરોને તે અવશ્ય પોતાને ત્યાં નોકરીએ રાખશે. નોકરીપર ચઢાવ્યા પછી અમો અમારી કળા અજમાવીશું. અમે નોકર થઈ, પ્રપંચની જાળ બિછાવી એને બરાબર સપડાવીશું અને બનશે તો મરણને શરણ કરવામાં પણ કશી કસર રહેવા દઇશું નહિ. વળી જો કદાચ એમ નહિ બને તો છેવટે ગમે તેમ કરીને અમો તેને આપની પાસે લાવી હાજર કરી દઇશું. એથી રણધીરસિંહ રાય એકલો થઇ જશે અને અમો કોઇપણ પ્રકારના કલેશ વગર તે પાપાત્માને કૂતરાની પેઠે ગર્દન પકડીને આપની પાસે રજુ કરીશું! કેમ ઉપાય તો ઠીક સૂઝ્યો છે ને! બાજી તો બરાબર રચાઇ છે ને!”

“ખરેખરજ મજાની બાજી ગોઠવાઈ છે, બરાબર પ્રપંચ રચાયો છે બહુ સારૂં, ત્યારે હવે તમો તેમજ કરજો. એમ કરવાથી પરિણામ ઉત્તમ આવશે; મનની મુરાદ બર આવશે, પ્રપંચના પોબાર થશે, રણધીરસિંહ રાય તથા દીનવલ્લભસિંહ ધૂળ ફાકતા થઈ જશે.

વળી તેમાં મનમાન્યા રૂપિયા પણ મેળવી શકશો; દીનવલ્લભની જાગીરના માલિક પણ થઇ શકશો, સુરંગપૂરની રાજસભાને હું તમારા માટે ખાસ ભલામણ કરીશ અને રાજા દીનવલ્લભનો વારસો તમો બન્નેને મળે એવો બંદોબસ્ત પણ કરી આપીશ.” રાજા ભૂપસિંહે કહ્યું.

આલ્હાદથી મદિરાનાં ત્રણ પાત્રોને ત્રણે જણાએ ઉદરસ્થ કરીને ઉચ્ચ કલેવરે હાસ્ય કર્યું. રમણચંદ્રને સંબોધીને ભીમેશ્વરે કહ્યું કેઃ– “કેમ રમણચંદ્ર! જેમ કહ્યું હતું, તેમજ થયું ને? આ મહારાજ આપણને રાજા કરી દેશે. બસ, હવે આપણા બુરા દિવસો ચાલ્યા ગયા છે, આપણી ભાગ્યદેવી આપણાપર પ્રસન્ન થઇ છે. કિસ્મતના સિતારા રોશન છે.”

ઉત્સાહથી લાલચોળ મુખ ધારણ કરી રમણચંદ્રે કહ્યું કેઃ– “મહારાજ! આપ અમારા સર્વથી પરમપ્રિય મિત્ર છો. આપને માટે અમો અમારી કાયાનું પતન કરવામાં પણ પાછા પડીએ તેવા નથી. આપ નામદારનો ખજાનો લક્ષ્મીના ખજાનારૂપ છે. આપને ત્યાં કોઈ પણ વસ્તુનો કાંઇ અભાવજ નથી. એથી અમારા મનમાં અમોને અપાર આનંદ થયો છે, આપ જેમ કરવાનું કહો તેમ કરવાને અમો સદા-સર્વદા તત્પર છીએ. કહો, સેવકોને હવે શી આજ્ઞા ફરમાવવાની ઇચ્છા છે?”

થોડીવાર કાંઇક વિચાર કરીને રાજાએ કહ્યું:—“વારૂ, મારી ઇચ્છા પણ એવીજ છે કે, યેન કેન પ્રકારે રાજા દીનવલ્લભને આપણા દાવમાં સપડાવ્યા પછી તરતજ સુરંગપૂરના રાજદરબારમાં સોંપી દેવો. એમ કરવાથી તે દગાબાજ દુષ્ટને અવસ્યને અવસ્ય ફાંસીના લાકડાં પર લટકી કિશોરસિંહની પેઠે કમોતે માર્યો જશે. પરંતુ એ સાથે એવા એક ખળ પુરુષને ત્યાં નોકરી કરવા જતાં તમારે એકાદ બે ખુશ નામી પત્રો લઇ જવા પડશે. એની સહાયતાથી તમો તમારા કાર્યમાં ફળીભૂત થાઓ અને મારા કાર્યને પૂર્ણ કરો.”

દંભ દર્શાવીને ભીમેશ્વરે કહ્યું કેઃ—“એ સંબંધમાં ચિંતા શી છે! ખુશનામી પત્રો તો અમારી મુઠ્ઠીમાંજ રમી રહ્યાં છે, અમો ધારીએ તે કાર્યને એક પળ માત્રમાં પરિપૂર્ણ કરવાને શક્તિમાન છીએ. આપ તો ફક્ત બે પત્રોનીજ વાત કહો છો, પરંતુ અમો ધારીએ તો એવી સાથે એવા સેંકડો પત્ર એકઠા કરવાને શક્તિમાન છીએ.”

ઉલ્લાસિત થઇને રાજા ભૂપસિંહે કહ્યું કે:—"બહુ સારૂં, બહુ સારૂં. ત્યારે તમો તેમજ કરો. સેંકડો પત્રોની આવશ્યકતા નથી, ત્રણ ચાર પત્રોથી પણ ચાલી શકશે. ત્યારે જાઓ શયનગૃહમાં જાઓ; રાત્રિ ઘણી વીતી ગઇ છે, સવારમાં પાછું વહેલું ઊઠવું પડશે; માટે કાંઇક વહેલા વહેલા સૂવાની જરૂર છે, જાઓ, હવે વિના કારણ વિલંબ ન કરો."

એક અરદલી હાથમાં દીવો ઝાલી, બાજૂનું એક ઘર બતાવી આવ્યો. બન્ને મારવાડી બંધુઓ શયનગૃહમાં દાખલ થયા. એક દીપકને પાટપર મૂકી ઘરનાં દ્વાર બંધ કરી અરદલી અથવા અનુચર ચાલ્યો ગયો.

## પંચદશ પરિચ્છેદ

### શયતાનનું સાહસ!

**एके सत्पुरुषा: परार्थघटका: स्वार्थं परित्यज्य ये**
**सामान्यास्तु परार्थमुद्यमभृत: स्वार्थाविरोधेन ये ।**
**तेऽमी मानुषराक्षसा परहितं स्वार्थाय निघ्नन्ति ये**
**ये निघ्नन्ति निरर्थकं परहित ते के न जानीम हे ॥**

અર્થાત્:—"જેઓ સ્વાર્થ છોડીને પરોપકાર કરે છે તે સત્પુરુષ કહેવાય છે, જેઓ સ્વાર્થને ધક્કો ન લાગે તેવી રીતે પરોપકાર કરે છે તે મધ્યમ પુરુષ કહેવાય છે, જે સ્વાર્થ માટે પરના હિતનો નાશ કરે છે તે મનુષ્ય રાક્ષસ કહેવાય છે અને જે વૃથા બીજાના કલ્યાણનો નાશ કરે છે, તે કોણ છે? એ અમો જાણતા નથી, અર્થાત તેઓ અતિ નિંધ છે.

**भर्तृहरि.**

એક ઓરડામાં બે સ્વતંત્ર સ્વતંત્ર શય્યાઓ નિર્માણ કરવામાં આવી હતી, ઓરડો છેક સાફસુફ તો નહોતો જ, સાધારણ પ્રકારના સરસામાનથી એ ઓરડાને શણગારવામાં આવ્યો હતો. બન્ને મારવાડી મિત્રો એ ઓરડામાં આવી બેઠા. ચારે તરફ જોયા પછી રમણચંદ્રે સાનંદ સ્વરે કહ્યું કે:—"અહા, કેવી મજા! કેવી મજા! તમારા રાજા પણ એક ભલા આદમી જણાય છે. ઘણા સારા માણસ છે. મને સ્વપ્નમાં પણ ખ્યાલ નહોતો કે તેઓ આવા ખાન્દાન નિવડશે. તેમનો

આપણી સાથેનો વ્યવહાર ઘણોજ મજાનો લાગે છે. આપણે માટે બધી જાતનો બંદોબસ્ત કરવામાં તેમણે કશી પણ કસર રહેવા દીધી નથી. આ ઓરડામાં પણ તેમણે મદિરાનાં મોટાં મોટાં બે પાત્રો મોકલી આપ્યાં છે. વળી કાગળ, કલમ, ખડિયા આદિ લખવાનાં સર્વ સાધનો પણ તેમણે અહીં મોજૂદ રાખ્યાં છે. ખાસો મજાનો રાજા મળ્યો, મદિરાનો પણ જેવો જોઇએ તેવો બંદોબસ્ત થયો, એટલે પછી હવે પૂછવુંજ શું ? બસ, ઉડાવો મદિરા અને લૂંટો આનંદની બહાર ! ઠંડી રાત્રિ છે, માટે મદિરા પાન કર્યા વિના મારાથી તો એક ક્ષણ પણ રહી શકાય તેમ નથી. ”

હાય ? જૈમિની, પાતંજલ, વ્યાસ, વાલ્મિકી, કૃષ્ણ, રામ પરશુ-રામ, વામન, યુધિષ્ઠિર, આદિ પ્રતાપી પુરુષોની જન્મદાયિની ભારત ભૂમિનાં સંતાનોની આજકાલ કેવી દુર્દશા થવા બેઠી છે કે જેઓ મદિરાપાનમાં મસ્ત રહેવામાંજ આનંદ માને છે ! જે મદિરા શરીરની શુદ્ધિને નષ્ટ કરનારી છે, મનની પવિત્રતાનો લોપ કરનારી છે, હૃદયના ઉચ્ચાશયને રસાતળમાં મૂકનારી છે, દેહના અવયવોને અત્યંત હાનિ પહોંચાડનારી છે, તેજ મદિરામાં દુષ્ટ રમણચંદ્ર તથા ભીમેશ્વર જેવા અધમ આર્યસંતાનો અતિ આનંદ માને છે ! ધિક્કાર છે, એ મદિરાનું પાન કરનાર પિશાચોને ! શું મદિરા પાનથીજ મનુષ્ય મનને સ્થિર કરી શકે છે ? કદાપિ નહિ. એ સર્વે એવા અવિચારી જનોના લૂલા બચાવોનાં બહાનાં માત્રજ છે. મૂર્ખ શિરોમણિ ભીમેશ્વર રમણચંદ્રની લાલસાભરી વાતોથી લોભાઇને એકદમ મદિરાપાન કરવાને તત્પર થયો તે શયતાને તરતજ મદિરાનું એક પાત્ર ભરીને મ્હોં આગળ ધર્યું પરંતુ એવામાં અકસ્માત્ અગાસીપર ગડગડાટ કરતો એક ભયાનક શબ્દ તેના કાને સંભળાયો, એથી તેનો હાથ કંપી ઉઠયો, પાત્રમાંની મદિરા ઢળી પડી; રમણચંદ્રની પણ એવીજ દશા થઈ પડી. તેઓ બન્ને થરથર કંપવા લાગ્યા. બન્ને જણાએ ભયસહિત ઉપરની બાજૂએ નજર કરતાંની સાથેજ રમણચંદ્ર બોલી ઉઠયો:-“ અરે, વળી આ શો ઉત્પાત ! વળી પાછો આ અવાજ ક્યાંથી આવ્યો ? કોણે કર્યો ? સુતાર લોકો તો ઘણા વખત થયા ચૂપ થઇ ગયા છે, ત્યારે આ પાછું શું થયું ?”

ભીમેશ્વરે કહ્યું:-“ એ કાંઇજ નથી; પેલો આગળનો શબ્દ આ-પણા કાનમાં અત્યાર સુધી ઘુસી ગયો હતો એનો પડઘોજ વળી પાછો

પડયો હોય એમ જણાય છે. ભાઇ! ડરવાનું કાંઇ કારણ નથી. આ આપણો એક પ્રકારનો ભ્રમજ છે. આપણા હાથ કંપી ગયા. અને અને આપણી પ્યારી મદિરા ઢળી ગઇ, એ પણ આપણા ભ્રમનુંજ પરિણામ છે."

રમણચંદ્રે કહ્યું:-" એ શી રીતે માની શકાય! એવું બની પણ શી રીતે શકે! નાનાં છોકરાને ફોસલાવવાની વાતોને મૂકી દો અને મારા સંશયનું બરાબર નિવારણ કરો. જ્યાં સુધી મારા મનમાં શંકારૂપિણી ડાકિણી ભરાઈ રહેશે, ત્યાં સુધી મને પૂરી ઊંઘ પણ આવશે નહિ. તમો મને છેક મૂર્ખ અથવા ગમાર ન ધારતા કે, તમારી આવી વાતોથી હું મારી શંકાને દબાવી દઇશ. શું એકી સાથે બબ્બે જણાના કાર્યમાં એવો ભ્રમભરેલો પડદો આવીને દાખલ થાય, એવું કદાપિ બની શકે ખરૂં કે? પણ હશે, ચિંતા નહિ. જ્યાં સુધી આપણા શરીરમાંથી લોહી ન રેડાતાં ફક્ત મદિરા રેડાવાથીજ આપણો છૂટકો થયો છે, એ પણ આપણે માટે કાંઇ ઓછી સૌભાગ્યની વાત નથી."

હજી રમણચંદ્રના મુખમાંથી આટલું ભાષણજ ઉચ્ચારિત થયું હતું, એવામાં બરાબર એજ વખતે એ ઓરડાની નીચેના ભાગમાં યંત્રણાની મોટી મોટી ચીસો અને ગર્જનાઓ તેમના બન્નેના સાંભળવામાં આવી.

એ સાંભળીને બન્ને જણા થરથર કંપવા લાગ્યા. ભીમેશ્વરના હાથમાંનું સુરાપાત્ર જમીનપર ગબડી પડ્યું. બન્નેનાં મુખ ભયના માર્યાં ફીક્કાં પડી ગયાં; બન્ને વાક્‌શક્તિ શૂન્ય બની ગયા. ભીમેશ્વર મનમાં ને મનમાંજ બોલ્યો કે:-" હાય, કેવા અશુભ ચોઘડિયામાં આનંદદુર્ગમાં આવ્યા છીએ કે જેથી વારંવાર આવા ભીતિભરેલા બનાવો જોવા પડે છે. અહીં ન આવ્યા હોત, તો સારૂં થાત. લક્ષ્મીની લાલચમાં પડવાથી કદાચિત્ જીવજાન પણ ગુમાવવા પડશે. પહેલી રાતથીજ આ ભયાનક સ્થાનમાં ભૂતનો ઉપદ્રવ થવા માંડ્યો છે. રાજા ભૂપસિંહ તો રાજમહાલયમાં આવી મનમાની મોજ ઉડાવી રહ્યો છે. પરંતુ અમારી આપદાઓનો કાંઇ શુમારજ રહ્યો નથી. ત્યારે હવે અમારે શું કરવું? શું આ સ્થાન છોડીને ચાલ્યા જવું? મોજમજા અને મદિરાની બહારને પગ તળે કચડી નાખવી?"

રમણચંદ્રથી મદિરા પીવાઇ શકી નહિ. પાત્રને પાટપર મૂકી દીવો હાથમાં ઝાલી, તેણે ઘરની બધી જગાએ તપાસ કરી, ઘરના

ખુણામાં પાટની નીચેના ભાગમાં, પડદાની આજુબાજૂમાં અને બારીએ બારીમાં તેણે બરાબર બારીક રીતે તપાસી તપાસીને જોયું:–પરંતુ ક્યાંય પણ કાંઇ વસ્તુ તેના જોવામાં આવી નહિ. તેણે સ્થળે સ્થળે ફરી આવ્યા પછી વિભ્રાન્ત સ્વરે કહ્યું કે:–" આ સર્વ આપણા મનની ભ્રાંતિનું પરિણામ છે; એ સિવાય આટલામાં બીજું કાંઇપણ જોવામાં આવતું નથી. ભીમેશ્વર ભાઈ! તમો શાંત થાઓ, નિર્ભય થાઓ. ગભરાવાનું કાંઇપણ કારણજ નથી."

"ચિંતા નહિ, હું તો નિર્ભયજ છું, મને ફક્ત તમારોજ ભય હતો, જ્યારે તમો નિર્ભય રહ્યા છો, ત્યારે હવે હું પોતે પણ નિર્ભયજ થાઉં છું. આવી ભ્રમણાત્મક વાતો કરવાથી કશો સાર નીકળવાનો નથી. માટે ચાલો, સુરેશ્વરી દેવીને ઉદરમંદિરમાં પધરાવી બે ઘડી આનંદના ખજાનાની બહાર લૂંટીએ અને વ્યાકુળ થયેલા ચિત્તને જરા આરામ આપીએ." આમ કહી ભીમેશ્વરે મદિરાના પાત્રને ભોંયતળીયાપરથી ઉંચકી લઇ પુનઃ તે પાત્રમાં મદિરાની ધીમી ધીમી ધારા રેડી તેને ઉદરમાં પધારાવવાનો પ્રારંભ કર્યો. ચુસ્ત મદિરાઉપાસક રમણચંદ્રે પણ પોતાના તે પ્રિયબંધુનું અનુકરણ કર્યું.

ભીમેશ્વર કાંઇક કહેવાની તૈયારીમાં હતો, એવામાં અકસ્માત્ એ ઓરડાનો દરવાજો ધીમે ધીમે ઉઘડી ગયો અને એ સાથે પગથી તે માથાં સુધી કાળા વસ્ત્રથી ઢંકાયલી એક લાંબી કદાવર આકૃત્તિએ ધીરે ધીરે એ ઓરડામાં પ્રવેશ કર્યો. ખડખડ કરતો કપડાનો અવાજ થયો; એથી બન્ને બદમાશોની આંખો સ્થિર થઇ ગઇ. શરીરમાં થરથર કમ્પારી વછૂટવા લાગી. લલાટમાં પરસેવાનાં પૂર ઉભરાઇ ચાલ્યાં અને રસનાએ નિર્વાક્તાને ધારણ કરી લીધી.

મૂર્તિ ઓરડામાં પ્રવેશ કરતાંની સાથે તરતજ બહાર ચાલી ગઇ. તેના ચાલ્યા ગયા પછી ઓરડાનાં બન્ને દ્વાર આપોઆપ બંધ થઈ ગયાં ઓરડામાંનો દીપક પણ ત્યારે પાછો ધીમે ધીમે સળગવા લાગ્યો. ભયમાંને ભયમાંજ રમણચંદ્રે ડોકું તાણીને જોયું કે, દીવામાં ઘણુંજ થોડું તેલ બાકી રહ્યું છે, અને એટલા તેલથી આખી રાત સુધી દીવો સળગી શકે તેમ નથી. ભયમાંને ભયમાંજ તે બોલ્યો કે:–" અંધારામાં રહી શકાશે નહિ; દીવો લાવવો પડશે, રાત્રિ બહુ બહુ તો બે પ્રહર જેટલી વીતી છે અને હજી ઘણી બાકી પડી છે, માટે અંધારામાં બિલકુલ રહી શકાશે નહિ. હાય! આ સ્થાન ભયાનક નરક સમાન

છે. જોતા નથી કે ઘરમાં દાખલ થતાંની સાથેજ સદર દરવાજા પર એકાએક એક મોટી ધમાલ થઈ હતી; ત્યાર પછી ઘરની અંદર અચાનક એકદમ પવનનો સુસવાટો આવી દીવો હોલવી ચાલ્યો ગયો હતો અને એ સાથે દીવાએ નિર્વાણ પામતી વેળાયે નીલરંગ પણ ધારણ કરી લીધો હતો. વળી એ ઉપરાંત હજી હમણાં થોડીવાર પહેલાંજ પાછો એ સઘળા બનાવોને ભૂલાવી દે તેવો અજબ બનાવ બની ગયો છે. ઘરનાં છાપરાંપર અકસ્માત્ ખડખડાટ થવાનો અવાજ સંભળાયો હતો અને નીચેના ભાગમાં મોટો ખળભળાટ મચી ગયો હતો અને એ સાથે પેલી ભયંકર વિકટ આકારવાળી આકૃત્તિ પણ પ્રકટ થઇ હતી. આ બધું જોવાથી હવે મારૂં મન કોઇપણ રીતે અહીં સ્થિરતાથી ટકી શકે તેમ નથી; તેમજ વળી આ અંધારામાં તો એક ક્ષણ પણ રહી શકાય તેમ નથી. ગમે તે રીતે દીવો મંગાવવોજ જોઇએ. નોકર ચાકરોની પાસે દીવો મંગાવશો નહિ, કારણકે, તેઓ આવી વાત સાંભળીને આપણી મશ્કરી કરશે અને એ સાથે એમ પણ ધારી લેશે કે આપણે બન્ને જણા બ્હી ગયા છીએ. આમ થવાથી આપણે માટે ન કરવાનો ઉપહાસ કરવામાં પણ તેઓ પાછા પડશે નહિ. માટે એવું કરશો નહિ. બહાર જો ક્યાંય પણ દીવો જોવામાં આવે તો, ચૂપચાપ તે દીવો લઇ આવજો. જો તેમ કરવાની તમારી ઇચ્છા ન હોય, તો પછી મને પોતાનેજ જવા દો. મારા પાછા આવતાં સુધીમાં તમો એક કામ કરજો, પેલા બન્ને બનાવટી પત્રો લખી નાખજો. જૂઓ; સંભાળીને લખજો, કાગળ લખતાં કલમ કંપી ઉઠે નહિ તેની સંભાળ રાખજો અને અક્ષર તથા શૈલિમાં બિલ્કુલ તફાવત પડવા દેશો નહિ."

ભીમેશ્વરે કહ્યું:—"આશ્ચર્ય! અત્યાશ્ચર્ય! રમણચંદ્ર! તમે ઊઠીને આજે આ શી ભલામણ કરો છો! શું મને તે વળી આવો ઉપદેશ આપવાની આવશ્યકતા પડતી હશે? નહિ જેવા એકાદ બે મામુલી બનાવટી કાગળો લખતાં મારા હાથ કંપી ઊઠશે! ના, ના, સ્વપ્નમાં પણ એવો વિચાર લાવશો નહિ. નિર્ભય રહો, એ સર્વ કાર્યને હું ઘણીજ કુશળતાની સાથે સંપાદિત કરીશ. અત્યાર સુધી હું ડરતો હતો ખરો, પરંતુ હવે જોઉં છું કે, એ મારો એક પ્રકારનો પ્રમાદજ હતો. અથવા મનની ભૂલ હતી, ચક્ષુની ભૂલ હતી અને એ સાથે મારા આ કાનોની પણ ગંભીર ભૂલ હતી."

દીવા પાસે બેસીને, ભીમેશ્વરે કંપતા હાથે ચાર બનાવટી પત્રો

તૈયાર કર્યાં, એ સઘળા પત્રોમાં રાજપૂતાનાના તથા દિલ્હી દરબારના સઘળા મોટા મોટા અમીર ઉમરાવોનાં નામોની સહીઓ કરી. પત્રોને દસ્તુર મૂજબ લિફાફામાં બંધ કરી, પોતાના અંગરખાના ખીસામાં તે બદમાશના સરદારે છૂપાવી દીધા; ત્યાર પછી ઘરમાં સળગતા દીવાને હાથમાં ઝાલી, રમણચંદ્રની સાથે, નવો દીવો લાવવા માટે તે તે ઓરડામાંથી બહાર નીકળ્યો.

ઓરડાની સ્હામેજ એક મોટો વરંડા આવેલો હતો, તે વરંડાને પાર કરીને તેઓ બન્ને દીવો લેવા જતા હતા. તેમણે આગળ પાછળ ચોમેર નજર ફેરવીને જોયું કે, તેમના હાથમાંના દીપક સિવાય બીજે ક્યાંય પણ બીજો દીપક દેખાતો નથી. ચારે બાજૂએ અંધકાર છવાઇ ગયો છે અને એ અંધકારે ગંભીર નિઃસ્તબ્ધતા સ્થાપિત કરી દીધી છે. આથી તેઓ બન્ને જણા મનમાં ને મનમાંજ ડરી ગયા. સીડીપરથી નીચે ઉતરી આવી દીવો ખોળવાની મતલબથી, તેઓ પશ્ચિમ દિશામાં હજી સહજ આગળ વધ્યા હતા, એવામાં તો એકાએક તેમની સ્હામેના ભાગમાં, સહજ દૂર, એક અજાયબ આલોક રશ્મિ તેમના જોવામાં આવી. એ આલોક મંડળાકાર હતો અને રામધનુષનો રંગ જેવો વિલક્ષણ હોય છે. તેવાજ રંગના તે આલોકમાંથી પણ દેખાવા લાગ્યો. નાના પ્રકારના રંગ ઢિરંગી પ્રકાશને જોવાથી તેમના વિસ્મયનો અવધિ થયો અને એ સાથે તેઓ પગથી તે ઠેઠ માથા સૂધી કંપી ઊઠયા; તેઓ હવે ત્યાંથી એક ડગલું પણ આગળ વધી શક્યા નહિ; લાકડાંની પુતળીની પેઠે તેને તે જગાએ ચૂપચાપ એક બીજાનાં મ્હોં સ્હામું ટગરમગર જોતાં ઉભા રહ્યા. આલોક–મંડળ ધીમે ધીમે ચંચળ થઇને, ગતિશીલ થઇને છેક નજીકમાં આવવા લાગ્યું. આલોક–મંડળની પાછળથી કાળાં વસ્ત્રવાળી એક કદાવર મૂર્ત્તિ તેમની સ્હામે આવી ઉભી રહી. તેણે પોતાના અસ્થિસાર હસ્ત ચલાવીને મુખપર ઢાંકેલું વસ્ત્ર ખોલી નાખ્યું. મુડદાના જેવું વિકટ મુખ બહાર કાઢીને, તે આકૃતિ તરતજ તેમના બન્ને જણાના પડખામાંથી—છેક નજીકમાંથી ચાલી ગઈ. એ આકૃતિ એકલીજ અદૃશ્ય થઈ, એટલુંજ નહિ પણ તેની સાથે સાથે પેલો પ્રકાશ પણ અદૃશ્ય થયો.

બદમાશોના સમસ્ત સાહસે પલાયન કર્યું, તેમનાથી હવે દીવો લેવા માટે જઈ શકાયું નહિ. કંપતા કંપતા તેઓ પોતાના ઓરડા

તરફ પાછા ચાલ્યા આવ્યા. દરવાજાને અંદરથી ખાસ કરીને વાસી દીધો. હજી સુધી પેલો ઝાંખો દીવો સળગતો હતો; તેને ઓરડામાં પડેલી પાટપર મૂકીને તે શયતાનો પુનઃ મદિરાપાન કરવા બેઠા. ભયને વખતે, ચિંતાની વેળાએ, શોકને સમયે દીવાનાઓ મદિરા પીવામાં મહા આનંદ માને છે અને ખરી રીતે તેમના મનપર તેની અસર પણ કાંઈક જૂદીજ થાય છે. મદિરા મનુષ્યના મનમાં વ્યાપેલા દારુણ દુઃખનું નિવારણ કરનારી મહા દયાવતી દેવી છે, તે પોતાના આશ્રિતોના ભયને દૂર કરી નિર્ભય બનાવે છે. આવી મીમાંસાને હૃદયમાં લાવીને, તેઓ મદિરાનાં મોટાં મોટાં પાત્રોને છલાછલ ભરીને ઉદરને વિશે પધરાવવા લાગ્યા. જોતજોતામાં મદિરાના એ મોટા મોટા શીસા બિલ્કુલ સફાચટ શૂન્ય બની ગયા. બદમાશોના મનમાં વારુણીના અત્યંત ઉપભોગથી કાંઈક સ્ફૂર્તિનો સંચાર થયો. મદ્યના તરંગોમા પૂર્વનો ભય સર્વથા ડૂબી ગયો. તેઓ શયન કરવાના ઈરાદાથી, શરીરપરનાં વસ્ત્રો બદલાવી રહ્યા હતા, એવામાં વળી પાછો એક મોટા અવાજની સાથે તેમના ઓરડાનો દરવાજો ઉઘડી ગયો. દરવાજાના અવાજ સાંભળીને બન્ને જણા ચમકી ઉઠ્યા, તેમણે તે બાજૂએ તરતજ પોતાની ચંચળ નજર દોડાવી! એ સમયે તેમની સ્ફૂર્તિ સરી ગઇ, મદિરાનો નસો ન્હાસી ગયો, દારુણ ભયે આવીને તેમના સમસ્ત શરીરોને કંપાયમાન કરી દીધાં, દરવાજો ખોલી કાળાં વસ્ત્રવાળી એક અદ્દભુત આકૃતિ ધીમે પગલે તેમની શય્યા તરફ આગળ વધવા લાગી. દીવો હજી સુધી ધીમો ધીમો સળગી રહ્યો હતો. મૂર્ત્તિ જ્યાં સુધી તેમનાથી સહજ દૂર દૂર રહી, ત્યાં સુધી પણ તે બન્ને બદમાશોના હૃદયમાં ભયના—મહા વિષમ ભયના ધબકારા થવા લાગ્યા. તેમની બન્નેની બુદ્ધિ તથા શુદ્ધિનો સર્વથા લોપ થઇ ગયો. શું કરવું? કી રીતે એ મૂર્તિના સહવાસમાંથી છટકી જવું? આ આપત્તિમાં કેવી રીતે પોતાનો બચાવ કરવો, એ વિષયનો વિચાર કરવાની શક્તિ પણ અત્યારે તેમના હૃદયને વિશે રહી નહિ. મૂર્તિ જ્યારે નિકટમાં આવી, ત્યારે તેમનો ભય દૂર થઇ ગયો, આતંકથી કંપતા મલિન વદનપર આનંદ ઉભરાઈ આવ્યો; કારણકે, એ મૂર્તિ કિંવા આકૃતિ અન્ય કોઈ પણ નહોતી, પરંતુ આનંદપૂરના અધિપતિ રાજા ભૂપતસિંહના પરમપ્રિય દીવાન દોલતસિંહનીજ એ આકૃતિ હતી.

દોલતસિંહ રાત્રિને વખતે નિદ્રાના ઘેનમાં ને ઘેનમાં જ્યાં ત્યાં

ભટકતો ફરતો, એ વાત વાંચક બંધુઓના જાણવામાં આ પહેલાંજ આવી ગઈ છે. એટલે આ સ્થળે એનો પુનરુલ્લેખ કરવાની કશી પણ આવશ્યકતાજ નથી—બન્ને બદમાશોની પાસે આવી, બન્ને મુખ ભણી એકવાર તીવ્ર દૃષ્ટિપાતથી જોઈને દીવાન દોલતસિંહે કહ્યું કેઃ—"ઓહ! બન્ને જણા અહીં શું કરો છો? તમે બન્ને જણા જુદા જુદા હોવા છતાં, વાસ્તવિક રીતે તમારૂં બન્નેનું સ્વરૂપ એકજ છે. કેમ! ભીમેશ્વર! આવી વાત તમોએ મારા રત્નને મુખે કહેલી ખરી કે? ચિંતા નહિ, મારાથી જરા પણ ડરશો નહિ. હું પણ તમારા પક્ષનો જ માણસ છું."

વિકટ હાવભાવની આ સાથે આવી વાતો કહીને દુષ્ટ નિશાચર દીવાન દોલતસિંહ એ બન્ને મારવાડી બદમાશોના ઓરડામાંથી એકદમ બહાર નીકળી ચાલ્યો ગયો. દરવાજો બંધ થયો. દીપકે પણ એજ વખતે હોલવાઇને ઓરડાને એકદમ અંધકારમય કરી દીધો. બદમાસોના મનમાં પુનઃ પાછો ભયનો સંચાર થયો. કદાચિત્ કોઈ પછાળથી આવીને ગર્દન પકડી હલાવી દેશે, એવા ભયથી ફરીવાર પાછા તેઓ થરથર કંપવા લાગ્યા; તેમના બન્નેના મુખપર ક્ષણવાર પહેલાં આનંદની જે રેખાએ આવીને ક્ષણમાત્રને માટે દેખાવ દીધો હતો, તે રેખા અત્યારે કોણ જાણે ક્યાં ગુપ્ત સ્થાનમાં અદૃશ્ય થઈ ગઈ કે જેનું કાંઇ ચિન્હ પણ જોવામાં આવ્યું નહિ. કંપતા કંપતા બન્ને જણા પોતપોતાની પથારીપર જઈ સૂતા; સૂતા સૂતા તેઓ બન્ને આ સઘળા અદ્ભુત અદ્ભુત બનાવોનો ભયપૂર્વક વિચાર કરવા લાગ્યા; ઊંઘવાને માટે તેમણે બન્નેએ ઘણી ઘણી કોશિશ કરી, પરંતુ નિદ્રાદેવીએ સાક્ષાત્ શત્રુનું સ્વરૂપ ધારણ કરી લીધું. તેઓ બન્ને કોઇ પણ પ્રકારે પોતાના મનમાં વ્યાપેલા વિષમ ભયનું નિરસન કરી શકયા નહિ. ઘણા સમયના વિચારોના પરિણામે છેવટે તેમણે બન્નેએ એવી સલાહ મુકરર કરી કે, હવે આનંદદુર્ગમાં એક ક્ષણ પણ રોકાવું નહિ, જો મંગળતાની સાથે આજની રાત્રિ વીતી ને સવાર થઇ જાય, તો પછી તરતજ આ ભૂતપૂરીનો પરિત્યાગ કરીને અન્ય કોઈ સહિસલામતીવાળા સ્થાને ચાલ્યા જવું."



## ષોડષ પ્રસંગ.

### દીવાલદર્પણ.

यदा मेरुः श्रीमान्निपतति युगान्ताग्निनिहतः
समुद्राः शुष्यन्ति प्रचुरमकरग्राह निलयाः।
धरा गच्छत्यन्तं धरणिधर पादैरपि धृता
शरीरे का वार्ता करिकरभकर्णाग्र चपले॥

અર્થાત:—"જ્યારે યુગાંતના અગ્નિથી બળતાં શ્રીમાન મેરુ પર્વત પણ પડી જાય છે, જ્યારે મગર અને ગ્રાહના ઘર રૂપ મોટા સમુદ્રો* પણ સુકાઈ જાય છે અને જ્યારે પર્વતોનાં ચરણોથી ધરાયલી ધરાનો પણ અંત આવી જાય છે, ત્યારે બાળહસ્તીના કર્ણના છેડા જેવા ચપળ શરીરની શી વાત!

અંધારા ગભારાવાળા ભયાનક કારાગૃહની ગંભીર ગુહામાં લોઢાના મજબુત સાંકળોથી જકડાયલો આપણી આ નવલકથાનો નવયુવક નાયક કિશોરસિંહ એકલો બેઠો હતો. પૂર્વેની અનેક ઘટનાઓ અત્યારે તેના સ્મરણપટપર તરી આવતી હતી, અનેક આશ્ચર્યમયી અદ્દ્ભુત ઘટનાઓ તેના હૃદયને વિશે એક પછી એક જાગરિત થઇ આવતી હતી, એક પછી એક તે તેનીજ ગણતરી કરતો હતો. સૂર્યોદય થતાં પહેલાંજ તેના પંચપ્રાણ નષ્ટ થવાના છે, કોઈ પણ મનુષ્ય તેની રક્ષા કરી શકે તેમ નથી. ભાગ્યનો ભાનુ આપત્તિનાં વાદળાંથી ઘેરાઈ જવાથી જીવનની આશાની એક પણ રશ્મિ દૃષ્ટિએ પડતી નથી. સંસારમાં રાય રણધીરસિંહ રાય જેવા ઉદાર મહાત્મા સિવાય બીજો એક પણ પુરુષ તેને આશ્રય આપી રાજા ભૂપસિંહ અને સુરંગપુરના સર્વે નવીન સભાસદોની સાથે શત્રુતા કરવાનું સાહસ પણ કરી શકે તેમ નથી. હવે મરણ છેક નજીકમાં આવ્યું છે. જે ક્ષણ જાય છે, તે મૃત્યુના ધબકારાને સ્પષ્ટ સૂચવી રહી છે. ઊંચે આભ અને નીચે ધરતી, સિવાય બીજે ક્યાંય પણ નાખી નજર પડતી નથી. આ દુર્ભેદ્ય અંધકૂપમાંથી પણ પલાયન કરવાનો એક પણ ઉપાય નથી.' આ

* સમુદ્ર સાત છે અને તેનાં નામ, ક્ષીરોદ, ઇક્ષુરસોદ, ઘૃતોદ, દધિમંડોદ, ક્ષારોદ અને શુદ્ધોદ છે. પ્રયોજક.

સઘળી દારુણ ચિંતાઓથી મનમાં ને મનમાંજ તે આકુળ થતો હતો, હૃદયના ઉંડામાં ઉંડા વિભાગમાંથી નિરાશાને સૂચવનારા નિઃશ્વાસ નાખતો હતો.

આકુલ થતો હતો, પરંતુ નિરાશ થયો નહોતો. હૃદયને નિર્બળ ન થવા દેતાં વજ્રવત્ કઠિન રાખવામાં તેણે પોતાની સમસ્ત શક્તિનો વ્યય કર્યો હતો. તેના મનમાં એટલો તો દૃઢ નિશ્ચય થઇ ગયો હતો કે, દુનિયાનાં તમામ માણસો તેની વિરુદ્ધમાં હોવા છતાં, સમસ્ત સંસારનો સરજનહાર પરમ કરુણાનિધાન પરમાત્મા તેના પક્ષમાં છે અને એ પરમાત્માજ તેની ગમે તે પ્રકારે રક્ષા કરનાર છે. મનમાં ને મનમાંજ તે વિચારતો હતો કે, જે સર્વ શક્તિમાન પરમેશ્વરે આજસુધી તેની આટલી આટલી આપત્તિઓમાંથી રક્ષા કરી છે, કરતો આવે છે, તેજ મંગળમય વિપદભંજન વિશ્વપતિ આ આપત્તિમાંથી પણ તેનો ઉદ્ધાર કરશે, બસ, આવા વિશ્વાસથીજ કિશોરસિંહ આશાનો પરિત્યાગ કરી શકયો નહોતો. વિપદ વેળાયે વિપદ વિભંજનનું સ્મરણ કરી, વારંવાર તેને ઉદ્દેશી ઉદ્દેશીને તેણે ભક્તિભાવે નમસ્કાર કર્યા.

અકસ્માત્ અતિ આશ્ચર્ય, અતિ અદ્દ્ભુત દર્શન થયાં! અંધકૂપના ઘોરતમ અંધકારરાશિને ભેદીને અકસ્માત્ એક આલોકરશ્મિ વિભાસિત થઇ. કિશોરસિંહે એ જ્યોતિમાં જોયું કે, એ રશ્મિ છેક ઝાંખી છે. વારંવાર ઝાઝા વખત સુધી ઘોર અંધકારમાં રહી રહીને આંખો આગળ ધીમે ધીમે અભ્યાસી થઈ જવાથી, અંધારાની અંદર અલ્પ અલ્પ જ્યોતિ દેખાઇ આવે; એ વાત "પ્રકૃતિ સિદ્ધ છે, એ નયનોનો ધર્મ છે; આ જ્યોતિ પણ ઘણું કરીને એવીજ હશે, એવું કિશોરસિંહે પોતાના મનમાં ધારી લીધું. કિશોરસિંહ હજી એ વિષયમાં એવો વિચાર કરી રહ્યો હતો, એવામાં તો પેલા પ્રકાશની જ્યોતિએ ધીમે ધીમે અધિક ઉજ્જવલ થઇને, સમસ્ત અંધકૂપને આલોકિત કરી દીધો. ત્યારે કિશોરસિંહે સ્થિર કર્યું કે, આ નયનોનો અભ્યાસ નથી, આ નયનોનો ધર્મ નથી અને નયનોનો ભ્રમ પણ નથી. અવશ્ય કોઇ દૈવી અને ચમત્કારિક માયા છે! આશ્ચર્ય! એ સ્વર્ગીય આલોકમાળાને વિષે કિશોરસિંહે જોયું કે, કારાકૂપની મોટી મોટી દીવાલો દર્પણની પેઠે સ્વચ્છ થઇને ચળકાટ કરી રહી છે. દીવાલપર દર્પણ, નીચે દર્પણ અને ઉપર પણ દર્પણજ જોવામાં આવતાં હતાં. એ દર્પણની અંદર તે સ્વર્ગપૂરીનાં સમસ્ત સ્થાનો, સમસ્ત ગૃહો, સમસ્ત

મનુષ્યો અને સમસ્ત અર્થોને બરાબર સ્પષ્ટ જોવા લાગ્યો. દુર્ગમાં જ્યાં આગળ જે કાંઈ હતું, તે સઘળું દીવાલના દર્પણમાં સાફ સાફ પ્રતિબિંબિત થઇ રહ્યું હતું. કેવળ પદાર્થોને તે જોતો હતો, એમ નહોતું, પરંતુ એ નિશાકાળે જ્યાં આગળ જેઓ જે જે વાતોચીતો કરતા હતા, તે પણ પ્રત્યેક અક્ષરે અક્ષર સ્પષ્ટ સ્પષ્ટ તેના કાનમાં પ્રવેશ કરતી હતી.

સંધ્યા થયા પછી, જે સમયે પ્રમોદિત રાજા ભૂપસિંહ પોતાના આમોદગૃહમાં બેસી મારવાડી બદમાશોની સાથે મદિરાપાન કરતો હતો, તે સમયેજ કારાગૃહની કૂવાની દીવાલો પર આવા દૈવી દર્પણનો આવિર્ભાવ થયો. રાજાએ જે પ્રકારનો પરામર્શ કર્યો, તથા તેના બદમાશ મિત્રોએ જે પ્રકારની યુક્તિ નક્કી કરી, તે તથા રાજા દીનવલ્લભસિંહને દગાબાજીના દુષ્ટ જાળમાં ફસાવીને, બંદિવાન કરવાની અને નિર્દોષ ધર્મશીલ રણધીરસિંહ રાયને જાનથી મારવાની જે સઘળી સલાહો થઇ, તે તે દૈવી માયાથી કિશોરસિંહે શ્રવણ કરી. ઘરની અંદર અકસ્તમાત્ ભૌતિક તુફાન થયું હતું, રાજા જેવી રીતે ભય પામ્યો હતો અને બન્ને મારવાડી મિત્રો જેવી રીતે અદ્‌ભુત આતંકથી કંપી ઉઠયા હતા, તેનું ખરેખરૂં આબેહુબ દૃશ્ય કિશોરસિંહ કારાગૃહની દીવાલોના તે દૈવી દર્પણ પર જોઇ શક્યો. રાજાના બેઠકખાનામાંથી કિશોરસિંહની નજર દુર્ગની અગાસીપર જઇ પડી. અગાશીપર ફાંસીનું લાકડું તૈયાર થતું હતું, સુતાર લોકો અવિશ્રાંતપણે હથોડા ઠોકી રહ્યા હતા, એજ ફાંસીકાષ્ટપર કિશોરસિંહ પોતાના પ્રાણ ગુમાવીને મરણને શરણ થવાનો હતો, તથાપિ કિશોરસિંહના મનમાં લેશ માત્ર પણ ભય થયો નહિ. તેનું વીર અજિત હૃદય મૃત્યુને આલિંગન કરવા માટે અત્યંત ઉત્સાહપૂર્વક પ્રસ્તુત થઇ ઉભું રહ્યું. પરંતુ તેમ છતાં પણ મંગળમય પરમેશ્વરમાં તેની અત્યંત અપૂર્વ ભક્તિના યોગેજ આવી મોટી પ્રાણસંકટ વિપત્તિમાં પણ તેનું હૃદય અચલ અને અચલ રહી શક્યું.

તેની દૃષ્ટિ પુનઃ બીજી દિશામાં ફરી. બદમાશો જે ગૃહમાં શયન કરવા ગયા, એજ ગૃહને કિશોરસિંહે જોયું. બદમાશોએ મદિરા પીને છાયા મૂર્ત્તિ જોઇ, ગરબડાટ સાંભળ્યો, ભયના માર્યા તેઓ કંપી ઉઠયા, દીવો લાવવા માટે બહાર નીકળ્યા, અદ્‌ભુત આલોકને તેમણે પોતાની નજર આગળ જોયો; પુનઃ છાયા આકૃતિનાં દર્શન પણ કર્યાં.

રખડી રખડીને છેવટે તેઓ પોતાના શયનગૃહમાં પાછા ચાલ્યા આવ્યા ત્યાર પછી દોલતસિંહે પ્રવેશ કર્યો, પ્રવેશ કરી વિચિત્ર વાર્ત્તાલાપ કર્યો, આદિ સર્વ દૃશ્યો દીવાલદર્પણ દ્વારા કિશોરસિંહના જોવામાં આવી ગયાં.

ઓહો! ઉંઘના ઘેનમાં દોલતસિંહ એકલો ભ્રમણ કરતો નહોતો, તેની પાછળ બીજી એક આકૃતિ હાથમાં ચાબુક લઇને તેને ન્હસાડ્યા કરતી હતી. સ્હામેથી પાછો હઠાવી દેતી, સાથે સાથે ફરતી, એ પણ કિશોરસિંહના જાણવામાં હતું; એ રાત્રે પણ તેણે એવુંજ જોયું.

દૃષ્ટિ એ દિશામાં પણ હવે ઝાઝીવાર ટકી નહિ. રાજા ભૂપસિંહે સૂતાં પહેલાં ઉત્તેજિત ચિત્તે ચંચળ પગલે શયનગૃહમાં કેટલીકવાર સુધી વિચરણ કર્યું, આપોઆપ કેટલીકવાર સુધી અનેક પ્રકારના પ્રલાપો અથવા બકવાદો કર્યા, એ પણ કિશોરસિંહે સાંભળ્યા. ભૂપસિંહ નારાયણ બોલ્યો કેઃ—“ અહા ! કેવો અદ્ભુત વ્યાપાર ! જે મસ્તિકષ્માં કદાપિ સ્વપ્નમાં પણ ભયની ભાવના ઉદ્ભવી નથી, મારાં તેજ મસ્તિષ્કમાં આજે આવો વિષમ ભય શાથી ઉત્પન્ન થયો ? મારા દુર્ગમાં ઉપદેવતા ભટક્યા કરે છે, એ વાતને હું ઘણી સારી જાણું છું; તે અનેક પ્રકારનાં અલૌકિક કાર્ય કરી શકે છે, તેની શક્તિ અસીમ છે, એ પણ જાણું છું, પણ એથી મારે ડરવાની શી જરૂર છે? હું કોણ? મારી સત્તા કઈ! શું સમસ્ત સંસાર પણ મારૂં નામ સાંભળીને થરથર કંપી ઉઠે છે, તો પછી હું એવા એક સાધારણ ઉપદેવતાના ભયથી ડરી જાઉં? ના, કદાપિ નહિ. જીવનધારણ કર્યા પછી એક દિવસને માટે પણ ઉરને વિશે ભયને સ્થાન આપ્યું નથી, અને આપવાનો પણ નથી. એ દેવતા તેને જે કાંઇ કરવું હોય, તે ભલેને કરે, પરંતુ તેનાથી કારાગૃહનાં દ્વાર તો કોઇપણ રીતે ખોલી શકાશે નહિ; કેદીના હાથ પગમાંની સાંકળોને કોઇપણ રીતે ખોલી શકાશે નહિ, કિશોરસિંહ માર્યો જશે, આજે રાત્રેજ માર્યો જશે. જ્યારે બંદિવાન ન્હાસી શકશે નહિ, ત્યારે પછી મારે ભયને હૃદયમાં શા માટે સ્થાન આપવું જોઇએ? બસ, કિશોરસિંહની કતલનું કામ ખતમ થતાંની સાથેજ સવારના પહોરમાં હું રાય રણધીરસિંહરાય તથા તેના પુત્રને બંદિવાન બનાવીશ અને સુરંગપૂરના રાજસભાસદોને સ્વાધીન કરીશ. આમ કરવાથી તેઓ બન્ને જણા પણ ફાંસીના લાકડાંપર લટકીને ડાગળા કૂતરાની પેઠે કમોતે માર્યા જશે. એમના મરણની સાથે ને

સાથેજ મારા ભાગ્યનાં દ્વાર ખુલ્લાં પણ થઇ જશે, સુશીલા મારી થશે, મારા અંતરને આમોદ આપનારી મારી પરમ પ્રીતિભાગિની થઇ પડશે. અત્યાર સુધી મારે આ સર્વ પ્રપંચો કરવાનું પ્રયોજનં શું ? કેવળ સુરસુંદરી સુશીલાને ગ્રહણ કરી મારા મનોમંદિરને વિશે સ્થાપિત કરવી, એજ મારો સર્વથી પ્રથમ ઉદ્દેશ કિંવા આશય છે અને એ ઉદ્દેશની સિદ્ધિ માટે મારે કદાચ મારા સર્વસ્વનો ભોગ આપવાનો પ્રસંગ આવશે, તો તેમાં કરવામાં પણ હું બિલ્કુલ સંકુચિત થઇશ નહિ. સુશીલાને ગ્રહણ કરવાથી, રણધીરસિંહરાયની સઘળી જાગીર અને મિલ્કત પણ મારા અધિકારમાં આવશે. મહાવીરને લાલચ આપી આશાના તંતૂપર લટકાવી રાખ્યો છે, તેને પણ બરાબર દગો દઇશ અને બતાવી આપીશ કે દુનિયામાં દગા પ્રપંચના ખેલો કેવી રીતે ખેલાય છે અને એના પરિણામે મનુષ્ય પોતાના કાર્યમાં કેવી વિલક્ષણ સિદ્ધિ સંપાદન કરી શકે છે! ખટપટ શાસ્ત્રમાં નિપુણતા મેળવવી એ કાંઈ નાના બચ્ચાંઓના ખેલ નથી. સુંદરી સુશીલા લૂટારાઓના હાથમાં જાય અને હું એ પ્રસંગને મૂર્ખના માફક જોતો બેસી રહું એવું કદાપિ બની શકે ખરૂં કે? નહિ, એ ન ભૂતો ન ભવિષ્યતિ. એ સર્વે વાર્ત્તાઓ આકાશકુસુમ કિંવા મરુભૂમિના જળબિંદુ સમાન વ્યર્થજ છે. હુંજ સર્વમય છું. મારામાંજ સર્વ પ્રકારની શક્તિઓનો નિવાસ છે. પ્રપંચ વિદ્યામાં પૂરો છું, ખટપટશાસ્ત્રમાં એક્કો છું, દગાબાજીમાં અદ્વિતીય છું, રણભૂમિમાં હથિયાર ઝાલી ખુનખ્વાર યુદ્ધ કરવામાં પણ મારા બાહુ જોઇએ તેવા સમર્થ છે. મારી પાસે શું નથી? રાજ્યબળ છે, સૈન્યબળ છે, પૈસાનું પણ પૂર જોસ છે, તો પછી ફિકર શાની? ચિંતા નહિ. ડોલતી દોરંગી દુનિયાનો વિશ્વાસ શો? તેની શરમ પણ શા માટે રાખવી? મૂર્ખ અને ગમાર લોકો મારા જેવા વિચારવાળા માણસોને ધિક્કારે છે, પરંતુ તેમને બધાને એટલી પણ ખબર નથી કે, આ દુનિયાજ એવી વિલક્ષણ છે કે, ચમત્કારવિના કોઈ નમસ્કાર કરતુંજ નથી. બસ, ઝૂકતી હય. ઝૂકાને વાલા ચાહિયે, એ સૂત્ર તેમના ખ્યાલમાંજ નથી. પરંતુ દુનિયાની સાથે મારે શો સંબંધ! મારે એની પંચાત કરવાનું શું પ્રયોજન! જવાદે. એ સઘળી સ્વાર્થહીન શુષ્ક વાતોને! હું તો મારાં સમસ્ત કાર્યોને સમાપ્ત કરીને, સુરંગપૂર જઇશ. રાજ્ય શૃંખલાને હાથમાં લઇશ. રાજ્યલોભી, રાજ્યહારક, કાંડજ્ઞાનશૂન્ય અને મૂર્ખ રાજપ્રતિનિધિઓને

દૂર કરીને ન્હસાડી મૂકીશ, હું અંગરાજ્યનો ઈશ્વર થઈશ; સમસ્ત અંગદેશ મારાં ચરણોમાં મસ્તક નમાવશે; જ્યારે આ કાર્યમાં સંપૂર્ણ સફળતા મેળવી અંગદેશના રાજ્ય સિંહાસનપર બિરાજીશ, ત્યાર પછી તરતજ એકજ ક્ષણનો પણ વિલંબ કર્યા વિના દિલ્હીના બાદશાહને ખુલ્લો પયગામ મોકલાવી મારૂં શરણ સ્વીકારવાનું ફરમાન બહાર પાડીશ અને અંતે વિષમ વિદ્રોહ સ્થાપીને સમસ્ત ભારતવર્ષને મારા અધિકારમાં લાવીશ. ભારતવર્ષનો ભાવિ ભૂપસિંહ જ્યારે આટલી બધી સત્તા ધરાવે છે, ત્યારે પછી તેને આમ છેક ભયભીત શા માટે થવું જોઇએ ?"

રાજા ભૂપસિંહના આકાશ પાતાળને એક કરનારા અતિ વિચિત્ર ઉદ્ગારો આદિથી તે અંત સૂધી કિશોરસિંહે સાંભળ્યા. સોગંદ પૂર્વક તેણે પેલા બન્ને કિંઢાવગીર મારવાડી બદમાસોની પાસે પ્રતિજ્ઞા કરી હતી કે, "આસામીની આહૂતિ આપ્યા વિના ફાંસીના લાકડાંને હું કદાપિ નીચે ઉતારીશ નહિ, ગમે તે રીતે એ અદ્ભુત યજ્ઞની પૂર્ણાહુતિ કરીશ, કરીશ ને કરીશજ."

આ પ્રતિજ્ઞા પણ કિશોરસિંહે સાંભળી હતી. રાજાના મનમાં જેટલી જેટલી અને જે જે પ્રકારની આકાંક્ષાઓ ઉદ્ભવી હતી, તે સઘળી કિશોરસિંહના જાણવામાં આવી ગઇ હતી. દગાબાજીના ફંદામાં ફસાવી રાજા દીનવલ્લભસિંહને બંદિવાન કરવાની, રણધીરસિંહરાયને નિઃસહાયે નષ્ટ કરવાની તથા છેવટે તેમનું સર્વેનું કાસળ કાઢી નાખવાની બુરી સલાહ પણ તેને શ્રવણ ગોચર થઇ હતી. જે કાંઇ તેણે સાંભળ્યું હતું, તે સર્વ સુસ્પષ્ટ સાંભળ્યું હતું. જે કાંઇ તેણે જોયું હતું, તે પણ સાફ સાફજ જોયું હતું, તેની આંખો આગળ સઘળાં ગૃહો તથા સઘળાં સ્થાનો અપરૂપ પ્રકાશની જ્યોતિમાં સુસ્પષ્ટ અને તાદૃશ્ય આવી ઉભાં રહ્યાં હતાં.

એવામાં એકાએક એ જ્યોતિ હોલવાઇ ગઇ. ઉપરના ઓરડાઓનું હવે એક પણ દૃશ્ય જોઈ શકાયું નહિ. ચારે બાજુએ ઘોર અંધકાર છવાઇ ગયો, છતાં પણ દીવાલપર તો દર્પણનું દૃશ્ય જેવું તે તેવુંજ સ્થાયી રહેવું. કિશોરસિંહની નજર એકાએક નીચેના ભાગમાં આવેલી પાતાળ ગુહા તરફ પડી. જે ગુહામાં તે પોતે કેદ હતો, એજ ગુહાની સાથે જોડાયલા બીજા એક વિભાગમાં આવેલી ગુહામાં કિશોરસિંહ, એ પ્રથમ જણાવેલી આલોક-રશ્મિને જોઇ

શક્યો. હવે શું જોયું? આશ્ચર્ય! અતિ આશ્ચર્ય! એ અંધારા ગભારા-વાળી ગહન ગુહામાં છિન્ન વિચ્છિન્ન મલિન વસ્ત્રધારિણી, જીર્ણ શીર્ણ કાયાવાળી એક અબળા તેની નજરે પડી. એ અબળા કોણ હતી? "દીવાની! આપણી પૂર્વપરિચિતા કિશોરસિંહની પરમ હિતૈષિણી જીવનદાયિની અથવા ઉન્માદિની!"

મહા વિસ્મય વિહ્વલથી કિશોરસિંહ વિસ્મયધ્વનિ કરી ઉઠયો. તે પોતે ક્યાં કેવી હાલતમાં છે, અકસ્માત્ એ અવસ્થાને ભૂલી જઇને, દીવાનીને મળવા માટે તેણે એકદમ દોડી જવાની ઇચ્છા કરી. બીજે ક્યાંય કાંઇજ પણ જોવામાં આવતું નહોતું. અંધારા કૂવામાં જેવો અંધકાર હતો, તેવોજ અંધકાર પુનઃ વ્યાપી ગયો! કિશોરસિંહ એ અંધકાર-વાળા ભયંકર કારાગૃહના કૂપમાં શૃંખલાબદ્ધ અવસ્થામાં, ઘાસની શય્યા પર સુઇ ગયો. સૂતો સૂતો અનેક પ્રકારના વિચારો કરવા લાગ્યો.

---

## સપ્તદશ પ્રસંગ

## નિદ્રાચર-ઉન્માદિની

---

"Can storied urn, or animated bust,
Back to its mansion call the fleeting breath?
Can Honour's voice provoke the silent dwst?
Or Flattery soothe the dull cold ear of Death?"

ભાવાર્થઃ—સગુણ, ચરિતાશય અને સજીવ મૂર્ત્તિ સમાન કૃત્રિમ, ભવ્ય પ્રતિમા શું આત્માને અંગવાસમાં ફરીને લાવવાને શક્તિવાન છે? કીર્ત્તિધ્વનિ નિર્જીવ દેહને જાગૃત કરી શકશે? અને શું પ્રશં-સાના શબ્દ સ્વરો પ્રાણહીન કાયાના મંદમૃત અને શીત બનેલા શ્રવ-ણમાં પ્રવેશ કરવાને સશક્ત છે? ના, નહીંજ. થૉમસ્ ગ્રે

---

કિશોરસિંહે જે કાંઇ જોયું હતું, તે સર્વ શું સ્વપ્નજ હતું? ના, સ્વપ્ન કદાપિ હોઈ શકેજ નહિ. એવો પરિષ્કાર પ્રકાશ, એવું સ્વચ્છ દર્પણ, એવી સર્વ સ્પષ્ટ સજીવ મૂર્ત્તિ, આવી સર્વ સ્પષ્ટ સ્પષ્ટ વાતો, આદિ સર્વ દૃશ્યો, શી રીતે સ્વપ્ન હોઇ શકે? એ કદાપિ સ્વપ્ન નહોતું; સમ-સ્ત સત્યજ હતું. ત્યારે શું ઉન્માદિની એ પાતાળ પૂરીમાંઘોર અંધારા

એવી રીતે બંદિની બની પડી હતી? આનંદદુર્ગમાં ભિન્ન ભિન્ન ગુહાઓમાં તેઓ શું ત્યારે એટલા બધાં નજીક નજીકમાં રહેતાં હતાં? આશ્ચર્ય ! કિશોરસિંહે વિચાર્યું કેઃ–આશ્ચર્ય ! દીવાની આટલા માટેજ ત્યારે પોતાની કબૂલાત મૂજબ સુરંગપૂર આવી શકી નહિ હોય. આટલા માટેજ, ત્યારે મને પોતાને કારાગૃહના કૂવામાં નાખતી વેળાયે પ્રહરીઓના પ્રશ્નથી દુષ્ટ દીવાન દોલતસિંહે એવી રીતે ઉશ્કેરાઇને વાતો કરી હશે. ગમે તેમ હો, પણ એ વાતમાં અવશ્ય ને અવશ્ય કાંઇક છૂપો ભેદ સમાયલો છે, દીવાની બિચારી શયતાનોના પંજામાં પકડાઈ ગઇ છે અને એથી કરીનેજ તે પોતાના આપેલા વચનનું પ્રતિપાલન કરી શકી નથી.”

કિશોરસિંહ ઘુટણમંડિએ બેઠો. શૃંખલામાં બંધાયલા બન્ને હાથ જોડી ગાઢ પ્રગાઢ ભક્તિભાવે પરમપિતાની તેણે ઉપાસના કરી. મનમાં અપૂર્વ ઉત્સાહનો, અપૂર્વ શાંતિનો, અપૂર્વ તેજનો આવિર્ભાવ થયો. એ અવસરમાં તે એકાએક કારાકૂપની બહારના વરંડામાં મનુષ્યના પગલાંનો અવાજ સાંભળી શક્યો. હૃદય કંપી ઉઠ્યું; પહેલાના કરતાં વિશેષ કંપાયમાન થયું. પુનઃ એક નવીન ઉત્સાહનો સંચાર થયો. શબ્દપરથી તે સમજી ગયો કે, જાણે કોઈ બહારથી તેના કારાકૂપના દરવાજાનાં તાળાં ખોલી રહ્યું છે. પળ માત્રમાં દરવાજો ખુલી ગયો. અંધારા ગબારવાળા કારાગૃહના કૂવામાં એકાએક દીપક આવ્યો, દીવાન દોલતસિંહે ધીમે પગલે ગુહામાં પ્રવેશ કર્યો. એક હાથમાં એક દીપક અને બીજા હાથમાં ચાવીઓનો ઝૂડો ઝાલી તે જીવતો જાગતો નરરાક્ષસ કિશોરસિંહની છેક નજીકમાં આવી પહોંચ્યો.

કિશોરસિંહે જોયું કે, મહાપાતકી દીવાન દોલતસિંહ બરાબર તાકી તાકીને જોઈ રહ્યો છે, લાલચોળ આંખોને અર્ધી મીંચી અર્ધી ખુલ્લી રાખી તે દગાબાજ દુષ્ટ ઉંઘના ઘેનમાં ઘોરતો ઘોરતો પોતાના તરફ આવી રહ્યો છે, હાથમાં ચાબૂક ઝાલી કોઇએક અદ્દભુત આકૃતિ તેને વારંવાર તાડના કરી ચલાવ્યા કરતી હતી, તે મૂર્ત્તિ અત્યારે તેની સાથે નહોતી, દોલતસિંહ એકલોજ હતો. દોલતસિંહ આવતો હતો. પણ બહુજ ધીરે ધીરે, પગલે પગલે આગળ વધીને, કિશોરસિંહની નજીકના ભાગમાં આવતો હતો; આવવાની જાણે તેની ઇચ્છાજ નહોતી; તથાપિ જાણે કોઇએક અદશ્ય હસ્તે તેને બળપૂર્વક તાણીને તેની સ્હામે ધકેલી દીધો; તે તેની સન્મુખમાં આવી ઉભો રહ્યો. દીપકને

જમીનપર મૂકી, દુરાચારી નિદ્રાચરે ચાવીના ઝુડામાંની કેટલીક ચાવીઓ ફેરવી ફેરવીને છેવટે એક ચાવી શોધી કાઢી. દીવાલના અટકણની સાથે કિશોરસિંહની બંધનશૃંખલા હતી, શૃંખલાપર વાસેલાં તાળાંને તેણે તે ચાવી દ્વારા ખોલી નાખ્યું. ધન્ય પરમેશ્વર? ધન્ય જગન્નિયંતા! તારી કરુણાનો મહિમા અપાર છે! તારી દયાનો કાંઇ અવધિજ નથી! તું નિરાધારનો આધાર છે, દુઃખિયાંનો બેલી છે. તારા આશ્રિતોનું ઇષ્ટ કરવામાં મહા દયાવંત છે! ધન્ય પરમાત્મન્! ધન્ય વિશ્વપતિ? તારા ગુણોનું ગાન સ્વયં શ્રુતિકારો કિંવા બ્રહ્માથી પણ થઇ શકે તેમ નથી."

મુક્તિનો સમય સમીપમાં આવેલો જોઇ, કિશોરસિંહના હૃદયમાં અપૂર્વ આનંદનો સંચાર થયો. પલક માત્રમાંજ તેના હાથપગની અને કમરપરની બંધનશૃંખલા ઝણઝણ શબ્દની સાથે ખુલ્લી ગઈ, મહાપાપી દોલતસિંહ અકસ્માત્ ચમકી ઉઠ્યો; જ્વલન્ત ક્રોધથી જાણે ઉન્માદીની પેઠે ભીષણ ચીત્કાર કરી, વાઘની પેઠે છલંગ મારી તે નરાધમ કિશોરસિંહની ગર્દનપર તૂટી પડ્યો; બળપૂર્વક તેના બાહુને ખેંચીને તે ક્રોધસહિત ગર્જના કરી બોલી ઉઠ્યોઃ—"ના, ના, ના, ન્હાસી શકીશ નહિ, છટકી શકીશ નહિ."

કિશોરસિંહે વિચાર્યું કે, પાપિષ્ટને બળહીન ન કરી શકવાથી, દુર્ગમાંથી પલાયન કરવાનું કાર્ય અતિ કઠિન પઇ પડશે. આવો વિચાર સ્થિર કરી એક ધક્કાની સાથે તેને જમીનદોસ્ત કરી કિશોરસિંહે એકદમ ગબડાવી દીધો અને ત્યાર પછી તરતજ તે તેની છાતીપર ઘુંટણમંડિએ ચઢી બેઠો. જે સાંકળથી તે પોતે બંધાયો હતો તેજ સાંકળથીજ તે પાપિષ્ટના હાથપગને તેણે સખ્ત કસકસાવીને મજબૂત રીતે બાંધી દીધા. એથી ગાજી ગાજીને દીવાન બોલવા લાગ્યો કેઃ— "છોડી દે મને! જલ્દી છોડી દે! આ અવિચારનું પરિણામ સારૂં નહિ આવે. મારા હાથ છોડી નાખ, પગ પણ છોડી નાખ, નહિતો વિનામોતે માર્યો જશે. મારી નહિ તો મારા નામની પણ કાંઇક ભીતિ રાખ. બેશર્મ બદમાશ! મારૂં પણ આવું અસહ્ય અપમાન? ચાલ છોડી દે નહિતો બૂમ મારીને હમણાં સઘળા સૈનિકોને બોલાવું છું!"

કિશોરસિંહ પણ ક્રોધસહિત ગર્જના કરી બોલ્યોઃ—"ચૂપ રહે સૂવ્વર! ખબરદાર! એક શબ્દ પણ ઉચ્ચારીશ નહિ. તું જાણે છે કે, હું અત્યારે મરણીયો થઇ પડ્યો છું અને મારા મનમાં મરણની

લેશ માત્ર પણ ભીતિ રહી નથી. જો તું ખુબ મારી પ્રહરીઓને બોલાવવાની કોશિશ કરીશ, તો અવશ્ય યાદ રાખજે કે તેથી મરણને શરણ થયા વિના બીજી કોઇ પણ રીતે તારો ઉદ્ધાર થશે નહિ. હું તેમના આવતાં પહેલાંજ તને યમપુરીનો માર્ગ બતાવી આપીશ.”

“ત્યારે શું તું મારૂં ખૂન કરીશ ?”

ધનુષ્ટંકના રોગીની પેઠે હાથ પગ તફડાવતાં તફડાવતાં, આંખમાંથી આગની ચિનગારીઓ વરસાવતાં વરસાવતાં, એ વૃદ્ધ પાપી અતિ વિષમ ભાવભંગીથી ચીત્કાર કરી બોલી ઊઠયોઃ—“ત્યારે શું તુંજ મારૂં ખૂન કરીશ કે? પણ નાદાન! છોકરા એવું દુષ્ટ સાહસ કરતાં પહેલાં તેના પરિણામનો બરાબર વિચાર કરજે. રાજા ભૂપસિંહના પરમપ્રિય દીવાન દોલતસિંહની શક્તિનો કાંઇક ખ્યાલ લાવજે અને મારૂં ખૂન કરવા જતાં પહેલાં કદાચ તારૂં પોતાનુંજ ખૂન ન થઇ જાય, તેની સંભાળ રાખજે.

લાલચોળ નયને અધિકતર ક્રોધથી કિશોરસિંહ ગર્જના કરી બોલી ઊઠયોઃ—“ચૂપ કર બુઢ્ઢા! આ બધો બકવાદ છોડી દે! શું તું મને પણ બીજા બધાના જેવો ગમાર ધારે છે? અત્યાર સુધીમાં તેં હજારોનાં લોહી પીધાં છે. હજારોને તારી દગાબાજીમાં ફસાવ્યા છે, એ બધી વાતો મારા જાણવામાં છે, પણ એથી મારા મનમાં મને લેશ માત્ર પણ ભીતિજ નથી, તારાથી મારો એક વાળ પણ ખંડિત થઇ શકે તેમ નથી, હવે વિનાકારણ આ બધી નિરર્થક વાતો શા માટે કહી સંભળાવે છે? એથી તારૂં શું કલ્યાણ થવાનું છે? શું તું વળી પાછો મને દબાવવા માગે છે! તારી ધમકીથી શું હું ડરી જઇશ, એમ તું માને છે! જો એમ માનતો હોય, તો તેમાં તારી ગંભીર ભૂલ થાય છે. ખબરદાર! ફરીવાર હું તને હુકમ કરૂં છું કે, મુખ બંધ કરી ચૂપચાપ પડયો રહે! તું મને ખૂન કરવાની વાત કહેતો હતો, ખરૂં ને? હા, તું જેવો મહાપાપી પુરુષ છે, તેની સજા પણ તને તેવીજ ભયંકર મળવાની જરૂર છે અને એટલા માટેજ હું તારૂં ખૂન કરવાની અભિલાષા ધરાવું છું. પરંતુ જરા વિચારી જો જોઇએ, પાપીષ્ટ નરાધમ! કે તારા હાથ શું મનુષ્યના રક્તથી કલંકિત નથી થયા? તેં શું અનેક મનુષ્યોને પાયમાલ નથી કર્યા! રાજકીય કારસ્થાનોમાં પણ શું તેં પાપાત્માએ પુરતો ભાગ નથી લીધો! બસ, ચૂપ કર, હવે વિના કારણ તારાં વિશેષ છિદ્રોને ન ખોલાવ.”

"શું કહે છે, તું કિશોરસિંહ? શું કહે છે તુ કિશોરસિંહ?" મહાભયથી આકુળવ્યાકુળ થઇ કંપતાં કંપતાં રૂંધાયલા કંઠે આવી વાત કહીને, મહાપાપી ,ફરીવાર કરુણતાની સાથે બોલ્યો:—"આવી વાત તું શા કારણથી કહે છે કિશોરસિંહ?"

"થોડા વખતમાં જાણી શકીશ! તું પણ જાણી શકીશ અને તારો મહા પાતકી માલિક પણ જાણી શકશે!" પ્રશાંતવદને આવી વાત કહીને એ હતભાગી દીવાનની છાતીપર બેઠેલા કિશોરસિંહે તેના મુખ ભણી વિષાક્ત અગ્નિમય કટાક્ષપાત કર્યો. વૃદ્ધે ત્યારે કેવળ ભયથી ગભરાઇને, કંપીને એકવાર માત્ર ફેંફેં શબ્દનો અવાજ કર્યો, પરંતુ તેનાથી એક પણ વાત થઇ શકી નહિ.

કિશોરસિંહ તેની છાતીપરથી નીચે ઉતરી ગયો. એક હાથમાં દીવો અને બીજા હાથમાં ચાવીઓનો ઝુડો લઇ તે તે અંધારાવાળા કારાગૃહના કૂવામાંથી બહાર નીકળી આવ્યો; બહાર આવી દરવાજા પર પાછું તાળું વાસ્યું, રાજાનો પરમપ્રિય દીવાન દોલતસિંહ એ અંધકૂપમાં શૃંખલાબદ્ધ થઇ બન્દી બન્યો.

આ પહેલાં દીવાલદર્પણમાં જે ગુહાની અંદર દીવાનીને જોઇ હતી, તે ગુહા તરફ કિશોરસિંહ હાથમાં દીવો લઇને એકદમ ઉતાવળે પગલે ચાલી નીકળ્યો. એ પહેલાંની ગુહાના કરતાં અધિક ઉંડાણમાં અને નીચેના ભાગમાં આવેલી ગુહા હતી; ત્રણ ચાર પત્થરની સીડીઓ ઓળંગીને કિશોરસિંહ એ ગુહાના દરવાજા પાસે જઇ પહોંચ્યો; ચાવીના ઝુડામાંથી ઘણા વખતની ઘસાયલી એક ઝીણી પાતળી ચાવી બહાર કાઢી, જોરપૂર્વક તેણે તે દરવાજાને ખોલી નાખ્યો અને એ સાથે એ ગુહાની અંદર પ્રવેશ કર્યો. દીવાની તે વખતે પ્રવેશ કરનારને ઓળખી જવાથી એકદમ વીજળીની ઝડપે ઊઠીને બેઠી થઇ, તેના મુડદાં સમાન શરીરમાં એકાએક નવીન બળનો સંચાર થવાથી તે ઊઠીને તરતજ કિશોરસિંહ સ્હામી જવા માટે દોડી નીકળી; આનંદ તથા વિસ્મયથી એકી વખતે વિહ્વલ થઇને, તે બિચારી વિશુષ્કવદને વિકટ ચીત્કાર કરી, સંશય અને વિસ્મયવાળા કંઠથી બોલી ઊઠી:—"કિશોરસિંહ! તને પરમેશ્વરની દોહાઇ છે! કિશોર તું, અહીં આવ્યો છે? ના—ના, આવાં આવાં સ્વપ્નો મેં અનેક જોયાં છે. આ નરકકુંડમાં બંદિની થયા પછી આવા પ્રકારની સ્વપ્નમૂર્ત્તિઓ અનેકવાર મારા જોવામાં આવી છે, હું તારી સાથે મુલાકાત કરવા માટે સૂરંગ-

પૂર આવતી હતી, સમજ્યો કિશોરસિંહ! હું આવતી હતી; પરંતુ રસ્તામાં રાજા ભૂપસિંહના દુષ્ટ દગાબાજ પાખંડી દીવાન દોલતસિંહે મને પકડી લીધી અને પકડયા પછી તરતજ આ સ્થળે લાવીને કેદ કર્યા પછી એ શયતાનના સંગીએ અહીંથી એક ક્ષણવારને માટે પણ બીજે કયાંય પણ જવા દીધી નથી, એથી લાચારીથી હું તારી સાથે મુલાકાત કરી શકી નથી. ઓહ ! આ અંધારામાંજ હું રહું છું, રાત્રિ દિવસ દુઃખ અને નિરાશાના ઉંડા નિઃશ્વાસો નાખી મારા સંકટના દિવસો ગુજારૂં છું. કિશોર! ખરેખર જો તું કિશોરસિંહ હો, અને ખરેખર આ જો સ્વપ્ન ન હોય, તો—"

દીવાનીને વધુ બોલતી અટકાવીને કિશોરસિંહ એકદમ વચ્ચમાં જ બોલી ઊઠયોઃ—" ના, ના, સ્વપ્ન નથી, ખરેખર હું છું, ખરેખર હું કિશોરસિંહજ છું. મારા વિષયમાં શંકા લાવવાનું કશું પણ પ્રયોજનજ નથી. પેલા શત્રુગઢને છોડયા પછી આજ દિવસ સુધી આપણી બન્નેની મુલાકાતજ થઇ નથી. આજે આ મહાભયાનક સ્થાનમાં આપણી પહેલવહેલીજ મુલાકાત થાય છે. તેં સુરંગપૂર આવવાનું કહ્યું હતું, પરંતુ આવી નહોતી, એથી મેં ઘણા ઘણા વિચારો કર્યા હતા કે કદાચ તારીપર કાંઇક આપત્તિ આવી પડી હશે અને એ આપત્તિના ગોગેજ તું મારી પાસે આવી શકી નહિ હોય. તારા ન આવવાથી મારા મનમાં મને ઘણીજ ધાસ્તી રહ્યા કરતી હતી, મને તારા સંબંધમાં અનેક પ્રકારના—"

છેવટની વાત ન સાંભળતાં ચંચળતાની સાથે દીવાનીએ એકદમ વચ્ચમાંજ પૂછ્યું કેઃ—" પણ ભાઈ! તું આ રાક્ષસી સ્થાનમાં શી રીતે આવ્યો? જે સ્થાનમાં મક્ષિકા પણ પ્રવેશ કરવાને શક્તિમાન નથી, તે સ્થાનમાં તારાથી શી રીતે આવી શકાયું ? તેં આ કઠોર કારાગૃહની ચાવીઓ શી રીતે મેળવી ? તું શું અત્યારે આનંદદુર્ગનો અધિશ્વર થયો છે! તારા હાથમાં આનંદપૂરનું રાજ્યતંત્ર આવી ગયું છે ? કિંવા આ દુર્ગમાં બંદિવાન બની કોઇ પણ રીતે નહાસીને અથવા છટકીને તું અત્યારે અહીં મારી પાસે આવ્યો છે! કહે બાપૂ! સત્વર કહે! મારૂં મન એ સર્વે વાતોને જાણવા માટે અત્યંત આતુર બની ગયું છે, માટે કહે જોઇએ, કે તું અહીં શી રીતે આવ્યો છે? શું અહીં આવતાં તને કોઇ પ્રહરીએ પણ અટકાવ્યો નથી! અજાયબીની વાત છે કે, રાજા ભૂપસિંહ તથા તેના દીવાન દોલતસિંહ જેવા કુટિલ

કારસ્થાની પુરુષોના દુર્ગમાં પણ આવી અંધાધુંધી ચાલી રહી છે ! ગમે તેમ હો, પણ ભાઈ! તું મને હવે વિસ્મયના સાગરમાં ન ડુબાવતાં સત્વર મારી જિજ્ઞાસાનું નિવારણ કર; સત્વર મારા પ્રશ્નનો ઉત્તર આપ."

કિશોરસિંહે કહ્યું:—"હા, તારી છેવટની વાતજ સત્ય છે; હું આ દુર્ગનો બંદિવાન બન્યો હતો અને એ બંધનમાંથી દૈવયોગે મુક્ત થઇ છટકીને અત્યારે તારી પાસે આવ્યો છું. પણ અત્યારે એ બધી વાતો કહેવાનો અવસર નથી. આપણે બન્નેને હમણાં ને હમણાંજ અહીંથી ન્હાસવું જોઇશે. ચાલ. જલ્દી ચાલ. હવે વિલંબ કરી શકાશે નહિ, વિલંબનું પરિણામ પણ શુભ આવશે નહિ. આ નરકમાંથી ગમે તે રીતે આપણે બહાર નીકળી જવું જોઇશે. ચાલો, આપણે હવે આ નરકકુંડમાંથી ન્હાસી જઇએ. અહીં આગળ હવે વધારે વિલંબ કરવાથી આપણે વળી પાછા કોઈ નવી આફતના પંજામાં સપડાઇ જઇશું અને એથી કરીને મારી અત્યાર સુધીની કરી કારવેલી બધી મહેનતપર પાણી ફરી વળશે અને એ સાથે કદાચ એ રાક્ષસોના હાથથી મરણને શરણ પણ થઇ જવું પડશે."

દીવાનીએ કહ્યું—"હા, હવે વિલંબ કરી શકાશે નહિ; ચાલ, હમણાં ને હમણાંજ આપણે આ નરકનિવાસમાંથી પલાયન કરી જઇએ અને આપણી રક્ષાના માર્ગને સ્વચ્છ કરી દઈએ.

દીવાનીને સાથે લઈને, કિશોરસિંહ એકદમ ઉતાવળો ઉતાવળો એ અંધારા ગભારાવાળા કારાગૃહના કૂવામાંથી બહાર નીકળ્યો. દીવો અને ચાવીઓનો ઝુડો તેના હાથમાંજ રહ્યો. કારાગૃહનો દરવાજો પહેલાં જેવી રીતે બંધ હતો, તેવીજ રીતે કિશોરસિંહે ચાવી દ્વારા બંધ કરી દીધો હતો. તેઓ ગુહામાંથી બહાર નીકળીને આંગણામાં આવી પહોંચ્યાં. એ સમયે ત્યાં આગળ મનુષ્યનું નામ નિશાન પણ નહોતું, તેમજ જન પ્રાણી માત્રનો એક પણ શબ્દ કિંવા અવાજ સાંભળવામાં આવતો નહોતો. કિશોરસિંહે એ સ્થળેજ પોતાના હાથમાંનો દીવો હોલવી નાખ્યો. જે દરવાજાની ચાવીની તેને જરૂર હતી, તે સઘળી ચાવીઓ તેના હાથમાં હતી, એથી તાળાં ખોલવામાં તેને જરા પણ અડચણ આવી નહિ. તેઓ ચૂપચાપ કાંઇ પણ અવાજ થવા દીધા વિના ચાલ્યાં જતાં હતાં, અંધારામાં છૂપી રીતે તાળાં ખોલતાં જતાં હતાં, કોઈ

પણ મનુષ્ય એ વિષયમાં કાંઇ પણ જાણી શકતું નહોતું. છેવટે તેમણે અંતઃપુરના દ્વાર ભણી ગમન કર્યું. બહાર પ્રહરી પહેરો ભરતો હતો, ચપોચપ તેનાં પગલાંનો અવાજ થતો સંભળાતો હતો; એક વાર આ તરફ તો બીજી વાર પેલી તરફ તે ટહેલી રહ્યો હતો. કિશોરસિંહ કાન માંડીને તેનાં પગલાંનો અવાજ સાંભળ્યો. પ્રહરી બીજી બાજૂએ જ્યારે ચાલ્યો ગયો, અને એના પગલાંનો અવાજ સંભળાતો બિલ્કુલ બંધ થયો, ત્યારે કિશોરસિંહે ધીમે ધીમે તાળું ખોલીને, દીવાનીનો હાથ ઝાલીને, એકદમ દુર્ગમાંથી બહાર નીકળી પડયો. મુક્તિનો વાયુ અંગ સાથે અથડાયો; હૃદય આનંદથી પરિપૂર્ણ થઇ ઊઠયું. દીવાનીના આનંદની કાંઇ સીમાજ ન રહી. નજીકમાંજ ઉપવન આવેલું હતું, વચ્ચમાં એક સાંકડો રસ્તો હતો, તે રસ્તેથીજ તેઓ રાત્રિના તે ભયાનક અંધકારમાં અદૃશ્ય થઈ ગયાં, અને એ સાથે એકદમ ઉતાવળાં ઉતાવળાં આગળ ચાલવા માંડયાં. કિશોરસિંહે આ પહેલાં એક વાર જ્યાં આગળ લૂટારાઓના હાથમાંથી સુશીલાનો ઉદ્ધાર કર્યો હતો, તેજ સ્થળે પોતાને આવી પહોંચેલો જોઇને અથવા એ સ્થળનાં દર્શન કરીને, તેના હૃદયમાં અનેક અપૂર્વ ભાવોનો ઉદય થઇ આવ્યો. તેણે વિચાર્યું કે, “ પરમાત્મા તેના પર પૂર્ણ પ્રસન્ન છે અને એ પાપાત્મા પિશાચોના પંજામાંથી તેની ગમે તે પ્રકારે રક્ષા કરવામાં તેની સંપૂર્ણ સહાનુભૂતિ છે. ઇશ્વરનો મહિમા અપાર છે, તેની દયાનો કાંઇ અવધિજ નથી, તેનામાં વિશ્વાસ રાખનારને તે મૃત્યુના મુખમાંથી પણ અવશ્ય બચાવી લે છે. ધન્ય છે, પરમાત્મન્! તારી અગમ્ય લીલાને અનેકવાર ધન્ય છે! તારી કૃતિગતિને કોટાનુકોટિવાર ધન્ય છે! ”

રાજા કુલીનકુમાર ચૌધરીની દેવીપૂરની કચેરી એ સ્થળેથી અતિ નિકટમાંજ હતી, એથી બાકીની રાત્રિને એ સ્થળેજ વ્યતીત કરવાની અભિલાષાથી દીવાનીને સાથે લઇને, નિર્ભય હૃદયવાળો કિશોરસિંહ એ કચેરી ભણીજ રવાના થયો.



## અષ્ટાદશ પ્રસંગ

### મૈત્રીમંત્રણા

ફેલાવાને ઉર ઉદધિના ઉર્મિઓ ઉછળે છે;
ઉર્મિ ઉર્મિ જરી અડકતાં ઐક્ય કેવું ધરે છે!
જુદા રંગો ભળી ગળી જતાં એકરંગી બને છે!
ને તેમાંના નઝર કરતાં ફાટ સાંધો દીસે છે.
મેળો મીઠો અરર! પણ આ એક બે ચાર દીનો!
સીમા આવી! બસ અટકવું! કોઇનો તાર તૂટ્યો!
તૂટ્યો વા તે ઉતરીજ ગયો! મેળ પાછો મળે ના!
તાણો ખેંચો પણ નવ ચડે! તૂટ એવી મચે ના!

કલાપી.

રાત્રિના ત્રીજા પ્રહરે, આપણી આ નવલકથાનો નાયક વીરવર કિશોરસિંહ, કુલીનકુમાર ચૌધરીના દેવીપૂરના દ્વાર પાસે આવી પહોંચ્યો. વૃદ્ધ દરવાન એટલી રાત્રે તેને પાછો આવેલો જોઇને ઘણો જ અજાયબ થયો; અજાયબીની સાથે કુતૂહલી થઇને, તેણે ગભરાટપૂર્વક દરવાજો ખોલી નાખ્યો. કિશોરસિંહે તરત જ દરવાજામાં પ્રવેશ કર્યો, સાથે સાથે દીવાની પણ દાખલ થઈ. દરવાને હાથ જોડી કિશોરસિંહને પ્રણામ કર્યા. ત્યાં આગળ બીજી કાંઈ પણ પૂછગાછ ન કરતાં એકદમ દરવાજો બંધ કરી, તાળું વાસી, તેમને બન્નેને ઉપરના ઓરડામાં લઈ ગયો. એ સમયે કિશોરસિંહે તેને સંબોધીને કહ્યું કેઃ—" ભાઇ! આ અબળા અત્યંત દુઃખિની છે, મારી પરમ ઉપકારિણી છે, માટે એને બીજા એક અલાયદા ઓરડામાં ખાવાપીવા અને સૂવા બેસવાનો બંદોબસ્ત કરી આપ; તેમજ વળી પહેરવાનાં ઉપયુક્ત વસ્ત્રો પણ લાવી આપ. "

દરવાને તેમ કરવાનું કબૂલ કર્યું. તે બિચારો સ્નેહી હૃદયનો સરળ અને ભોળો દરવાન કિશોરસિંહને અત્યંત વ્હાલો હતો, એટલુંજ નહિ, પણ તેને માટે પોતાના પ્રાણ આપવામાં પણ પાછો પડે તેમ નહોતો, તેથી કિશોરસિંહની વાત સાંભળતાંની સાથેજ તેણે ગદ્દગદ્દ વચને કહ્યું કેઃ—" કિશોરભાઈ! તમારા ફરમાનથી, તમારા સંભાષણથી, તમારા સંતોષને માટે, તમામ કામ હું ઘણીજ ખુશીની

સાથે કરવાને રાત દિવસ તૈયાર છું. તમારા મહત્વની વાતો મેં ઘણા માણસોના મુખેથી સાંભળી છે. વળી ખાસ કરીને રાયકુમારી સુશીલાની ધાત્રી કમલાએ તમારા ગુણોની સઘળી વાતો મને કહી સંભળાવી છે, તમારો જે કાંઈ ઇચ્છા હોય, તે બેલાશક મને ફરમાવો, હું તેને જરૂર તામિલ કરીશ. મારાં આજે અહોભાગ્ય કે જેથી મને તમારા જેવા પ્રતાપી પુરુષનો સમાગમ થયો અને એ સાથે સેવા બજાવવાનો સુઅવસર પણ પ્રાપ્ત થયો."

કિશોરસિંહે કહ્યું:-"પ્રથમ આ અબળાને યોગ્ય ગૃહમાં મૂકી આવ; ત્યાર પછી મારે જે કાંઇ કહેવાનું હશે, તે હું તને અવશ્ય કહી સંભળાવીશ."

દીવાનીને સાથે લઇને દરવાન તે ઓરડામાંથી બહાર નીકળ્યો. એક દાસીને જગાડીને જરૂર જેટલાં વસ્ત્રો, મળી શકી તેટલી ભોજન સામગ્રી અને સૂવાને માટે ઉપયુક્ત શય્યાની વ્યવસ્થા તે વૃદ્ધ દરવાને તરત ને તરતજ કરાવી આપી. થોડીવારમાં જ તે પાછો કિશોરસિંહ પાસે આવી હાજર થયો. કિશોરસિંહ શંકરપૂર જઈ શક્યો નહોતો, તેને આનંદદુર્ગમાંજ પિશાચોદ્વારા કેદ થવું પડ્યું હતું, એ સઘળી વાતોમાંની એક પણ વાત એ વૃદ્ધ દરવાન અત્યાર સુધી જાણી શક્યો નહોતો; એથી થોડીવાર સુધી કાંઇક વિચાર કરીને તેણે કિશોરસિંહને પૂછ્યું કેઃ—"ભાઈ! તમારી સાથેનો તમારો તે પહાડી પુરુષ ક્યાં ગયો?"

એક ઊંડો નિઃશ્વાસ મૂકીને કિશોરસિંહે જવાબ આપ્યો કેઃ—"અહો! બિચારો મોહનલાલ અકસ્માત્ વિશ્વાસઘાતકોના—દગાબાજોના હાથથી પહાડની અંદર માર્યો ગયો છે. હાય! અત્યારે મારી પાછળ ડગલેને ડગલે શત્રુઓ ભટકી રહ્યા છે અને આ વસુંધરાના વક્ષઃપરથી ગમે તે પ્રકારે મારો વિનાશ કરવાનો લાગ શોધી રહ્યા છે. પણ ભાઇ! ભગવાન મારાપર સંપૂર્ણ કૃપાવાન છે, જેથી કરીને તે નરાધમો હજી સુધી મારો એક વાળ પણ ખંડિત કરવાને સમર્થ થઈ શક્યા નથી."

આમ કહીને, રસ્તામાં જે જે બનાવો બન્યા હતા, તે સઘળા સંક્ષેપમાં ને સંક્ષેપમાંજ કિશોરસિંહે એ ભલા વૃદ્ધ દરવાનને કહી સંભળાવ્યા. દરવાન એ સાંભળીને અત્યંત દુઃખિત થયો. એટલી મોડી રાત્રે જે કાંઈ ભોજનની વસ્તુઓ મળવાનો સંભવ હતો, તે સર્વે લાવીને

તેણે કિશોરસિંહના ભોજનનો બંદોબસ્ત કરી આપ્યો. કિશોરસિંહે મનના આનંદની સાથે આહાર કર્યો. તે ઠંડો થઇને જ્યારે પથારીપર બેસી સહજ આરામ કરવા લાગ્યો, ત્યારે પેલા દરવાને સહજ ગભરાઇને તેણે પૂછ્યું કેઃ–“ભાઈ! નવીન સમાચાર મળ્યા છે! સુરંગપુરથી બે માણસો આવ્યાં છે.”

કિશોરસિંહ વિસ્મય સહિત પુલકિત થયો. ભંડારી મહારાજ તથા શાંતિપ્રસાદ બ્રાહ્મણનું સ્મરણ કરી તેણે કુતૂહલ પૂર્વક એકદમ પ્રશ્ન પૂછ્યો કેઃ–“કોણ કોણ આવ્યું છે! આવનાર માણસોનાં નામ શું છે? ક્યારે આવ્યા છે! શા માટે આવ્યા છે! ક્યાં ઉતર્યા છે અને ક્યાં જવાના છે?”

“સુરંગપુરથી આવ્યા છે, ક્યાં જવા માગે છે, તે તો મારા જાણવામાં નથી, તેમણે તે વિષયમાં મને કશું કહ્યું પણ નથી. તેમનાં નામ મને બરાબર યાદ છે, એકનું નામ ગંગાધર મહારાજ છે અને બીજાનું નામ શાંતિપ્રસાદ પંડિત છે. તેઓ અત્યારે આ મહેલના એક ઓરડામાં સૂતા છે. જો તમો કહો તો હું હમણાં ને હમણાંજ એ લોકોને તમારા આવવાની ખબર આપું અગર તો બોલાવી લાવું? કહો શી આજ્ઞા છે?” “ના–ના, ઊંઘમાંથી ઉઠાડવાની કશી જરૂર નથી. પ્રભાતમાંજ તેમની મુલાકાત કરીશ. પરંતુ રાય રણધીરસિંહ રાય મહાશયની સાથે રસ્તામાં એ લોકોની મુલાકાત નહિ થઇ હોય કે જેથી તેઓ અહીં આવવાને લાચાર થયાં છે?” કિશોરસિંહે આતુરતાથી દરવાનને સંબોધીને પૂછ્યું.

“ના, તેઓ એક જૂદે રસ્તેથી ગયા છે અને આ લોકો બીજે રસ્તેથી અહીં આવ્યા છે. તેમના મુખેથીજ મેં આ બધી વાતો સાંભળી છે.” વૃદ્ધ દરવાને જવાબ આપ્યોઃ–“મેં તેમનો યથાસાધ્ય સત્કાર પણ કર્યો છે. રાત્રિ પણ હવે લગભગ વીતી જવા આવી છે, માટે તમો જરાવાર સૂઇ જાઓ. સૂતાં પહેલાં મારા પ્રતિ તમારી બીજી કાંઇ પણ આજ્ઞા હોય તો તે બેલાશક જણાવો.”

“આજ્ઞા? હા, મારે તને એક વાત કહેવાની છે. તું દયા કરીને આ રાત્રે ને રાત્રેજ મારા ઉપર કાંઇક ઉપકાર કર. આ પ્રદેશમાં ચૌધરી મહાશય તથા રણધીરસિંહ મહાશયના કેટલાક મહા સંભ્રાન્ત મિત્રો વસે છે. રાજા કલમ્બકેશર, રાજા દિવાકર મહાન્ત, રાજા વસંતરાય, અને બીજા કેટલાક રાજાઓ છે, તેઓ સર્વને તું ઘણી સારી રીતે

જાણે છે, તેમની પાસે એક માણસ મોકલી આપ તેઓ કૃપા કરીને કાલે સવારમાંજ આ કચેરીમાં આવી પહોંચે, એવો બંદોબસ્ત કર. હું અહીં આવ્યો છું, એવા સમાચાર આપી, ચોધરી મહાશયની પાસે પણ માણસ મોકલી આપ. રણધીરસિંહ મહાશય મહાચક્રમાં, મહા આપત્તિમાં આવી પડયા છે, એવી વાત પણ ખાસ કરીને તેમને જણાવવાની તે માણસને સૂચના કરજે."

દરવાને કહ્યું:—"જેવી આજ્ઞા ! બીજો કાંઇપણ હુકમ છે કે ?"

"હા, આનંદ મઠના ગુરૂદેવ અશોકાચાર્ય મહાશયને મારી વિનતિ જણાવીને સમાચાર મોકલી આપ, કે તેઓ કૃપા કરીને આવતી કાલે પ્રભાતમાં દર્શન આપવાની દયા દર્શાવે. હા, હા, ભાઇ ! તું મારો બીજો એક ઉપકાર કર, બિચારા મોહનલાલનો મૃત દેહ પહાડની ગુહામાં ચૂર્ણ વિચૂર્ણ થઇ પડયો છે. મનમાં ને મનમાંજ મેં ધર્મપૂર્વક પ્રતિજ્ઞા લીધી છે કે, એ બિચારાંનાં હાડકાંને હું ગંગાજળમાં પધરાવીશ, યથારીતિ સંસ્કાર કરીશ; માટે ભાઇ! તું મારાપર આ એક મહત્ ઉપકાર કર. હું એ સ્થળ તને બરાબર બતાવી આપું છું, તે સ્થળે તું તારા તાબાનાં ચાર માણસોને મોકલી આપ અને એ સાથે તેમને એવી આજ્ઞા કર કે, તેઓ તેના મૃતદેહને અહીં લઈ આવે. બસ એ સિવાય બીજું કાંઇપણ કહેવાની મારી ઇચ્છા નથી." આમ કહીને કિશોરસિંહ જરાવાર થોભી ગયો મોહનલાલનો મૃતદેહ પાંડવાની કઇ જગાએ, કઇ ગુફામાં કેવી હાલતમાં પડયો હતો, એ વાત પણ તેણે થોડીવાર સુધી કાંઇક વિચાર કર્યા પછી તે વૃદ્ધ દરવાનને કહી સંભળાવી.

અવનત મસ્તકે અભિવાદન કરી, દરવાન એ ઓરડામાંથી બહાર ચાલ્યો ગયો. કિશોરસિંહે તેના ચાલ્યા ગયા પછી શયન કર્યું. બીજી બધી રાત્રિઓને તેણે જેવી રીતે અસુખમાં વીતી હતી, આજે રાત્રે તેના મનમાં તેવું ભયંકર અસુખ રહ્યું નહિ એકાદ એ મહા ઉદ્વેગ સન્મુખ રહેવા છતાં પણ તેનું હૃદય અનુભૂત અપૂર્વ આનંદથી વિકસી ઊઠયું. ગાઢ નિદ્રાની ગોદમાં તે સુષુપ્ત થયો.

નિદ્રિત અવસ્થામાં તે જાણે સ્વપ્ન જોઈ રહ્યો હતો કે:—"પીળાં પીળાં વસ્ત્રથી ઢંકાયલી પહેલાં જોયેલી એ અપરૂપ આકૃતિઓ, સ્ત્રી આકૃતિ અને પુરૂષાકૃતિ. ધીમા પગલાં ભરતી ચૂપચાપ તેના ઓરડામાં આવી દાખલ થઇ, અને બિલકુલ અવાજ થવા દીધા વિના બહુજ ધીમા પગલે તેની શય્યા પાસે આવી ઉભી રહી તથા મુખ નીચાં નમાવી

તેના મુખભણી જોતી કેટલીકવાર સુધી મૈનવ્રત ધારણ કરી ઉભી રહી. દક્ષિણ હસ્તદ્વારા તે આકૃત્તિએએ કિશોરસિંહના મસ્તકનો સ્પર્શ કર્યો. નારીમૂર્તિના બન્ને હોઠ કાંઇક કંપ્યા. અસ્પષ્ટ અનુચ્ચ વાક્યે તેણે કલ્યાણકામનાવાળા ઘણા ઘણા આશીર્વાદ આપ્યા, નિદ્રિત અવસ્થામાં એ સર્વે કિશોરસિંહ જાણે મુક્ત નયને-ખુલ્લી આંખે જોઈ શક્યો.

પણ એ આકૃતિએ હવે અદૃસ્ય થઇ ગઇ. કિશોરસિંહ ઊંઘી ગયો. સુખમાં અને સુનિદ્રામાં રાત્રિ વીતી ગઇ અને પ્રભાત થયો. એ પ્રભાત પણ પહેલાના પ્રભાતની પેઠે ભયાનક ધુમસથી આચ્છાદિત થયેલો હતો. ઘણીવાર પછી સૂર્યદેવતાએ પૂર્વાચળમાં દર્શન દીધાં. કિશોરસિંહ પ્રાતઃકૃત્યાદિને સમાપ્ત કરી પોતાના શયનગૃહમાં બેસી, ભંડારી મહારાજ તથા શાંતિપ્રસાદ બ્રાહ્મણના દર્શનની પ્રતીક્ષા કરવા લાગ્યો.

થોડીવારમાંજ વૃદ્ધ દરવાન તેમને બન્નેને સાથે લઇને કિશોરસિંહના ઓરડામાં આવ્યો. આંખો સાથે આંખો મળતાંની સાથેજ, તેઓ ત્રણેજણાંનાં ત્રણે હૃદયોમાં આનંદનો પ્રવાહ પ્રવાહિત થઇ ચાલ્યો. તેમના ત્રણેના વદનપર આનંદ વિકંપિત સંભાષણનો ધ્વનિ સંભળાવા લાગ્યો. તેઓ ત્રણે જણા એકજ પથારીપર બેઠા. વૃદ્ધ દરવાન કિશોરસિંહને વંદન કરી ચાલ્યો ગયો. સુરંગપૂરથી પ્રસ્થાન કર્યા પછી જ્યાં જ્યાં જે કાંઈ બનાવો બન્યા હતા, ઉભય પક્ષે ક્ષોભ, વિસ્મય, આનંદ, કુતૂહલથી એક બીજાના મુખેથી તે સઘળા બનાવોનો સંક્ષેપ સંક્ષેપ વૃત્તાંત એક બીજાને કહી સંભળાવ્યો અને સાંભળ્યો. કિશોરસિંહે પોતાની પહેલાં આવી પહોંચીને, આટલી બધી તૈયારી કરી લીધી છે, અનેકાનેક સંકટોમાં સપડાઇને પોતાનો તથા પોતાની પરમ હિતાકાંક્ષિણી ઉન્માદિનીનો શયતાનોના સકંજામાંથી બચાવ કર્યો છે, એ બધી વાતો જાણીને ભંડારી મહારાજ તથા શાંતિપ્રસાદ પંડિત બન્ને જણા ઘણાજ અજાયબ થયા. ત્યાર પછી ગભરાટ ભરેલા અવાજથી કિશોરસિંહે કહ્યું કેઃ—“ અજાયબી જાહિર કરવાનો અત્યારે બિલ્કુલ અવસર નથી. તમો હમણાં ને હમણાંજ રવાના થાઓ. ચારે તરફ મહા વિપદ ફેલાઇ ગઇ છે ! શત્રુઓ સાક્ષાત્ પિશાચનું સ્વરૂપ ધારણ કરીને આપણા પક્ષને પાયમાલ કરવાનાં દૃઢ નિશ્ચયપર આવી ગયા છે અને એ સાથે એમ કરવાના ચાંપતા ઇલાજો પણ લેવા માંડયા છે. રાજા ભૂપસિંહ આપણો સર્વેનો ધ્વંસ કરીને બંગેશ્વર થવાના આલ્હાદથી ઉન્મત્ત બની ગયો છે. અરે ! એ રાક્ષસની મહત્વાકાંક્ષાનો કાંઇ અવધિજ ક્યાં છે ! તે દુષ્ટ બંગેશ્વર

તો શું પરંતુ ભારતેશ્વર થવાની ઇચ્છા ધરાવે છે ! દિલ્હીના બાદશાહનો નાશ કરી ત્યાંની સલ્તનતને પોતાને કબ્જે કરવાના હવાઇ કિલ્લાએ બાંધવામાં પણ તે દીવાનાએ કશી કસર રાખી નથી. તે હમણાંજ તેના પોતાના તથા લૂટારા સરદાર મહાવીરના સૈન્યદળ સહિત આપણા પ્રતિપાલક રાજા રણધીરસિંહરાય તથા તેમના પુત્ર વરૂણસિંહરાયને ગિરફતાર કરવા જશે. ગિરફતાર કરીને તે પાપાત્મા તેમને બન્નેને ફાંસીના લાકડાંપર લટકાવશે. માટે જાઓ, તમો જલ્દી જાઓ. તમારામાંથી એક જણ રાય મહાશયના મકાને જાઓ અને બીજો એક જણ રાજા દીનવલ્લભસિંહની કચેરી તરફ રવાના થાઓ. રાજા દીનવલ્લભસિંહ પણ એક મોટી આફતમાં આવી પડયા છે ! રાજા ભૂપસિંહ એ નિર્દોષ મિત્ર રાજાનો પણ ધ્વંસ કરવા માગે છે. તે નાદાન નાલાયક રાજાના બે બદમાશ મારવાડી મિત્રો અત્યારે તેના દુર્ગમાં આવ્યા છે. તેઓ મહા ભયાનક બદમાશો છે. તેમનાથી ન બની શકે એવું એક પણ કાર્યજ નથી. જે કાર્ય વિશ્વને કંપાવનારા કલિ કે પિશાચદ્વારા પણ થતાં વિલંબ થવાનો સંભવ છે, તે કાર્યને તેઓ ક્ષણમાત્રમાં પરિપૂર્ણ કરી શકે તેમ છે. કારણ કે, તેમના હૃદયમાં માયા, મમતા કે મનુષ્યપ્રેમનું નામ નિશાન પણ અસ્તિત્વ ધરાવતું નથી. એ પાપાત્માએ મારા એક નિર્દોષ મિત્ર મોહનલાલને પહાડની તળેટીમાં ગબડાવી દગાબાજીથી ઘણીજ ઘાતકી રીતે મારી નાંખ્યો છે. મારા પ્રાણ લેવામાં પણ એ પિશાચોએ કશી ન્યૂનતા રહેવા દીધી નથી. હાય ! તેમના તે પાપકર્મોનું સ્મરણ થતાં પણ મારા રૂંવાટાં ખડાં થઈ આવે છે ! દગાબાજો દાનવોજ રાજા દીનવલ્લભસિંહને પોતાની દગાબાજીની જાળમાં સપડાવીને મરણ વશ કરશે અને ત્યાર પછી રાય મહાશયનું ખૂન કરવાનો યત્ન આરંભશે. એમાંના એકનું નામ ભીમેશ્વર છે અને બીજાનું નામ રમણચંદ્ર છે. હું તમોને તેના ચહેરાની ઓળખાણ આપી દઉં છું કે જેથી તમો કદાચ તેમનાં નામો ભૂલી જાઓ, તો પણ તેને ઓળખવામાં તમોને કશી પણ અડચણ ન આવે. પણ જો જો, એ લોકોથી ખૂબ ચેતીને ચાલજો. સંભાળીને કામ લેજો. તેઓ કદાચ તમારા પહેલાં ત્યાં જઇ પહોંચ્યા હોય, તો પણ તમો રાજા દીનવલ્લભસિંહને બરાબર ઉમદા તક મેળવીને સાવચેત કરી દેજો. આ બાબતમાં જરા પણ ગફલત કરશો નહિ.”

આ પ્રમાણે બધી વાતો કહીને કિશોરસિંહે તે સ્થળે તે બન્ને મારવાડી બદમાશોના ચહેરાની અવિકલ ઓળખાણ કરાવી દીધી. ત્યાર

પછી શાંતિપ્રસાદને એકાંતમાં બોલાવીને કિશોરસિંહે સાનુરાગ સ્વરે ચૂપચાપ કહી દીધું કેઃ—"વળી જો, કમલાની સાથે જો મુલાકાત થાય, તો તેને કહેજે કે, સુશીલાને માટે હું રાત્રિ દિવસ ચિંતા કર્યા કરૂં છું. સુશીલાની મનમોહિની પ્રતિમા મારા હૃદયમાં અહર્નિશ વસ્યા કરે છે. કમલાને કહેજે કે, તે મારી પ્રાણપ્રિયા પ્રેમપ્રતિમા સુશીલાને કહે કે, તારા વિના મારા મનની સ્થિતિ અતિ વિષમ થઇ પડી છે અને રાત્રિ દિવસ કિશોરસિંહ તારૂં રટણ કરીને આ પ્રમાણે પ્રલાપો કર્યા કરે છે કેઃ—

"થયું આ શું ? કહું કોને ? હતુ જે જે નહીં તે તે;
નજર નાસે દિશા ચારે નહીં ભાસે, ઉડી ચાલ્યું;
દિસે શુદ્ધિ હૃદયમાં કે પળે આ ભાન હું ભૂલ્યો;
ઉઠી શી આ ઉરે ભ્રાન્તિ, હતું તે તો ઉડી ચાલ્યું;
દિસુ હું એકલો અત્રે, તપાસું તો નહીં કાંઈ!
હશે તે શું ? અરે કિન્તુ સહુ તે તો ઉડી ચાલ્યું;
નજરથી ના ખસે મૂર્ત્તિ ભમે છે ચિત્ર છે આ હૃદયે;
હવે ક્યાંથી મળી આવે ? ક્ષણે તે આ ઉડી ચાલ્યું !
રમે સંગે રમાડીને, હસે સંગે હસાડીને;
વિવાદો મુખથી થાતા પરસ્પર હા મધુર સાદે;
નહીં શ્રવણે હવે સરતા ! હશે તે ક્યાં ? ઉડી ચાલ્યું ?
પ્રભાતે આ અહિં હું ક્યાં ? સમય મધ્યાન્હનો તે ક્યાં ?
વિલોકું શું ? નહીં તે તે ? હતુ જે તે ઉડી ચાલ્યું ?
નિહાળી હાસ્ય દૃષ્ટિથી પ્રીતે મારા પ્રતિ જે તું !
હવે તે મુખ ક્યાં દેખું ? હસાવી ને ઉડી ચાલ્યું ?
અહો તારા મૃદુ શબ્દો પ્રીતે ઝરતા રમે હૃદયે !
ક્ષણે આ ચાલતી વાણી ! હવે જોતાં ઉડી ચાલ્યું !
કૃતિ આવી હશે કોની ? હૃદય ભેદાય, નવ શાંતિ;
સ્મરે શું તું અરે ચેતન્ ! હસાવીને રડાવે છે !
રડાવીને હસાવે છે ! અહા તે તો ઉડી ચાલ્યું."

બસ, ભાઇ ! કમલા દ્વારા સુશીલાને મારો આટલો સંદેશો કહેવડાવજે અને એ સાથે કમલાની પાસેથી મારી હૃદયહારિણી સુશીલાના સમાચાર પણ પૂછતો આવજે, "સુશીલા મને સંભારે છે કે નહિ ? સુશીલાના હૃદયમાં મારૂં સ્મરણ રહ્યું છે કે નહિ ? એ વાત પણ કમલા દ્વારા તું જાણતો આવજે."

સાનુરાગે શાંતિપ્રસાદ સમ્મત થયો; કિશોરસિંહનો સંદેશો પહોંચાડવાનો ભાર તેણે ઘણુંજ આનંદની સાથે પોતાના શિરપર ઉપાડી લીધો. ત્યાર પછી તે એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના કુલીન કુમાર ચૌધરીની અશ્વશાળામાંથી બે નવા અશ્વો લઇને, ભંડારી મહારાજ સહિત કિશોરસિંહના ઉપદેશ મુજબ પોતાના ગંતવ્ય સ્થાન પ્રતિ રવાના થયો.

કિશોરસિંહે એ અવસરમાં દીવાનીની સાથે મુલાકાત કરવાના ઇરાદાથી જે ઘરમાં દીવાની બેઠી હતી, તે ઘરમાં પ્રવેશ કર્યો. તેમની બન્નેની વચ્ચે ખપ પૂરતી વાતોચીતો થઇ. છેવટે દીવાની બોલી કે:–"મેં જે કાંઇ કહ્યું છે, તે સઘળું સત્યજ છે. તું કાગળ પત્ર અને અને ખડિયો કલમ લઇને હું જે કાંઈ લખાવું, તે બધું એક પછી એક લખી લે."

કિશોરસિંહે તેમજ કર્યું. લખતાં લખતાં તે વારંવાર કંપી ઉઠયો; વારંવાર તેની આંખોમાંથી આંસુની અવિરલ ધારાઓ વહી ચાલી; વારંવાર તે વિસ્ફારિત નયને ઉન્માદિનીના મુખ ભણી જોવા લાગ્યો. લખવાનું પૂરૂં થયું. કિશોરસિંહના મુખપર ક્ષણ માત્રમાં અનેક પ્રકારના નવનવા ભાવોનું પરિવર્તન થઇ ગયું. એ જોઇને છેવટે દીવાનીએ કહ્યું કે:–"એક જણ સાક્ષી જોઇશે, સાક્ષી વિના આ બધી વાતો બીજાના માનવામાં આવશે નહિ; માટે સાક્ષીની તો ખાસ જરૂર પડશે. વળી સાક્ષી રાખવાથી આનું પરિણામ પણ ઘણું સારૂં આવશે."

કિશોરસિંહે કહ્યું:–"ઘણા સારા સાક્ષી તૈયાર છે. સાક્ષીને મેં બોલાવવા માટે એક માણસ પણ મોકલી આપ્યું છે. તે હમણાંજ આવશે. મારા પરમ પ્રિય ગુરુદેવ અશોકાચાર્ય મહાત્માને તું ઓળખે છે કે? તેમને હું આ વિષયમાં સાક્ષી રાખવા માગું છું."

દીવાનીએ કહ્યું:–"હા એ મહાત્માને હું ઘણી સારી રીતે ઓળખું છું. આચાર્યે આશુસુખે, મને તેમના આશ્રમમાં કેટલાક દિવસને માટે આશ્રય આપ્યો હતો; તેઓ આ સંબંધમાં ઘણો વૃત્તાંત જાણતા હતા, અહા ! એકાએક પહાડ પરથી ગબડીને તેઓ બિચારા માર્યા ગયા છે! કિશોરસિંહ! એ મહાત્મા શા કારણથી માર્યા ગયા છે, એ વિષયમાં તારા ગુરુદેવ મહાત્મા અશોકાચાર્ય સિવાય બીજું કોઈ પણ મનુષ્ય હજી સુધી જાણી શક્યું નથી. તેમના જેવા પવિત્ર મહાત્માઓ મેં ઘણુંજ થોડા જોયા છે. હાય! બિચારા આકસ્માત

માર્યા ગયા છે! પરંતુ અત્યારે એ વાતની ચર્ચા ચલાવવાની કાંઇ પણ આવશ્યકતા જ નથી. તું જે મહાત્માને સાક્ષી રાખવા માગે છે; તેમની સાક્ષી હશે, તો પછી બીજા કોઇની સાક્ષીની જરૂર પડશે નહિ. ખરેખર! તું એક મહા બુદ્ધિમાન પુરુષ છે!"

કિશોરસિંહે કહ્યું કેઃ—"હા, એ આશુસુખ મહાત્માની પહાડ પરથી અકસ્માત પડી મરી જવાની વાત મેં પણ સાંભળી છે. ગુરુદેવ અશોકાચાર્ય મને ઘણી સારી રીતે ઓળખે છે અને મારાપર સંપૂર્ણ સ્નેહ રાખે છે, એટલા માટેજ હું તેમને આ ગુપ્તમાં ગુપ્ત વિષયમાં સાક્ષી રાખવા માગું છું."

એવામાં દરવાને આવીને એવા સમાચાર આપ્યા કે, મહાત્મા અશોકાચાર્ય આવી પહોંચ્યા છે. કિશોરસિંહે દરવાનને મહાત્માને એજ ઓરડામાં લાવવાની આજ્ઞા આપી. ગુરુદેવે આવીને, એ ઓરડામાં પ્રવેશ કર્યો. ભક્તિભાવે કિશોરસિંહે તેમના ચરણોમાં વંદના કરી; દીવાનીએ પણ પ્રણામ કર્યાં. દીવાનીના મુખેથી સાંભળીને કિશોરસિંહે જે વર્ણના પત્ર લખ્યું હતું, તે વાંચીને, તેણે ગુરુદેવને સંભળાવ્યુ, આલ્હાદની સાથે એ સાંભળીને ગુરુદેવ અત્યંત વિસ્મય પામ્યા. તે વર્ણનાપત્ર પર સાક્ષી તરીકે તેમણે પોતાની સહી કરી અને એ વર્ણનાપત્રને તેમણે પોતેજ કાળજી પૂર્વક પોતાની પાસે રાખી લીધું. ત્યાર પછી દીવાનીને આશીર્વાદ આપીને, તેઓ કિશોરસિંહની સાથે તે ઘરમાંથી બહાર નીકળ્યા.

ત્યાર પછી લગભગ એકાદ પ્રહર જેટલો વખત વીતી ગયો. રાજા કુલીનકુમાર ચૌધુરી મહાલયમાં આવી પહોંચ્યા. કિશોરસિંહની સાથે તેમની મુલાકાત થઈ. થોડીવાર સુધી તેમની બન્નેની વચ્ચે આનંદ આનંદ વ્યાપી રહ્યો! કિશોરસિંહના મુખેથી સમસ્ત ઘટનાવલિ શ્રવણ કરીને, કુલીનકુમાર મહાશય ઘણાજ દિલગીર થયા! રાય રણધીરસિંહ રાયને વિપત્તિમાંથી મુક્ત કરવા માટે શા શા ઉપાયો યોજવાની આવશ્યકતા છે, તેની ઘણી વાર સુધી તેઓ બન્ને જણા સલાહ કરવા લાગ્યા.

બીજો પહોર થવામાં હવે બે એક ઘડીનો વિલંબ હતો, એ અવસરમાં રાજા કલમ્બકેશરરાય, દિવાકર મહન્ત અને રાજા વસંતરાય વગેરે છ સાત આબરૂદાર મિત્રો, એક પછી એક આવીને હાજર થયા. એક એકાંતવાળાં ઓરડામાં તેમની સભા બેઠી. નવીન આવી એકત્ર

થયેલા મિત્ર રાજાઓની સાથે કિશોરસિંહનો પરિચય થયો. રાજાઓએ તેની યોગ્યતા મૂજબ પ્રશંસા કરી, સમસ્ત ઘટનાવલિ શ્રવણ કરી, આવી પડેલી આફતમાંથી મિત્રોનો ઉદ્ધાર કરવા માટે, દ્રવ્ય આપીને, સૈન્ય આપીને, સેનાપતિત્વનો ભાર ગ્રહણ કરીને, તન, મન, ધનથી સહાયતા કરશે, એવો તેમણે સઘળાએ એક વચને અંગીકાર કર્યો.

એવામાં ઘણાજ ગભરાટની સાથે વૃદ્ધ દરવાન એ ઓરડામાં આવી હાજર થયો. આવીને તેણે એવા સમાચાર આપ્યા કે, "રાજા ભૂપસિંહ ચારેક વાગ્યાને શુમારે ભીલરાજ મહાવીર તથા તેના સહોદર રણવીર સહિત બન્ને દુર્ગના સૈન્ય સામંતોને એકઠા કરી, રણવેશમાં શંકરપૂર ભણી રવાના થવાનો છે અને ત્યાં જઇ રાય રણધીરસિંહ મહાશયને બંદિવાન બનાવવાનો છે."

સભા વિસર્જન થઇ. તે સ્થળે હવે બિલકુલ કાળવિલંબ ન કરતાં, કબુલાત મૂજબ તૈયારીઓ કરવા માટે મિત્ર રાજાઓ ઉત્સાહિત ચિત્તે પોતપોતાના અધિકારવાળા વિભાગભણી વિદાય થયા. ગૃહસ્વામી ચૌધુરી મહાશયે ઘણાજ આદર સાથે કિશોરસિંહને ભોજન કરાવ્યું; બન્ને જણાએ એકી સાથે બેસીને આહાર કર્યો. ભોજન કર્યા પછી ઉપસ્થિત ઘટનાના સંબંધમાં બીજી પણ અનેક યુક્તિઓ અને સલાહો થઈ; દીવાનીના આહારાદિમાં પણ કોઇ પણ જાતની ખામી આવી નહિ.

મધ્યાન્હ થયો. બાળપણથી ઉછેરીને મોટા કરનાર પ્રતિપાલક સદાશય રાય રણધીરસિંહરાય મહાશયના વિપદ્દક્ષેત્રમાં ઉપસ્થિત થવા માટે કિશોરસિંહ અતિશય વ્યગ્ર થયો. ચૌધુરી મહાશયે પણ એ બાબતમાં તેને વિલંબ કરવાની સલાહ આપી નહિ; યુદ્ધ સજ્જામાં શી શી વસ્તુઓની તેને આવશ્યકતા છે, એ વાત પણ તેમણે તેને પૂછી લીધી. કિશોરસિંહે એના પ્રત્યુત્તરમાં જણાવ્યું કે:—"એક સુશિક્ષિત બળવાન અશ્વ અને ખપ પૂરતાં યુદ્ધનાં હથિયારો સિવાય બીજી કોઇ પણ વસ્તુની આવશ્યકતા નથી."

ચૌધરી મહાશયે તરતજ તેને તે સર્વ વસ્તુઓ લાવી આપી. એ ઉપરાંત તેના ગળામાં તેણે એક સુંદર સુવર્ણહાર પણ પહેરાવી દીધો. સુંદર વસ્ત્રાવૃત્ત, સુંદર શરીરે, સુધાર સુતીક્ષ્ણ બહુવિધ અસ્ત્ર, શસ્ત્ર અને વિચિત્ર વીરવેશે વિભૂષિત થઇ વેગગામી અશ્વપર આરોહણ કરી વીરજુવાન કિશોરસિંહે દેવીપૂરના કચેરીમહેલમાંથી દુર્ગમ પહાડી માર્ગભણી પુનઃ પ્રસ્થાન કર્યું.

## એકોનવિંશ પ્રસંગ

## આરોપી નથી !

જઇ તું શુષ્ક જંગલમાં ફરી રખડે બળે સૂર્યે;
ગ્રહે જે દુઃખ તેમાં તું મને નાખે! અરે દૂર થા !
ખિલેલી પુષ્પથી પૂર્વે દિસે ભૂમિ કંટકે આજે;
ગ્રહી તું કંટકો ત્યાંથી મને છેદે ! અરે દૂર થા !
નહીં જંપી જરી બેસે ! નહીં જરી દામ ઠરવા દે;
રીબાવે છે મને શાને ? નિકળ પાપી અરે દૂર થા !
બળે છે કાષ્ટ જ્યાં રાને, ઉડે છે જ્વાળ આકાશે !
ગ્રહી જ્વાળા જઇ, તેમાં મને હોમે ! અરે દૂર થા !

કાવ્યસરિતા.

આનંદદુર્ગમાં શું થાય છે ! શા શા પ્રકારો ચાલી રહ્યા છે ! ત્યાંનું શયતાની મંડળ શી પ્રવૃત્તિમાં રોકાયું છે ? એ સર્વે વાતોનું એકવાર આપણે અવલોકન કરવાની પરમ આવશ્યકતા છે. રાજા ભૂપસિંહને જેવી જોઇએ તેવી સારી નિદ્રા આવી નહોતી; મનની ચંચળતાથી, વિકટ આનંદથી, છુપા ભયથી એકવાર પણ તે શાંત થઇ શક્યો નહોતો. પથારીપર થોડીવાર સુધી તરફડિયાં માર્યા પછી છેવટની રાત્રિએ તેણે પથારીનો પરિત્યાગ કર્યો. પરંતુ ત્યાં સુધી પણ અંધકારનું પ્રમાણ લેશમાત્ર ન્યૂન થવા પામ્યું નહોતું. રાત્રિએ પોતાની વિકરાળતાને પાછી ખેંચી લીધી નહોતી. પ્રભાત થવામાં હજી ત્રણ ચાર ઘટિકાનો વિલંબ હતો. પથારીપરથી ઉઠીને તેણે પોતાનો પોશાક બદલી નાખ્યો. પોશાક કાઢતી વેળાયે તે થરથર કરતો કંપવા લાગ્યો, અકસ્માત આવો કંપ શા કારણથી ઉપસ્થિત થયો ! એકવાર તેણે વિચાર્યું કે, આજે રાત્રે કદાચ કાંઇક વિશેષ ઠંડી પડી હશે, પણ ફરીવાર પાછું વિચાર્યું કે, કદાચિત્ તેનું પોતાનું હૃદયજ અત્યંત દુર્બળ થઈ પડયું હશે કે જેથી અત્યારે આવી ભયાનક કંપારી તેના શરીરમાં ઉપસ્થિત થવા પામી છે! તે ગમેતેમ ભલેને વિચારે, પરંતુ વાસ્તવિક રીતે જે કારણથી એ કંપ ઉપસ્થિત થયો હતો, તે કારણને વાંચક બંધુઓ સહજમાંજ અનુભવપરથી સમજી શકશે. પાપીનું અંગ મનમાં ને મનમાંજ પાપનું સ્મરણ થવાથી કંપી ઉઠે છે? પાપીના મનમાં ક્ષણે ને

ક્ષણે કંપારી વછૂટયા કરે છે. તરેહ તરેહની વિકટ ભાવનાઓ આવીને ઉપસ્થિત થાય છે અને અનેક પ્રકારનાં વિષમ દશ્યો આવીને તેની આંખો આગળ ખડાં થઇ જાય છે! પોશાક બદલી, ઓરડામાં બળતો એક દીવો હાથમાં ઝાલી, કંપિત રાજા બહાદુર પોતાના શયનગૃહમાંથી બહાર નીકળી પડયો. દીવાન દોલતસિંહ કદાચિત્ અત્યારે જાગ્યો હશે, પ્રભાતમાં કિશોરસિંહને ફાંસીએ ચઢાવવો પડશે, તેની તદબીર કરવા માટે તે કદાચ આનંદનો માર્યો ઉન્મત્ત બની ગયો હશે, એમ ધારીને મનના ઉલ્લાસથી તે દીવાનના ગૃહ ભણી ચાલવા લાગ્યો. ત્યાં જઇને તેણે જોયું કે, દીવાનના ગૃહનાં દ્વાર બિલ્કુલ ખુલ્લાં પડેલાં છે અને બિછાનાપર દીવાન દેખાતો નથી. એ જોઇને તત્ક્ષણાત્ તેણે પોતાના મનમાં નિશ્ચય કરી લીધો કે, દીવાન ત્યારે અવશ્ય કિશોરસિંહને ફાંસીએ લટકાવવાની તૈયારીમાં ગુંથાયો હશે! બહુ સારૂં થયું કે, મારી સૂચના પહેલાંજ તેણે તે કાર્યને સંભાળી લીધું! ધન્ય છે! દીવાન તો એવો વફાદારજ જોઇએ!

આવો વિચાર કરીને રાજા પાછો ફર્યો, અને જે ઓરડામાં મારવાડી બદમાશ ભીમેશ્વર તથા રમણચંદ્ર વસતા હતા, તે ઓરડામાં આવી પહોંચ્યો. આવીને તેણે જોયું કે, તેઓ બન્ને જણા પથારીપર બેભાન હાલતમાં સૂતેલા છે અને તેમના ઓરડામાં બિલ્કુલ અંધારૂં છવાઈ ગયું છે. રાજાના હાથમાંના દીવાના પ્રકાશનાં કિરણો આંખો પર પડતાંની સાથેજ તેઓ બન્ને જણા ચમકીને જાગી ઉઠયા. ચમકિત નજરે રાજાને સ્હામે ઉભેલો જોઇને, સંદેહ તથા વિસ્મયના માર્યા તેઓ ઉલટા અધિક ચમકી ઊઠયા. ચકિત સ્વરે તરતજ રમણચંદ્ર રાજાને ઉદ્દેશીને બોલી ઊઠયો કેઃ—"ખરેખર શું આપ રાજા ભૂપસિંહ પોતેજ છો?"

હાસ્ય કરીને રાજા ભૂપસિંહે કહ્યુંઃ—"કેમ, આવી શંકા કરવાનું કાંઇ કારણ?"

બરાબર તાકી તાકીને જોયા પછી, રમણચંદ્રને જ્યારે પૂરતી ખાત્રી થઇ કે, એ આવનાર પુરુષ રાજા ભૂપસિંહજ છે, ત્યારે તેણે જવાબ આપ્યો કેઃ—"ઓહ! હવે મારો ભ્રમ દૂર થયો! માફ કરજો મહારાજ! આજની રાત્રે આ ઓરડામાં બનેલા અનેક અદ્ભુત બનાવો જોઇને અમારૂં મન અસ્થિર થઇ ઊઠયું છે! આજે રાત્રે અમોએ અનેક વિકટ દુઃસ્વપ્નો જોયાં છે. મહારાજ! એટલા માટેજ

બેઅદબની પેઠે એકાએક આપને આવી વાત પુછવી—"

રમણચંદના કહેવાનો આશય જાણી કુંઠિત સ્વરે રાજાએ પુછ્યું કે:-"ત્યારે શું આ ઓરડામાં તમોને બરાબર ઉંઘ આવી નથી ? "

રમણચંદના જવાબ આપતાં પહેલાંજ ભીમેશ્વર એકદમ વચ્ચમાં બોલી ઉઠ્યો:-"ઉંઘ ન આવી એથી શું થયું ? ઉંઘ તો અમો હમેશાં લઇએજ છીએ ને! એ બધી વાતોને અત્યારે જવા દો. સવારમાં આપણે અનેક કામો કરવાનાં છે; માટે એ બધાં કામોની તૈયારી કરવાનીજ અત્યારે આપણને ખાસ જરૂર છે. રમણચંદ્ર! તમે પણ આ વાતને હવે આટલેથીજ અટકાવી દો. "

સાનંદે મહા ઉત્સાહે શય્યા પરથી કૂદી પડી ઉત્સાહિત સ્વરે રમણચંદ્ર બોલ્યો કે:-"બરાબર છે, તમે કહો છો, તે બરાબર છે. કામની વાત કહેવાનીજ ખાસ જરૂર છે, નકામી વાતોથી કશું પણ વળવાનું નથી. રાતનું ખાણું ખાતી વેળાયે જે બધા બનાવો બન્યા હતા, તેની અદ્ભુત અદ્ભુત વાતો તો તમોને બરાબર સ્મરણમાં છે ને? સવારમાં એક ખૂબ ઊંચી જાતની મદિરાનું પાય પેટમાં પધરાવવાથી એ બધી ગજબની વાતોને હું બિલ્કુલ ભૂલી જઇશ, સદાને માટે મારા પેટ પાતાળમાં ડૂબાડી દઇશ. પણ જ્યાં સુધી પ્રિય વારુણીનું પાન કરી મારા મનને મુદિત કરી શકીશ નહિ; ત્યાં સુધી એ સઘળી વાતો મારા મગજમાંથી બિલ્કુલ દૂર સરી શકશે નહિ."

"એ તો તમો હમણાં ને હમણાંજ મેળવી શકશો." અતિ સંતોષથી રાજાએ કહ્યું:-"એ તો તમો હમણાં ને હમણાંજ મેળવી શકશો. "

રાજાના અતિ સંતોષનું કારણ એ હતું કે, મારવાડીઓએ રાત્રિની વેળાયે, ઓરડાની અંદર ભૂત જોયું હતું; એથી ભય પામીને તેઓ કદાચ ન્હાસી જશે, તો અત્યારનું કામ હાંસિલ થશે નહિ; આવો ભય રાજાના મનમાં ઉપજી આવ્યો હતો. એથી તેણે મદિરા પીવડાવીને એ લોકોના ભયનું નિવારણ કરવાનો નિશ્ચય કરી રમણચંદ્રને પ્રસન્ન કરવા ખાતર અત્યંત સંતોષ સહિત મદિરા લાવી આપવાનું તેને વચન આપ્યું.

મારવાડીઓ તેમના મુરબ્બીના અતિ સંતોષનું બીજું કોઇ એક

જાુદુંજ પ્રમાણુ મેળવી શક્યા. મુરબ્બીએ કહ્યું કેઃ–"પ્રભાતમાં તેઓ તેના વસ્ત્રાગારમાંથી બે સુંદર રણપોશાકો મેળવી શકશે અને એ પોશાક પહેરીને તેમને રાજા દીનવલ્લભની સાથે દગાની બાજી ખેલવા માટે જવું પડશે."

દગાબાજીનું સ્મરણ કરાવી રાજાએ એ બન્ને બંધુઓને ફરીવાર અજાયબી પામવાનું છળ કરી ઘણીજ આતુરતાની સાથે પૂછ્યું કેઃ— "ફાંસી જોવા નહિ આવો! એ દુષ્ટ દગાબાજ છોકરાને તમોજ પકડી લાવ્યા છો, તમારી બહાદુરીના પરિણામેજ એ આજે ફાંસીના લાકડાં પર લટકવાનો છે! શું તમો એ અદ્દભુત દૃશ્યને જોવા માટે મારી સાથે નહિ આવો?"

માથું ધુણાવીને રમણચંદ્રે જવાબ આપ્યો કેઃ–"ફાંસી જોવાથી શું વળશે! અમો તો મદિરા ઉડાવીશું. આપે અમોને મદિરા આપવાનું વચન આપ્યું છે, એથી અમો બન્ને મિત્રો આ ઓરડામાં બેસી ગમતની સાથે મદિરાપાન કરીશું. મદિરાપાનથી અમોને જે મજા આવશે, તે તે ફાંસી જોવાથી કદાપિ આવશે નહિં. વળી આપ, ભજીઆં, પૂરી, કચોરી કે મીઠાઇ આદિ જે કાંઇ મોકલાવશો. તેને ઉદરસ્થ કરીને અમો બન્ને બંધુઓ પરમ પરિતુષ્ટ થઇશું. એની મજા પાસે ફાંસી જોવાની મજા શી બિસાતમાં છે! મદિરાની મજા મૂકીને કયો મૂર્ખ ગમાર ફાંસી જોવા જશે! એક કિશોર તો શું પરંતુ સમસ્ત ભારતવર્ષ દેશમાં જેટલા કિશોરસિંહો છે, તે સઘળાને જો એક સ્થળે, એકી સાથે ફાંસીના માંચડાપર લટકાવીને મારી નાખવામાં આવે, તો પણ મદિરાની મિજલસ છોડીને અમો એક ડગલું પણ આગળ ભરીએ નહિ. માટે રાજન્! ફાંસી જોવાની વાતને બાજાૂપર મૂકી, મદિરાદેવીના શુભાગમનનો પ્રબંધ કરાવી આપો."

હાસ્ય કરીને રાજા ભૂપસિંહે કહ્યુંઃ–"ત્યારે તો એમજ કરીશું, મને પણ તમારી આ વાત ઘણી રૂચી ગઈ છે. હમણાંજ હું તમારે માટે મદિરા તથા ખાવા પીવાની સઘળી વસ્તુઓ મોકલાવી આપું છું. એક કલાકની અંદરજ તમારે બન્ને જણાને અહીંથી રવાના થવું પડશે."

આ પ્રમાણે કથા વાર્તા સ્થિર કરીને, રાજા ભૂપસિંહ એ ઓરડામાંથી બહાર નીકળી ગયો. તેણે દુર્ગવાસી તમામ માણસોને ઝલક ડ્યાં. મારવાડીઓને માટે મદિરા, મદિરાનાં પ્યાલા, જાતજાતનાં ખાણાંઓ,

પોશાક તથા અશ્વોઆદિ સર્વ વસ્તુઓનો બરાબર બંદોબસ્ત કરાવી, તેણે કિશોરસિંહની ફાંસીની તૈયારી સંબંધી કેટલીક વાતો એક અનુચરને બોલાવીને પૂછી. એક સૈનિક પુરુષે એના પ્રશ્નના પ્રત્યુત્તરમાં જણાવ્યું કેઃ—"બીજી બધી તૈયારી બરાબર થઇ ચૂકી છે. ફક્ત દીવાનજીના આવવાનીજ વાર છે; કારણ કે, દીવાનજીના હાથમાંજ કારાગૃહની ગુહાની ચાવી છે. દીવાનજી સિવાય બીજા કોઇનાથી કારાગૃહમાં પ્રવેશ કરી શકાય તેમ નથી."

રાજાએ કહ્યું કેઃ—"દોલતસિંહ ઘણીવાર થયાં પથારીમાંથી ઉઠી ગયા છે, તેઓ ઘણું કરીને કારાગૃહની ગુહા ભણીજ ગયા હશે. ચાલ આપણે તે તરફ જઇને તપાસ કરીએ."

નિશાનો અવસાન થવા આવ્યો હતો અને ઉષાકાળ આવી લાગ્યો હતો. રાત્રિનો ભયાનક અંધકાર દૂર થઇ ગયો હતો; એથી રાજા બહાદુરે પોતાના હાથમાંનો દીવો હોલવી નાખ્યો. અને ત્યાર પછી દશબાર સૈનિક પુરુષોને સાથે લઇને તે ગુહાના મ્હોં આગળ આવી પહોંચ્યો. પરંતુ સુરંગના દરવાજાપર તાળાં વાસવામાં આવ્યાં હતાં, એથી તેમાં પ્રવેશ કરવાનો કાંઇ પણ ઉપાયજ નહોતો.

આ જોઇને રાજાએ કહ્યું કેઃ—"દીવાન દોલતસિંહ આ તરફ આવ્યો હોય, એમ જણાતું નથી. માટે જાઓ, તે ક્યાં છે, તેની તપાસ કરો અને જ્યાં હોય, ત્યાંથી એકદમ મારી પાસે બોલાવી લાવો."

ચાર પાંચ સૈનિકો ચારે તરફ દીવાનને ખોળવા માટે નીકળી પડ્યા, પરંતુ ક્યાંય પણ તેને જોઇ ન શકવાથી તેઓ પાછા ચાલ્યા આવ્યા. એથી અત્યંત ચિંતાતુર થઇને રાજાએ કહ્યું કેઃ—"અરે! આવી અજાયબીની વાત! ગજબ થયો! મારો વફાદાર દીવાન ક્યાં ગયો! વારુ જાઓ, તમો તેને ઘેર જઇને તેની તપાસ કરો, જો તે ન મળે તો પછી છેવટે તેના ઘરમાંથી કારાગૃહની ચાવીઓ લઈ આવો. જો જો, દીવાનને ખોળવામાં જરા પણ કસર રાખશો નહિ."

ફરીવાર બે ચાર સિપાહીઓ દીવાનને ખોળવા તથા ચાવીઓ લેવા માટે એકદમ રવાના થયા. પરંતુ ચાવી અથવા દીવાનઆદિ કોઇનો પણ કશોય પત્તો મળી શકયો નહિ. તે લોકોએ પાછા આવીને જણાવ્યું કેઃ—"ચાવી નથી, દીવાન પણ નથી, રાત્રે દીવાન પોતાના બિછાનામાં સૂતા હોય એવાં કશાં ચિન્હો પણ જણાતાં નથી. ઘણું કરીને કાલે સાંજે સ્હાંજમાંજ તેઓ ક્યાંક ફરવા માટે ચાલ્યા ગયા

હશે ! અથવા તો બીજી કોઇ પણ આફતમાં આવી પડયા હશે. અમે લોકોએ આખા આનંદદુર્ગમાં તેમની તપાસ ચલાવી છે, પરંતુ કોઇ પણ સ્થળેથી અમોને તેમનો કાંઇ પણ પત્તો જ મળ્યો નથી,

આવી વાત સાંભળીને રાજા શંકાશીલ થયો. તેની દુશ્ચિંતા અત્યંત વધી પડી. થોડીવાર સુધી કાંઇક વિચાર કર્યા પછી તેણે ફરીવાર હુકમ ફરમાવીને કહ્યું કેઃ—"વારૂ, ત્યારે હવે આ કારાગૃહના દરવાજાને ભાંગી નાખો. એમ કર્યા વિના બીજો કાંઇ પણ ઇલાજ જ નથી."

મોટા મોટા કુહાડાના આઘાતથી સુરંગના મોટા દરવાજાને ક્ષણુ માત્રમા ભાંગી ચૂર્ણ વિચૂર્ણ કરી નાખવામાં આવ્યો. ફરીવાર દીવો સળગાવી, રાજા બહાદુર અનુચરવર્ગસહિત સુરંગના અંધારાવાળા માર્ગમાં ઉતરી પડયો. સહુથી નીચેની સુરંગનો દરવાજો બિલ્કુલ ખુલ્લો પડયો હતો. એ જોતાંની સાથેજ રાજાનું આખું શરીર કંપી ઉઠ્યું, દરવાજાની છેક નજીકમાં આવી, તેણે એકદમ ડોકું તાણીને અંદરની બાજૂમાં નજર દોડાવી. એ સમયે તેણે કારાગૃહની તે ભયાનક ગર્ત્તાને સર્વથા શૂન્ય પડેલી જોઇ ! બંદિની દીવાની તેના જોવામાં આવી નહિ.

એ જોઇને રાજાનું માથું ફરવા લાગ્યું ! ક્રોધજડિત કંપિત સ્વરે અતિ કષ્ટ સહિત તે બોલ્યો કેઃ—"ભયાનક પ્રતારણા ! ભયાનક દગાબાજી ! બંદિની છટકી ગઈ ! આંખોમાં ધૂળ નાંખી આબાદ ચાલી ગઈ !" મુખેથી આવી વાત કહેતાં કહેતાં કંપિત કલેવરે, અનુચર વર્ગની સાથે, તે ગભરાટથી કિશોરસિંહના કારાકૂપ ભણી ચાલવા લાગ્યો. તે દરવાજાપર તે સમયે હમેશના રિવાજ મુજબ તાળું વાસેલું જોવામાં આવ્યું. પહેલાંની પેઠે દરવાજાને બરાબર બંધ થયેલો જોવાથી રાજાના અંતઃકરણમાં આશાનો કાંઇક સંચાર થઈ આવ્યો.

રાજાના હૃદયમાં કાંઇક હિમ્મત આવવાથી, તે અણધાર્યો ઉલ્લાસની સાથે મનમાં ને મનમાંજ બોલવા લાગ્યો કેઃ—"ત્યારે હવે શો ભય છે ? અસલ આસામી તો અટકાયતમાં છે ! બસ, જ્યારે આરોપી છટકવા પામ્યો નથી, ત્યારે પછી મારે શા માટે ડરવું જોઇએ ? દીવાનીના કરતાં વિશેષ ભય મને એ કુટિલ કારસ્થાની કિશોરસિંહનોજ છે અને એ કિશોરસિંહ તો અત્યારે મારા પંજામાં સપડાયલો છે.

દીવાની ન્હાસી ગઇ છે. એની તો મને કશી પણ ચિંતાજ નથી. કિશોરસિંહને ધરણીના ધામમાંથી નાબૂદ કર્યા પછી એ દુષ્ટા દીવાનીને પણ હું ગમે તે પ્રકારે મરણને શરણ કરીશ અને જો કદાચ એમ નહિ કરી શકું તો પણ મને તેની કશી પણ ભીતિ રહેશે નહિ. જે ભય છે, તે તે દુષ્ટાત્મા કિશોરસિંહનો જ છે. એ સાલો બદમાશનો બચ્ચો, મારા સુખના માર્ગમાં કંટકરૂપ થઇ પડ્યો છે. મારી મહોબ્બતદાર માશૂકને તે પોતાની માશૂક કરવા માગે છે. મારાથી તેના બીજા બધા અપરાધો ક્ષમ્ય કરી શકાય તેમ છે, પરંતુ એ મહા ભયાનક અપરાધને તો કોઇ પણ રીતે ક્ષમ્ય કરી શકાય તેમ નથી. તે દગાબાજના એવા દુષ્ટ આચરણથી મારા રોમરોમમાં પ્રતિહિંસાનો પાવક પ્રજ્વળી ઊઠ્યો છે. બસ, આજે ફાંસીના લાકડાંપર લટકાવી તેના દેહનું બલિદાન આપી હું મારી પ્રતિહિંસાને શાંત કરીશ. કિશોરસિંહના મુઆ પછી પેલી ડાકિણી દીવાની જેની પાસે જે કાંઇ વાત કહેશે, તેની કશી પણ અસર થશે નહિ; સહુ તેને ગાંડી ગણી હસી કાઢશે અને મારો ભયાનક ભેદ બરાબર છુપો રહી શકશે."

ફરીવાર મોટા મોટા કુહાડાના આઘાતથી ગુહાના તે પ્રકાંડ દ્વારને ભાંગીને ચૂર્ણવિચૂર્ણ કરી નાખવામાં આવ્યાં. ત્યાર પછી રાજા ભૂપસિંહે જોયું કે, ગુહાની અંદર શૃંખલાબદ્ધ બંદિવાન પડેલો છે. એ જોઇને રાજાના મુખપર આનંદનું હાસ્ય ઝળકી ઊઠ્યું. મનમાં ને મનમાં જ તે ઘણો પ્રસન્ન થયો. આનંદ સહિત ઊંચા અવાજે તે બોલ્યો કે:—" આપણો અસલ આસામી તો ત્યારે ન્હાસી ગયો નથી! ધર્મની રક્ષા ધર્મથી થઈ છે? પાપીને તેનાં પાપોએ બરાબર સપડાવ્યો છે!"

આમ કહી નજીકમાં જઇ રાજાએ જોયું કે, શૃંખલાબદ્ધ આસામી, કિશોરસિંહ નથી, પરંતુ તેનો પોતાનો વિશ્વાસુ દીવાન દોલતસિંહ જ છે! ત્યારે તે તરત ને તરત જ હાય હાય કરી માથા પર હાથ મૂકી બેસી ગયો અને એ સાથે એમ પણ બબડવા લાગ્યો કે:—" અરે આ શો ગજબ થયો! બંદિવાન ક્યાં છટકી ગયો! મારો દીવાન અહીં આવી વિષમ સ્થિતિમાં શી રીતે આવી પડ્યો!"

આ સમયે એકાએક જાણે તેના મસ્તકપર સેંકડો વજ્ર તુટી પડ્યાં, તેની શંકા અને વિસ્મયનો કાંઇ અવધિ જ ન રહ્યો! તેની વાચા બંધ થઇ ગઇ, અચલ પાષાણની પેઠે એક સ્થળે જ તે બેસી

ગયો. તેના અનુચરવર્ગની રસનામાંથી એકી સાથે સમસ્વરે ઉંચો અસ્પષ્ટ અવાજ બહાર નીકળ્યો. દીવાન દોલતસિંહે હાથ જોડી રાજાને પ્રણામ કરવાની કોશિશ કરી, પરંતુ હાથની બંધન શૃંખલા ઝણુઝણુ શબ્દથી ગાજી ઊઠી. મહા મહેનતે હાથ જોડી, એ હતભાગી પાપી રડવા લાગ્યો. પોકેપોક મૂકીને કહેવા લાગ્યો કેઃ—" માફ કરો મહારાજ ! માફ કરો ! હું જ અપરાધી છું, હું જ ખરો ગુન્હેગાર છું ! મારા દોષથી જ આવો અજબ બનાવ બન્યો છે ! મેં હાથે કરીને આમ કર્યું નથી, પરંતુ એ પાપાત્મા બંદિવાને જ મારી આવી દુર્દશા કરી છે. હું ધારૂં છું કે, આપ પોતે પણ મારી આવી વિષમ સ્થિતિ થવાનું ખરૂં કારણ અવશ્ય જાણી શક્યા—"

આ પ્રમાણે વાત કહેતાં કહેતાં દીવાન દોલતસિંહનો અવાજ અટકી ગયો, તે જે કાંઇ બોલતો હતો, તે હવે બોલી શક્યો નહિ. રાજાએ ધાર્યું કે, અભાગી દિવાન નિદ્રાના ઘેનમાં જ આવી રીતે પ્રતારિત થયો છે, છેતરાઇ ગયો છે. તેણે નિમકહરામી કરીને બંદિવાન તથા બંદિનીને ન્હસાડી મૂક્યાં નથી. આ પ્રમાણે વિચાર કરી એક પ્રહરીને રાજાએ તરત જ હુકમ કર્યો કે; દીવાનને સત્વર શૃંખલાના બંધનમાંથી મુક્ત કર."

પ્રહરીએ તરત જ વૃદ્ધ દીવાનને બંધનમુક્ત કરવાની કોશિશ કરી; પરંતુ સહજમાં જ એ કોશિશ સફળ થઇ શકે તેમ નહોતી; શૃંખલાનું તાળું ખોલવું પડે તેમ હતું, પરંતુ તાળાંની ચાવી હાજર નહોતી; ચાવી સાથે લઇને બંદિવાન કિશોરસિંહ છટકી ગયો હતો. છેવટે હથોડીવડે સાંકળ ભાંગવાનો ઠરાવ થયો. હથોડીના આઘાતથી સાંકળ તોડતી વેળાએ વૃદ્ધ દીવાનનું શરીર એકદમ પીસાઇ ગયું. ક્ષતવિક્ષતઅંગે હતભાગી પાપી બંધનમુક્ત થયો. શરીરમાં વ્યાપેલી વેદનાના યોગે એ નીચ નરાધમ પોકે પોકે રોવા લાગ્યો. તેની આંખમાંથી ચોધારાં આંસૂ વહેતાં જોઇને રાક્ષસી હૃદયવાળા રાજાનું અંતઃકરણ પણ પીગળી ગયું. હવે એ સ્થળે રહેવાથી શું વળવાનું છે, એવો વિચાર કરીને દીવાન દોલતસિંહ, રાજાબહાદુર તેના અનુચરવર્ગની સાથે કંપતો કંપતો, અચકાતો અચકાતો, એ મહાભયદાયિની ગુહામાંથી બહાર નીકળી આવ્યો.

જ્યાં સુધી તે લોકો સુરંગના રસ્તાપર ચાલ્યા, ત્યાં સુધી તેમાંના એક પણ માણસના મુખમાંથી એક અક્ષર પણ બહાર નીકળી શક્યો

નહિ. ઉપર આવ્યા પછી રાજા બહાદુરની દુષ્ટ બુદ્ધિની સાથે સાથે તેની વાક્‌શક્તિ પણ પાછી ચાલી આવી. ત્યારે તે ઝેરીલા નાગના જેવી હિંસા, વ્યાઘ્રના જેવું વિક્રમ અને નરકના પિશાચના જેવી ભ્રૂકુટિભંગી દેખાડવા લાગ્યો. તેનાં લાલચોળ લોચનોમાંથી અગ્નિના સ્ફુલિંગો વરસવા લાગ્યાં. કિશોરસિંહને ફરીવાર ગિરફતાર કરવા માટે તે ફરીવાર પાછો દૃઢપ્રતિજ્ઞ થયો. ભીષ્મ સમાન ભીષણ પ્રતિજ્ઞા કરી તેણે પોતાના મનમાં નિશ્ચય કરી લીધો કે, ધન જાય, માન જાય, કે સર્વસ્વ ફના થાય, તેની કશી પણ પરવાહ નથી, પરંતુ એ સર્વનો ભોગ આપીને પણ કિશોરસિંહને ફરીવાર કેદ કરવાની પરમ આવશ્યકતા છે. ગમે તે ઉપાયે કિશોરસિંહને ગિરફતાર કરવો જ પડશે." આ પ્રમાણે દૃઢ નિશ્ચય કરી તેણે પોતાના સૈનિકોને એકત્ર કરી, સર્વ સમક્ષ એક વિસ્તૃત સંભાષણ કર્યું. એ સંભાષણનો આશય નીચે મૂજબ હતો:—

"અશ્વશાળામાંથી સારા સારા પચાશ અશ્વો ખોળી લાવો. મજબૂત મજબૂત પચાસ તીરંદાજ સવારો એ સઘળા અશ્વોપર આરોહણ કરો અને ચારે દિશામાં એકદમ નીકળી પડો ! એક એક દિશામાં બબ્બે ચારચાર જણા સાથે મળીને રવાના થાઓ. રસ્તામાં ક્યાંય પણ થોભશો નહિ, અશ્વો મરી જાય કે જીવતા રહે તેની કશી પણ ચિંતા રાખશો નહિ. એકદમ શ્વાસ બંધ કરી જેટલા બની શકે તેટલા વેગથી તમો મારા તે દગાબાજ દુષ્ટ દુશ્મનને પકડી પાડો, તીરવેગે જઇને એ શયતાનને સત્વર પકડી પાડો. ન્હાસી છૂટેલો બંદિવાન જો કદાચ હાથ લાગે તો એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના તેના મસ્તકને છેદી નાખો, કાપી નાખો, હણી નાખો. જ્યાં હાથ લાગે ત્યાંને ત્યાં જ એ પાપાત્માને પંચત્વ પમાડી દો. માયા, દયા કે મમતા ન દર્શાવતા જાલિમ જલ્લાદનું રૂપ ધારણ કરી તે રાક્ષસને એકદમ મરણને શરણ કરજો. દુશ્મનને એક શબ્દ પણ બોલવા દેશો નહિ. જે કોઈ મનુષ્ય આજથી બે દિવસની અંદર કિશોરસિંહનું મસ્તક કાપી લાવી મારી પાસે હાજર કરશે, તેને એક હજાર સોના મોહોરો બક્ષિસ આપવામાં આવશે. જાઓ, જલ્દી જાઓ, એક ક્ષણનો પણ વ્યર્થ વિલંબ ન કરો; વાયુ વેગે તમારા તેજસ્વી અશ્વોને દોડાવી મૂકો, તમોને સોંપેલા કામમાં ફત્તેહ મેળવો, તમારી નામના અમર કરો."

પચાસ અશ્વારોહી વીર પુરુષો, સાંઘાતિક અસ્ત્રશસ્ત્રથી સજ્જિત

થઇ, તત્ક્ષણાત્ નક્ષત્ર વેગે ચારે દિશાઓમાં દોડી નીકળ્યા. રાજા ભૂપસિંહે સૈન્યસહિત યુદ્ધ સજ્જા કરી કાલિદુર્ગ ભણી રવાના થવાની તૈયારી કરી. ત્યાર પછી એકાંતમાં બોલાવીને દીવાન દોલતસિંહે તેને પૂછ્યું કેઃ–" મહારાજ! કિશોરસિંહની કત્લ કરવાનો આપે સૈનિકોને જે આદેશ ફરમાવ્યો છે, એથી હું ઘણો જ પ્રસન્ન થયો છું. મને સંપૂર્ણ આશા છે કે, તેઓ અવશ્ય ને અવશ્ય તેનું કપાયલું મસ્તક લાવી આપની સેવામાં હાજર કરશે. પરંતુ આપને મારી એક પ્રાર્થના એ છે કે, આપ કિશોરસિંહનું છિન્ન મસ્તક આવતાં સુધી અહીંજ રોકાવ અને ત્યાર પછી સરદાર મહાવીરના દુર્ગ ભણી વિદાય થાઓ."

"ના. હું હવે એક ક્ષણનો પણ વિલંબ કરી શકીશ નહિ. જેમના જોરપર એ ઉદ્ધત અવિચારી છોકરો ઝૂમી રહ્યો છે, તેમની પાસે જ તે ન્હાસી ગયો છે, એ વાતને હું બરાબર જાણી શક્યો છું. હું હમણાં ને હમણાં જ મારા વ્હાલા સરદાર મહાવીરના સૈન્ય સહિત એ લોકોના નિવાસસ્થાન ભણી રવાના થઇશ અને ત્યાં જઇને તરત ને તરત જ તેમના સર્વની કત્લ કરી નાખીશ. મારા તથા મહાવીરનાં બે વિશાળ સૈન્યો શું નહિ કરી શકે? અમારો આદેશ થતાંની સાથે જ તેઓ તે દુષ્ટાત્માઓનો વિધ્વંસ કરી નાખશે અને તેમના દેહોને સદાને માટે નષ્ટ–ભ્રષ્ટ કરી નાખશે. તમો હાલ તરત તો અહિંયાંજ રહો. પણ જો જો ખૂબ હોંશિયાર રહેજો. પહેલાંની પેઠે ફરીવાર પાછી ક્યાંક ગફલત ન થઇ જાય, તેની ખાસ સાવચેતી રાખજો. જો કદાચ કોઇ મારા ન્હાસી છૂટેલા દુશ્મનનું કપાયલું મસ્તક લાવી હાજર કરે, તો તેને મારી શર્ત્ત મૂજબ એક હજાર સોના મોહોરો એકદમ બક્ષિસ આપી દેજો. બસ, હું હવે જાઉં છું, શત્રુનો સંહાર કરવા માટે વિદાય થાઉં છું."

દીવાન કાંઇક કહેવા જતો હતો, પરંતુ વચ્ચમાં એક મોટું વિઘ્ન આવી પડ્યું. રાજાએ તેની વાતને બરાબર કાનપર ધરી નહિ. ભીમેશ્વર અને રમણચંદ્ર રાજાનો આપેલો રણવેશ પહેરી, એકાએક તે સ્થળે ત્યાં આગળ આવી પહોંચ્યા. કિશોરસિંહના ન્હાસી જવાના સમાચાર તેમણે સાંભળ્યા હતા; એથી તેઓ એકદમ દોડી આવ્યા અને રાજા ભૂપસિંહને ઉદ્દેશીને બોલી ઉઠયા કેઃ–" કેમ, રાજન્! બંન્ને પંખીડાં ઉડી ગયાં? શી રીતે ઉડી ગયાં? મહા મહેનતે અમો

જે શિકાર મેળવી લાવ્યા હતા, તેને આપે આમ સહજમાં જ છૂટ-કવા દીધો ? ઘણી જ શરમની વાત છે ! શું કારાગૃહમાં બરાબર બંદોબસ્ત કરવામાં નહોતો આવ્યો કે જેથી અંતે આવું વિષમ પરિ-ણામ આવ્યું ? ”

રાજાએ કહ્યું કે:–“ ફંદાબાજના પેટમાં અક્કલનો ખજાનો ભરપૂર ભરેલો હોય છે, તેમની હોશિયારીનો કાંઈ શુમાર જ હોતો નથી ! રાત્રે દીવાન દોલતસિંહ તેમને ખાવાનું આપવા ગયો હતો, એ સમયે બરાબર લાગ સાધીને આસામી આબાદ છટકી ગયો અને એ સાથે બીજી એક બદમાશ બંદિનીને પણ ઉપાડી ગયો. અરે એ સાલા હરામીએ જબરદસ્ત દગો દીધો છે ! મારા બિચારા વૃદ્ધ દીવાનની ગર્દનપર તૂટી પડી, બંદિવાન બનાવી ગુહામાં કેદ કરી દીધો અને પોતે સાલો આબાદ ન્હાસી ગયો ! અરે ! ન્હાસી ગયો, એટલું જ નહિ પણ પાછો કારાગૃહના દરેક દ્વારોપર તાળાં વાસીને ચાવીઓ પણ પોતાની સાથે લેતો ગયો ! ભાઇઓ ! દુનિયામાં મેં ઘણા ઘણા ચાલાક માણસો જોયાં છે, પણ આ બદમાશે તો આજે મને ચાલા-કીની હદ જ કરી બતાવી છે. કેમ દીવાન દોલતસિંહ ! કિશોરસિંહ તમારી સાથે દગાબાજી ચલાવી તમોને બંદિવાન બનાવી ન્હાસી ગયો છે કે બીજો કાંઈ પણ પ્રકાર બન્યો છે, ગમે તેમ હો, પણ ગજબ થયો ! મારી અત્યાર સુધીની કરીકારવેલી સઘળી મેહનત બરબાદ થઈ છે ! મારા પ્રયત્નપર પાણી ફરી વળ્યું છે ! ”

માલિકની સોળેસોળ આના જૂઠી વાતમાં પણ, નોકરો બરાબર અક્ષરેઅક્ષર સાક્ષી આપી તેને સત્ય ઠરાવવાનો પ્રયત્ન કરે છે, એજ પ્રમાણે દીવાન દોલતસિંહે દંભસહિત રાજાનાં વચનોને સંપૂર્ણ અનુ-મોદન આપી બોલ્યો કે:–“ હા, એમજ છે. પરંતુ એવા એક મામૂલી છોકરાના ન્હાસી જવાથી આપણને શી હાનિ થવાની છે ! આપણે ધારીએ તો તેને એક પળ માત્રમાં આપણા અધિકારમાં લાવી શ-કીએ તેમ છીએ. ”

રાજાએ કહ્યું:–“ હા, જાઓ હવે વિનાકારણ વિલંબ ન કરો. સત્વર રવાના થાઓ. ન્હાસનાર બદમાશને જો રસ્તામાં ક્યાંય પણ પકડી પાડો, તો તરતને તરતજ તેના દેહના બે ટુકડા કરી નાખજો.”

મ વાડી બદમાશોએ રાજ તરફથી મળેલો પોશાક પહેરી, અ-

અપર આરોહણ કરી એકદમ ઉતાવળ પહાડ ભણી પ્રયાણ કર્યું; રાજા પણ રણવેશે સજ્જિત થઇ બળવાન અશ્વપર આરોહણ કરી, દુર્ગમાંથી બહાર નીકળી પડ્યો; અને થોડા વખતમાંજ કાલિદુર્ગમાં આવી પહોંચ્યો. દસ્યુપતિ સરદાર મહાવીર એક હજાર સુસજ્જિત સૈનિકો લઇને, દુર્ગના દરવાજાપર રાજાના આવવાની વાટ જોતો ઉભો હતો; રાજાને જોઇને તે ઘણોજ સંતુષ્ઠ થયો. પંખીડાં ઉડી ગયાં છે, એવી વાત રાજાના મુખેથી સાંભળીને મહાવીર લેશ માત્ર પણ હતાશ થયો નહિ. હમણાંજ તેને પાછો પકડી લઇશું, એવું આશ્વાસન આપી તેણે એક પ્રકારનો વિલક્ષણ દંભ પ્રકટ કર્યો. રણધીરે મહાગર્વિષ્ઠભાવે કહ્યું કેઃ– “ અમોએ આ તરફ બીજાં બે નવાં પંખીઓ મેળવ્યાં છે. ”

રાજાએ આગ્રહસહિત પૂછ્યું કેઃ—“ કોણે ! કોને પકડ્યાં છે ? ક્યાં છે ? ”

રણવીરે કહ્યુંઃ–“ ભંડારી મહારાજ અને શાંતિપ્રસાદ બ્રાહ્મણને અમોએ કેદ કર્યા છે. તેઓ બન્ને છૂપી છૂપી રીતે અહીં બાતમી મેળવવા માટે આવ્યા હતા. તેઓ બદમાશીમાં પાકા છે, તેમના જેવા ચાલાક ખેલાડીઓ અમોએ અત્યાર સુધી બીજે ક્યાંય પણ જોયા નથી. પણ ચિંતા નહિ. અમોએ તેમને બરાબર સકંજામાં સપડાવ્યા છે; એમાંથી તેઓ હવે કોઈ પણ રીતે છટકી શકે તેમ નથી. ચાલો, હવે આપણે શત્રુઓનો સંહાર કરવા માટે સત્વર રવાના થઇએ.”

રાજાએ અત્યંત આનંદ પામી ઉલ્લાસિત સ્વરે કહ્યું કેઃ–“સારૂં થયું ! તમોએ એ શયતાનોને કેદ કરવામાં ખરેખર અપૂર્વ દક્ષતાજ દર્શાવી છે. તમારા તે મહત્વના કાર્યથી હું ઘણોજ પ્રસન્ન થયો છું. ચાલો, શત્રુઓનો સંહાર કરવા માટે આપણે સત્વર પ્રયાણ કરીએ.”

ત્રણ હજાર ભયંકર યોદ્ધાઓસહિત આનંદરાજ અને ભીલરાજે મહાગર્વથી ફૂલાઇને, એકદમ યુદ્ધાર્થે પ્રયાણ કર્યું. લોકોના મુખેથી આવા સમાચાર મેળવીને, ચૌધરી મહાલયના વૃદ્ધ દરવાને મંત્રણાગૃહમાં આવી મિત્ર રાજાઓને એ સમાચાર પહોંચાડ્યા હતા.



## વિંશ પરિચ્છેદ

### પ્રતારણા-દગાબાજી ! નિમકહરામી !

**दुर्जनः प्रियवादी च नैतद्विश्वासकारणम्**
**मधु तिष्ठति जिव्हाग्रे हृदये तु हलाहलम् ॥**

અર્થાત્:—"દુર્જન હમેશાં મીઠું બોલનાર હોય છે માટે તેનો વિશ્વાસ કરવો નહિ; કારણ કે તેની જીભમાં મીઠાશ હોય છે, પરંતુ હૃદયમાં તો ઝેર ભરેલું હોય છે."

**दुर्जनाः परिहर्तव्यो विद्ययालंकृतोऽपि सन् ।**
**मणिना भूषितः सर्पः किमसौ न भयंकरः ॥**

અર્થાત્:—દુર્જન વિદ્યાથી સુશોભિત હોય, તો પણ તેની સોબત કરવી નહીં. કારણ કે, સાપ પોતાના મસ્તક ઉપરના મણિથી શોભાયમાન હોય છે તો પણ શું તે ભયંકર લાગતો નથી? અર્થાત્ ભયંકર લાગે છે. કરડીને પ્રાણ લેવાનો સાપનો સ્વભાવ જતો રહેતો નથી."

રાજા દીનવલ્લભસિંહ બહાદુરે શત્રુગઢની વિપત્તિમાંથી મુક્ત થઈ આવ્યા પછી, નિરાપદ નિમિત્તે નિજનિકેતનમાં અનેકાનેક સૈન્ય સામંતોનો સંગ્રહ કરી રાખ્યો હતો. રાય રણધીરસિંહરાયે દેવીપૂરથી આવીને, તેની સાથે સાક્ષાત્કાર કર્યો હતો અને તેમની બન્નેની વચ્ચે ઘણી ઘણી સલાહો પણ નક્કી થઈ ગઈ હતી. રાયમહાશયે પણ પોતાના મહાલયમાં ઘણું સૈન્ય એકઠું કર્યું હતું. તેઓ ચોક્કસ જાણી ગયા હતા કે, ભયાનક યુદ્ધ થવાનું છે તે અવશ્ય થશે ને થશેજ. યુદ્ધ કર્યા વિના કદાપિ રાજા ભૂપસિંહ તેમને બંદિવાન કરી શકશે નહિ. રાય રણધીરસિંહરાય શંકરપૂરમાંજ વસતો હતો, અને રાજા દીનવલ્લભસિંહ પોતાના મહાલયમાંજ નિવાસ કરતો.

આ તરફ રાજા ભૂપસિંહે દળબળસહ રસ્તામાં એક મુસાફરખાનામાં થોડીવાર વિશ્રામ લેવા માટે પ્રવેશ કર્યો હતો. યુદ્ધસજ્જા કરીને તે કઇ તરફ જાય છે, એ વાત થોડીવારમાં જ મુસાફરખાનાના માલિકના જાણવામાં આવી ગઇ. રાય રણધીરસિંહના ઉપર તેની

આંતરિક ભક્તિ હતી; તેની આ સઘળી આફતોથી તે ઘણોજ ચિંતાતુર બની ગયો હતો, તેણે રાય મહાશયને સાવચેત કરવા માટે છૂપી રીતે એક બળવાન વેગગામી અશ્વ આપીને, તરતજ પોતાના પુત્રને શંકરપૂર મોકલી આપ્યો. રાય મહાશયે તેના મુખેથી આવી વિપત્તિની વાર્ત્તા સાભળીને તરતને તરતજ યુદ્ધની જબરદસ્ત તૈયારી કરવા માંડી.

પ્રભાત સમય વીતી ગયો હતો અને મધ્યાન્હના આગમનનો અવસર થવા આવ્યો હતો; એ સમયે રાજા દીનવલ્લભસિંહ પોતાના બેઠકખાનામાં બેઠો હતો, એવામાં દરવાને આવીને તેને એવા સમાસમાચાર આપ્યા કેઃ—“બે મારવાડી યોદ્ધાઓ આવ્યા છે અને તેઓ આપ નામદારની સાથે મુલાકાત કરવાની ઇચ્છા ધરાવે છે.” રાજાએ તરત જ તેમને અંદર લાવવાની દરવાનને આજ્ઞા કરી; તેઓએ આવીને રાજાને પ્રણામ ક્યાં. વાંચકબંધુઓ એ બન્ને મારવાડીઓને બરાબર ઓળખીજ ગયા હશે; એમાંનો એક પેલો ભયંકર બદમાશ ભીમેશ્વર અને બીજો તેનો શયતાન સોબતી રમણચંદ્ર જ હતો. તેઓ બન્ને જણા ઉંચા ખાનદાન કુટુંબમાં જન્મેલા હતા અને તેમના ચહેરા પણ સુંદર હતા; એથી આબરૂદાર માણસો ધારીને, આબરૂદાર માણસની પેઠે સન્માન દર્શાવીને, રાજાએ તેમને એક સારા આસનપર બેસવાનો સંકેત કર્યો; તેઓ તરતજ તે આસનપર બેઠા. અનેક પ્રકારનાં દુઃખો દર્શાવી, હૃદયનું રૂદન પ્રકટ કરી, તે દુષ્ટ દગાબાજોએ નિષ્કપટ અને સરળ હૃદયના રાજા દીનવલ્લભસિંહના મનમાં વિલક્ષણ વિશ્વાસ ઉપજાવી દીધો. દિલ્હીના દરબારમાં, મોગલો અને પઠાણોની વચ્ચેના યુદ્ધમાં, મહારાષ્ટ્રના વિદ્રોહ અથવા બળવામાં, ગુજરાતના તથા કાઠિયાવાડના લૂંટારાઓનું દમન કરવામાં તથા તેવાં જ મોટાં મોટાં રણક્ષેત્રોમાં મહાપરાક્રમપૂર્વક વિજયલક્ષ્મીને પ્રાપ્ત કરી છે, મોટાં મોટાં ખુશનામી માનપત્રો મેળવ્યાં છે, ‘જંગબહાદુર’ ‘રણવીર’ આદિ મહા માનવંતાં ખિતાબો સંપાદન ક્યાં છે; યુદ્ધક્ષેત્રમાં વિલક્ષણ વીરત્વ દેખાડી શકે તેમ છે, અશિક્ષિત સૈનિકોને ઉત્તમ રીતે રણકુશળતાનું શિક્ષણ આપી શકે તેમ છે, આવી બધી બહાદુરીની વાતો કહીને ધૂર્તશિરોમણિ ભીમેશ્વરે પેલા ચારે બનાવટી પત્રો રાજાની સેવામાં રજૂ ક્યાં. રાજાનો પ્રથમનો વિશ્વાસ વિશેષ વૃદ્ધિંગત થયો. સાહસથી તેણે તેમને પૂછ્યું કેઃ—“મારી પાસે

તમારૂં આગમન શા કારણથી થયું છે? શા અભિપ્રાયથી તમો અહીં આવ્યા છો ?"

ભીમેશ્વરે પોતાની કપટકળાનો સંપૂર્ણ વિસ્તાર કરીને પ્રત્યુત્તર આપ્યો કેઃ—" મહારાજ ! કેવળ આ ઉદરની જ્વાળાને શાંત કરવાના ઇરાદાથી જ અમો અહીં આવ્યા છીએ. આપ નામદાર એતો અવસ્ય જાણો જ છો કે, કેવળ ઉચ્ચ વંશમાં જન્મ ધારણ કરવાથી, અનુપમ રૂપના અધિકારી થવાથી, વિલક્ષણ વીરતાને સંપાદન કરવાથી જ પેટની પીડાને તૃપ્ત કરી શકાતી નથી. એ સર્વની સાથે ઉદ્યોગ કિંવા પરિશ્રમની પણ પરમ આવશ્યકતા છે. પરિશ્રમ વિના મનુષ્યનું મૂલ્ય લેશ માત્ર પણ અંકાતું નથી. અમારી પણ આજકાલ એવીજ અવસ્થા થઇ પડી છે, ધંધા વિના છેવટે અમારે ભુખ્યે મરવાનો પ્રસંગ આવી લાગ્યો છે. અમારી પાસે સર્વસ્વ હતું, માન હતું, ઇજ્જત આબરૂ હતી, ધન હતું, મિલ્કત હતી અને ચહેરા પણ અત્યારના કરતાં ઘણાજ સુંદર હતા. પરંતુ ભાગ્ય દોષથી તે સર્વ નષ્ટ થયું છે, ચાલ્યું ગયું છે. અમો અમારૂં સર્વસ્વ ખોઇ બેઠા છીએ. હું ભીમેશ્વર, મારા ભયથી સમસ્ત લોકો એક દિવસ થરથર કંપાયમાન થતા હતા અને આ રમણચંદ્ર ! રમણચંદ્રની શક્તિ પણ અતિ વિલક્ષણ હતી; પૃથ્વીના સમસ્ત શત્રુઓ આ રમણચંદ્રની તલ્વારનો ચળકાટ જોઇને જીવતા જીવે મરણતોલ થઇ પડતા. પણ હાય ! અત્યારે અમારી આવી દશા થઇ પડી છે ! પેટપૂરતું ખાવાનું પણ અમોને મળતું નથી. માટે પેટની જ્વાળાથી હુજુરની પાસે અમો આવ્યા છીએ."

કાંઇક અજાયબીથી રાજાએ ભીમેશ્વરને પૂછ્યું:–" મને તમો શી રીતે ઓળખી શક્યા ?"

ભીમેશ્વરે જવાબ આપ્યોઃ—" અમો સુરંગપુર ગયા હતા; ત્યાં અમોએ સાંભળ્યું કે, રાજાના વારસ બાળકના નિમિત્તે થોડા વખતમાંજ એક મોટું ભયંકર યુદ્ધ આરંભાશે, એ યુદ્ધમાં સુરંગપૂરના નવીન રાજપ્રતિનિધિઓ આપને પણ નાબૂદ કરવાની કોશિશ કરશે. મહારાજ ! અમારા સાંભળવા મૂજબ એ લોકો આપનાપર અત્યંત ક્રોધિત થયા છે અને એ સાથે રાય રણધીરસિંહરાય નામના કોઇએક ભલા, સરળ અને ભોળા જાગીરદારને પણ તે દુષ્ટાત્માઓ મરણવશ કરવાના નિશ્ચયપર આવી ગયા છે. ઘણાંઘણાં માણસો દ્વારા અમારા જાણવામાં આવ્યું છે કે, સુરંગપૂરના નવીન રાજમંત્રીઓ

ઘણાજ ક્ષુદ્ર્યા અને હરામખોર માણસો છે. તેમની હીલચાલોપરથી અને એ વાતની પાકી ખાત્રી પણ થઇ ચુકી છે. એટલા માટે જ અમો બન્ને મિત્રોએ વિચાર્યું કે, ધર્મના પક્ષમાં જઇ મળવું એજ વધારે ઉત્તમ છે. હજુરને જો આ વખતે એકાદ બે નોકરોની જરૂર હોય, તો અમો આનંદની સાથે અમારાં માથાં ફુલ કરવાને તૈયાર છીએ! બસ, મહારાજ! આ કારણથી જ અમો આપની પાસે ઉમેદવારી કરવા આવ્યા છીએ.”

રાજા દીનવલ્લભ સરળતાનો ભંડાર હતો. અજાણ્યા કુળવાળા આ બન્ને અજાણ્યા પરદેશી લોકોએ એકાએક આવીને, જે સઘળી વાતો કહી સંભળાવી, તેને તેણે કોઈ પણ પ્રકારના સંદેહ વિના સત્ય જ માની લીધી. કેવળ સાચી માની લીધી, એટલું જ નહિ પરંતુ એકદમ પોતાના મિત્ર તરીકે તેણે તેમનો સ્વીકાર પણ કરી લીધો. તેમના દુઃખની કહાણી સાંભળીને, હૃદયમાં વિલક્ષણ દયાનો સંચાર થયો. તે તેમને તરત જ સારા પગારથી નોકરી આપવાને પણ કબૂલ થયો. વિશ્વાસુ મિત્રની પેઠે તેમને સાથે લઇને, રાજા પોતાના મહાલયની અગાસીપર ચઢ્યો. પહાડી માર્ગની કઇ દિશામાં શું આવેલું છે, કયે રસ્તેથી રણધીરસિંહરાયનાં મકાનમાં જઇ શકાય છે, કયે રસ્તેથી શત્રુપક્ષ યુદ્ધ કરવા માટે આવી શકે તેમ છે, કયે રસ્તે દોડવાથી દુશ્મનોનો માર્ગ અટકાવી શકાય તેમ છે, ઇત્યાદિ અનેક પ્રકારની સંધિઓ, તેણે તેના તે નવા મિત્રોની સાથે કરી લીધી. છેક નજીકમાં જ રણધીરસિંહરાયનું મકાન આવેલું છે, એ વાત પણ જણાવી દીધી. ત્યાર પછી તેઓ સર્વે અગાસીપરથી નીચે ઉતરી આવ્યા. રાજાએ બન્ને મિત્રોને ભોજન કરાવ્યું અને એ ક્રિયામાંથી નિવૃત્ત થયા પછી તે બીજા ચાર અંગ રક્ષકોને સાથે લઇ, નવીન મિત્રોની સાથે પોતાના મહાલયમાંથી બહાર નીકળ્યો. જે પહાડી તળેટીમાં શૂરવીર સરદાર સુદર્શનના અધિનાયકપણા નીચે રાજા બહાદુરની રણકુશળ પ્રજામંડળી વસતી હતી, તે તરફ તેમણે સર્વેએ પોતાના વેગવાન અશ્વો દોડાવી મૂક્યા.

મહાલયથી એ તળેટી અથવા ગુહા લગભગ દશેક ગાઉ દૂર આવેલી હતી. એ ગુહામાં નાના નાના સાંકડા રસ્તાઓ, ગલિઓ, સુરંગપથો અને મકાનો ઈત્યાદિ પ્રાકૃતિક અને માનુષિક બંદોબસ્ત પણ હતો. રસ્તે ચાલતાં ચાલતાં રાજા બહાદુર બન્ને બંધુઓને માર્ગ-

ની બન્ને બાજુપર આવેલી ખાસ ખાસ જગાઓ ખાસ કરીને બતાવવા લાગ્યો. "આ સ્થળે જંગલ છે, આ સ્થળે સૈનિકો છુપાઈ શકે તેમ છે, દુસ્મનો આગળ વધવાથી પાછળથી કૂદી પડીને તેનાપર હુમલો કરી શકાય તેમ છે. આ સ્થળે ગુહા આવેલી છે, અહીં આગળ પણ ઘણા ઘણા સિપાહીઓ છુપી રીતે વસી શકે તેમ છે, આ પહાડની ટોચપર સૈનિકોને ઉભા રાખવાથી, તેઓ કાંઇ પણ કષ્ટવિના શત્રુદળના પાછલા ભાગને અટકાવી શકે તેમ છે, ઇત્યાદિ રણકુશળતાની ગુપ્ત બાતમીઓ પણ બન્ને બંધુઓને જણાવવી બાકી રાખી નહિ. છેવટે તેઓ ગુહામાં આવી પહોંચ્યા. સુદર્શનની સાથે રાજાએ બન્ને નવીન મારવાડીઓનો પરિચય કરાવી આપ્યો અને એ સાથે એમ પણ કહી દીધું કેઃ–" આ બન્ને મારા નવીન મિત્રો છે, ઘણાજ આબરૂદાર અને ભલા માણસો છે, અતિ વિશ્વાસુ છે, યુદ્ધ કુશળતાને ઘણી સારી રીતે જાણે છે. પરાક્રમમાં પણ મહાવીર છે. આ લોકો તમારા સૈનિકોને પણ રણકુશળતાનું શિક્ષણ સારી રીતે આપી શકે તેમ છે. યુદ્ધના મેદાનમાં તેઓ આગળ આવી ઉભા રહેશે, જીવ-જાનથી આપણે માટે યુદ્ધ કરશે, એવી કબુલાત પણ તેમણે મને આપી છે. તમો આમને માન્ય કરજો, એમનો હુકમ તામિલ કરજો, અબાધ્ય થશો નહિ."

સુદર્શને તેમને બન્નેને નમસ્કાર કર્યા. રાજાએ જે આજ્ઞા કરી, તેને માન્ય કરવી પડશે, એવું તે સમજી ગયો; પરંતુ એ બન્ને જણાના મુખભણી જોવાથી એકાએક તેના મનમાં કોઇ એક પ્રકારનો વિકટ સંશય ઉપજી આવ્યો; એ સંશયને સુદર્શન સહસા દૂર કરી શક્યો નહિ.

ભોં ભોં સ્વરથી રણશીંગાનો અવાજ થયો. ગુહાની અંદરના સર્વ વિભાગોમાંથી ટોળાંનાં ટોળાં પહાડી યોદ્ધાઓ પહાડી રણવેશમાં બહાર નીકળી આવ્યાં. રાજાને જોઇને સઘળા મહા આનંદથી પુલકિત થયા. રાજાએ તેમને યથેષ્ઠ ઉત્સાહ આપ્યો. મારવાડીઓએ એ સઘળું બરાબર જોયું. પહાડી લોકોએ પણ તેમનો પરિચય મેળવ્યો.

રાજા પાછો ફર્યો. અંગરક્ષકો પણ મારવાડીઓની સાથે સંધ્યા સમયે મહાલયમાં આવી પહોંચ્યા. આવતાંની સાથે જ તેમણે એક ભયાનક જરૂરી પત્ર મેળવ્યો, રાય રણધીરસિંહરાયે, પેલા મુસાફરખાનાવાળાના પુત્રના મુખેથી રાજા ભૂપસિંહની યુદ્ધસજ્જાના સમા-

ચાર મેળવીને, એ પત્ર લખ્યો હતો અને એ પત્ર લઇને એક દૂત આવ્યો હતો.

રાજા દીનવલ્લભે ઘણાજ ગભરાટની સાથે એ પત્ર વાંચ્યો. મનમાં ને મનમાં વાંચ્યો નહિ, જેઓ તે સ્થળે હાજર હતા, તેઓ સઘળા સાંભળી શકે, એવી રીતે મોટા અવાજથી વાંચ્યાં. મારવાડીઓએ પણ તે પત્રને બરાબર સાંભળ્યો. રાય મહાશયે લખ્યું છે કેઃ—"આફત આવી પડી છે. સંધ્યા સમયેજ શત્રુ પક્ષ મહાલયપર આક્રમણ કરશે, માટે એ દરમ્યાન સઘળી તૈયારી કરી રાખવાની ખાસ જરૂર છે."

રાજા દીનવલ્લભ અતિશય વ્યસ્ત થયો. તત્ક્ષણાત્ હૃદયની સહાનુભૂતિ દર્શાવી તેણે સઘળી તૈયારીની કબૂલાત આપીને રણધીરસિંહરાયના પત્રનો ઉત્તર લખ્યો. કદાચ પત્ર કોઇ પણ પ્રકારે ગુમ થઇને દુશ્મનના હાથમાં આવી લાગે, એવી આશંકાથી રાય મહાશયે બધી બાબતનો એ પત્રમાં બરાબર ખુલાસો કર્યો નહોતો. તરતજ એક વિશ્વાસુ પ્રતિનિધિ મોકલવા માટે, રાજા દીનવલ્લભને તેણે આગ્રહ કર્યો હતો. પરંતુ વિશ્વાસુ પ્રતિનિધિ કોણ હોય ? નજીકમાં જ ભીમેશ્વર હાજર હતો, રાજાએ તરતજ તેનેજ વિશ્વાસુ પ્રતિનિધિ ઠરાવ્યો. પ્રત્યુત્તરનો પત્ર તથા ઓળખાણના નિશાન દાખલ પોતાના હાથની એક અંગુઠી આપીને ભીમેશ્વરને તેણે રાય મહાશયના દૂતની સાથે દૌત્યકર્મે મોકલી આપ્યો. અને એ સાથે મુખેથી એમ પણ જણાવી દીધુ કેઃ—"રાય મહાશયને તમો કહેજો કે, તેમના કલ્યાણ માટે અમો અમારા પંચપ્રાણ પણ કુરબાન કરીશું."

આનંદપૂર્ણ વદને નમસ્કાર કરી, ભીમેશ્વર વિદાય થયો; વેગગામી અશ્વપર બેસી આવેલા દૂતની સાથે સાનંદચિત્તે ચાલ્યો ગયો. મનમાં ને મનમાં તેણે વિચાર્યુંઃ—"આ નાટકનો આ પ્રથમ અંક ભજવાય છે, જ્યારે પૂરેપૂરૂં નાટક ભજવી બતાવું, ત્યારેજ મારૂં નામ ખરો ભીમેશ્વર !"

રમણચંદ્રને ભલામણ કરી રાજાએ, તેને પહાડી ગુહામાં મોકલી આપ્યો. સુદર્શનના નામનો એક પત્ર તેના હાથમાં સોંપ્યો. વળી ખાસ કરીને તેણે તેને એમ પણ જણાવી દીધું હતું કેઃ—"સૈન્યને તૈયાર કરવામાં એક ક્ષણનો પણ વિલંબ કરશો નહિ. પત્રમાં જે કાંઇ લખ્યું છે, તે પ્રમાણે બધાં કાર્યો કરજો અને એમાં જરા પણ ખામી ન આવે એની બરાબર સંભાળ રાખજો."

રમણચંદ્ર પરમ સુખી થયો. આનંદથી નમસ્કાર કરી, નવીન અશ્વપર બેસી પોતાની ઇષ્ટસિદ્ધિનો વિચાર કરતો કરતો, તે દુરંત મારવાડી બદમાશ ગુહાના સેનાનિવાસ અથવા છાવણી ભણી રવાના થયો.

રણધીરસિંહરાયના મહાલયમાં શું થાય છે? રાય મહાશય આત્મ—રક્ષણને માટે શા શા ઉપાયોનું અવલંબન કરી રહ્યો છે! તે અને તેનો વીરપુત્ર વરુણસિંહ નિજ નિકેતનના વિશાળ આંગણામાં સમુજ્જવલ વીરવેશ ધારણ કરીને, મયુરપુચ્છયુક્ત રણકિરીટ મસ્તકપર પહેરી, વિવિધ યુદ્ધાસ્ત્રોથી સુસજ્જિત થઇ, વારંવાર સૈન્યદળની તપાસ રાખતા અને આમ તેમ ફરી રહ્યા હતા. અનેક હથિયારબંધ સૈનિકો આમતેમ હારબંધ થઇને ઉભેલા હતા; સમસ્ત-પ્રાંગણ ભૂમિ ઉદ્‌ભાસિત આલોક-માળાથી વિમંડિત થઇ રહી હતી; અનુચર વર્ગ મોટી મોટી મશાલો સળગાવી, ચારે દિશાઓને રક્ત તથા ધુમ્રવર્ણથી વિભાસિત કરી રહ્યા હતા; તેમના વદનમંડળોમાં, નયનમંડળમાં જાણે, સુવર્ણની શિખાઓ પ્રદીપ્ત થઈ રહી હતી; મહા વીર્યવાન વીરપુરુષોની વીરમૂર્ત્તિઓ સર્વત્ર દૃષ્ટિગોચર થતી હતી. વાંચકબંધુઓને આ સ્થળે એક વાત જાણી લેવાની ખાસ આવશ્યકતા છે; રાય રણધીરસિંહ, બંગદેશમાં વસતો હતો; તેણે બંગવાસી સમાજમાં સારી નામના મેળવી હતી. પરંતુ એથી કાંઇ વાસ્તવિક રીતે તે બંગવાસી વંશમાં જન્મેલો નહોતો, તે મહા પરાક્રમશાલી ક્ષત્રિય વંશમાં જન્મેલો હતો; કુમાર વરુણસિંહ રાય ક્ષત્રિય-કુમાર હતો, સુશીલાસુંદરી ક્ષત્રિય બાલા હતી. યવનોના-પરદેશીઓના પીડનથી રણધીરસિંહ રાયનો પિતા બંગદેશમાં આવી વસ્યો હતો. કેવળ આ એક માત્ર પરિચયજ તેને માટે પૂર્ણ થઇ શકે તેમ નથી; તેના પરિચયનાં બીજાં અનેક સાધનો પણ મોજૂદ છે. સુરંગપૂરના રાજદરબારમાં આજકાલ જે પુરુષો મહા સત્તાધીશ અને આબરૂદાર થઇ પડયા છે, તેમાંના પણ ઘણાખરા પુરુષોના શરીરમાં ક્ષત્રિય શોણિત-ક્ષાત્ર રૂધિર સંચારિત થઈ રહ્યું છે, સ્વનામ વિખ્યાત રાજા ભૂપસિંહ પણ એક ક્ષત્રિય વંશનો કલંક રૂપ કીડો છે. જીવન શક્તિમાં ક્ષાત્રરક્ત પ્રવાહિત હોવાથીજ તે રણક્રીડામાં આટલો બધો ઉત્સાહિત બની ગયો છે!

હા, એવો ઉત્સાહ છે, એમ જાણવા છતાં પણ, રાય રણધીરસિંહ મહાશય પોતાના પ્રૌઢવયમાં પણ પ્રબળ પરાક્રમથી વીર પુત્રને સાથે

લઇને, વીરવેશે સૈન્યનું અવલોકન કરી રહ્યો હતો. ઈમારતના ગુંબજના શિખરપર પ્રકાંડ અગ્નિકુંડ સળગી રહ્યો હતો. સમસ્ત પ્રજામંડળી પોતાના ભૂમિના અધિકારીની આપદવિપદમાં શસ્ત્ર ધારણ કરી યુદ્ધ કરવાને અત્યંત ઉત્સાહિત થઇ ઉભી હતી; આપદ્વિપદ આવી ઉપસ્થિત થઇ છે, એવી વાત યોદ્ધા પ્રજાજનો સત્વર જાણી શકે, એવા આશયથી, તેમણે સંકેતસ્વરૂપે, ગુંજબના શિખરપર અગ્નિકુંડ પ્રજળાવી રાખ્યો હતો; યોદ્ધાઓનાં ટોળાં ને ટોળાંઓ નગરમાં આવી એકઠાં થવા માંડ્યા હતાં; સઘળા લોકો યુદ્ધના કલરવમાં, યુદ્ધની તૈયારીમાં, યુદ્ધની સલાહમાં અને યુદ્ધના બંદોબસ્તમાં ગુંથાઈ ગયા હતા; તનમનથી રોકાઇ ગયા હતા. એવામાં ભયાનક વિશ્વાસઘાતક ભીમેશ્વર આવીને હાજર થયો.

રાજા દીનવલ્લભની નિશાની વાળી અંગુઠી આપીને પત્રવાહક ભીમેશ્વરે વિલક્ષણ ચતુરતાની સાથે પોતાનો પરિચય આપ્યો. રાજા દીનવલ્લભસિંહ મધ્યાન્હકાળ પહેલાં તેમની ગુહાના સૈન્ય જોવા માટે ગયો હતો, અને ત્યાંથી પાછા ફરતાં સાંઝ પડી જવા આવી હતી, એ કારણથીજ રાય મહાશયનો પત્ર આવવામાં વિલંબ થયો છે, એવી વાત પણ પત્રવાહકે પ્રકટ કરી. રાય રણધીરસિંહ રાય એથી સંતુષ્ઠ થયો. દૂતના આકાર પ્રકાર અને કથા વાર્ત્તાથી પ્રીત થઇને, ગંભીર વદને તેણે કહ્યું કેઃ—"તમો રાજા દીનવલ્લભ બહાદુરના વિશ્વાસભાજન બંધુ કિંવા મિત્ર છો, એથી મારા પણ મિત્ર છો. તમારા તરફ મને સંપૂર્ણ વિશ્વાસ જન્મ્યો છે. અત્યારે હવે બીજી કાંઇ પણ વાત કહેવાનો અવસર નથી; વિનાકારણ હવે એક ક્ષણ પણ નિરર્થક ગાળી શકાય તેમ નથી. શત્રુ સૈન્ય નજીકમાં આવી લાગ્યું છે. પહેલાં મેં તપાસ કરીને લખ્યું હતું કે, સંધ્યા સમયે યુદ્ધ થશે; પરંતુ મારા ગુપ્તચરો એવા સમાચાર લાવ્યા છે કે, રાત્રે યુદ્ધ થશે નહિ, વિપક્ષીઓ ઉષાકાળેજ અકસ્માત્ આક્રમણ કરવા આવશે. માટે આજની રાતે ને રાતેજ બધો બંદોબસ્ત કરવો પડશે. હવે ગફલતમાં રહેવાથી બિલ્કુલ ચાલી શકશે નહિ."

આ બધી વાતો કહીને તેણે તરતજ એક સાદા કાગળપર એક નકશો તૈયાર કર્યો. ભીમેશ્વરને એ નકશો બતાવીને, એક પછી એક સમસ્ત કલ્પના તેણે તેની પાસે વ્યક્ત કરવા માંડીઃ—"આ સ્થળે મારો મહેલ છે, આ સ્થળે રાજા દીનવલ્લભસિંહની કોઠી છે, દક્ષ

પાંચ ગાઉનુંજ અંતર છે. આ તરફ ખુલ્લો રસ્તો આવેલો છે, આ તરફ ગુપ્ત માર્ગ છે, આ સ્થળે શત્રુઓ છાવણી નાખશે, આ દિશામાંથી રાજા દીનવલ્લભસિંહનું લશ્કર આવીને એકાએક પાછળથી આક્રમણ કરશે. અમો સૈન્યસહ આગળ વધીને, સ્હામેના વિભાગને અટકાવીશું; આનંદરાજ અને ભીલરાજનું ત્રણ હજાર સૈનિકોનું સૈન્ય ક્ષણ માત્રમાં અકસ્માત્ હતબુદ્ધિ થઈ પડશે. થોડુંક સૈન્ય લઇને મોટા સૈન્યની સાથે યુદ્ધ કરવા જતાં, આવી સાવચેતી રાખવાની ખાસ જરૂર છે.” આ પ્રમાણે સર્વે વાર્ત્તાઓ શ્રવણ કરી ભીમેશ્વરે મસ્તક નમાવી એ નકશાને બરાબર જોઇ લીધો અને ત્યાર પછી તે એક પ્રકારનો આડંબર મંડિત ઉત્સાહ દર્શાવીને બોલ્યો કેઃ—“બરાબર સમજી ગયો છું, આપનું રણકૌશલ્ય ઘણુંજ પ્રશંસનીય છે. આ કૌશલ્યથી ક્ષણમાત્રમાંજ આપણે વિજય મેળવી શકીશું; વાયુમાં જેવી રીતે તણખલાં ઉડી જાય છે, શત્રુ પક્ષ પણ તેવીજ રીતે ઉડી જશે. રાજા દીનવલ્લભ બહાદુરને આ બધા સંવાદ હું બરાબર કહી સંભાળાવીશ; પત્ર લખવાની કશી પણ આવસ્યકતા નથી. કારણ કે, ન કરે નારાયણને જો કદાચ દૈવયોગે એ પત્ર શત્રુના હાથમાં ચાલ્યો જાય, તો તેથી પરિણામ સર્વથા વિપરીત જ આવે.”

આ પ્રમાણે ભૂમિકા કરી ધૂર્ત્તશિરોમણિ મારવાડી બદમાશે પોતાની રણનિપુણતાની પુષ્કળ બહાદુરી જણાવી. રાય રણધીરસિંહ રાય. તેની દક્ષતાનો પરિચય મેળવીને, પરમ ઉત્સાહિત થયો. સૈન્યમંડળથી ઘેરાયલા પિતા પુત્ર બન્ને એકજ સ્થળે હતા. વરુણસિંહે પણ એ દગાબાજની વાક્ય ચાતુર્યથી વિમોહિત થઇને તેની ઘણી પ્રસંસા કરી; બીજા સઘળા માણસો પણ ઉત્સાહની સાથે ચમકિત થયા. સર્વેએ ધારી લીધું કે, એ પુરુષ એક સુશિક્ષિત યોદ્ધો છે. ભાગ્ય બળેજ ખરી અણીની વેળાયે આવી સુનિપુણ સહાયતા આવી મળી છે.

રાય મહાશયે ઘણાજ આદરની સાથે, ભીમેશ્વરને એક ઓરડામાં લઇ જઇને તરેહ તરેહની સામગ્રીઓનો આહાર કરાવ્યો. વિલંબ કરવાનો વખત નથી, હમણાંજ રાજા દીનવલ્લભ બહાદુરને આ સઘળી હકીકત જણાવવી પડશે, ભીમેશ્વરને જલ્દી જલ્દી વિદાય થવાની પરમ આવસ્યકતા છે. રાય મહાશયે તેને પોતાના હાથની સ્વનામાંકિત એક અંગુઠી ભેટ આપી, અને એક પથ પ્રદર્શકને પણ

સાથે મોકલવાની ઇચ્છા દર્શાવી. ભીમેશ્વરે જણાવ્યું કે:—" મારી તલ્વારજ સહુથી ઉત્તમ પથ પ્રદર્શક છે, માટે મને બીજા કોઇ પણ પથ પ્રદર્શકની કશી પણ જરૂરજ નથી." આમ કહી નમસ્કાર કરી, ભીમેશ્વર વિદાય થયો.

વિશ્વાસઘાતકો જે કાંઇ મેળવવા માગતા હતા, ભીમેશ્વરે એજ મેળવ્યું, આખા મુલ્કની બાતમી મેળવી; નકશો જોઇને તે સમજી ગયો હતો કે, રાજા ભૂપસિંહનું સૈન્ય દળ અમુક સ્થળે પડાવ નાખશે; એટલે રાજા દીનવલ્લભના મહાલયમાં પહેલ વહેલાં ન જતાં, સહુથી પ્રથમ ભૂપસિંહની છાવણીમાંજ તે મહા પ્રપંચી બદમાશ જઇ પહોંચ્યો અને તેને આદિથી અંત સુધીનો સમસ્ત વૃત્તાંત તેણે કહી સંભળાવ્યો. રાજાના આનંદની કાંઇ સીમાજ ન રહી. તેણે ભીમેશ્વરને કહી દીધું કે, દીનવલ્લભના પહાડી સૈનિકો ઉષાકાળે અથવા પ્રભાત સમયે ગુહામાંથી જેથી કરીને બહાર ન નીકળી શકે, એવો કાંઇક સરળ ઉપાય સર્વથી પ્રથમ તેને કરવો પડશે. કાર્ય પૂરૂં થવાથી, તેમને બન્ને મિત્રોને રાજા બનાવી દેવામાં આવશે. ત્યાર પછી આખી જિંદગી સુધી તેમને કાંઇ પણ કષ્ટ ભોગવવું નહિ પડે; અત્યંત પ્રફુલ્લિત થઇને રાજા ભૂપસિંહે વારંવાર ભીમેશ્વરને આવી કબૂલાત આપી.

ભીમેશ્વર વિદાય થયો. એકદમ વેગપૂર્વક અશ્વ દોડાવી, રાત્રિના બીજા પહોરને વખતે તે રાજા દીનવલ્લભના મહાલયમાં આવી પહોંચ્યો. રણધીરસિંહ રાયના રણપાંડિત્યની ઘણી ઘણી પ્રશંસા કરીને સઘળા સમાચાર કહી સંભળાવ્યા; સ્મૃતિ—શક્તિના ગુણથી રાય મહાશયના કરેલા નકશાના જેવો બીજો એક નકશો આંકીને રાજાને બતાવ્યો. રાજાએ સંશય શૂન્ય થઇને આનંદ પ્રકટ કર્યો. અનેક પ્રકારનાં મિષ્ટ વાક્યોથી સંતુષ્ટ કરીને, છેવટે બોલ્યો કે:—" તમો બીજો એક ઉપકાર કરો; રમણચંદ્ર જ્યાં આગળ ગયા છે, તેજ સ્થળે તમે જાઓ, અને તમો બન્ને જણા મારા પહાડી સૈન્યના સેનાપતિનું પદ સ્વીકારો." વળી સુદર્શનને કહેજો કે:—" ઉષાકાળ થતાં પહેલાંજ યોદ્ધાઓ સહિત સજ્જિત થઇને, યથાસ્થાને ગુપ્ત ભાવે તૈયાર રહે."

ભીમેશ્વર અશ્વપર બેસી ગુહા ભણી ચાલ્યો. દુર્ગમ માર્ગ હોવાથી રાજાએ એક અનુચરને તેની સાથે મોકલ્યો. યથાસમયે તેઓ સુદર્શનના આવાસમાં જઇ પહોંચ્યા. ભીમેશ્વરને જોઇને સુદર્શને ઘટતો સત્કાર કર્યો, સન્માન આપ્યું. તેણે ભીમેશ્વરના મુખેથી ભૂપતિનો

આદેશ તથા યુદ્ધની તૈયારી સંબંધી સઘળો વૃત્તાંત સાંભળ્યો. ભીમેશ્વરે એમ પણ જણાવી દીધું કેઃ—“ કાલે બપોર પહેલાં દુશ્મનો આપણા પર હુમલો કરવા આવશે, એટલા માટે એ સમયે આપણે આપણા યોદ્ધાઓને તૈયાર રાખવા પડશે. રમણચંદ્ર તથા હું સેનાપતિ તરીકે સૈન્ય સંચાલન કરીશું અને તમો અમારા સહાયકારી સેનાપતિ થશો એટલે શત્રુઓનો અવશ્ય સંહાર થઈ જશે. ”

રમણચંદ્રે આ તરફ પહાડી યોદ્ધાઓને ચાલૂ યુદ્ધના મામલામાં જે કાંઈ કરવાનું હતું, તે બાબતમાં બધી સલાહ આપી દીધી. સુદર્શને રણશીંગાનો ધ્વનિ કરી સમસ્ત યોદ્ધાઓને એકઠા થવાની સૂચના કરી; યોદ્ધાઓ ક્ષણમાત્રમાં આવીને એ સ્થળે હાજર થયા. કાલે બપોર પહેલાં ખૂનખ્વાર લડાઇ થશે, માટે અત્યારે તેઓ ખુશીથી નિદ્રાધીન થઇ શકે તેમ છે, આવો ભરોસો આપી ભીમેશ્વરે તેમને વિદાય કર્યા. મારવાડીઓનો વ્યવહાર જોઇ પરસ્પર થોડીવારના વાર્ત્તાલાપ પરથી સુદર્શનના મનનું સમાધાન થયું; પહેલાં તેના મનમાં જે સંશય જન્મ્યો હતો, તેનો ઘણા પ્રમાણમાં હ્રાસ થઇ ગયો.

સુદર્શનના મનમાં કપટતાનો લેશમાત્ર પણ નહોતો. રાજાના વિશ્વાસુ બંધુઓની સઘળી વાતોપરથી તેને તેમનાપર વિશ્વાસ બેસવા લાગ્યો. યુદ્ધ સંબંધી અનેક વાતો થયા પછી, ભીમેશ્વરે કહ્યું:—“ વારુ, તમો આ ગુહાની અંદરજ વસો, પણ અકસ્માત્ કદાચ કોઈ શત્રુ આવી આક્રમણ કરે, તો બીજી બાજૂએ ન્હાસી છૂટવાનો બીજો કાંઇ પણ ઇલાજ છે કે ? ”

સુદર્શને જવાબ આપ્યો:—“ તમો અમારા ખાસ મિત્રો છો, એટલે તમારી પાસે ગુપ્ત રાખવા જેવું કાંઈ રહ્યુંજ નથી. અહીંથી બહાર નીકળવાના અનેક રસ્તાઓ છે. જો એ સઘળા ઉપાયો ન હોય, તો શું અમો આવા દુર્ગમ સ્થાનમાં શી રીતે વસી શકીએ ? પહેલાં તો આ પ્રદેશમાં વારંવાર યુદ્ધવિગ્રહો થયાજ કરતા, તે વખતના લોકોએ નિરાપદને માટે તેનું ઉપયુક્ત કૌશલ કરી રાખ્યું છે. આ કંદરામાં નાની નાની અનેક સાંકડી ગલીઓ છે, ગુહાઓ છે, સુરંગો છે, ન્હાસવાના રસ્તાઓ પણ છે. ચાલો, તમો મારી સાથે ચાલો; હું તમોને હમણાંજ એક રસ્તો બતાવું છું. ” આમ કહીને હાથમાં એક દીવો ઝાલી સુદર્શન આગળ ચાલ્યો અને પાછળ પાછળ પેલા બન્ને મારવાડીઓ ચાલ્યા. તેમણે સહુએ એક સુરંગવાળા મા-

ગમાં પ્રવેશ કર્યો. સુરંગમાં એક અશ્વશાળા હતી અને એ અશ્વશાળામાંજ પેલા બન્ને મારવાડીઓના અશ્વોને બાંધવામાં આવ્યા હતા. અશ્વશાળાની બીજી બાજૂએ કેટલાંક પાટિયાં સેરવીને સુદર્શને એક દરવાજો દેખાડયો, એ જોઇને મારવાડીઓ અત્યંત વિસ્મય થયા અને એ દરવાજા પાસે જઇ પહોંચ્યા. સુદર્શને એ દરવાજાનું તાળું ખોલ્યું. દરવાજાની નીચે પણ બીજી એક સુરંગ આવેલી હતી. એ સુરંગ બતાવીને સુદર્શન કહેવા લાગ્યો કેઃ—"આ અમારા પલાયનનો ગુપ્ત માર્ગ છે, અહીંથી નીચે ઉતરી શકાય—" હજી સુદર્શન આમ કહી રહ્યો હતો, એવામાં એકાએક પવનના એક સપાટાએ આવીને તેના હાથમાંનો દીવો હોલવી નાખ્યો. સર્વત્ર ભયાનક અંધકાર છવાઇ ગયો. એ જોઇને સુદર્શન ફરીવાર પાછો કહેવા લાગ્યો કેઃ—"આ સ્થળેથીજ નીચે ઉતરી શકાય છે, એની નીચેના ભાગમાં સુરંગમાં ને સુરંગમાંજ બીજી એક સાંકડી ગલી આવેલી છે અને એ ગલીમાંથી સહીસલામતી સાથે ઘણીજ ખુશીથી ન્હાસી શકાય તેમ છે. ન્હાસવાની જરૂર પડે તો, અહીંના તમામ લોકો સઘળો સરસામાન લઇને આવે રસ્તેથી ન્હાસી શકે છે, તેમનાં ઘરબાર બિલ્કુલ ખાલી પડયાં રહે છે; દુશ્મનો દાખલ થઇને કશું પણ મેળવી શકતા નથી. ઘણીવાર એવા બનાવો બની ગયા છે. એટલા માટેજ આ જગા સલામતી ભરેલી છે, એટલા માટેજ અમારા રાજા બહાદુરની આટલી થોડી પ્રજાને પણ કોઇનાથી જીતી શકાતી નથી." છૂપો દરવાજો બતાવીને, આ સર્વ પરિચય કરાવીને, દરવાજાને પાછો પહેલાંની પેઠે બંધ કરી, સાહસી સુદર્શન વાતો કરતો કરતો અંધારામાં ને અંધારામાં બહાર જવા માટે ચાલવા લાગ્યો, વાતનો અવાજ તાકીને, મારવાડીઓ પણ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યા.

છેવટે તેઓ ઘરમાં આવી પહોંચ્યા. આદરસત્કાર અને શિષ્ટાચાર સહિત સદાશય સુદર્શને એ બન્ને બંધુઓને યથાસંભવ ભોજન કરાવીને, શયનાર્થે તેની પોતાની શય્યા સોંપી દીધી અને તે પોતે બાજૂના ઘરમાં એક ચટાઇ પાથરીને સૂતો, સૂતી વેળાયે પોતાની સદાની સહાયકા અસિદેવીને કટિપરજ ધારણ કરી રાખી.

સાંઝ સુધી ભીમેશ્વરે, જેટલાં બહાદુરીનાં કામો કર્યાં હતાં. તે સઘળાં, પથારી પાસે બેસીને રમણચંદ્રને સાંગોપાંગ કહી સંભળાવ્યાં. બન્ને જણાનાં વદનપર એ સમયે ધીમું ધીમું હાસ્ય ઝળકવા લાગ્યું.

બન્ને બદમાશોએ નિશ્ચય કર્યો કે, "દગાબાજીનો ફંદો બરાબર ફેલાઈ ગયો છે, દીનવલ્લભસિંહ પ્રપંચના પાશમાં બરાબર પકડાઈ ગયો છે, હવે અવશ્ય રાજા ભૂપસિંહનેજ વિજય મળવાનો છે. આપણા દુર્ભાગ્યની દશા પલટાઇ ગઇ છે, સુખનો ભાનુ ઉદય પામ્યો છે. અલ્પ સમયમાંજ આપણે રાજા ભૂપસિંહના અનુગ્રહથી રાજા ભીમેશ્વર અને રાજા રમણચંદ્ર એવાં ઉજ્જવલ નામ સંપાદન કરી શકીશું, સત્તા, સંપત્તિ અને સહાયતા મળવાથી આપણા સૌભાગ્યની સીમા થશે." આ પ્રમાણે વિચાર કરી બન્ને બંધુઓ શયનાધીન થયા.

પરંતુ શયન કરતાં પહેલાં રમણચંદ્રના મનમાં એક પ્રકારનો સંદેહ ઉત્પન્ન થયો. તેણે તરતજ ગુપચૂપ ભીમેશ્વરને કહી દીધું કેઃ—"બુદ્ધિબળથી આપણે બરાબર ફાવી શક્યા છીએ. એ ખરૂં; પરંતુ ધારો કે કદાચ દીનવલ્લભના મહાલયમાંથી કોઇ નવીન દૂત આવી ચઢશે, તો પછી આપણી શી દશા થશે? આપણી બુદ્ધિ શા કામમાં આવશે ? યુદ્ધ તો ઉષા સમયે થવાનું છે અને તમોએ બપોરે થવાની વાત જાહિર કરી છે; એથી જો કદાચ એ વાત જાહિર થઇ જશે, તો પછી તેનું પરિણામ શું આવશે ? જૂઠી દગાબાજીના અપરાધથી એ લોકો આપણને પકડી લેશે, તો પછી આપણે શી રીતે છૂટી શકીશું ? આપણે ઊંઘમાં પડ્યા હઇશું એ વખતે દગાબાજ ઠરાવીને આપણને બંદિવાન બનાવવામાં આવશે, તો આપણી શી દશા થશે ?"

સહજ વિચાર કરી ભીમેશ્વરે જવાબ આપ્યોઃ—"જો—કદાચ—જો—કદાચ—ધારો કે—ધારો કે—એમ કહેવાની તમારી ખોટી ટેવજ કોઈ દિવસ મટી નહિં! સારાં નરસાં તમામ કામોમાં તમો આ ભૂતના શ્રાદ્ધની આશંકા લાવીને ઉભીજ રાખો છો ! રમણચંદ્ર! તમારી આ ટેવ મને બિલકુલ પસંદ નથી ! તમોને મારાથી કોઇ પણ પ્રકારે ઠંડા કરી શકાય તેમ નથી. સારૂં, જ્યારે તમારા મનમાં એવીજ ધાસ્તી રહે છે, ત્યારે આપણે બન્ને જણા એકી સાથે શયન ન કરતાં, વારાફરતી શયન કરીશું અને જો કદાચ એવો કોઇ દૂત આવી ચઢશે, તો તરતજ નવ બે અગિયારાં ગણીશું. કેમ ? આ વાત તો તમારા મગજમાં બરાબર ઉતરે છેને !"

રમણચંદ્રને ભીમેશ્વરની એ વાત રૂચી ગઇ, તેણે વારાફરતી સૂવાનો નિશ્ચય કર્યો.

રાત્રીનો ત્રીજો પહોર વીતી ગયો હતો. મારવાડીઓ વારાફરતી

સૂતા-જાગતા હતા. એક જણુ સૂતો હતો, એક જણુ જાગતો હતો. બાજૂના ઘરમાં સૂતેલા સુદર્શનનાં નસકોરાંના અવાજ સંભળાતો હતો. ધીમે ધીમે રાત્રિ વીતવા લાગી. ઉષા થવામાં હવે માત્ર એકાદ બે ઘટિકાનોજ વિલંબ રહ્યો. આ વખતે ભીમેશ્વર સૂતો હતો. રમણચંદ્ર જાગતો હતો, એવામાં એકાએક બહારના પહાડી માર્ગમાંથી અશ્વના આવવાનાં પગલાંનો અવાજ સંભળાયો, કોઇએ જાણે એકદમ આવીને એ મકાનના દરવાજાપર ખડખડ શબ્દનો ધ્વનિ કરવા માંડયો; એ ધ્વનિથી એકાએક સુદર્શનની ઊંઘ ઉડી ગઇ. એકદમ આંકળો ફાંફળો ઊઠીને, સુદર્શન દરવાજા પાસે દોડી ગયો અને એક ક્ષણનો પણ વિલંબ ન કરતાં તેણે તરતજ દરવાજો ખોલી હાથમાંના દીવાના પ્રકાશથી તેણે જોયું કે, પોતાના મુખ સમક્ષ એક લાલચોળ મુખવાળો, પરસેવાથી તરબોળ થયેલો વીર યુવક થરથર કંપતો ચોમેર આંખો ફેરવતો ઉભેલો છે.

અકસ્માત્ એ વીર પુરુષને આવેલો જોઇને સુદર્શન એકી સાથે આનંદ અને વિસ્મયનો માર્યો ચમકી ઊઠયો અને એકદમ ઉસ્કેરાયલા અવાજે બોલી ઊઠયોઃ—

“ આ શું ? કિશોરભાઇ ! આપ અચાનક અહીં ક્યાંથી ? આપનું મુખ આવું ઉગ્ર કેમ બની ગયું છે ! આપની આંખોએ આવી વિલક્ષણ લાલાશ શા કારણથી ધારણ કરી લીધી છે ? આપ આટલા બધા અસ્થિર કેમ બની ગયા છો ? થયું છે શું ? શું ફરીવાર કાંઇ નવી આફત આવી પડી છે ? રાજા અથવા રાજ્ય કાંઇ આપત્તિમાં તો નથી આવી પડયું ને ? ”

“ ભયંકર ઘટના ! ભયંકર વિશ્વાસઘાતકતા ” ઉત્તેજિત સ્વરે કિશોરસિંહ બોલ્યોઃ—

“ ભયંકર ઘટના ! ભયંકર વિશ્વાસ ઘાતકતા ! શત્રુઓ છેક સમીપમાં આવી લાગ્યા છે, મોતનાં પગલાં સ્પષ્ટ સ્પષ્ટ સંભળાવા લાગ્યાં છે. ખૂન ખૂવારી અને મારામારીનો મામલો પણ પૂર જોશમાં જામી ગયો છે. નથી સમજાતું કે એનું પરિણામ શું આવશે ? સુદર્શન ! શું કહું ! ગજબ થયો ! સત્યાનાશ વળી ગયો ! શત્રુ પક્ષના નર કૂતરાઓએ મને ન્હસાડી મૂકયો છે, નાઇલાજે મારે ન્હાસી છૂટવું પડયું છે ! મોટા મોટા અસ્ત્રધારી ઘોડેસ્વારોએ મારી

પૂંઠ પકડી છે! જે વખત જાય છે, તેમાં ભયાનક વિનાશની સંપૂણ સંભાવના રહે છે."

મહા વિસ્મયથી સુદર્શને કહ્યું:—"એ શું? શું શત્રુ પક્ષના કૂતરા તુલ્ય માનવોએ આપને ન્હસાડી મૂક્યા? શા માટે ન્હસાડી મૂક્યા! આશ્ચર્ય! અતિ આશ્ચર્ય!"

"હા, ભયંકર કારસ્થાન રચાયું છે, એક પળ માત્ર પણ વિશ્રામ કરવાનો સમય નથી. એ સકળ નરશત્રુઓને, શ્વાન તુલ્ય વૈરીઓને પરાજિત કરવામાં મને ઘણો વિલંબ થયો છે, મારો અશ્વ પણ ખૂબ થાકી ગયો છે. હું અહીં પુનઃ નવીન અશ્વ લેવા આવ્યો છું, માટે જલ્દી જલ્દી મને એક ઉમદા અશ્વ લાવી આપ; વિલંબ ન કર."

"જરાવાર આરામ કરો; જરા ઠંડા થાઓ; અશ્વ હું હમણાં જ લાવી આપું છું, અને એ સાથે સૈન્યનો પણ પૂરતો બંદોબસ્ત કરૂં છું. ભાઇ! આપની આવી આપત્તિમાં અમો સર્વ પણ અમારી કાયાને કુરબાન કરીશું, અમારા રાજાના ખાધેલા લૂણને હલાલ કરીશું. આપ અત્યારે અત્યંત કલાંત થઇ ગયા છો, માટે જરાવાર આરામ—"

"આરામ?" મહા ઉત્તેજિત સ્વરે કિશોરસિંહે કહ્યું:—"આરામ? કોને માટે આરામ કરવો! આ પંચભૂતનાં પૂતળાં માટે! રક્ત માંસ અને હાડ ચર્મની કાચી કાયા માટે! ના-ના, સુદર્શન! મારા અન્નદાતાના આવા સંકટને સમયે તું મને આવો આગ્રહ કરીશ નહિ. કારણકે, મારા માલિક રાય રણધીરસિંહરાય તથા પ્રિયબંધુ રાજા દીનવલ્લભસિંહ બહાદુર અત્યારે મહા વિપદમાં આવી પડયા છે, શત્રુઓએ આવીને તેમને, તેમના સૈન્યને અને રાજ્યને ચારે દિશામાંથી ઘેરી લીધું છે. આવા સમયે વિશ્રામ કિંવા આરામ કરવો એ શું મને કોઈ પણ પ્રકારે શોભે કે! અસંભવિત, અસંભવિત! ખૂનાખૂની સુધી મામલો આવી ગયો છે! રણવાદ્યોનો વિષમ ધ્વનિ સુદ્ધાં શરૂ થઇ ગયો છે! દુર્દાન્ત ભૂપસિંહની પાસે બે બદમાશ મારવાડીઓ આવ્યા છે, તે પાપાત્માઓએજ આ પ્રલયનો પથ પ્રશસ્ત કર્યો છે, તેઓ—"

"મારવાડી?" અજાયબીની સાથે સુદર્શન બોલી ઉઠયો:—"મારવાડી! અમારે અહીં પણ એવાજ બે મારવાડી આવ્યા છે."

મહા વિસ્મયથી કિશોરસિંહે પૂછ્યું:—“ અહીં પણ એવાજ મારવાડીઓ આવ્યા છે? કોણ છે તેઓ ? ક્યાં છે ! તેમનાં નામ શું છે ? શા કારણથી તેઓ અહીં આવ્યા છે ? ”

સુદર્શને જવાબ આપ્યો:—“ હા; અહીંજ આવ્યા છે, રાજાના પરમપ્રિય મિત્રરૂપે તેમણે અમારા સૈન્યનું સેનાપતિત્વ પ્રાપ્ત કર્યું છે અને એમાંના એકનું નામ ભીમેશ્વર તથા બીજાનું નામ રમણચંદ્ર છે. દેખાવમાં તેઓ બન્ને બડા બદમાશ જણાય છે. વળી—”

સુદર્શનની વાત પૂરી થતાં પહેલાંજ, જાણે ઉન્માદીની પેઠે મહા ઉત્તેજિત થઇને બગ્ર તથા કંપિત કંઠે કિશોરસિંહ બોલી ઊઠયો:—“ ક્યાં છે, ક્યાં છે, એ પામર, પાખંડી, પિશાચો ક્યાં છે? એ વિશ્વાસઘાતક નરઘાતકો ક્યાં છૂપાયાં છે ? ઓહ ! ઓહ ! હાય ! હાય ! ”

આંતરિક પરિતાપથી અહિં સુધી બોલી, ક્રોધસહિત કંપતા હસ્તે મ્યાનમાંથી તલ્વાર બહાર કાઢી, ઉતાવળા પગલે આગળ વધતો વધતો કિશોરસિંહ અધિક ઉત્તેજિત કંઠે કહેવા લાગ્યો:—“ હાય ! હાય ! એ પાપાત્માઓએજ બિચારા મોહનલાલને પહાડપરથી ગબડાવીને મારી નાખ્યો છે ! ઓહ ? ક્યાં છે, તે પાપના કીડાઓ, ક્યાં છે ! એ અધમોનું નામ સાંભળતાંની સાથેજ મારા રોમરોમમાં અનલ વ્યાપ્યો છે, મારા સહનશીલતાના દુર્ગને ભેદી નાખ્યો છે, કહે, કહે, ભાઇ ! જલ્દી કહે કે, એ શયતાનના સંગીઓ અત્યારે ક્યાં છે ? ”

સુદર્શન પણ ક્રોધપૂર્વક મ્યાનમાંથી તલવાર બહાર કાઢી, ઉતાવળા પગલે કિશોરસિંહની પાછળ ચાલ્યો. પ્રથમ તેમણે તેનાં શયનગૃહમાં જઇ જોયું તો શયનગૃહ બિલ્કુલ શૂન્ય પડેલું જણાયું ? જે ગૃહમાં મારવાડીઓ સૂતા હતા, તે ગૃહમાં તેઓ દષ્ટિગોચર થયા નહિ. કિશોરસિંહનું નામ સાંભળીને કિશોરસિંહની વાતનો અવાજ સાંભળીને આ પહેલાંજ તેઓ પલાયન કરી ગયા હતા. સ્હામેથી ન્હાસવાથી, તેમની નજરે પડીશું, એવા ભયથી ગૃહની બીજી બાજુની એક બારી ભાંગીને તેઓ ન્હાસી છૂટયા હતા ! સંદેહ અને ચંચળતાથી કાંઇક વિચાર કરીને વ્યગ્ર કંઠથી સુદર્શન બોલ્યો:—“અશ્વશાળામાં ! જ્યાં આગળ તેમના અશ્વો છે, ત્યાં આગળ તેઓ ગયા હશે અને હજી ઘણું કરીને ત્યાંને ત્યાંજ હશે. ”

એક હાથમાં દીવો તથા બીજા હાથમાં ખુલ્લી તરવાર ઝાલી, એકદમ ઉતાવળો ઉતાવળો સુદર્શન આગળ ચાલવા લાગ્યો. કિશોરસિંહ પણ ખુલ્લી તલ્વાર લઇ સુદર્શનની સાથે સમાન વેગે તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો; એવામાં એકાએક પવનની લહરીએ આવીને સુદર્શનના હાથમાંનો દીવો હોલવી નાખ્યો; ભયાનક અંધકાર છવાઇ ગયો. સવાર થવા આવ્યું હતું; અંધારામાં પણ નજીકની વસ્તુ ઝાંખી ઝાંખી જોઇ શકાતી હતી. અશ્વશાળાના દરવાજાની પાસે જઇ સુદર્શન ઉભો રહ્યો; પરંતુ તેને કોઇનો પણ અવાજ સંભળાયો નહિ. સમસ્ત અશ્વશાળામાં કેવળ નિઃસ્તબ્ધતા જ છવાયેલી જોવામાં આવી. મારવાડીઓના બન્ને અશ્વો બાંધેલા છે, એવું સુદર્શન એ આછા અંધકારમાં પણ જોઈ શક્યો. એ જોઇને તેણે મનમાં ને મનમાં જ વિચાર્યું કેઃ—"ત્યારે તેઓ ગયા ક્યાં? ત્યારે ઘણું કરીને તેઓ આ તરફ ન આવતાં બીજી તરફ ન્હાસી છૂટયા હશે !" એવામાં ફરીવાર પવનની ઠંડી ઠંડી લહરીઓ જોશથી વહેવા લાગી.

"ઓહ! ઠંડી પણ પૂર જોશમાં છે !" અકસ્માત્ આવા શબ્દો ઉચ્ચારી, સુદર્શન કૂદીને, અશ્વશાળાની બીજી બાજૂના દરવાજા તરફ દોડ્યો. એ દરવાજો તદ્દન ખુલ્લો પડેલો દેખાયો—અશ્વશાળામાં ઘોર અંધકાર પણ પહેલાંના જેવોજ વ્યાપી ગયો હતો. અવિરત પવનની લહરીઓથી સુદર્શનનું શરીર થરથર કંપવા લાગ્યું. કિશોરસિંહ કાંઈ પણ ન સમજી શકવાથી, અંધારામાં અનુમાનપર ને અનુમાનપરજ સુદર્શનની પાસે દોડી ગયો. તેણે આવતાંની સાથે તરતજ તેને પૂછ્યું:–"ક્યાં છે! ક્યાં છે ! એ હરામજાદાઓ ક્યાં છે ?"

"પાતાળમાં ? પાતાળમાં !" ચકિત સ્વરે સુદર્શને ઉત્તર આપ્યોઃ—"પાતાળમાં ઉતર્યા છે, આ દરવાજાની બાજૂમાજ એ પાતાળમાં ઉતરવાનો દરવાજો છે, એ પાતાળ ઘણુંજ ઉંડું અને ભયાનક છે ! સહજમાંજ તેમાં પ્રવેશી શકાય તેમ પણ નથી."

"સારૂં થયું !" સચકિત કંપિત કંઠે આવા શબ્દો ઉચ્ચારી, કિશોરસિંહ દરવાજા પાસેથી પાતાળના મુખ પાસે સરી આવ્યા. ત્યાર પછી ક્ષણવાર સુધી એમાંથી કોઇના મુખમાંથી એક શબ્દ પણ બહાર નીકળ્યો નહિ; અકસ્માત્ કોઇના રડવાનો અવાજ તેમને સંભળાયો. એ પવનના સપાટાનો અવાજ છે કે મનુષ્યના રડવાનો અવાજ છે, એ જાણવા માટે સુદર્શને પાતાળના દરવાજાપર કાન રાખીને સાંભ-

વ્યું; એ પરથી તે બરાબર સમજી શક્યો કે, મરણની વેદનાથી મનુષ્યના નિઃસ્શ્વાસની સાથે ભેં ભેં શબ્દનો ધ્વનિ બહાર નીકળી રહ્યો છે. થોડી વાર પછી કિશોરસિંહે સુદર્શનને પૂછ્યું:–" કેમ, શું સમજી શક્યો ?"

સુદર્શને જવાબમાં જણાવ્યું:–" હજી સુધી મર્યા નથી, ભેં ભેં કરી રહ્યા છે, હું બરાબર સાંભળી શક્યો છું કે, એ મનુષ્યનો જ અવાજ છે અને એ મનુષ્યો તે પેલા મારવાડીઓજ છે? કેમ, આપણે પણ નીચે ઉતરીશું કે ?"

"અવશ્ય, હમણાંને હમણાંજ !" ગભરાટની સાથે કિશોરસિંહે કહ્યું:–" અવશ્ય, હમણાંને હમણાંજ ! આવી હાલતમાં તેમને કોઇ પણ રીતે તરછોડી શકાય તેમ નથી. દુશ્મનો હોવા છતાં પણ તેમના તરફ દયા ખાવી, એ આપણી પહેલી ફરજ છે. આવા મરણથી ખરેખર પરિતાપ થાય છે. જો કે તેઓ વિશ્વાસઘાતક–દગાબાજો છે, પરમ શત્રુઓ છે, તથાપિ મનુષ્ય તો છે ને! મનુષ્યના મરણ વખતે તેના તરફ કઠોરતા દેખાડવી, એ કાપુરુષનું કાર્ય છે. આવી અવસ્થામાં અવહેલના કરવી, એ ખરેખર મોટા નિષ્ઠુરતું કામ છે ! મોટો અમાનુષિક વ્યાપાર છે! મારાથી એમ થવા દેવાશે નહિ, જો ઉપાય હોય, તો ચાલ, આપણે તેમને હજી પણ બચાવવાની કોશિશ કરીએ. ચાલ, જલ્દી ચાલ ! પણ અહીંથી નીચે ઉતરવાનો કોઇ સરળ માર્ગ છે ખરો કે ?"

સુદર્શને જવાબ આપ્યો:—" હા, રસ્તો છે ખરો, પણ તે ઘણો જ દુર્ગમ અને ખાડાખબડાવાળો છે. પહાડ કાપીને એ રસ્તો બનાવવામાં આવ્યો છે; પહાડપરજ એનાં પગથિયાં કોતરી કાઢવામાં આવ્યાં છે. સહજ ગફલત થતાં અથવા પગ લપસતાંજ, એકદમ પાતાળમાં ગબડી પડવું તેમ છે. અહીંથી લગભગ ચાળીસ હાથ ઉંડા ઉતરવું પડે તેમ છે. ત્યાં પણ બીજી આવીને આવીજ એક સાંકડી ગલી આવેલી છે. એ ગલીમાંથી પાછું આવાજ બીજા એક પાતાળમાં ઉતરી શકાય છે, એ વળી આના કરતાં પણ વધારે ઉંડું છે. ઓછામાં ઓછું તે અહીંથી એંશી નેઉ હાથ ઉંડું આવેલું છે. અભ્યાસ વિના અહીંથી ઉતરી શકાય તેમ નથી, કારણ કે, એથી કદાચ રસ્તો ભૂલી જવાય તો મરણને શરણ થયા સિવાય બીજો કાંઇ પણ ઇલાજજ નથી. સારૂં, હુંજ પહેલો ઉતરૂં છું."

પ્રભાત થયો હતો, છતાં પણ ગુહામાં ઘોર અંધકાર વ્યાપેલો હતો. સુદર્શન ધીમે ધીમે નીચે ઉતરવા લાગ્યો. સુદર્શનની પાછળ પાછળ તેનાં પગલાંના અવાજને અનુસરીને કિશોરસિંહ પણ ઉતરવા લાગ્યો. ઉતરતાં ઉતરતાં તેઓ બન્ને જણા છેવટે જે સ્થળે પેલા બન્ને માણસોનાં મુડદાં આળોટી રહ્યાં હતાં. તે સ્થળે આવી પહોંચ્યા. રમણચંદ્ર પડતાંની સાથેજ મરણવશ થયો હતો, માથાંની ખોપરીના ચૂરેચૂરા થઇ જવાથી તેનાં પ્રાણવાયુ અસ્થિપિંજરનો પરિત્યાગ કરીને શૂન્યમાં મળી ગયો હતો. તેના આખા શરીરમાંથી લોહીની ધારાઓ વહી રહી હતી. ભીમેશ્વરના ખોળિયામાં હજી સુધી જીવ હતો; તેનું શરીર ક્ષતવિક્ષત થઇને વિકૃત થઇ ગયું હતું; પરંતુ જીવ ગયો નહોતો. તે મૃત્યુના વિષમ વ્યાધિથી તરફડિયાં ખાતો વિકટ ચીતકારો કરતો હતો. કિશોરસિંહે તેની સમીપમાં આવી, પોતાનું નામ કહી તેને પરિચય આપ્યો. પહાડી સરદાર સુદર્શન તેને મળવા આવ્યો છે, એવી વાત પણ કહી સંભળાવી. ભીમેશ્વરે મુંજાઇ ને કેટલીક અસ્પષ્ટ વાતો કહી. ત્યાર પછી કિશોરસિંહને સંબોધીને ક્યારેક થોભીને ક્યારેક ઉંડા નિશ્વાસ મૂકીને, ક્યારેક હાંફી હાંફીને તે કહેવા લાગ્યો કેઃ— “ કિશોરસિંહ ! આવ્યા-છો-હું મરૂં છું-ઓહ-તમે-જાઉં છું-યમના-દરબારમાં—સદાને-માટે-જાઉં છું-મરતાં-પહેલાં-મને-મારૂં-દિલ-ખોલીને-એક-અગત્યની-વાત-કહેવા-દો. તમારા-કાનને-મારી-પાસે-લાવો. ઉહ ! તમે-દેવતા-રક્ષા-કરો-મંગલ-કરો. હા-છે, તે-લો-જે-તમે-તમે —તેથી-થશે-ઓહ ! તમે-સુદર્શન ! તમે-પણ પાસે-આવો-તમે પણ —સાંભળો-ખૂન, રાજા.-ઉહ !-હું-મારાં-કેટલાં કર્મનું-પ્રતિફળ-ભોગવું છું-તમે-તમે-આહ ! હજી પણ-પાસે—આવો, તમારા—કાન—પાસે —લાવો.” આમ કહેતાં કહેતાં પાપી ભીમેશ્વરે મૃત્યુ સમયે આ પ્રમાણે કિશોરસિંહની પાસે બીજી એક ભયાનક ગુપ્ત કથા વ્યક્ત કરી. કિશોરસિંહ ગંભીર વદને શ્રવણ કરી, અધિક ગંભીર ભાવ ધારણ કર્યો. વચ્ચે વચ્ચે તે કંપી પણ ઊઠયો. આ પહેલાં દીવાની અથવા ઉન્માદિનીના મુખેથી જે કાંઇ વ્યક્ત થયું હતું, તેની સાથે ભીમેશ્વરની વાત ઘણી ખરી મળતી આવી; અને એટલા માટે જ કિશોરસિંહ કંપી ઊઠયો. સુદર્શન સમસ્ત વ્યાપાર શ્રવણ કરી, મહા વિસ્મયથી, મહા આનંદથી, સ્તંભિત થઇ ઉભો રહ્યો. ભીમેશ્વરના મૃત્યુમાં હવે વિલંબ રહ્યો નથી, એ જોઇને, કિશોરસિંહે તેના મુખ ભણી મુખ

ફેરવી કરુણ વચને કહ્યું કેઃ—"ભીમેશ્વર! અહા! મારૂં બુરૂં કરવા આવતાં, આવી રીતે તમારા બન્નેના પ્રાણ નષ્ટ થયા છે, એ જોઇને મને ખરેખર ઘણીજ દિલગીરી થાય છે. ઇશ્વિર તમોને ક્ષમા કરો. હું અંગીકાર કરૂં છું કે, વખત આવ્યે તમારા દેહની હું સદ્ગતિ કરીશ."

ભીમેશ્વરનું પ્રાણપંખી ઉડી ગયું. કિશોરસિંહ આંખો લૂછી, ફરીવાર બન્ને મારવાડી બંધુઓના શબનો અગ્નિસંસ્કાર કરવાની પ્રતિજ્ઞા કરી, સુદર્શનની સાથે ગુહામાંથી ઉપર આવ્યો.

## એકવિંશ પ્રસંગ

### પરાજય

**वर्षा जलेषु कुमुदं कमलञ्च भग्नं**
**दृश्यौ न चात्र नवनु सम्प्रति चन्द्र सूर्यौं ।**
**अन्तरोधरान्धतमसेननभो विभागे**
**ग्रस्ते किमस्ति रजनीदिवस प्रभेदे ॥**

**दक्षयज्ञकाव्य ।**

**यच्चिन्तितं तदिह दुयगतंप्रयाति**
**यच्चेतसा न गनितं तदिहाभुखैभि ।**

ઉપાસમયેજ રાજા દીનવલ્લભસિંહ બસો પહાડી યોદ્ધાઓને પોતાની સાથે લઇને રાય રણધીરસિંહરાયના મહાલય ભણી રવાના થયો. ગુપ્ત માર્ગેથી જવાનો બંદોબસ્ત કરેલો હતો, એટલા માટે સઘળા ચૂપચાપ સાવધ થઇ ગયા હતા. યોદ્ધાઓની સાજસજ્જા અત્યંત સુંદર હતી. પહાડી યોદ્ધાઓનો મલવેશ, સુરવાળોનો વિચિત્ર પોશાક, બગલમાં ધનુષ્ય, પીઠપર ભાથા, હાથમાં ભાલા અને કમર પર ધારણ કરેલી તીક્ષ્ણ ધારવાળી તલ્વારો આદિ સર્વ એક પ્રકારની અપૂર્વ શોભાનો વિસ્તાર કરી રહ્યું હતું. આવા વેશમાં તે સઘળા યોદ્ધાઓ હારબંધ ગોઠવાઇને ચાલ્યા જતા હતા. આગળ આગળ રાજા દીનવલ્લભસિંહ પોતે સેનાપતિ થઇ ચાલતો હતો. પ્રથમજ જણાવવામાં આવ્યું છે કે, રાજાના મહાલયથી રાય રણધીરસિંહરાયનો મહાલય લગભગ પાંચેક ગાઉ દૂર આવેલો હતો; તેના અર્ધા માર્ગે દીનવલ્લભ-

સિંહનું સૈન્ય આવી પહોંચ્યું હતું. રાજા દીનવલ્લભના મનમાં અતુલ ઉત્સાહ હતો. ક્યાં શું થાય છે, મારવાડી બદમાશોએ એટલા બધા વિશ્વાસપાત્ર થઇને તેની સાથે કેવી દગાબાજી ચલાવી છે, એ બધી બાબતનાં તે કશું પણ જાણતો નહોતો. પૂર્ણ સાહસથી, પૂર્ણ ઉત્સાહથી, નિશ્ચિંત જય મળવાથી આશાથી તે પ્રફુલ્લિત થઈ ઊઠયો હતો. રાય રણધીરસિંહના અમોઘ નકશામાં બતાવ્યા મૂજબ ભીલરાજ મહાવીરના સૈન્યને વંટોળિયામાં ઉડતાં તણખલાંની પેઠે ઉડાવી દઇશ, એવા દૃઢ વિશ્વાસથી તેનું વદનમંડળ અત્યંત પ્રસન્ન બની ગયું હતું અને એ સાથે તેણે એક પ્રકારની અપૂર્વ લાલાશને ધારણ કરી લીધી હતી. સૈનિકોના તરફ વારંવાર કટાક્ષપાત કરીને તે નિર્ભય હૃદયે અધિક વિશ્વાસ ઉપજાવતો હતો, તેના મનમાં સંશય અથવા આશંકાનો લેશ માત્ર પણ ઉદય થતો નહોતો.

અરધો રસ્તો કપાઇ ચૂક્યો હતો; એવામાં એકાએક પહાડના ઉપરિભાગમાં વિકટ હુહુંકારથી ઘોરતર શૃંગધ્વનિ સંભળાયો. એ સાંભળીને સઘળા ચમકી ઉઠયા, સઘળાએ એક સાથે ઉંચી નજરે જોઇને પોતપોતાની તલ્વારની મુઠપર હાથ મૂક્યા. કોઇ પણ પ્રકારની પ્રતારણા અથવા દગાબાજી થઈ છે, શત્રુપક્ષે ગમે તે રીતે છૂપી બાતમી મેળવી લીધી છે. રણશીંગાનો અવાજ શત્રુપક્ષનો સંકેતધ્વનિ હોય એમ લાગે છે, એવો નિશ્ચય કરીને રાજા દીનવલ્લભ તેજ સ્થળે અશ્વ થોભાવી અનિમેષ નયને ઉર્દ્ધદિશામાં જોઇ રહ્યો. ફરીવાર એવોજ શૃંગધ્વનિ સંભળાયો. રાજાની સાથે બસો યોદ્ધાઓ એકી સાથે બસો તલ્વારોને મ્યાનમાંથી બહાર કાઢી ઉભા રહ્યા. તરતજ તેમને હુકમ ફરમાવવામાં આવ્યો. તરતજ બસો યોદ્ધાઓ બે હારમાં ગોઠવાઇ આગળ પાછળ ઉભા રહ્યા. બન્ને હારોના મોરચા બન્ને બાજૂના પહાડોના ઉપલા ભાગ ભણી રાખવામાં આવ્યા.

પરંતુ હવે એ સાવધતાનું શું પરિણામ આવી શકે? અકસ્માત્ ચારે દિશામાંથી સેંકડો સેંકડો પહાડી સૈનિકોએ ગર્જનાના ધ્વનિથી ઘેરાઇને, રણશીંગાના રવથી આખા પહાડી પ્રદેશને કંપાવી દીધો. યુદ્ધ આરંભાઇ ગયું. બન્ને પક્ષના વીસ પચીચ યોદ્ધાઓ મરતાંની સાથેજ રાજા દીનવલ્લભસિંહ એ અતિ રક્તપાત થતો અટકાવવાને લાચાર થયો. ભીલરાજ્યના બન્ને સહાદરો રણક્ષેત્રમાં સૈનાપતિ થઇ આવી પહોંચ્યા. યુદ્ધ કરીશ નહિ, એવું કહીને રાજા દીનવલ્લ-

ભસિંહે તેમની પાસે પોતાનાં હથિયાર છોડી દીધાં. તેના આજ્ઞાવાહક યોદ્ધાએ પણ હથિયારહીન થયા. મહાવીર અને રણવીર, પોતાના સૈન્યસહિત રાજા દીનવલ્લભસિંહને બંદિવાન બનાવી ચાલતા થયા. દસ્યુ સૈન્યની સાથે બસો નિરસ્ત્ર અનુચરો લઇને રાજા દીનવલ્લભ નીચે મ્હોંએ ચાલવા લાગ્યો.

આટલીવાર પછી, રાજા દીનવલ્લભસિંહના મનમાં સંશયનો ઉદય થયો; ભીમેશ્વરપરજ તેને સંશય પેદા થયો. આ સઘળી બાતમીઓ તો બીજું કોઇ જાણતું નહોતું. રાય રણધીરસિંહરાયે કેવો નકશો તૈયાર કર્યો હતો અને કયે રસ્તેથી યુદ્ધ થવાનું હતું, તથા કયે સમયે યુદ્ધ માટે બહાર નીકળી પડવાનું હતું, એ બધી વાતો કેવળ ભીમેશ્વર એકલોજ જાણતો હતો, ભીમેશ્વરેજ શત્રુપક્ષને આ સઘળી બાતમીઓ આપી દીધી છે અને એનીજ વિશ્વાસઘાતકતાથી અકસ્માત આવું પરિણામ આવ્યું છે. ગુપ્ત કારસ્થાન ધીમે ધીમે અત્યંત પ્રબળ થઇ પડયું છે. વિશ્વાસઘાતક મારવાડી હજી પણ અનેક ભયંકર અનર્થો ઉપસ્થિત કરશે. રાજા દીનલ્લભસિંહે તેને પોતાની ગુપ્ત ગુફામાં મોકલ્યો છે, તેનો સોબતી રમણચંદ્ર પણ તેની સાથે ગયો છે. તેઓ કાળું કાવત્રું કરીને ત્યાંના પહાડી સૈનિકોને નાબૂદ કરી નાખશે, અને ત્યાંજ વધારે માણસો વસે છે, એથી તેઓ જો કદાચ આફતમાં આવી પડશે, તો રણધીરસિંહરાયનો બચાવ કદાપિ થઇ શકશે નહિ. માત્ર થોડુંક લશ્કર લઇને. તેઓ એકલા આટલા મોટા બે વૈરીપક્ષ ટોળાંઓને કદાપિ અટકાવી શકશે નહિ. અવસ્ય તેઓ શત્રુના હાથમાં કેદ થશે અથવા જીવથી માર્યા જશે. પછી પરિણામ શું આવશે ? દુર્દાન્ત ભૂપસિંહ અને દસ્યુ સૈનિકો રણવિજયી થઇને રાક્ષસની પેઠે નૃશંસાચારથી લૂટફાટ ચલાવશે, પ્રજાને પાયમાલ કરશે, ભયંકર હાહાકાર મચાવી મૂકશે, કુળલલનાઓની કીર્ત્તિને ધૂળમાં મેળવશે અને ગાય આદિ પવિત્ર પ્રાણીઓની કત્લ ચલાવશે. હાય? હાય ! એ સઘળાં ભીષણ દશ્યો શી રીતે જોઈ શકાશે ? અવિચારી અને દયાહીન રાજા જ્યારે વિજયવાન થાય છે, ત્યારે તેનું પરિણામ અહર્નિશ અનિષ્ટજ આવે છે. કેટલાક કાપુરુષ રાજાઓ અને વીર્યહીન કર્મચારીઓ બિચારી રાંકડી રૈયતની સ્વતંત્રતાને નષ્ટ કરી, તેના સર્વ હક્કોને સ્વાહા કરી અંતે તેનાપર હથિયાર ચલાવવાનું ઘોરતમ ઘાતકીપણું ગુજારે છે, એ પૈકીનો આ એક રાજા ભૂપસિંહ

પણ છે. હાય ! એ જાલિમ રાક્ષસ દેશની કેવી દુર્દશા કરશે ? રાય રણધીરસિંહરાય અને રાજા દીનવલ્લભસિંહની જાગીરને એકી સાથે હજમ કરશે; કોઇ પણ વ્યક્તિ એ દુરાત્માઓને અટકાવી શકશે નહિ; અલ્પ સમયમાંજ સમસ્ત ધ્વંસ થઇ જશે. આ સઘળી ઇચ્છાઓ રાજા દીનવલ્લભના મનમાં હવે સળગતા હુતાશનની પેઠે પ્રબળ થવા લાગી. તેના પરાજિત યોદ્ધાઓ પણ ગંભીરવદને વિષણ્ણ થઇને, આ સકળ ભયંકર પરિણામનો વિચાર કરતા કરતા ચાલવા લાગ્યા; પરંતુ તેઓ એકદમ આશાનો પરિત્યાગ કરી શક્યા નહિ. વખત આવ્યે, બદલો વાળવાની કોશિશ કરીશું; એવી એવી આશાઓ તેમના મન-માંને મનમાંજ જાગવા લાગી. પણ અત્યારે તો તેઓ સઘળા શત્રુ-પક્ષના કારસ્થાનથી બંદિવાન બની ગયા.

આ તરફ રાય રણધીરસિંહરાય પુત્રસહિત રણસજ્જા કરીને બહાર નીકળતો હતો, તેના યોદ્ધાઓ જયધ્વનિ કરીને, વિજયસૂચક વાવટા ફરકાવીને, રણોલ્લાસથી આગળ વધતા હતા. સુંદરી સુશીલા એજ સમયે મહાલયની અગાસીપર ચડી હતી. ધાત્રી કમલા અને ચાર પાંચ સખીઓ તેની સાથે રહી હતી. સુશીલા સુંદરી ક્ષત્રિયકુમારી હતી; યુદ્ધમાં તેને ભય નહોતો; પિતા ભ્રાતા યુદ્ધમાં જાય છે, તેઓ શત્રુવિજયી થઇને ગૌરવસહિત ગૃહ તરફ પાછા ફરશે, એવા ઉત્સા-હથી એ બાલિકા સમુજ્વલ નયને રણભૂમિ ભણી જોઇ રહી હતી. સૈન્યનું એક દળ આ તરફથી જતું હતું; અને એક દળ પેલી તર-ફથી આવતું હતું. એ જોઇને સુશીલાએ, આનંદથી તેની સખી-ઓને કહ્યું કેઃ—

“ રાજા દીનવલ્લભસિંહનું સૈન્ય આવે છે, તે મારા પિતાને સહાયતા કરશે અને એથી શત્રુપક્ષ અવશ્ય હારી જશે. ”

સખીઓ પણ આનંદ પ્રકટ કરતી હતી. જોતજોતામાં સ્હામેના યોદ્ધાઓ છેક નજીકમાં આવી પહોંચ્યા. રાય રણધીરસિંહે પણ ધાર્યું હતું કે, રાજા દીનવલ્લભસિંહનું સૈન્ય આવે છે, કુમાર વરુણસિંહને પણ આશા હતી કે, તેનુંજ સૈન્ય આવે છે, કુમારી સુશીલા પણ અગાસીપર એવી જ આશાથી ઉલ્લાસિત થઇ રહી હતી. પરંતુ અકસ્માત્ એ આશા પલટાઇ ગઈ. પ્રતાપશાલી દસ્યુ સહોદરો એક હજાર યોદ્ધાઓ લઇને થોડેક દૂર રહી રણશીંગાનો અવાજ કરવા લાગ્યા. વરુણસિંહે એકદમ અશ્વ દોડાવી શત્રુ સૈન્ય જોઇ, એકદમ

પાછા આવી, પિતાને એ વિપત્તિની વાર્ત્તા જણાવી. મહાવીર અને રણવીર હજાર સૈનિકો લઇને આવી પહોંચ્યા છે અને રાજા દીનવલ્લભસિંહ સૈન્યસહિત તેનો બંદિવાન બની ગયો છે.

રાય રણધીરસિંહે સહજ ચિંતાતુર થઇને પુત્રને કહ્યું કેઃ—"જે થવાનું હશે તે થશે. ઇશ્વર જો રક્ષા કરશે, તો કોઇનાથી નષ્ટ કરી શકાશે નહિ. યુદ્ધ કરવુંજ પડશે. જીવજાનથી બચાવ કરવાની ફરજ છે." અસ્ત્રધારી પ્રજામંડળીને પણ તેણે આવાં ઉત્સાહનાં વચનોથી ઉત્સાહિત કરી. તેમણે પણ ઉત્સાહિત થઇને ભોં ભોં શબ્દે રણશીંગું બજાવ્યું.

શત્રુપક્ષ સમીપમાં આવી લાગ્યો. નજીકના એક પહોળા મેદાનમાં સૈન્ય સહિત રાજા દીનવલ્લભને કેદ રાખીને મહાવીરે પોતે તેમના પહેરા માટે એક સો હથિયારબંધ પહાડી પહેલવાનોને નીમી દીધા. હથિયાર વગરના બસો માણસોની દેખરેખ માટે એક સો હથિયારબંધ પ્રહરીઓ પૂરતા છે, એવો બંદોબસ્ત કરીને મહાવીર બાકીના નવસો યોદ્ધાઓની સાથે આગળ વધવા લાગ્યો. બીજી બાજૂએથી રાજા ભૂપસિંહનું દળબળ પણ આવી મળ્યું, એકી સાથે મહા ચીત્કારથી જયધ્વનિ, શૃંગધ્વનિ, અને અસ્ત્રધ્વનિ ઉત્પન્ન થઇને આકાશ માર્ગને કંપાવવા લાગ્યા. અગાસીપર બેઠેલી સુશીલાના હૃદયમાં એ જોઇને કંપારી છૂટવા લાગી.

બન્ને પક્ષ સ્હામસ્હામા આવી ઉભા રહ્યા. ઘોરતમ યુદ્ધ આરંભાઈ ગયું. લાકડીઓ, તીરો, ભાલાઓ, તલ્વારો અને સર્વે પ્રકારનાં અસ્ત્રો રણ—રંગભૂમિમાં રક્તક્રીડા કરીને સપાટાબંધ ચોમેર ફરવા લાગ્યાં. અશ્વારોહીઓએ અશ્વ સહિત મંડળાકારમાં ફરવા માંડ્યું. મારામારી કાપાકાપી અને ખૂનરેજી પૂર જોશમાં ચાલવા લાગી. 'મરવું અને કાં મારવું' એ વ્રતને સર્વે સૈનિકોએ દઢતાથી ધારણ કરી લીધું. રાય રણધીરસિંહ રાયના યોદ્ધાઓએ આ યુદ્ધમાં અતુલ સાહસથી વિલક્ષણ વીરતત્વ દર્શાવ્યું; વૈરીપક્ષનાં અનેક માણસો તેમના હાથથી માર્યા ગયાં; કપાઈ ગયાં; પરંતુ તેઓ સંખ્યામાં ઓછા હતા; શત્રુ પક્ષ સૈન્યમાં પ્રબળ હતો, એથી થોડાં માણસો ઝાઝાં માણસોની સાથે વધારેવાર ઝઝુમી શક્યાં નહિ. રાય મહાશયનો દુર્બળ પક્ષ અવસન્ન થઈ જવા આવ્યો, અને તેણે માલિકને માટે પ્રાણ આપ્યા, કોઇ કોઈ પુરુષોએ રણમાં ભંગ કરી પલાયન કરવાની તૈયારી કરી.

રાજા ભૂપસિંહ પોતે રણભૂમિમાં આવી હાજર થયો હતો; તેના નૃશંસ યોદ્ધાએ તેના ઉપદેશથી દયા માયાને બિલ્કુલ ભૂલી ગયા હતા; દસ્યુ સહોદરનું દસ્યુદળ પણ પાષાણથી અધિક કઠિન બની ગયું હતું. કોઈના હૃદયમાં દયા માયા કે મમતાનો અંશ માત્ર પણ રહ્યો નહોતો, બળહીન પરાજિત પ્રાણીઓ, જે દિશામાં જ્યાં આશ્રમ લેવા જતાં હતાં, નિર્દય નરઘાતક રાક્ષસો તે દિશામાં તેજ સ્થાનમાં બમણા ઉત્સાહથી બમણું બલિદાન આપવા લાગ્યા. લગભગ બધું ફના થવા આવ્યું.

જનપ્રવાહની અંદર સુશીલા હજી સુધી પણ તેના પિતા અને ભ્રાતાના ઉષ્ણીષ ( ફેંટા ) ને જોઇ શકતી હતી; વૈરી પક્ષે વિજય-ઉલ્લાસથી ઉન્મત્ત થઇને, જ્યારે બમણા ઉત્સાહથી બલિદાન આપવા માંડ્યું. ત્યારે સુશીલા તે બન્ને પ્રિય ઉષ્ણીષોને જોઇ શકી નહિ. નિરાશાથી એ બાલિકાની આંખોમાંથી ચોધારાં આંસુ વહેવા લાગ્યાં, તેનું વક્ષઃસ્થળ થરથર કંપવા લાગ્યું, ત્યારે શું તેઓ હવે આ અવનિમાંથી વિદાય થયા છે. દુર્જનોએ ત્યારે શું પિતા પુત્રને પ્રાણથી મારી નાખ્યા છે ? આવી ભાવના ત્યારે અગ્નિ સમાન થઇને બાલિકાના કોમળ હૃદયને ક્ષણે ક્ષણે દગ્ધ કરવા લાગી. નિર્દય નર-પિશાચો હજી સુધી મરણીયા થઇને મનુષ્ય કાપી રહ્યા હતા. જેઓ શરણાગત થઇને પ્રાણભિક્ષા માગતા હતા, તેમને ઉલટી અધિક યાતના આપીને મરણ વશ કરતા હતા. આવો હત્યાકાંડ ચાલતો હતો, જયધ્વનિનો હુંકાર સંભળાતો હતો, વિજયઘોષક રણભેરી નિનાદિત થતાં હતાં, આ પક્ષનાં સઘળાં માણસો ખલાસ થઈ જવા આવ્યાં હતાં, એ સમયે સુશીલાની નજરે ફરીવાર પેલાં બન્ને ઉષ્ણીષો પ્રતિફલિત થયાં; ફરીવાર તેના મનમાં આશ્વાસન આવ્યું. તેઓ બચી ગયા છે, શત્રુઓએ તેમના પ્રાણ લીધા નથી, વિજયી શત્રુઓની વચ્ચે આવી તેઓ અત્યારે તેમના બંદિવાન બન્યા છે. પરંતુ કોના હાથમાં બંદિવાન્ બન્યા છે ? જેઓ દયા માયાને જાણતા નથી, મનુષ્યત્વનું જેનામાં નામ માત્ર પણ નથી, હિંસક પશુ કરતાં પણ જેઓ અધમ છે, તેવા જીવતા જાગતા જલ્લાદારોના હાથમાં હાય ! હવે તેમનું શું થશે ? તેમને કોણ બચાવશે ? " સ્નેહથી કરુણ થયેલી પિતૃવત્સલા બાલાએ આવા આવા અનેક વિચારો કરીને એક ઉંડો નિઃશ્વાસ નાંખ્યો. ઘુંટણમંડિએ બેસી, ઉંચી નજર કરી હાથ

જોડી તેણે વિપદ્દભંજન ભગવાનનું સ્મરણ કર્યું. પુનઃ હૃદયમાં આશા આવીને પ્રદીપ્ત થઇ. ત્યારે શું હવે રક્ષાનો કાંઇ ઉપાયજ નથી? બીજી કોઇ પણ બાજૂએથી સહાયતા આવવાની કાંઇ સંભાવનાજ નથી? વિશ્વાસઘાતકોનું ગુપ્ત ચક્ર શું સર્વત્ર વ્યાપી ગયું છે? કોઈ શું રક્ષા કરવા આવે તેમ નથી? અવશ્ય આવશે. ઇશ્વર લાવી આપશે. આવા મધુર આશ્વાસનથી પ્રસન્નમુખી થઇને સુશીલા એ અગાસીપરથી નીચે ઉતરી, રાજા દીનવલ્લભના મહાલય ભણી જોઇ રહી.

---

## દ્વાવિંશ પ્રસંગ

### વિજય

" દુઃખોકી ગરજ ક્યોં ન ધરતી હિલાવે;
લગાતાર કિતને કલેજે કપાવે;
વિપતપર વિપત ક્યોં ન આંખે દિખાવે;
બિગડ કાલહી સામને ક્યોં ન આવે?
કભી સૂરમેં હૈં ન જીવન ગંવાતે;
બલાયેં ઉડાતે હૈં ચુટકી બજાવે."

હરિઔધ.

---

નંવીન સૈન્ય આવતું હતું. અગાસીપર બેસીને સુશીલા જોઈ રહી હતી. રણક્ષેત્રમાંના રણવિજયી પુરૂષોને જોઈ રહી હતી; દક્ષિણ દિશામાંથી પતાકા ફરકાવીને, યુદ્ધ સજ્જાથી શણગારાયલું એક સૈન્ય મંડળ આગળ વધી રહ્યું હતું, મિત્રપક્ષ કે શત્રુપક્ષનું એ સૈન્ય છે, એનો કોઇનાથી પણ કશો નિર્ધાર થઇ શકતો નહોતો. સર્વજનો એકી નજરે તેના તરફ જોઇ રહ્યા હતા.

વિજયી સૈનિકો સતૃષ્ણ નયને રાય રણધીરસિંહ રાયના મહાલયનું અવલોકન કરતા હતા. તેમની ઇચ્છા એવી હતી કે, હુકમ મળતાંની સાથેજ મહાલયમાં લૂટફાટ ચલાવવી અને અંતે મહાલયને બાળી ભસ્મીભૂત કરી નાખવો, મહાવીર અને રણવીર તેમને આશ્વાસન આપી ક્ષાન્ત કરી કહી રહ્યા હતા કે:–" આ સર્વ નવીન સૈન્ય જો

આપણા મિત્ર પક્ષનું હશે, તો તો જાણે કાંઈ અડચણજ નહિ આવે; પરંતુ જો શત્રુ પક્ષનું હશે, તો તેને આંખોના પલકારો થતાંની સાથેજ આપણે નષ્ટ કરી નાખવું પડશે, યમાલયમાં મોકલી આપવું પડશે. બસ, ત્યાર પછી આપણે મરજી મુજબ લૂટફાટ કરીશું; રાજા દીનવલ્લભ તથા રાય રણધીરસિંહના રાજ્યને પાયમાલ કરીશું."

એવામાં અચાનક રણશિંગું વાગી ઉઠ્યું. બન્ને પક્ષમાં મહા ઉત્સાહથી રણશીંગાનો ધ્વનિ થવા લાગ્યો. સુશીલાસુંદરી મનના આવેગથી, આનંદથી નિરાનંદથી, સંશયથી, વિશ્વાસથી, નવીન આવનાર સૈન્ય ભણી જોયા કરતી હતી અને એ સાથે પોતાની સખીઓને સંબોધીને કહેતા હતી કેઃ—

"જૂઓ સખીઓ! આ યોદ્ધાઓ આ તરફજ આવતા જણાય છે. પરંતુ એ આપણા પક્ષના છે. કે શત્રુ પક્ષના છે એ સંબંધમાં કશો પણ નિશ્ચય કરી શકાતો નથી. ભગવાન કરે ને તેઓ આપણા પક્ષના નીકળે, તો કેવું સારૂં થાય! બ્હેનો! મારૂં અંતર મને વારંવાર કહ્યા કરે છે કે, તેઓ આપણાજ પક્ષના છે અને ખરી અણીની વેળાએ ભગવાને તેમને આપણી સહાયતા માટે મોકલી આપ્યો છે.

શ્વેતરંગના અશ્વપર બેઠેલો બખ્તરથી આખા શરીરને આચ્છાદિત કરેલો એક મહા તેજસ્વી વીર પુરુષ આગળ આવતો હતો અને તેની પાછળ આઠસો સુશિક્ષિત સૈનિકો પ્રબળ વેગ પૂર્વક ચાલ્યા આવતા હતા. આટલું અલ્પ સૈન્ય લઇને આવા ઘોરતમ રણ સંગ્રામમાં ઉપસ્થિત થવાનું, આવું અપૂર્વ સાહસ કોણ કરી રહ્યો છે?" સઘળા પરસ્પર આ પ્રમાણે ચર્ચા ચલાવવા લાગ્યા, સહુની આંખો એ દિશામાં ચંચળતાસહિત જોઇ રહી, જોત જોતામાં નવીન સેનાદળે સન્મુખમાં આવી દર્શન દીધાં. મહાવીરે જોયું કે, પોતાનું સૈન્ય આવ્યું નથી, પરાયુ સૈન્ય આવ્યું છે. તરતજ તેણે રણશીંગાનો ધ્વનિ કરી વીરજનોને યુદ્ધાર્થે તૈયાર થવા માટે સંકેત કર્યો. સૈનિકો પણ ઈશારો થતાંની સાથેજ તૈયાર થઈ ગયા. બખ્તર વાળો નવીન સેનાપતિ કોણ છે, એનો નિશ્ચય દૂરથી કોઇ કરી શકતું નહોતું; પરંતુ નજીકમાં આવવા છતાં પણ કોઇનાથી એ સંબંધમાં કશો નિર્ધાર થઇ શક્યો નહિ.

ભીમ યુદ્ધ શરૂ થયું. ઉભય પક્ષનાં રણવાદ્યો શૃંગધ્વનિ અને વિરાટ ગર્જનાઓથી રણભૂમિનો વાયુ વિકંપિત થઇ ઉઠયો. ભીલરાજના અને આનંદરાજના સંમિલિત સૈન્યો થોડીવાર પહેલાં વિજય

મળવાથી ઉલ્લાસિત થયા હતા. મુઠ્ઠીભર નવીન સૈન્યને સ્હામું આવેલું જોઇને તેઓએ મહા દંભ પૂર્વક તેને ઘેરી લીધું. રણવીર રણોન્મત્ત થઇને વર્માવૃત્ત સેનાપતિની સ્હામો થયો. બન્ને પક્ષની વચ્ચે અસ્ત્ર શસ્ત્રથી મહા ઘનઘોર યુદ્ધ વ્યાપી ગયું. રણવીરે કૂદકો મારી ગર્જના કરી નવીન સેનાપતિનું મસ્તક તાકી તલ્વારનો પ્રહાર કર્યો સેનાપતિએ અશ્વ સહિત એક ચક્કર ખાઇ રણવીરના વારને ખાલી કરી સુવિશાળ ઢાલપર ઝીલી લીધો અને ત્યાર પછી તરતજ પોતાની તલ્વારના પ્રહારથી તે વીરનરે તેને દશ હાથ દુર ફેંકી દીધો. અશ્વ સહિત ગબડી પડવાથી રણવીરના મુખમાંથી લોહીની છોળો બહાર નીકળવા લાગી. રણવીર બેભાન બની ગયો. મહાવીર એથી અત્યંત ક્રોધિત થઇને આગળ વધ્યો. ગુપ્ત સેનાપતિની સાથે તલ્વાર ચલાવવામાં વારંવાર નિષ્ફળ નિવડવા છતાં પણ તે તેના હાથમાંની તલ્વાર ખેંચી લેવાનાં યત્નમાં પ્રવૃત થયો. સેનાપતિએ એ દરમ્યાન અશ્વ ફેરવીને મહાવીરના મસ્તકપર જોરથી તલ્વારનો એક સખ્ત આઘાત કર્યો. મહાવીર એ આઘાતથી અજ્ઞાન થઇને અશ્વપરથી ભૂમિપર ગબડી પડયો. ઉભય સહોદરોની આવી હાલત જોઇને તેમનાં ટોળાના સૈનિકો આમતેમ પલાયન કરવા લાગ્યા. નવીન આવેલા સૈનિકોએ તેમની પાછળ પડીને, બેધડક તલ્વાર ચલાવવા માંડી. સેનાપતિએ ગંભીર ગર્જના સહિત હુકમ ફરમાવ્યો કેઃ–" જેઓ પ્રાણ જવાના ભયથી પલાયન કરી રહ્યા છે, તેમને પ્રાણથી મારશો નહિ; આઘાત પણ કરશો નહિ, જેથી કરીને ભૂપસિંહ ન્હાસી ન શકે, તેની કોશિશ કરો, તેને પકડીને કેદ કરો. બનતાં સૂધી તેના પર પણ હથિયાર ચલાવશો નહિ. હથિયારહીન મનુષ્યના શરીરપર હથિયાર ઉઠાવવાં એ કેવળકાપુરુષોનું કર્ત્તવ્ય છે ! "

રાજા ભૂપસિંહે પલાયન કર્યું. રણવિજયી સૈનિકો ઘણે દૂર સુધી પાછળ પડવા છતાં પણ તેને પકડી શક્યા નહિ. તેણે વાંકે રસ્તે અશ્વ દોડાવી સુરંગપૂર ભણી પ્રસ્થાન કર્યું. મહાવીર, રણવીર અને લગભગ હજારેક સૈનિકો બંદિવાન બન્યા બન્ને પક્ષે આ યુદ્ધમાં ઘણાં જ અલ્પ મનુષ્યોના પ્રાણ ગુમાવ્યા. યુદ્ધ સમાપ્ત થયા પછી જાહિર થયું કે, બખ્તરવાળો અશ્વારોહી સેનાપતિ, બીજો કોઇ નહિ, પરંતુ આપણો મહા ક્લેશસહિષ્ણુ, ગુપ્તવેશી સેનાનાયક વીરવર કિશોરસિંહજ હતો.

લગભગ રક્તપાત કર્યા વિનાજ કિશોરસિંહે સંભ્રમસહિત વિજય પ્રાપ્ત કર્યો. તેણે ગૌરવસહિત સૈનિકોને સાધુવાદ આપીને, જ્યાં રાજા

દીનવલ્લભસિંહ, રાય રણધીરસિંહરાય, કુમાર વરુણસિંહ અને બીજા કેટલાક વીર પુરુષો બંદિવાન બન્યા હતા, તે તરફ ગમન કર્યું. મહાવીરે જે સ્થળે સઘળા હથિયારબંધ પ્રહરીઓને પહેરો ભરવા રાખ્યા હતા, તેઓ રણવિજયી સેનાપતિને પોતાના તરફ આવતો જોઇને ચારે તરફ ન્હાસી ગયા. કિશોરસિંહે પોતાના આત્મીયજનોને મુક્ત કરીને મહાલયમાં પ્રવેશ કર્યો. કુમારી સુશીલાએ પ્રફુલ્લવદને શિખર પરથી ઉતરી આવીને પિતા, ભ્રાતા અને સ્વજનોને અભિવાદન આપ્યું. પોતાના રક્ષાકર્ત્તા તથા યુદ્ધના રક્ષાકર્ત્તા તરીકે કિશોરસિંહને પરમ આદરથી અનેકાનેક સાધુવાદ આપ્યા. શોકાભિનયનના અવસાન પછી સર્વનાં વદનપર આનંદનાં ચિન્હો દેખાવા લાગ્યાં.

ચાલૂ યુદ્ધમાં ઘાયલ અથવા નાઘાયલ હાલતમાં જેઓ બંદી બન્યા હતા, તેમને કાળજીપૂર્વક રણધીરસિંહરાયના મકાનમાં લાવીને, યોગ્ય સ્થાન આપવામાં આવ્યું. મહાવીર તથા રણવીરને એક મોટા સ્વચ્છ ઓરડામાં રાખીને, તેમના માનમર્તબા મુજબ સેવા ચાકરીનો બંદોબસ્ત કરવામાં આવ્યો. પરંતુ તેઓ એવા માનસંભ્રમ અને સત્કારથી સંતુષ્ટ થયા નહિ; કોને કઇ વેળાયે બરાબર સજા કરી શકાશે, એવી અધમ કલ્પનાને અંતરમાં સ્થાન આપી, તેઓ આખો દિવસ વૈરાનલથી દગ્ધ થવા લાગ્યા. કોઇની સાથે સારી રીતે બે ચાર વાતો પણ તેમણે કરી નહિ; મ્હોં ઊંચું કરીને કોઇના તરફ પ્રસન્ન નજરથી જોયું પણ નહિ.

ભંડારી મહારાજ અને શાંતિપ્રસાદ બ્રાહ્મણ આ પહેલાં દસ્યુદ્વારા ભીલદુર્ગમાં બંદી બન્યા હતા, કિશોરસિંહે ત્યાં આગળ માણસ મોકલીને, તેમને મુક્ત કરાવી બોલાવી લીધા. એ પ્રહરના અવકાશમાં તો આ સમસ્ત કાંડ અને સમસ્ત બંદોબસ્ત સમાપ્ત થઇ ગયો. બે પ્રહર પછી, મિત્ર રાજાઓ પોતપોતાના ઇલાકાના સૈન્ય સામંતો સહિત રણધીરસિંહરાયના મકાનમાં આવી એકઠા થયા. કિશોરસિંહના અપરિસીમ બળ પરાક્રમ અને રણવિજયના પરિચયથી સહુએ સાનંદ ચિત્તે ભૂયસી પ્રશંસા કરી: તેને સ્નેહસહિત સઘળા ભેટી પડયા. એકત્ર થયેલા રાજાઓએ રાત્રે સલાહ કરી કે, આ યુદ્ધજ છેવટનું યુદ્ધ નથી, હજી પણ રક્તપાત થવાનો સંભવ છે, એટલા માટે આપણે સહુએ તેને માટે પૂરતી તૈયારી કરી રાખવાની જરૂર છે."

---

## ત્રયોવિંશ પ્રસંગ

### અલંકાર-આકર્ષણ

" મુકદ્દર અમારામાં લખાવ્યા જુલ્મના લીટા?
વફાદારી હમારી છે! છતાં દુનિયા દીવાની છે!
અમે રહેતા ગુલિસ્તાને! ઘણાં ફૂલો અમે પેખ્યાં!
છતાં યે એક ના ચૂમ્યૂં! અજબ ખેલો નસીબાના!
જવાંમર્દી અમારી સૌ ખતમ થઇ ગઇ જુવાનીમાં!
રહી બાકી ઘણી થોડી! ગમીમાં એ જવાની છે!
રહ્યો બેદાદ દુનિયામાં! તજી આલમ અહીં ભટકું!
કુદરતી શહેનશાહત આ! પરી એ નેક ઇન્સાફી!"

સાગર.

રાજા ભૂપસિંહ સુરંગપૂરમાં આવી પહોંચ્યો હતો; રાજપ્રતિનિધિઓની સાથે તે જાલિમ નરરાક્ષસ અનેક પ્રકારની સલાહ મસલત ચલાવતો હતો. કિશોરસિંહના હાથથી થયેલો પરાજય અનેક સૈનિકોનો થયેલો વિનાશ, રણધીરસિંહરાયની મુક્તિ અને રાજા દીનવલ્લભસિંહનો ઉદ્ધાર આદિ સર્વ ઘટનાઓ, તેના હૃદયથી સહન થઇ શકી નહિ, તેણે ફરીવાર નવીન યુદ્ધનો નિશ્ચય કર્યો. ખરૂં કહેવામાં આવે તો નવીન રાજપ્રતિનિધિઓ તે સમયે રાજા ભૂપસિંહના હાથનાં રમકડાં જેવા બની ગયા હતા અને તે જેમ નચાવે તેમ નાચાતા હતા. ફરીવાર યુદ્ધનો પયગામ બહાર પડયો; ફરીવાર સૈન્યનો સંગ્રહ કરવામાં આવ્યો; પ્રતિનિધિઓ સૈન્યસહિત સુસજ્જિત થઇને યુદ્ધાર્થે રવાના થયા. એક પક્ષની વચ્ચેજ બેવાર યુદ્ધ થયું. બન્ને યુદ્ધોમાં રાજસૈન્યનો પરાજય થયો, વીરકેસરી કિશોરસિંહનો વિજય થયો. કેટલાક રાજસૈનિકો માર્યા ગયા, કેટલાક ઘાયલ થયા, કેટલાક નિરાશ થઇને રાજધાની ભણી પાછા ચાલ્યા ગયા. સેનાપતિઓ ઘણાજ શરમિંદા થયા, કેવળ શરમિંદા થયા, એટલુંજ નહિ, પરંતુ પોતાની ઇજ્જત આબરૂને પણ આફતમાં આવી પડેલી માનવા લાગ્યા.

આ તરફ રાજ્યનો ખજાનો ખાલી થયો, રાજદુર્ગ સૈન્ય શૂન્ય થયો. ફરીવાર યુદ્ધની તૈયારી કરવાનું કાર્ય બિલ્કુલ મુસ્કેલ થઇ પડયું.

રાજા ભૂપસિંહે સલાહ કરીને, પ્રજાજનો પર એક પ્રકારનો નવીન રણ-કર નાખવાનો બંદોબસ્ત કર્યો, પ્રજાજનો પ્રથમથીજ અસંતુષ્ટ હતા, નવો કર આપવામાં અસમ્મત થઇને, તેઓ છૂપી રીતે બળવાનાં લક્ષણો દેખાડવા માંડયા. નવો કર ચાલ્યો નહિ. પ્રતિનિધિઓ ચિંતાતુર થયા. રાજા ભૂપસિંહ પૂરી આફતમાં આવી પડયો; તેની વિરુદ્ધમાં નિત્ય નવાં નવાં કારસ્થાનો રચાવા લાગ્યાં. તે શયતાન પણ નવીન નવીન તરકટો ખોળવા લાગ્યો. તેણે રાજપ્રતિનિધિઓને બીજી એક નવી સલાહ આપી. શહેરની સઘળી સ્ત્રીઓ, કન્યાઓ અને વૃદ્ધાઓના અલંકાર લઇને યુદ્ધનો ખર્ચ ચલાવવાનો તેણે એક સહેલો ઇલાજ બતાવી આપ્યો. જો કોઈ એમાં કાંઈ વાંધો ઉઠાવે, તો યુવતીઓ અને કન્યાઓ પકડી લાવીને કેદ કરવામાં આવશે, એવો ભય દેખાડયો; અથવા એકાદ બે કન્યાઓને પકડી લાવવાથી બધી પંચાત મટી જશે, એવું સૂચવી દીધું.

એ સલાહજ નક્કી થઇ. સાત આઠ પ્રહરીઓ લઇને એક કર ઉઘરાવનાર ગુમાસ્તો, મહોલ્લે મહોલ્લામાં કન્યાઓને પકડવા માટે બહાર નીકળ્યો. ચારે તરફ ખળભળાટ મચી ગયો. એકી સાથે સઘળા લોકો ઉશ્કેરાઇ ઉઠયા, બહારના યુદ્ધની વાત તો દૂર રહી; પરંતુ આ વિષમ યુદ્ધને અટકાવવાનું કાર્ય અનિવાર્ય થઇ પડ્યું. રાજા ભૂપસિંહ સહજમાંજ શાંત થાય, એવો માણસ નહોતો; તેણે ગુપ્ત કૌશલ્યથી લગભગ વીસેક કન્યાઓને પકડી લાવીને, રાજમહાલયના દુર્ગમાં બંદિની બનાવી. ગૃહસ્થ લોકો નવીન રાજપ્રતિનિધિઓના મંડળ પ્રત્યે અધિક વિદ્વેષ ભાવ દેખાડવા લાગ્યા.

એક દિવસ રાત્રે સદાશિવ ભાટે પોતાનું વીણાયંત્ર લઇને ગાન શરૂ કર્યું હતું, કુમારી લલિતપ્રભા નજીકમાં બેસી એકમને મધુર સંગીત શ્રવણ કરતી હતી. એવામાં એકાએક સદર દરવાજાપર જોરથી આઘાત થવા લાગ્યા. સદાશિવ ભાટ ચમકીને વીણાયંત્રને બાજૂપર મૂકી, કાન માંડી, તે શબ્દને સાંભળવા લાગ્યો. વારંવાર આઘાત થવા લાગ્યો. અને એની સાથે સાથે ચાર પાંચ માણસોનો ઉંચો અવાજ પણ સંભળાવા લાગ્યો.

ગભરાટથી હાથમાં દીવો ઝાલી લલિતપ્રભા ઉઠી ઉભી થઇ અને સદાશિવને સંબોધીને પૂછવા લાગી કેઃ—"કેમ! કોનો અવાજ આવે છે!" સદાશિવે કશો પણ જવાબ ન આપતાં ઉલટું તેને સંબોધીને પૂછ્યું કેઃ—

" શું કરે છે? ક્યાં જાય છે? ઉઠીને ઉભી શા માટે થઇ? ".

લલિતપ્રભાએ જવાબ આપ્યોઃ-" કોણ આવ્યું છે, કોણ બોલાવે છે, એ જોવા જાઉં છું."

શંકાશીલ સદાશિવે કહ્યુંઃ-" ના, ના, ના! એકલી જઇશ નહિ. ચાલ, હું પણ તારી સાથે આવું છું. દરવાજાપર જેવી જબરદસ્તી ચાલી રહી છે, તે પરથી હું ધારૂં છું કે, કોઇ દુષ્ટ લોકો આવ્યા છે. જો ખરેખર એમજ હશે, તો આવા રાત્રિની વેળાયે કાંઇક અનર્થ ઉપજ્યા વિના રહેશે નહિ."

આમ કહી સદાશિવ ઉઠી ઉભો થયો. દીવો હાથમાં ઝાલી લલિતપ્રભા આગળ આગળ અને સદાશિવ તેની પાછળ પાછળ ખાલી હાથે ચાલવા લાગ્યો. એ સમયે રાત્રિના નવેક વાગ્યાનો શુમાર થયો હતો.

ઉતાવળે પગલે નીચે ઉતરી આવી. લલિતપ્રભાએ દરવાજો ખોલી નાખ્યો. દરવાજો ખોલતાંની સાથેજ તેણે જોયું કે, પોતાના મુખ સમક્ષ હાથમાં સળગતી મશાલ વાળા ૭ બળવાન લોકો ઉભેલા દેખાયા. તેમનો અગ્રેસર હાથમાં એક કાગળ ઝાલેલો રાજકર્મચારી હતો. એ કર્મચારી રાજમહેલનો કર ઉઘરાવનાર ગુમાસ્તો અથવા મહેતો હતો, દરવાજો ખોલતાંની સાથેજ, તે લોકોએ ગર્વસહિત ગૃહમાં પ્રવેશ કર્યો. લલિતપ્રભાએ તેમને પૂછ્યુંઃ-" તમો કેમ આવ્યા છો? શું લેવા માગો છો?"

ગુમાસ્તાએ જવાબ આપ્યોઃ-" તારા અલંકાર."

લલિતપ્રભાએ કહ્યુંઃ-" એટલા માટે આટલાં બધાં માણસોને સાથે કેમ આણ્યાં છે? રાત્રિને વખતે અમારા ઘરમાં શા માટે પ્રવેશ કર્યો? અહીંજ ઉભા રહો, હું અલંકાર લાવી આપું છું."

હસીને ગુમાસ્તાએ કહ્યુંઃ-" લક્ષ્મી જેવી તું અનુપમ કન્યા છે. આવી વાતોજ હું સાંભળવા માગું છું, જા લક્ષ્મી, લઈ આવ તારા અલંકાર; પણ જોજે! દગો દેતી નહિ; જેટલા હોય તેટલા બધા અલંકારો લઈ આવજે. શાબાશ છે, તને અને તારી ઉદારતાને!"

હાથમાં દીવો ઝાલી લલિતપ્રભા સુધીર મૃદુ પદે ઉપર ચઢી ગઇ. લલિતપ્રભાની પ્રશંસા કરીને ગુમાસ્તો સદાશિવની સાથે કેટલીક વાતો કરવા લાગ્યો. સદાશિવે કહ્યું કેઃ-" આવી સુશીલા સુકુમારી સુરંગપૂરમાં અતિ અલ્પજ જોવામાં આવે છે."

આ પ્રમાણે વાતચીત ચાલતી હતી, એવામાં નાના સરખા એક રેશમી રૂમાલમાં બાંધેલા કેટલાક અલંકારો લઇને પ્રફુલ્લવદને લલિતપ્રભા નીચે ઉતરી આવી; ઘરેણાંની પોટલી તેણે ગુમાસ્તાના હાથમાં આપી. ભ્રકુટી ભંગીથી દર્શન કરી, વિકટ સ્વરે ગુમાસ્તાએ કહ્યું:–" શું! આટલાજ અલંકારો? ભંડારી મહારાજની કન્યા પાસે ફક્ત આટલાજ અલંકારો? આ એક જોડ બંગડી, આ કેટલીક શેર વાળી માળા, આ બે નાના નાના કાંપ, આ બે નાનાં નાનાં સાંકળાં, આટલામાંજ તારાં સઘળાં ઘરેણાંનો સમાવેશ થઇ ગયો? બસ, બીજું કાંઇજ નથી? આટલા મોટા દેવાલયના કર્ત્તા ભંડારી મહારાજની કન્યાના અંગપર ફક્ત આવા સાધારણજ અલંકાર? કદાપિ નહિ. દગો! દગો! ચોક્કસ દગો! બીજું કાંઈ ક્યાંય પણ છૂપાવ્યું હોય, તો તે બહાર કાઢ. જલ્દી લાવ. આ દગાબાજી અમારી પાસે ચાલશે નહિ. જા જલ્દી જા, અને સઘળાં ઘરેણાં લઇ આવ. દગો"

લલિતપ્રભા સળગી ઉઠી. નયનોમાંથી જાણે અગ્નિ બહાર નીકળવા લાગ્યો. સરલા સત્યવાદિની બાલિકા પ્રપંચની અથવા દગાની વાત સાંભળીને, વિશેષ ધૈર્ય ધારણ કરી શકી નહિ. ક્રોધ સાથે હાથ ફેલાવીને તેણે કહ્યું:–" પ્રપંચના! દગો! મને દગાબાજ ઠરાવે છે! આ અપમાન મારાથી કદાપિ સહી શકાશે નહિ."

અત્યંત અભિમાનથી રક્તમયી થઇને, લલિતપ્રભા થોડીવાર અટકી ગયા પછી ફરીવાર પાછી બોલી:–" બસ, હવે મારી પાસે બીજું કાંઇપણ નથી. જે કાંઈ ઘરેણાં હતાં, તે તેને લાવી આપ્યાં છે. વિશેષ અલંકારોને હું પસંદ કરતી નથી. સ્ત્રીઓને માટે ખરા અલંકાર તેના સદ્‌ગુણોજ ગણાય છે. શીલ, વિનય, ક્ષમા, દાન, નિરાભિમાન, સંતોષ અને શાંતિ એ સર્વ સુંદર અલંકારોના કરતાં આડંબરવાળા સોનારૂપા કે મણિમાણિક્યના અલંકારોને હું અત્યંત ધિક્કારનારી છું. મારી પાસે જેટલાં હતા, તેટલા સર્વ અલંકારો મેં તારી પાસે લાવી હાજર કર્યા છે, એનાથી વિશેષ મારી પાસે બીજો એકપણ અલંકાર નથી. જો તારી ઇચ્છામાં આવે તો આ અલંકારો લઇ જા અને નહિ તો પછી એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના ચાલ્યો જા."

ગુમાસ્તાએ ક્રોધાનલથી પ્રજ્વલિત થઇ ઉઠી, બન્ને બાહુઓને ફેલાવી સરલા બાલિકાને ઘેરી લેવાની કોશિશ કરી. બાલિકાના અંગવસ્ત્રમાં એક નાની છુરી છુપાયલી હતી, બાલિકાએ એ છુરીને બહાર

કાઢી. એ જોઇને ગુમાસ્તો ઉગ્ર સ્વરે બોલ્યોઃ—“ રાક્ષસિ! પિશાચિ! તું શું મારૂં ખૂન કરવા માગે છે? આટલું બધું દુઃસાહસ તું જેવી એક સાધારણ છોકરી ધરાવે છે! પ્રહરિ! પ્રહરિ! પકડો, આ છોકરીને લઇ ચાલો, આપણી સાથે. રાજાના હુકમને અમાન્ય રાખ્યો! મારા તરફ છૂરો ઉગામ્યો! ગજબ! ગજબ! પ્રહરીઓ! પકડો, જલદી પકડો!”

પ્રહરીઓ વિકટ દંભથી લલિતપ્રભાને પકડવા તૈયાર થયા. સદાશિવભાટ વચ્ચે પડીને, બન્ને પક્ષની વચ્ચે આવી ઉભો રહ્યો. પ્રહરીઓએ સદાશિવપર આક્રમણ કરવા માટે તલ્વારો ઉગામી. લલિતપ્રભાથી એ સહેવાયું નહિ; તે ગુમાસ્તાની નજીકમાં આવી રુક્ષસ્વરે બોલીઃ—“ તું કાપુરુષ છે! તારામાં મનુષ્યત્વનો રંચમાત્ર પણ નથી! રાજસત્તા મેળવી તેનો આવો દુરુપયોગ કરવામાં શું તું તારી મહત્તા માને છે? રાજસત્તાનું શું આવું પરિણામ! અધમ! જાણતો નથી કે, પ્રજા વિરોધી રાજા અથવા રાજકર્મચારીઓ કદાપિ વિજયવંત થઇ શકતા નથી? જે પ્રજાનું તું અન્ન ખાય છે, તેજ પ્રજાની પુત્રીઓપર આવો પૈશાચિક, અત્યાચાર ચલાવતાં નામર્દ! તને જરા શર્મ પણ નથી આવતી? વૃદ્ધપર બળાત્કાર! વૃદ્ધ પાસે વીરત્વ! ધિક્કાર છે, એવા વીરત્વને! હું સ્ત્રીજાતિ છું, બાલિકા છું; એવા વીરોને હું પણ ઘૃણાપૂર્વક પગતળે કચડી નાખીશ.”

લલિતપ્રભાનાં સતેજ ઉચિત વાક્ય તરફ લક્ષ ન આપતાં, રોષ રક્તનયને પ્રહરીઓના તરફ જોઈ, તે નિષ્ઠુર નરપિશાચ કાપુરુષ ગુમાસ્તાએ ઈશારો કર્યો. દુર્દાન્ત પ્રહરીઓએ બળપૂર્વક ધક્કો મારીને સદાશિવને જમીનપર ગબડાવી દીધો. લલિતપ્રભા “શું કર્યું શયતાનો” કહીને, જમીનપર પડેલા ભાટની છાતીપર જઈ પડી. ગુમાસ્તાની આજ્ઞાથી બે બળવાન પ્રહરીઓ લલિતપ્રભાને મકાનમાંથી બહાર ખેંચી ગયા. બાકીના પાપપરાયણ પ્રહરીઓ ભંડારી મહારાજના દેવાલયમાં લૂટફાટ ચલાવી, જયધ્વનિ કરતા કરતા બહાર નીકળ્યા. વૃદ્ધ સદાશિવભાટ એજ સ્થળે બેભાન થઇને પડી રહ્યો. ક્ષણ માત્રમાં આ સર્વ રાક્ષસી ઝગડો જામી ગયો, બિચારી સરલ બાલિકા સુરંગપુરના સત્તાધીશ પ્રતિનિધિઓના ગુમાસ્તા દ્વારા આવી રીતે અત્યંત અપમાનિત થઇને પોતાના ગૃહનો ત્યાગ કરવાને વિવશ થઈ.

## ચતુર્વિંશ પ્રસંગ

### ગ્રહ-પરિવર્ત્તન

**सुखमध्ये स्थितं दुःखं दुःखमध्ये स्थितं सुखं ।**
**द्वयमन्योऽन्यसंयुक्तं प्रोच्यते जलपंकवत् ॥**
**तस्माद्धैर्येण विद्वांस इष्टानिष्टोपपत्तिषु ।**
**न हृष्यन्ति न मुह्यन्ति सर्वं मायेति भावनात ॥**
**अध्यात्मरामायण**

Nothing in this world is sihgle;
All things, by law divine,
In one another'r being mingled." *Hegel*

એક માસ વીતી ગયો. રાજસૈન્યની સહાયતાથી પુનઃ બે વાર યુદ્ધ થઇ ગયાં, પ્રથમ યુદ્ધમાં રાજપક્ષને વિજય મળવાની તૈયારી થઇ. બીજા યુદ્ધમાં કિશોરસિંહે પોતે સેનાપતિનું પદ ગ્રહણ કરીને વિરુદ્ધ પક્ષને દૂરીભૂત કર્યો. રાજપ્રતિનિધિઓ એ સમયે ધનજનશૂન્ય થઇને, મોટી આપત્તિમાં આવી પડયા. કિશોરસિંહે સુરંગપૂરની પ્રજામંડળીની સર્વસમ્મતિથી રાજ્યના મુખ્ય સેનાપતિની પદવી ગ્રહણ કરીને, શહેરની બહારના ભાગનાં છાવણી સ્થાપન કરી. રાજા દીનવલ્લભ અને કલંબકેશર વગેરે મિત્ર રાજાઓ એક એક વિભાગના અધિનાયક થઇને, વૈરીપક્ષનો ઉચ્છેદ કરવાના દૃઢ નિશ્ચયપર આવી ગયા. રાજ્યનો સઘળો પ્રજાવર્ગ તેમનો અનુગત થઇને. સર્વ પ્રકારે આજ્ઞાવાહક થયો. કિશોરસિંહની સહુની પાસે દેવતાની પેઠે પૂજા થવા લાગી. પરંતુ ખરી રીતે કિશોરસિંહ કોણ છે, એ કોઈ જાણી શક્યું નહિ; તેમ છતાં પણ નાનાં મોટાં તમામ માણસોની પાસે તેનો સારો સત્કાર થવા લાગ્યો.

આ તરફ, રાય રણધીરસિંહ બહાદુરના દુર્ગભવનમાં જે સર્વ વિપક્ષ સૈન્ય બંદી હતું, તેમાંના ઘણાખરા સૈનિકો આરોગ્ય મેળવીને. પોતપોતાના ગૃહભણી રવાના થયા. કોઇ હવે રાય મહાશયનો પક્ષ છોડીને, બીજા પક્ષમાં જશે નહિ; ઇશારો થતાંની સાથેજ સઘળા તેમના પક્ષમાં આવી હથિયાર ઝાલી ઉભા રહેશે, એવી કબૂલાત આ-

પવા ગયા. દસ્યુસરદાર મહાવીર અને રણવીર થોડા દિવસ રણધીર-સિંહરાયના મહાલયમાં બંદિવાન હતા. નવા નવા સંગ્રામોમાં રોકાતી વેળાયે, અધિક સલામતી ભરેલું સ્થાન ધારીને તેમને રાજા દીનવત્સલના સુરક્ષિત શહેરમાં મોકલાવી દેવામાં આવ્યા. પરંતુ એવી સંપૂર્ણ સાવધતા પણ વસ્તુતઃ વૃથા થઈ, દુર્દાન્ત દસ્યુસહોદરો પ્રહરીઓને આગથી સળગાવી, જીનજાનથી મારવાની ધમકી આપી, એક રાત્રે ત્યાંથી ન્હાસી ગયા. ન્હાસીને તેઓ પોતાના દુર્ગમાં ગયા નહિ; રાજા ભૂપસિંહની સાથે મળી જવા માટે, સુરંગપૂર ભણી રવાના થયા. છૂપી રીતે રાજા ભૂપસિંહની સાથે મુલાકાત કરી ભૂપસિંહે પોતાના મનનો ખરો ભાવ છૂપાવીને બંધુત્વનાં અનેક આશ્વાસન ભરેલાં વચનોથી આશ્વાસિત કર્યા; તેમની નિષ્કપટ મિત્રતા હમેશાં સ્થાયી રહેશે, અવિચ્છિન્ન રહેશે, રણધીરસિંહરાયથી કન્યા સુશીલા અવશ્ય મહાવીવીરની કામપત્ની થશે, દોલતપ્રસાદ વગેરે ભીરુ પ્રતિનિધિઓને દૂર કરીને તેઓ પોતેજ રાજસત્તાને સ્વહસ્તક કરશે, મહાવીરના પરાક્રમ અને પરામર્શથીજ રાજ્યનું કાર્ય ચલાવવામાં આવશે; મહાવીરના બળદર્પના પ્રતાપે થોડા વખતમાંજ શત્રુપક્ષ નિર્મૂળ થશે, આવાં જ્વલન્ત ઉત્સાહજનક વાક્યોથી ભીલરાજ સહોદરોને ઉત્સાહિત કરીને, રાજા ભૂપસિંહે પોતાની ઇષ્ટ સિદ્ધિના વિષયમાં મનમાં ને મનમાંનોજ દુર્ગ નિર્માણ કરી રાખ્યો. પરંતુ એવી વૃથા કલ્પના કેટલીવાર સુધી ટકી શકે? ચારે તરફ જેવાં દુર્જય વાદળાં છવાઈ ગયાં હતાં, તે પરથી થોડા વખતમાંજ તેમાંથી વીજળી પડવાની સંપૂર્ણ સંભાવના રહેતી હતી; એ સાથે રાજા ભૂપસિંહના મનોદુર્ગની બુનિયાદ સુદ્ધાં નિર્મૂળ થવાની આશંકા રહેતી હતી; ચતુર મહાવીર એને જાણવા છતાં પણ સમજી શક્યો નહિ. રણધીરસિંહરાયની સુંદરી કન્યાને હસ્તગત કરી શકાશે. એવા મોહના આહ્લાદથી તે વિમોહિત થઇ પડયો.

દિવસ પર દિવસ, સપ્તાહપર સપ્તાહ અને મહિના પર મહિના વીતી ગયા, એવી રીતે બીજા પણ બે ત્રણ માસ પણ વીતી ગયા. રાજ્યના હિતાનુરાગી બંધુજનોના અભિપ્રાયથી રાય રણધીરસિંહરાય મહાશયે રાજધાનીમાં આવી રાજમહાલયમાં પ્રવેશ કર્યો. બાળક રાજા ચોરાઈ ગયો છે, એટલે, રાજ્ય અત્યારે રાજ્યશૂન્ય થઈ પડયું છે, એવી અરાજક અવસ્થા અત્યંત શોચનીય કહેવાય, એટલા માટે સહુની સમ્મતિથી રાય રણધીરસિંહરાયે, તે સમયે શિશુ જાનારા

નામે રાજ્યશાસન ચલાવવાનો ભાર પોતાના શિરપર વ્હોરી લીધો. ન્હાસનારાઓએ પુનઃ એક વાર ઉત્પાત કરશે, એવું તેઓ જાણતા નહોતા, પરંતુ તેઓ હવે પોતાની બદસલાહમાં ફાવી શકશે નહિ, એ તેઓ ચોક્કસ સમજી ગયા હતા; એવો તેમના મનમાં દૃઢ વિશ્વાસ બંધાઈ ગયો હતો. અધર્મનું પરાક્રમ ઝાઝા દિવસ ટકી શકતું નથી, એ ચિરસ્મરણીય પ્રત્યક્ષ સિદ્ધ નીતિવાક્યજ સર્વત્ર સર્વ સમયે બળવાન થયેલું જોવામાં આવે છે. એ નીતિસૂત્રગ્રહીનેજ, રાય મહાશયે કાર્યની શરૂઆત કરી. તેમની ખાસ ઇચ્છા હતી કે. રાજ્યમાં એક સાધારણ તંત્રી મહાસભાની સ્થાપના કરવી. આ સમયે એ મહતી ઇચ્છા પણ સુસિદ્ધ થઇ. પ્રસિદ્ધ પ્રસિદ્ધ વંશના એક એક ખાસ નીતિજ્ઞ પુરુષે, મહા સભાના તાબા તળે, એક એક વિભાગમાં, એક એક વિશેષ કાર્યનો ભાર ગ્રહણ કર્યો. કેવળ ગૌરવ પામેલો કિશોરસિંહ મુખ્ય સેનાપતિ થઇને, રાજ્યમાં સર્વત્ર શાંતિની રક્ષા કરવા લાગ્યો.

બીજા ત્રણ માસ પણ વીતી ગયા. ન્હાઠેલા રાજપુરુષોએ ફરીવાર યુદ્ધની ઘોષણા કરી. એ ખબર ખુલ્લી રીતેજ સુરંગપૂરથી પાંચ ગાઉ દૂર છાવણી નાખી તેમણે નવાબ સુબેદારોનાં ઘણાં ઘણાં સુશિક્ષિત સુસજ્જિત સૈન્યોની સહાયતાથી રાજધાનીપર આક્રમણ કરવાની ઘોષણા કરી. મહા સભાની બેઠકમાં યુદ્ધ કરવાનોજ નિશ્ચય થયો. કયો પક્ષ હુમલો કરશે, એનો કેટલાક દિવસનાં લક્ષણો જોવાથી કાંઈ પણ નિશ્ચય કરી શકાયો નહિ. વૈરીપક્ષ કદાચ, અકસ્માત્ રાત્રિને વખતે શહેરને ઘેરી લઇને અપ્રસ્તુત સૈનિકોને ચમકાવી મૂકશે," એવું અનુમાન કરીને પરિણામદર્શી સેનાપતિ કિશોરસિંહે મહાસભાની અનુમતિ માગી. શત્રુપક્ષની છાવણીમાં દૂત મોકલવાનુંજ નક્કી કર્યું, દૂત ગયો. ત્રીજે દિવસે દૂતે પાછા આવીને ખબર આપ્યા કે, પાંચમે દિવસે સૂર્યોદય થતાં પહેલાં સુરંગપૂરનું સૈન્ય દર્શન નહિ દે, તો વૈરીપક્ષ એને ભીરુ અને અસમર્થ ધારીને, છઠ્ઠે દિવસે પ્રભાતમાં રાજધાની પર આક્રમણ કરવા આવશે."

હવે વિલંબ કરવો ઉચિત લાગ્યો નહિ. રાજા દીનવલ્લભ, રાજા કલંબકેશર, રાજા કુલીનકુમાર ચૌધરી વગેરે બાર સમર-કુશળ સેનાપતિઓ એક પછી એક પોતપોતાના તાબાનું સૈન્ય લઇને, દુશ્મનોની છાવણી ભણી રવાના થયા. બાર દિવસ સુધી બન્ને પક્ષની વચ્ચે ઘોરતમ સંગ્રામ ચાલ્યો. સુબેદારોનું સૈન્ય, બળ, શિક્ષા અને સંખ્યામાં

અધિક હતું; સુરંગપૂરનું સૈન્ય તેનું પરાક્રમ સહન કરવાને સમર્થ થઈ શક્યું નહિ. યુદ્ધમાં ન્યાય પક્ષનો સંપૂર્ણ પરાજય થાઉં થાઉં, થઈ ઊઠ્યો. ત્યારે હવે ઉપાય શો? મુખ્ય સેનાપતિએ ધાર્યું હતું કે, વૈરી સૈન્ય રાજધાનીની નજીકમાં આવશે, એટલે તે પોતે યુદ્ધક્ષેત્રમાં ઉતરશે, પરંતુ એ અવસર આવતાં પહેલાજ સમસ્ત સૈન્યનો ક્ષય થઈ જવા આવ્યો. એ વખતે તે રાજધાનીના રક્ષણ માટે રોકાઇ શક્યો નહિ; તેણે વારંવાર મહા સભાની અનુમતિ માગી યુદ્ધમાં જવાની ઇચ્છા દર્શાવી.

રાજ્યમાં રાજા નથી. નવીન મહાસભાની ઉપર સમસ્ત રાજકાર્યનો ભાર રહેલો છે. મહાસભાના સભાસદોના પ્રસ્તાવથી અને અનુમોદનથી, રાય રણધીરસિંહરાય મહાશયને સઘળી સત્તા સોંપીને, રાજાનો ઉપાધિ આપવામાં આવ્યો હતો. તેમણે અત્યારના કામકાજનો બરાબર વિચાર કરીને, મુખ્ય સેનાપતિને સૈન્ય સહિત યુદ્ધ માટે રવાના થવાની આજ્ઞા આપી.

રણપ્રમોદી કિશોરસિંહ, એક હજાર સૈનિકો લઈને, સમરાંગણમાં આવી પહોંચ્યો. સવારથી સાંઝ સુધી યુદ્ધ ચાલ્યું. ઉદયાસ્ત યુદ્ધમાં સુબેદારોના સૈનિકો અને પ્રતિનિધિઓના બળવાન યોદ્ધાઓ નિરસ્ત્ર થઇને, ખેદાનમેદાન થઈ ગયા. કેટલાક મોટા માણસોએ પ્રાણ પણ ગુમાવ્યા; એ સાથે રાજા દોલતપ્રસાદ અને મયુરશેખરે પોતપોતાના સૈન્યના હાથથીજ પ્રાણ ત્યાગ કર્યા. સેનાપતિને ગુમાવેલા સમસ્ત સૈનિકો રણમાં ભંગ કરી ન્હાસી ગયા. જેઓ દુષ્ટ લોકોના મોહમંત્રથી મુગ્ધ થઇને, દુષ્ટ પક્ષમાં આવી મળ્યા હતા, તેઓ અપરાધ સ્વીકારીને કિશોરસિંહને શરણે આવ્યા. ક્ષમા મળેલા સૈનિકો એકદમ જૂદી જૂદી દિશામાં પલાયન કરી ગયા. રાજા રાજચંદ્ર અને કમલચંદ્ર છેવટે પોતાની દુર્બુદ્ધિને સમજી શક્યા; કિશોરસિંહની પાસે ક્ષમા માગી, કિશોરસિંહે તેમને આદરપૂર્વક પોતાના સૈન્યના ઉચ્ચ પદ પર નીમવાનું આશ્વાસન આપ્યું. આવી રીતે દુર્લભ વૈરાનલ હોલવાઇને, સુરંગપૂર રાજ્યની કારસ્થાની અશાંતિનો અવસાન થવા આવ્યો.

શત્રુ–શિબિર શૂન્યમય થઇ પડી. વીસ પ્રહરીઓથી રક્ષાયલો શિશુ રાજકુમાર, તે શૂન્ય શિબિરમાં સૂતો હતો, રણવિજયી થઇને કિશોરસિંહે આગે ચાલી પોતે એકલાએ એ શિબિર અથવા છાવણીમાં પ્રવેશ કર્યો. તેને પ્રવેશ કરતો જોઇને પ્રહરીઓ અસ્ત્રશસ્ત્ર ફેંકીને

તેના ચરણોમાં નમી પડ્યા. દયાળ હૃદયના કિશોરસિંહે, સહાસ્ય વદને તેમને અભય આપી આશ્ચર્ય આપી આશ્વસ્ત કર્યા.

યુદ્ધ વિગ્રહનો અંત આવ્યો. બાળા રાજાને ગોદમાં લઇને રણ-વિજયી સેનાપતિ ગૌરવાન્વિત કિશોરસિંહ અશ્વપર બેસી સુરંગપૂર રાજધાનીમાં પાછો ચાલ્યો આવ્યો. સાથે સાથે એક હજાર માણસો જયધ્વનિ કરતાં કરતાં મોટી ભીડ કરી ચાલ્યાં. કિશોરસિંહે વિનીત વચને તેમને કહી દીધું કે—" મારૂં નામ ઉચ્ચારશો નહિ, મારો જય બોલશો નહિ; હું કાંઇજ નથી; સામાન્ય એક જણ માત્ર નિમિત્ત રૂપજ છું. શિશુરાજ અમરકુમારનો જય ! જય રાજા રણધીરસિંહનો જય !' આવી રીતે જય કીર્ત્તન કરો."

સઘળાં માણસો ચમકી ઊઠયાં, જયધ્વનિત થઇ ઊઠ્યું. કિશોરસિંહે રાજમહાલયમાં પ્રવેશ કર્યો, બધાં માણસો તેના અશ્વને વીંટળાઇને, ચરણ સ્પર્શ માટે તૈયાર થયાં, તે એ મોટી મેદનીમાં દબાઈ જવા આવ્યો, તો પણ સ્વાભાવિક સરળતાથી ઉત્સાહિત થયેલી માનવ મેદનીને તેણે કશી પણ અડચણ કરી નહિ. એ સમયે બીજું એક સ્વરૂપ દૃશ્ય જોવામાં આવ્યું ! મહાલયના દક્ષિણ વિભાગની એક અગાસીપરથી લગભગ પચીસેક યુવતી અને બાલિકાઓ હાથમાં લાલ રંગની એક એક પતાકા લઇને સ્વાધીનતાનાં જય-ગાન ગાતી ગાતી પ્રફુલ્લવદને નીચે ઉતરી આવી. સહુએ કિશોરસિંહની સ્હામે આવી મસ્તક નમાવ્યાં. વામા મંડળની અગ્રેસર જે વનિતા હતી, તે આપણા વાંચક વર્ગની વિશેષ પરિચિતા, ભંડારી-કુમારી લાવણ્યમયી લલિત-પ્રભાજ હતી. એ સઘળી બાલાઓ કુટબુદ્ધિ રાજા ભૂપસિંહ નારાયણના અત્યાચારથી, અલંકાર અપહરણના કુચક્રથી બંદિની બની હતી, અને અત્યારે મુક્તિ મેળવી શકી હતી. સ્ત્રીજાતિ પ્રતિના અકારણ દૌરાત્મ્યનો બદલો થોડા વખતમાંજ હાથોહાથ મળી ગયો.

રાજા રણધીરસિંહરાય બહાદુરે કિશોરસિંહને આશીર્વાદ આપી સ્નેહપૂર્વક ગાઢ આલિંગન કર્યું. બીજા બધા મિત્ર રાજાઓ અને હિતેચ્છુ બંધુ-બાંધવોએ આગળ આવીને વિશેષ આનંદથી કિશોરસિંહને અભિનંદન કર્યું. રાજાના ઉદ્ધાર, રાજ્યના મંગલ, યુદ્ધના વિજય, બંદીની મુક્તિ, પ્રજાના આનંદ આદિ સર્વે શુભ ઉત્સવ સૂચક નૃત્ય ગાન અને મહોત્સવનો આખા નગરમાં અપૂર્વ આનંદ છવાઈ ગયો. આનંદથી, ઉત્સવથી, મંગલાચરણથી' અને પરસ્પરના આત્માના

મિલનથી સુરંગપૂર જાણે અમરપૂરના જેવું આનંદ–ક્ષેત્ર બની ગયું. શિશુ રાજા એક મનોહર કક્ષમાં સુવર્ણના આસનપર અધિષ્ઠિત થયો. કિશોરસિંહ ત્યાં સુધી રાજમહાલયમાં વિપુગ સંભ્રમથી સેનાપતિના ગૌરવથીજ રહેવા લાગ્યો. મહાસભાના સભાપતિના આદેશથી એક પક્ષ સુધી આખું નગર ઉત્સવમય અને આલોકમય રહેશે, એવી ઘોષણા પ્રચારિત થઈ.



## પંચવિંશ પ્રસંગ

### ત્રણવીર

રક્ત હૃદયનું ક્ષાત્ર, અંતરે હોય ભરેલું;
પવિત્ર પ્રેમે ગાત્ર, તંત્ર ઉર સાથ નમેલું;
તો તો સફલજ શ્રાદ્ધ, સાશ્રુ અહીંઆં સારેલું;
ધન્ય! ધન્ય! જન નેત્ર! ધન્ય ઉર! અહીં ગળેલું!
મર્ત્ય જનોના મોહ, નશ્વરે, અરે, સમાયા !
જૂઠા શા વ્યામોહ—દેહથી ઘણા ઠગાયા !
પૂરો પ્રેમ પ્રતાપ, સાફ દિલવિના જડે ના,
પ્રેમ શૌર્યનો તાપ, પાય વિણુ સહી શકે ના,



ઉત્સવની પાંચમી રાત્રે ત્રણ વીર પુરુષો ત્રણ વેગગામી અશ્વોપર બેસી આનંદપૂરના દુર્ગભણી ચાલ્યા જતા હતા. ત્રણે જણાના મુખમાંથી એક વાક્ય પણ બહાર નીકળતું નહોતું, ત્રણે જણા પોતપોતાની માનસિક ચિંતામાં ડૂબેલા હતા. વદન વિમર્ષ હતાં. રાત્રિ બે પ્રહર જેટલી વીતી જવા આવી હતી.

એ ત્રણે વીરો કોણ હતા? રાજા ભૂપસિંહ, ભીલરાજ મહાવીર અને સરદાર રણવીર. તેઓ સઘળા આશા–વિશ્વાસને શ્રદ્ધાને જલાંજલિ આપી, મનોભંગથી મૌનભાવે પાછા ફરી રહ્યા હતા. જેઓ હમેશાં બીજાના સર્વ નાશથી આનંદિત થતા આવતા, દાંભિકતાની વક્તૃતામાં, કુમંત્રણાની રચનામાં, અહંકારના તુફાનમાં, વીરત્વના ગૌરવમાં, જેમના મુખની પાસે વાસુકિ પણ શરમાતો હતો, આજે રાત્રે તેમના મુખમાં એક વાક્ય પણ નહોતું. આ કેવું અજબ પરિવર્તન!

ના-પરિવર્તન નથી! અભિમાની પરથી કાતર દારુણ હિંસ્ર, આત્મ-વીરત્વમાં ઉન્મત્ત અથવા દીવાના જેવા ગર્વિષ્ટ લોકોનો ધર્મ જ એવો હોય છે!

તેઓ એક વનસીમામાં આવી પહોંચ્યા. એ દિશામાં બે જૂદા જૂદા માર્ગ ચાલ્યા ગયા હતા. એક માર્ગ વનની અંદરથી અને બીજો બારોબાર સીધો ચાલ્યો જતો હતો. વન માર્ગે ચાલવાથી, આનંદપૂરમાં સત્વર પહોંચી શકાય તેમ હતું અને સીધા માર્ગે જવાથી તે ઘણું દૂર થતું હતું, ત્રણે અશ્વો એ સ્થળે થોભ્યા. મહાવીરના અશ્વે તે વનની તરફ મ્હોં ફેરવ્યું. રાજા ભૂપસિંહ આટલી વાર પછી મૌનનો ભંગ કર્યો. કંપિત કંઠે તેણે કહ્યું:-"ના—ના, ના! એ તરફ નહિ, એ તરફ તે—"

ગંભીર વદને ઉદાસ હાસ્ય કરીને, મહાવીરે પણ એ સમયે મૌનનો ભંગ કર્યો. તેણે તુચ્છકારનો ભાવ દર્શાવીને કહ્યું:-" કેમ મહારાજ! એ તરફ શું છે? એ તરફ તમોએ કાંઈ ભય દેખ્યો છે કે શું?"

એવાજ કંપિત સ્વરે રાજાએ કહ્યું:-"ના—ના—ના, ભય નહિ, ભય નહિ, ત્યારે શું—ત્યારે શું—"

રાજાનો મનોભાવ જાણી જઇને રણવીરે કહ્યું:—"ના કેમ મહારાજ! ના શા માટે? ભયનું કારણ જો કાંઇ હોય, તો તમો તે રસ્તે આવશો નહિ; અમો ભયના ગુલામો નથી; આ રસ્તેથીજ અમો અમારા પોતાના દુર્ગ ભણી ચાલ્યા જઇશું."

રાજા ભૂપસિંહે, ભયથી, લજ્જાથી, અભિમાનથી, જડીભૂત થઇને, યથાસાધ્ય યત્ને કાંઇક સાહસી સ્વરે કહ્યું:—"હું એમ કહેતો નથી, ભયની વાત મનમાં લાવતો નથી; તો પણ કોણ જાણે; તે દિવસે તે અદ્‌ભુત આલોક—"

"ઓહોહો!" બન્ને બંધુઓ સમાન ભાવે હાસ્ય કરીને બોલી ઉઠયાઃ-"ઓહોહો! પેલો દીપક! પેલો અજબ રોશની! વનની અંદર અનેક જાતના પ્રકાશો થયા કરે છે, અનેક જાતના અંધકારો પણ હમેશાં રહ્યા કરે છે. અનેક જાતના રીંછો અને વાઘો ભટકયા કરે છે, પરંતુ એથી શું વીરના હૃદયમાં ભય ઉપજવા પામે ખરો કે?"

રાજાએ બીજું કાંઇપણ કહ્યું નહિ, વનમાર્ગે રવાના થવાનુંજ નક્કી થયું. ત્રણે જણાએ અશ્વો ફેરવીને વનમાર્ગમાં પ્રવેશ કર્યો. થોડેક

દૂર જઇ, તે પાછો પહેલાંની પેઠે ગુપચૂપ થઇ ગયો. અચાનક કાંઇક વિચાર કરીને, ભૂપસિંહ ધીમે ધીમે બોલ્યોઃ–"એ વાત બરાબર છે. આપણે કદાચ ભીલદુર્ગમાં અત્યારે જઇશું, તો આપણી ઇજ્જત–આબરૂને ઘણી ખુશીની સાથે બચાવી શકીશું, પરંતુ એના કરતાં પણ આનંદદુર્ગ મને વધારે સલામતી ભરેલો લાગે છે. કારણકે, ત્યાંથી આપણને ઘણી જાતની મદદ મળી શકે તેમ છે, શત્રુઓને પાછા કાઢવા માટે આપણે જોઇતું સૈન્ય પણ મેળવી શકીએ તેમ છીએ. માટે ચાલો, હાલ તરત તો આપણે આનંદદુર્ગ ભણીજ જઇએ. ત્યાં ગયા પછી ભીલદુર્ગના સારા સારા કેટલાક યોદ્ધાઓને બોલાવી લઇશું, એટલે દહેશતની કશી પણ ધાસ્તીજ રહેશે નહિ."

કાંઇક તર્કવિતર્ક ચાલ્યા પછી એમજ નક્કી થયું. એ પ્રસંગે આનંદરાજના હૃદયમાં આનંદ ઉભરાઈ આવવાથી, તેણે કેટલાક કુશળતાના પ્રસંગો ઉપસ્થિત કર્યા. દસ્યુ સહોદરોએ એ બધી વાતોને કાનપર ધરી નહિ. રાજા ફક્ત પોતાની ધૂનમાં ને ધૂનમાંજ બકવા લાગ્યો. અકસ્માત્ વનની અંદરના ભાગમાંથી નજીકમાંજ એક કાળા રંગનો દીવો સળગી ઉઠ્યો. વનનો ઘણો ભાગ લાલચોળ થઇ ઉઠ્યો! ત્રણે અશ્વો થોભી ગયા. ત્રણે સવારો ક્ષણવાર સુધી સ્તંભિત બની ગયા. રાજા ભૂપસિંહ તો પત્થરની પેઠે અચલ અટલ થઈ ઉભો રહ્યો. મહાવીર દંભ કરીને બોલ્યોઃ–"જોવું જોઇશે! તે દિવસે એવું મનમાં આવ્યું નહોતું કે, એ શું છે; પરંતુ જ્યારે ઉપરાસાપરી બેવાર, આવો દેખાવ જોવામાં આવ્યો છે, ત્યારે હવે નાકબૂલી શકાય તેમ નથી. જોવું જોઇશે! તમો ઉભા રહો, હું ત્યાં જાઉં છું, જોઇ આવું જોઇએ કે, ત્યાં વળી આ નવીન અજબ તમાશો શો પેદા થયો છે!"

આગળ ચાલીને રણવીર બોલ્યોઃ–"હું પણ આવીશ. મને પણ ઘણીજ અજાયબી પેદા થઇ છે."

બન્ને બંધુઓના અશ્વો અલૌકિક આલોક લક્ષ્ય કરીને, ધીમે પગલે આગળ વધવા લાગ્યા. રાજા ભૂપસિંહ બેભાન થઇને અશ્વની પીઠપર વનમાં ને વનમાંજ બેસી રહ્યો.

ક્ષણવારમાં દસ્યુ સહોદરો જાણે રૂપાંતર થઇને પાછા ચાલ્યા આવ્યા. મુખ વિશુષ્ક બની ગયાં, હોઠ કંપવા લાગ્યા, મસ્તકપરના વાળ ખડા થઈ આવ્યા, આંખો લાલચોળ થઇ ફરવા લાગી, રાજા ભૂપસિંહ કેવી હાલતમાં છે, તે તેઓ જોઇ શક્યા નહિ, ખરી રીતે

તેઓ તેના કરતાં પણ વિશેષ મોહ પ્રાપ્ત થઇ પડયા! સભય કંપિત સ્તંભિત સ્વરે મહાવીર બોલ્યોઃ–" ખરેખર! મનુષ્ય! મનુષ્યના અવયવ! આશ્ચર્ય! તેમનાજ શરીરમાંથી આ પ્રકાશની રશ્મિઓ બહાર નીકળી રહી છે!"

રણવીરે કહ્યુંઃ–" સ્ત્રી પુરુષ! બરાબર જાણે પેલા મંદિરની દીવાલને અડેલીનેજ ઉભાં હતાં! સંન્યાસીનો વેશ હતો! મેં બરાબર જોયું છે કે, આપણી તરફ આંખો ફાડીફાડીને તેઓ બન્ને જોતાં હતાં. આપણુને જોઇને ખડખડ હસી પડયાં હતાં! મુખપર લોહી નહોતું! ભયાનક આકૃતિઓ હતી!"

મહાવીર સમજ્યો કે. રણવીરનો કંઠ કંપે છે, રણવીરે ધાર્યું કે, મહાવીરનો સ્વર સ્તંભિત થઇ ગયો છે. બન્ને સમાન ભયથી કંપવા લાગ્યાં. ભયને વખતે એકા સાથે જ્ઞાનનો લોપ થયો નહિ, પરંતુ એ જ્ઞાન, કેવળ ભયની વાતથી ભયને વધારવા માંડ્યું. રાજા ભૂપસિંહે એ વાત સાંભળીને ભયની સાથે વિશેષ ભયનો ભાગ લીધો, બોલવાની શક્તિ પણ ન રહી. આખા શરીરમાં થરથર કંપાર વછૂટવા લાગી. તેણે ધાર્યું હતું કે, પાછો ફર, પરંતુ મુખમાંથી કાંઇપણ કહી શકાયું નહિ.

થોડીવાર સુધી ત્રણે મૂર્તિ એક સ્થળે સરખી રીતે અચંચળ થઇ ઉભી રહી. કોઇ કોઇને કાંઈ કહી શકયું નહિ. છેવટે, મહાવીરના અશ્વે, એ વનમાર્ગની સહજ વક્રદિશામાં મુખ ફેરવ્યું. રણધીરનો અશ્વ ધીરે ધીરે પાછળ ચાલ્યો. ભૂપસિંહ અસલ થઇ રહ્યો. મહાવીરે મ્હોં ફેરવીને જોયું કે, ભૂપસિંહ કાષ્ટવત્ બની ગયો છે. સહજ આશ્વાસનના સ્વરથી તેણે સંબોધીને કહ્યુંઃ–" કેમ મહારાજ! હવે કાંઇ ડરવાનું કારણ નથી. મૂર્તિઓ ત્યાંથી ગાયબ થઇ ગઇ છે, રોશની પણ હોલવાઇ ગઈ છે. અમો પણ જૂદે રસ્તે વળ્યા છીએ, તેમ છતાં પણ તમો ડરોછો શા માટે? આનંદદુર્ગ અહીંથી વધારે દૂર નથી. ચાલો, હિમ્મત રાખો, જો કદાચ કાંઇ ભૌતિક પદાર્થ હશે, તોપણ તે આપણુને કશી ઇજા કરી શકશે નહિ; ચાલો."

રણવીરે પણ એવાજ સાહસથી વારંવાર તેને બોલાવ્યોઃ–" ચાલો, મહારાજ! ચાલો!"

રાજા ભૂપસિંહ શું કરે, રાત્રે એકલા અંધારા અને ભયવાળા સ્થાનમાં ઉભા રહેવું, એ વળી ઉલટી વધારે ભયની વાત કહેવાય, એમ ધારીને ધીમે ધીમે તેણે અશ્વ ચલાવ્યો, થોડીવારમાંજ વનનો

માર્ગે છોડીને, તેઓ ભીલદુર્ગની નજીકમાં આવી પહોંચ્યા. તે રાત્રે દુર્ગમાં પ્રવેશ કરી માણસોને સાથે લેવાનું અયોગ્ય ધારી, સીધેસીધા આનંદદુર્ગ ભણી ચાલ્યા જવાનોજ તેમણે સહુએ ઠરાવ કર્યો. ઘોડેસ્વારો આનંદપૂર ચાલ્યા. ભૂપસિંહ નારાયણ આજૂબાજૂમાં અને પાછળના ભાગમાં વારંવાર જોતો જતો હતો, અંધારામાં કાંઇપણ જોઈ શકતો નહોતો; પરંતુ ભયથી થરથર કરતી તેની છાતી કંપી ઉઠતી હતી. આનંદદુર્ગની છેક સમીપમાં તેઓ સર્વે આવી લાગ્યાં. ભયનો હ્રાસ થઇને, સાહસનો ભાગ વૃદ્ધિ પામ્યો. વનસ્થળના કરતાં અંધારૂં પણ ઓછું થવા આવ્યું. દુર્ગના બંદિખાનાની અગાસીપર એક કાળા રંગનો પદાર્થ દેખાયો! ઉપર જોવા જતાં, તે દિશામાંજ મહાવીરની નજર પડી! સંદિગ્ધતાથી ચકિત થઇને તેણે તરતજ રાજાને પૂછ્યું કેઃ–“પેલું શું છે, મહારાજ? દુર્ગની છતપર પેલો અંધારો ભયાનક પદાર્થ શો છે?”

રણવીરે એજ દિશામાં જોઇને ઉપલાં વાક્યોનો પ્રતિધ્વનિ કર્યો. રાજા ભૂપસિંહે પણ એ તરફ જોઇને ફીકે ચહેરે જવાબ આપ્યોઃ–“હું પણ એમજ કહું છું કે, એ શું છે? હું તો કાંઇપણ જાણતોજ નથી. મારાથી તો કશું સમજી શકાતું પણ નથી! દોલતસિંહ જાણે, દોલતસિંહજ અહીં રહે છે, હું તો અહીં રહેતોજ નથી–” આમ કહેતાં કહેતાં. એ તરફ જોઇને, કાંઇક વિચાર કરીને, રાજા પાછો ચકિત સ્વરે બોલવા લાગ્યોઃ–“હા, હા, યાદ આવ્યું, બરાબર યાદ આવ્યું! એજ હશે! એ તો કિશોરસિંહને ફાંસીએ લટકાવવા માટે ફાંસીકાષ્ટ તૈયાર કરવામાં આવ્યું હતું, પરંતુ દગાબાજ દગો દઇને છટકી ગયો અને ફાંસીનું કાષ્ટ અધવચજ અટકી પડ્યું. મેં એવી પ્રતિજ્ઞા કરી છે કે, જ્યાં સુધી શિકાર મળી શકે નહિ, ત્યાં સુધી આ ફાંસીકાષ્ટને અહીંજ રાખવું, ભાંગી નાખવું નહિ. તમો જો એકાદ બે દિવસમાંજ કિશોરસિંહને પકડી આપશો, તોજ શિકાર મળી જશે અને મારા પ્રયત્નો ભંગ થશે નહિ.”

મહાવીરે કહ્યુંઃ–“એટલા માટે એમ કરવાની શી જરૂર છે! એવો દિવસ જો કદાચ આવે, એવું કદાચ બને. તો પછી તે કામ તલ્વારથી પણ ખતમ થઇ શકશે! આ બધું શા માટે? ઠીક, ઠીક, તમારૂં વ્રત છે, તો શિકાર સત્વર મેળવવાની અમો અમારાથી બનતી તજવીજ કરીશું. શિકાર અવશ્ય સપડાશે.”

ઉત્સાહમાં ને ઉત્સાહમાં વાતો કરતા કરતા તેઓ દુર્ગના દ્વારપર આવી પહોંચ્યા. એટલી રાત્રે એ ત્રણ માણસોને આવેલાં જોઇને વૃદ્ધ દરવાને પૂછ્યું:-"કોણ છો, તમો?"

રાજાએ જવાબ આપ્યો. અવાજ સાંભળી માલિકને ઓળખી શકવાથી દરવાને વિસ્મત ચિત્તે દરવાજો ખોલી નાખ્યો. તેમણે ત્રણેએ જેવો પ્રવેશદ્વારમાં પગ મૂક્યો કે તરતજ પાછું પેલું લોઢાનું બખ્તર ઝણુ ઝણુ શબ્દની સાથે નીચે ગબડી પડ્યું. દસ્યુ સહોદરો સહસા વિસ્મય પામીને ચમકી ઉઠ્યા. રાજા ભૂપસિંહે સ્વાત્મસિદ્ધ કપટતાની ગર્જના કરી પ્રહરીઓને ઉદ્દેશીને કહ્યું:-"વારંવાર કહું છું, આ બખ્તરને બરાબર મજબૂત રીતે બાંધો, તેમ છતાંપણ હજી તમોએ મારી વાતને અમલમાં મૂકી નથી, એથી મને તમારાપર અત્યંત ક્રોધ ઉત્પન્ન થયો છે. હવે પછી જો આવું બનશે, તો સખ્ત સજા થશે."

મુખેથી આવા શબ્દો ઉચ્ચાર્યા ખરા, પરંતુ ભયથી રાજાનું હૃદય કંપી ઉઠ્યું. દરવાને જવાબમાં જણાવ્યું:-"મહારાજ, અમોએ બરાબર બાંધ્યું હતું, પણ તે આપોઆપ તૂટી પડ્યું—"

વચ્ચમાંજ બાધા નાખી, ધમકાવી, ફરીવાર સાવચેત રહેવાનો હુકમ ફરમાવી, બન્ને મિત્રો સાથે રાજા બહાદુર દુર્ગમાં દાખલ થયો. જે રાત્રિ બાકી રહી રહી હતી, તેને તેમણે મદિરાપાન કરી વીતાડી. બીજે દિવસે સાંઝે, કાલીદુર્ગમાંથી પાંચસો હથિયારબંધ વીર પુરુષોને આનંદદુર્ગમાં લાવવામાં આવ્યા. દુર્ગમાંથી મુખ્યત્વે ત્રણે વીરોની હકુમત ચાલવા લાગી. તે સમયે મદિરા ત્રણે જણાના ભરોસા ને આધાર રૂપ થઇ પડી. રાત્રિ દિવસ મદિરાનો પ્રવાહ વહેવા માંડ્યો. વચ્ચે વચ્ચે છૂપી રીતે તે દીવાન દોલતસિંહની સાથે રાજા બહાદુરની ગુપ્ત સલાહ થવા લાગી; દોલતસિંહની અજાણતામાં મહાવીર તથા રણવીરની સાથે તે પોતાના કામની અનેક કથાઓ કરવા લાગ્યો. એ સમયે તેમનું સર્વેનું સર્વથી મુખ્ય કાર્ય મદિરાપાન કરવાનું અને કિશોરસિંહનો વિનાશ કરવાના ઉપાયો યોજવાનું થઇ પડ્યું.

આનંદદુર્ગને બનતા ઇલાજોથી સહીસલામત કરવામાં આવ્યો હતો. સારા સારા યોદ્ધાઓને સર્વદા સુસજ્જિત અને સાવધ રાખવામાં આવતા; દુર્ગવાસી સૈનિકોને સર્વદા હોશિયાર રાખવા માટે દુર્ગમાંથી દૂતની આવ જાવનો બંદોબસ્ત કર્યો હતો, પોતાના પક્ષના

સેનાધિપતિઓને વખત સર તૈયાર રાખવા માટે પત્ર લખવામાં આવતા; રક્ષિત સૈન્યમાંથી કોઈ પણ પ્રકારે વૈરી પક્ષની પોષકતા કરે છે કે નહિ, એવી કાંઇ પણ હીલચાલ ચાલે છે કે નહિ, છૂપી રીતે એ પણ જાણવા માટે વિશ્વાસુ માણસોને દરેક જગાએ નીમવામાં આવ્યાં હતાં; સુરંગપૂરના શા સમાચાર છે, ત્યાં અન્ય કોઇ પણ પ્રકારના યુદ્ધ વિગ્રહની મંત્રણા ચાલે છે કે નહિ, આનંદ દુર્ગના અધિકાર સંબંધી ત્યાં શી સલાહ મસલત થઈ રહી છે, શિશુ રાજાને મેળવીને તેઓ નિશ્ચિંત થયા છે કે નહિ, આજુબાજુના સ્થાનીય સત્તાધીશ લોકો કયા પક્ષમાં ભાગ લેવાની ઇચ્છા ધરાવે છે, એ બધી બાતમીઓ મેળવવા માટે, સુરંગપૂરમાં ગુપ્તચરો તપાસ કરતા હતા; સર્વ દિશાએ રાજા ભૂપસિંહને ભયની મૂર્ત્તિ ઉભેલી જોવામાં આવતી; તથાપિ હજી સુધી મનમાં ને મનમાંજ વિલક્ષણ આશા તેને ઉત્સાહિત કર્યા કરતી. રાજ પક્ષને નષ્ટ કરવાની વાસના તેને અહર્નિશ પીડ્યા કરતી. એ વૈતરણી આશાજ તેને આનંદપૂર દુર્ગમાં આનંદ નિરાનંદના તોફાનમાં વારંવાર ખેંચીને લઇ જતી હતી.

---

## ષડવિંશ પ્રસંગ

### સંધિનો પ્રસ્તાવ.

એમાં શાનું ખેદાશ્ચર્ય !
ન વિચારો કરતાં અપકૃત્ય !
જાણે સઘળા સાચો પન્થ !
છતાં ન છેદી શકતા બંધ !

---

એક પખવાડિયું વીતી ગયું. સુરંગપૂરનો વિજયોત્સવ પૂરો થયો. રાજકાર્યનો ઘટતો બંદોબસ્ત કરી. ન્યાયવાન સભાપતિ રાજા રણધીરસિંહ રાય બહાદુર, આનંદ દુર્ગની વ્યવસ્થા કરવામાં ગુંથાયા. કિશોરસિંહની સાથે એ વિષયમાં તેમની સલાહ થઇ. કિશોરસિંહે કહ્યું:—
"હું પહેલ વહેલો સંધિનો પ્રસ્તાવ કરીશ; જે પ્રમાણો મારા હાથમાં આવ્યાં છે, તે સર્વેનો ઉલ્લેખ કરીને યુદ્ધ અટકાવવાની કોશિષ કરીશ; રાજા ભૂપસિંહ કદાચિત્ તેમાં અસમ્મત થશે, તો પછી યુદ્ધ અનિવાર્ય થઇ પડશે. હું કોણ છું, એ રાજા ભૂપસિંહ જાણે છે આટલા

દિવસ કદાચ નહિ જાણી શક્યો હોય, પણ હવે જાણી શક્યો છે. બીજી પણ ઘણી બાતમી તેણે મેળવી છે. હું ધારૂં છું કે, ઘણા થોડા દિવસની અંદરજ આખી દુનિયા એ વાતને જાણી શકશે. કાલે પ્રભાતમાં હું સૈન્ય સામંત લઇને આનંદ દુર્ગની નજીકમાં છાવણી નાખીશ, રાજાની પાસે દૂત મોકલીશ, પરિણામે જે કાંઇ થશે, તે થોડા વખતમાંજ આપને જણાવીશ.”

રાજા રણધીરસિંહરાયે, આ સંકલ્પને અનુમોદન આપ્યું. પ્રભાત થતા કિશોરસિંહ પોતાની ઇચ્છા મુજબ તૈયારી કરીને, આનંદ દુર્ગથી એક ગાઉ દૂર આવી પહોંચ્યો. ત્યાં છાવણી નાખી દુર્ગમાં દૂત મોકલવાની કોશિશ કરવા લાગ્યો.

દિવસ આથમી ગયો હતો. રાજા ભૂપસિંહ, દસ્યુપતિ મહાવીર, સહોદર રણવીર એ ત્રણે વીરો એક સ્થળે ઉભા રહીને વાતોચીતો કરતા હતા, દોલતસિંહ થોડેક દૂર ઉભો રહીને, તેમના હાવભાવ જોઈ રહ્યો હતો, એવામાં એક માણસે આવી રાજાને સંવાદ આપ્યા કે, સુરંગપૂરના મુખ્ય સેનાપતિ પાસેથી એક દૂત આવ્યો છે અને મુલાકાત કરવા માગે છે.

એકવાર મહાવીરના મુખ ભણી અને એકવાર રણવીરની આંખો તરફ આંખો ફેરવીને, રાજા ભૂપસિંહે ગંભીર વદને પૂછ્યું:-“કેમ હવે શું કરવું? એ દૂતની સાથે સાક્ષાત્કાર કરવો કે નહિ.”

બન્ને ભાઇઓએ એકી સાથે જવાબ આપ્યો:-“જેવી તમારી ઇચ્છા. દૂતના સંવાદના સારાસાર સાથે અમોને કશો સંબંધ નથી.”

“મુલાકાત કરવામાં પણ કાંઈ હરકત નથી.” આમ કહીને રાજા બહાદુર ઉતાવળે પગલે સિંહ દ્વાર પર આવી પહોંચ્યો. આવતાંની સાથેજ તેણે સહુ સાંભળી શકે એવા ઉંચા અવાજે પૂછ્યું:-“કોણ દૂત આવ્યો છે! ક્યાંથી આવ્યો છે? કોનો મોકલેલો છે?”

દરવાજાની બહારથી ઘોડેસ્વાર દૂતે ઘટતા ઉંચા અવાજે જવાબ આપ્યો:-“હું દૂત છું અને સુરંગપૂરના મુખ્ય સેનાપતિની છાવણી ત્યાંથી તેમના તરફથી આવ્યો છું.”

ગંભીર સ્વરે રાજાએ કહ્યું:-“મુખ્ય સેનાપતિ કોણ? જો કે હું તેને ઓળખતો નથી, છતાં દૂતની સાથે સાક્ષાત્ કરવો એ રાજધર્મ છે. અરે! કોઇ છે કે! દરવાજો ખોલો!”

દરવાજો ખોલવામાં આવ્યો. દૂતે પ્રવેશ કર્યો. રાજા ઉતરી

આવ્યો. દસ્યુ બંધુઓના તરફ પ્રફુલ્લ કટાક્ષપાત કરી, દૂતની સાથે તે એક એકાંત વાળા ઓરડામાં દાખલ થયો. ઓરડાનાં દ્વાર બંધ થયાં. લગભગ એકાદ કલાક પછી, બન્ને દ્વાર ખોલી બહાર નીકળ્યા. દૂત ચાલ્યો ગયો. રાજા ફરીવાર દસ્યુ બંધુઓની સાથે આવી મળ્યો. દૂત જાણે સમજી ગયો કે, મહાવીર રણવીરની સમ્મત્તિથીજ રાજા ભૂપસિંહ નારાયણે પોતાને બધી વાતો કહી સંભળાવી છે.

મહાવીરના કાંઈ પણ પૂછતાં પહેલાંજ રાજા ભૂપસિંહે ગૌરવ કરીને કહ્યું કેઃ–'. કેવી મર્યાદા સાચવી છે! મુખ્ય સેનાપતિને ઓળખતો નથી, એમ જણાવ્યું છે,! સાંભળ્યું ને! હું શું કાચું કામ કરૂં કે! બધી બાબતમાં હું બરાબર પાકો બની ગયો છું. વાત તો કરી છે આવી, પણ મુખ્ય સેનાપતિ છે, આપણો કટ્ટો દુશ્મન કિશોર! તે હવે એમ કહેવા માગે છે કે, જો હું તેની વિરુદ્ધમાં નહિ પડું, તો તે મારા નામપર ફરિયાદ કરશે નહિ. બધી પંચાત મટી જશે. અને તમો? તમો જો હવેથી બીજા કોઈના ઉપર જુલ્મ નહિ ગુજારો, તો તમારો પહેલાનો ગુન્હા માફ કરવામાં—

"માફ?" ગંભીર ગર્જનાથી બન્ને જણા એકી સાથે બૂમ મારી બોલી ઊઠયાઃ–"માફ? અમારા નામ પર માફી? ભીલ દુર્ગના અધિપતિ અમો છીએ! અમારૂં એટલું બધું અપમાન? આટલું બધું ઘમંડ! અમો શું ક્ષમાના ભિખારી છીએ? નહિ. કદાપિ નહિ."

ધીમે ધીમે વિચાર કરીને રાજા બોલ્યોઃ–"ના, ના, એમાં મારા કહેવાની ભૂલ થઇ છે, ક્ષમા નહિ; પણ સંધિ; પરસ્પર કોઈ કોઈના અપકારમાં ન રહેવાથી વિના કારણ ફરીવાર યુદ્ધ વિગ્રહ થશે નહિ; વિચારને માટે ત્રણ દિવસની મુદત આપવા માગે છે."

"મુદ્દત બુદત આદિ કાંઇ પણ અમો સમજતા નથી; તમારી મુદ્દત, તમારૂં માન, તમારૂં જીવન, તમારી પ્રતિજ્ઞા અને તમારી સર્વે વાતોને તમે જાણો." તુચ્છકારની સાથે આમ કહેતાં કહેતાં મહાવીરે એકદમ કૂદીને દુર્ગની દીવાલપર ચઢી ગયો. વાંકી નજરે જોઇને. અસ્પષ્ટ ગર્જના કરતો કરતો રણવીર તેની પાછળ ચાલ્યો. ઉતાવળે પગલે કંપતા કલેવરે રાજા ભૂપસિંહે પણ તેમની સાથે સાથે દુર્ગની દીવાલપર જઈ પહોંચ્યો. ત્રણે મૂર્તિઓ એકઠી થયા પછી. રાજા કંપિત વચને કહેવા લાગ્યોઃ–"એ મારી ભૂલ થઈ છે; ક્ષમાની વાત

તેમણે કહી નથી; તમારા નામે એવી વાત શું તેઓ કહી શકે ખરા કે? તમારા પરાક્રમને કોણ નથી જાણતું? એ મારી ભૂલ થઇ છે."

"ભૂલ અભૂલ જાણવા નથી મહારાજ, તમારૂં કામ તમો કરો. અમો કબૂલાત આપીએ છીએ કે, તમોને મદદ કરીશું બસ એટલી વાતજ જાણીએ છીએ. સંધિ બંધી જાણતા નથી. જે કામ તલ્વારથી થઈ શકે છે, તે કાર્ય સંધિથી કર્યું છે, એમ કહીને લોકો અમારો ઉપહાસ કરશે. ના મહારાજ! એ કામ અમારૂં નથી."

"ત્યારે હું સંધિનો પક્ષ લઇશ નહિ. ત્રણ દિવસની મુદ્દત આપી છે, એ ત્રણ દિવસ પછી હું ઘટતો જવાબ આપીશ; બિલ્કુલ નાખુશી દેખાડીશ." આમ કહીને રાજા બહાદુર ચંચળ પગલે દીવાલ પરથી ઉતરી આવ્યો. મહાવીર અને રણવીર દીવાલપર ટહેલવા લાગ્યા. રાજા નીચે આવી. દોલતસિંહની સાથે સલાહ કરવામાં રોકાયો.

વાતચીત કરતાં કરતાં વચ્ચે દોલતસિંહ મહાવીર તથા રણવીરના તરફ નજર દોડાવી જોવા લાગ્યો. મહાવીરની નજર બીજી બાજૂએ રહેવા છતાં પણ વારંવાર તેઓ તેમના તરફ જોવા લાગ્યા. દોલતસિંહના હાવભાવ પરથી રણવીર જાણી ગયો કે, રાજા અને તેની વચ્ચે કાંઇક ખાનગી સલાહ ચાલી રહી છે. અને તેઓ બન્ને ભાઇઓના તરફ તેમને શત્રુભાવ ઉપજ્યો એમ સાફ સાફ દેખાઈ આવે છે. તેઓ સંધિના પ્રસ્તાવમાં સમ્મત થઇને મિત્રતાનો ભંગ કરશે, એવું પણ તે તેમની સલાહની હીલચાલ પરથી જાણી ગયો.

રાજાની સાથે સંધિની વાત કરતી વેળાયેજ રણવીર તથા મહાવીર તેના મનોભાવને ઘણી સારી રીતે જાણી ગયા હતા; તેમાં વળી દીવાન દોલતસિંહ સાથે સલાહ કરતી વેળાયે તેના તથા રાજાના જે જે વિલક્ષણ હાવ ભાવો તેમના જોવામાં આવ્યા, તેથી તેમની શંકાની કાંઈ સીમાજ રહી નહિ.

સંધ્યા થઇ. મહાવીર અને રણવીર દુર્ગની દીવાલપરથી નીચે ઉતર્યા. દોલતસિંહ ત્યાંથી સરી ગયો. રાજા બહાદુરે હૃદયમાં અગ્નિ ધારણ કરીને બન્ને ભાઇઓની સાથે મુલાકાત કરી. સમયોચિત વિશ્વાસ મૂજબ એક બીજાની મિત્રતા યોગ્ય વાતો થઇ. ત્યારે સંધિનો ભંગ કરવાની કાંઈ પણ વાત ઉપસ્થિત થઈ નહિ. સંધ્યા પછી, કોઇ એક ખાસ અગત્યના કામનું બ્હાનું બતાવી રાજા બહાદુર પોતાના ખાનગી ઓરડામાં ચાલ્યો ગયો. ભીલરાજ સહોદરો દુર્ગના ચૉકમાં

જાઇ હેલવા લાગ્યા. રાત્રિનો જ્યારે એકાદ પ્રહર થવા આવ્યો, ત્યારે મહાવીર ગુપચૂપ રણવીરને કાંઇક છૂપી વાત કહીને રાજાના ઓરડા ભણી ચાલ્યો ગયો. રાજાના શયનગૃહની સ્હામેથીજ તેમના પોતાના વિશ્રામ ગૃહમાં જવાનો રસ્તો હતો. રસ્તાથી નજીકમાં આવતાંની સાથેજ એકાએક મહાવીરના કાને બે માણસોના બોલવાનો ધીમો ધીમો અવાજ સંભળાયો. મહાવીર સાવધ થઇને ચૂપચાપ ધીમે ધીમે જવા લાગ્યો. છેવટે આગળ આવ્યા પછી તે સમજી ગયો કે, રાજાના ઓરડામાંથી એ વાતચીતનો અવાજ આવી રહ્યો છે. વિશેષ સાવધ થઇને, મહાવીર ધીમે ધીમે તે ઓરડાની બાજૂમાં છૂપાઇને ઉભો રહ્યો. છિદ્રમાંથી તેણે જોયું કે, ધીમે ધીમે દીવો સળગી રહ્યો છે અને ઓરડામાં રાજા તથા દીવાન દોલતસિંહ બેઠેલા છે. એથી મહાવીરના મનમાં મહાસંદેહ ઉત્પન્ન થયો. શી શી વાતો થઇ ગઈ, તે તેનાથી સાંભળી શકાઇ નહિ; છેવટે ફક્ત એટલુંજ સાંભળ્યું કેઃ—“ રાત્રિના બીજા પ્રહારને વખતે તમો આ ઓરડામાં આવજો, બધી સલાહ નક્કી કરીશું. લૂટારાઓને રાખખાક કરીશું! જો જો, બરાબર બીજે પ્રહરે ? બરાબર બીજે પ્રહરે ! ”

આ શબ્દો રાજાના હતા. રાત્રિના બીજા પહોરને વખતે દોલતસિંહને આવવાનું આમંત્રણ મળ્યું. મહાવીર બીજું કાંઈ પણ સાંભળવા માટે ત્યાં થોભ્યો નહિ. પહેલાંની પેઠે ગુપચૂપ પોતાના ઓરડામાં ચાલ્યો ગયો.

---

## સપ્તવિંશ પ્રસંગ

### ગુપ્ત પરામર્શ

અફસોસ ! હાય ! પણ કાયમ છે કશું ક્યાં ?
એ ચાલી ! ચાલી ? અહ ! ચાલી કશૂં નથી ત્યાં ?
પાછો રવિ ! વળી શશી ! ફરી એજ—એ—એ !
શું સ્થિરના કુદરતે ક્રમ કોઇનો છે ?

**સાગર**

---

રાત્રિનો એક પ્રહર વીતી ગયો હતો. રાજાના ભોજનગૃહમાં મહા ધામધુમ મચી ગઇ હતી. મહાવીર તથા રણવીરના સન્માન માટે

ભોજન-સભા ભરવામાં આવી હતી. રાજા પોતે સભાપતિ થયો હતો. મહાવીર અને રણવીર બન્ને જણાને ઘણાજ આદરથી આમંત્રિત કરવામાં આવ્યા હતા. બીજા પણ પાંચ સાત ખાસ દિલોજાન દોસ્તો નિમંત્રિત થઈ એકઠા થયા હતા.-મિજલસમાં વિલક્ષણ રોશની કરવામાં આવી હતી. ઉંચી ઉંચી ઉમદા મદિરાની બહાર ઉડતી હતી. તરેહ તરેહવારની ખાવાની ચીજો પીરસવામાં આવી હતી. રાજદુર્ગના સઘળા અનુચરોએ રાત્રે એ ઉત્સવમાં ગુંથાયા હતા; તેઓ સર્વે પણ મિજલસમાં હાજર હતા. દોલતસિંહ છાતી ફૂલાવી હસતા મુખે ભંડારીનું કામ કરતો હતો, બંધુ બાંધવોમાં આનંદના વિષયની અનેક વાતો ચાલી રહી હતી. રાજા પોતે મહાવીરના અને રણવીરનાં ઘણાં ઘણાં ગુણગાન સહિત પ્રશંસા કરતો હતો. ત્રણ રાત્રિ પછી છેલ્લું યુદ્ધ થશે, મહાવીરના મહા પરાક્રમથી આનંદરાજ વિજયી થશે; કિશોર માર્યો જશે, આનંદદુર્ગમાં અક્ષુણ્ણ રાજલક્ષ્મીનો આવાસ થશે, રાજા ભૂપસિંહ દંભસહિત આવું સંભાષણ કરતો હતો. ઉપરાઉપર મદિરા ચાલતી હતી, એવે વખતે એક અદ્દભુત બનાવ બન્યો! સરદાર મહાવીર અકસ્માત્ આસનપરથી ચકરી ખાઇને ગબડી પડ્યો, હાથ પગ તણાવા લાગ્યા, આંખો ઉંડી ઉતરી ગઈ અને ક્ષણવારમાં તો તે બેભાન પણ બની ગયો. "શું થયું! શું થયું!" કહીને સઘળા તે તરફ દોડી ગયા. કોઇ પાણી છાંટવા માંડ્યા, કોઈ વાયુ ઢોળવા લાગ્યા, કોઇએ નાકપાસે સુગંધ ધર્યો, પરંતુ કોઇ પણ રીતે તેને ચૈતન્ય આવ્યું નહિ. વધારે મદિરા પીવાથી આમ થયું છે, કોઈ કોઇ એવો અભિપ્રાય આપવાને આગળ વધ્યા. આપણી પૂરી મિજલસમાં આવી રીતે એકાએક રસભંગ થઈ ગયો. રણવીરે કહ્યું:—"ગરબડ ન કરો, ઘરમાં લઈ ચાલો, મદિરા પીવાથી આમ થાય નહિ, તેમણે આજે જેટલી મદિરા પીધી છે, તેના કરતાં ત્રણ ઘણી પીવા છતાં પણ તેમને કશી ઇજા આવે તેમ નથી. એકાએક કાંઇક પીડા થઇ આવી છે. વધારે ગરમ થવાથી અથવા વધારે ચિંતાનો બોજો શિરપર આવી પડવાથી કોઇ કોઇવાર આવું થઈ આવે છે, માટે ડરવાનું કાંઈપણ કારણ નથી. હમણાંજ સારૂં થઈ જશે. ચાલો. જલ્દી, ઘરમાં લઇ ચાલો!"

ઉંચકીને મહાવીરને શયનગૃહમાં લઈ જવામાં આવ્યો. પથારીમાં સુવરાવીને રણવીર પોતે તેને પવન નાખવા લાગ્યો. મહાવીર બેભાન હાલતમાં પડી રહ્યો. "થોડીવાર એકાંતમાં રહેવાથી આરામ થઇ

જશે.” એમ કહીને સઘળા એ ગૃહમાંથી બહાર ચાલ્યા ગયા. ફક્ત રણવીર પથારી પાસે બેસી શુભ સમયની વાટ જોવા લાગ્યો.

ભોજનગૃહમાં પાછો પહેલાંની પેઠે જલ્સો શરૂ થયો; સઘળાં માણસો ત્યાં આગળ આવી ફરવા લાગ્યાં; રસ્તો સાફ થયો; મહાવીર ખડખડ કરતો હસીને પથારીપર બેઠો થયો. “કેવો પ્રપંચજાળ પાથર્યો છે!” હસીને રણવીરને તેણે આવો પ્રશ્ન પૂછ્યો.

રણવીરે જવાબ આપ્યોઃ—“ઉત્તમ! અતિ ઉત્તમ!

મહાવીરે પાછું ગુપચૂપ કહ્યું:—“ત્યારે ચાલ, ચાલ, જલ્દી ચાલ. રાત્રિનો બીજો પ્રહર થવામાં હવે વધારે વિલંબ નથી.”

બન્ને ભાઇઓ ચૂપચાપ બધાનાથી અદશ્ય થઇને રાજા ભૂપસિંહના શયનગૃહમાં દાખલ થયા. જે બાજૂએ શય્યા હતી, તેની સ્હામેના ભાગમાં એક મોટી પાટ પડી હતી અને તેની ચારે બાજૂએ જમીન સુધી ઝૂલતી ઝાલર લટકતી હતી, મહાવીર એ ઝાલરની અંદર છૂપાઇને બેસી રહ્યો. રણવીર એ ગૃહમાંથી બહાર નીકળીને મહાવીરના બિછાનાપર એક ઓશિકું મૂકી તેના પર ચાદર ઓઢાડી, મલિન મુખે પાછો ભોજનગૃહમાં આવી પહોંચ્યો. “કેમ છે?” રાજાના આવા આગ્રહ ભરેલા પ્રશ્નના પ્રત્યુત્તરમાં તેણે જણાવ્યું કે:— “કાંઇક આરામ છે! હમણાં તેઓ સૂઇ ગયા છે.”

અર્ધી રાત્રિનો અર્ધો પહોર થવા આવ્યો, ત્યારે પ્રમોદ સભાનો ભંગ થયો, નિમંત્રિત લોકો વિદાય થયા. દુર્ગના અનુચરો પોતપોતાના સ્થાને વિશ્રામ કરવા ગયા. સદર દરવાજો બંધ થયો. બીજા બધા ગૃહોના દ્વારો પણ દસ્તુર મૂજબ બંધ થયાં. રાજાએ પોતાના શયનગૃહમાં પ્રવેશ કર્યો. પડદાની અંદર મહાવીર ઘણીજ સાવચેતીથી છૂપાયો હતો. મ્હોં આડો હાથ રાખી તે પોતાના શ્વાસને પણ અટકાવી રહ્યો હતો. ભાઇની તબીયત બીમાર હોવાનું જણાવી રણવીર પોતાના ઓરડામાં ન જતાં મહાવીરના ઓરડામાંજ દાખલ થયો.

બરાબર અર્ધી રાત્રિની વેળાયે દીવાન દોલતસિંહે ચૂપચાપ રાજાના શયનગૃહમાં પ્રવેશ કર્યો. રાજા સૂતો નહોતો, પથારીપર પગ ઝૂલાવી બેઠો બેઠો એક પ્રકારની ચિંતાઓ કરતો હતો. દોલતસિંહે દાખલ થતાંની સાથેજ ઓરડાનો દરવાજો બંધ કર્યો, રાજાના પલંગની નજીકના એક કાષ્ટાસનપર બેસીને, ચારે તરફ એકવાર જોયા પછી, સાવધતાની સાથે તેણે રાજાને પૂછ્યું કે:—“શું કહ્યું હતું મહારાજ?

કિશોરસિંહને કાયદાનાં પ્રમાણો અનેક છે.”

“સઘળાં–સઘળાં–સઘળાં પ્રમાણો તેના હાથમાંજ છે. સઘળો ગુપ્તવૃત્તાંત તે જાણી ગયો છે, દીવાનીએ સઘળું જાહિર કરી દીધું છે આપણને જેની ધાસ્તી હતી, તેજ બનાવ બન્યો છે.”

“એથી ડરવાની શી જરૂર છે! આપ જો દૂતની વાતમાં રાજી થશો, તો કાંઇ ઇજા આવશે નહિ.”

“એટલા માટે તો તમોને એકાંતમાં બોલાવ્યા છે, દૂત કહે છે કે, હું જો બધી વાતોને મારા મ્હોંએથી કબૂલ કરીશ, રાજ્ય છોડી દેશ છોડી બીજા દેશમાં ચાલ્યો જઇશ, તો. પછી બીજી કાંઇ પણ ઇજા આવશે નહિ. મને પણ નહિ, તમને પણ નહિ, બન્ને આબાદ છટકી શકીશું.”

“મારી પણ એવીજ સલાહ છે. રાજ્ય કહો, ધન કહો, સત્તા કહો કે સર્વસ્વ ધનસંપત્તિ કહો, પણ એ સર્વના કરતાં જીવનધન ઘણુંજ મીઠું અને ઉમદા છે.”

“એથી શું થયું? જીવની પાસે કશું પણ નથી. મેં આટલી બધી પીડાઓ ભોગવી છે; છતાં પણ મરણનું નામ સાંભળીને મારૂં મન ભયથી કંપી ઉઠે છે. આપણે તો હવે આ દેશમાં રહીશું નહિ, તો પછી અપમાન પણ કોનું થશે? હા, બરાબર યાદ આવ્યું. પેલા બન્ને બદમાશ લૂટારાઓને ધૂળધાણી કરવા માટે આપ મને શું કહેતા હતા? એમને બન્નેને હું હાડેહાડથી ધિક્કારૂં છું. મને એવી ઇચ્છા થઈ આવે છે કે, જાણે ચીરીને ખાઇજ જાઉં! આપ તેમને દોસ્તો કહો છો! લૂટારા તે વળી દોસ્ત હોતા હશે કે? લૂટારાની સાથે મિત્રતા પણ કરાતી હશે કે? ક્યારે શું કરશે, એનો શો વિશ્વાસ? આખી જિંદગી સુધી તેમના તરફ શંકાશીલજ રહેવું પડે છે! માટે પ્રથમ આપ તેમનો બન્નેનો વિનાશ કરો.”

“એવી સલાહજ થાય છે. હું તેમને હાથમાં રાખું છું, શા માટે, તે તમો જાણો છો? તેમનું સાહસ વિશેષ છે, બળ વિશેષ છે અને દુષ્કર્મને વિષે ક્ષમતા પણ વિશેષ છે. ભૂલાવી ભૂલાવીને દગો દઇને હું તેમને મારા હાથમાં રાખવા માગું છું. એવા માણસો કાબૂમાં રહેવાથી વખતો વખત ઘણાજ ખપ લાગે છે, તેઓ મારા મનનો ઇરાદો સમજી શકતા નથી. તેઓ મૂર્ખ છે, ગમાર છે, ગદ્ધા છે, હવે હું નિષ્કંટક થઇશ.”

માથું ધુણાવીને દોલતસિંહે કહ્યું:—“ના—ના, ના, હું એથી

ભૂલાઇશ નહિ. આપે કબૂલ કર્યું છે કે, રણધીરસિંહરાયની કન્યા એ લૂટારાના સરદારને આપીશ. તે કબૂલાત જો—"

હો હો કરી હસીને ભૂપસિંહે કહ્યું:—"રણધીરસિંહની કન્યા? હાઃ; હાઃ, હાઃ! હું ધારૂં છું કે, તમે મારા હેતુને બિલ્કુલ સમજીજ શક્યા નથી? એ ફક્ત મ્હોંનીજ કબૂલાત છે. શું મારા ખરા જિગરની છે! દમ દઇને એમને એવું ઠસાવી દીધું છે, લોભ આપીને લલચાવી રાખ્યા છે! સુશીલાને લૂટારાના હાથમાં સોંપીશ? એવી વાત તમો પણ માની બેઠા છો! હો! હો! હો! તમે મૂર્ખ છો, સુશીલા તો મારીજ છે! જો દેશવટો ભોગવવો પડશે, તો પણ હું સુશીલાને છોડીશ નહિ."

"હાઃ! હાઃ! હાઃ! આવી ચાલાકી ચલાવી છે! બહુ સારૂં મહારાજ ચાલાકી તો આબાદ ચલાવી છે. આપના એ ગુણથીજ આ દોલતસિંહ આપનો ગુલામ બની બેઠો છે! પરંતુ વારૂ, ધારો કે, કદાચ તેમજ થશે અને રણધીરસિંહની કન્યાને લઇને આપ કદાચ પરદેશમાં જશો, તો પછી એ લૂટારાઓ આપને શી રીછે છટકવા દેશે? તેમનું ટોળું ઘણું મોટું છે, જોર કરીને—"

વચ્ચમાંજ રાજાએ કહ્યું:—"હાઃ! હઃ! હાઃ! મને લાગે છે કે, એનોજ વિચાર તમારા મગજમાં રાતદિવસ સંડોવાયા કરતો હશે! એથીજ તમો આટલા બધા ડરતા હશો? પણ ત્યાં સુધી એ બદમાશો જીવતાજ ક્યાંથી રહેશે? ત્રણ દિવસમાંજ બધું ખતમ થઇ જશે. દૂત કહી ગયો છે કે, કિશોરસિંહનો હુકમ એવો છે કે, ભીલદુર્ગને ખાલસા કરવામાં આવશે, લૂટારાનાં આખાં ટોળાંને કાળાપાણીની સજા કરવામાં આવશે અને તેમની સઘળી માલમિલ્કત સરકારમાં જપ્ત થશે. મહાવીર હવે હથિયાર ધારણ કરી શકશે નહિ, જો સાધારણ ખેડુતની માફક ખેતી કરી ગુજરાન ચલાવવાને તેઓ સમ્મત થશે, તો બચી શકશે અને નહિતો પછી જીવજાનથી માર્યા જશે. અથવા દેશાંતરિત થશે! ઉહ! લૂટારાઓ પછી શું બચી શકશે? ઓહ! હજી પણ દંભ દેખાડે છે! મેં ફક્ત ચાલાકીથી મારી વાત કહી હતી, એ સાંભળીને મહાવીર કેવો રાતો પીળો થઇ ગયો હતો. પણ તેનો એ ગર્વ હવે કેટલાક દિવસ ટકી શકશે? બહુ બહુ તો ત્રણ રાતને ત્રણ દિતસ."

સરદાર મહાવીર પડદાની અંદર જાણે અગ્નિના ઉત્તાપથી સળગી

ઉડતો હતો. તીરની પેઠે કૂદીને એકદમ રાજાની ગરદન ઉડાવી દેવાની તેના મનમાં પ્રબળ ઇચ્છા થઈ આવતી હતી. પણ ફક્ત છેવટ સુધી સાંભળમા માટેજ ચૂપ કરી તે ત્યાંજ બેસી રહ્યો.

પૂર્ણાનંદથી હાસ્ય કરીને દોલતસિંહે કહ્યું:-"જીવતો રહે કિશોરસિંહ! બરાબર હુકમ ફરમાવ્યો છે. બન્ને લૂટારા નિર્મૂળ થાય એવીજ દોલતસિંહની દૃઢ ઇચ્છા છે! આહ! એ બન્નેનો કત્લનો જો હુકમ થાય, તો હું પોતેજ ખાંડું અથવા તલ્વાર હાથમાં ઝાલી નાચતો નાચતો—"

એવામાં એકાએક ઓરડાના દરવાજાપર ખડખડ શબ્દનો ધ્વનિ થયો. દરવાજો બંધ હતો, ધીમે ધીમે ખોલાવા માંડ્યો. ચમકીને ડરીને, દોલતસિંહ તે તરફજ એકીટસે જોઈ રહ્યો. રાજા ફક્ત શબ્દ જ સાંભળી શક્યો, બીજું કાંઈ પણ જોઈ શક્યો નહિ; તો પણ દોષી મનમાં ભયનો સંચાર થયો! દોલતસિંહે જોયું કે, એક સૂકાયલા હાડકાં વાળો લાંબો હાથ એ દરવાજાનાં કાણામાંથી ઘરમાં લાંબો થયો, મોટી મોટી હાડકાંવાળી આંગળીઓ થરથર નાચવા લાગી. દોલતસિંહના બદનમાં અવિરત કંપારી છૂટી. વળી પાછું આ શું? એક મોટું અસ્થિસાર મુખ ક્યાંથી આવ્યું! દ્વારના છિદ્ર માર્ગે એ મુખ બે મોટા મોટા સફેદ દાંતો બહાર કાઢીને દોલતસિંહને જાણે ચાવવા આવતા હોયની! એવોજ ભાસ થવા લાગ્યો! દોલત મોટા મોટા બરાડા પાડતો અથડાતો કૂટાતો આખરે બેભાન બની ગયો. ઓરડામાં ધડાધડ શબ્દનો અવાજ થવા લાગ્યો. એકાએક પવનના એક ઝપાટાએ આવીને ઓરડામાં સળગતા દીવાને હોલવી નાખ્યો. ઓરડો અંધકારમય થઇ ગયો, એ અંધકારમાં વારંવાર ધડધડ શબ્દનો ધ્વનિ થવા લાગ્યો. મહાવીરને ઉમદા તક મળી. અંધારાના ધડધડ શબ્દની સાથે વિશેષ વિકટ વિકટ શબ્દો મેળવી હાઉહાઉની ચીસો મારતો મારતો, પડદામાંથી બહાર નીકળી, બળપૂર્વક દરવાજો ધકેલીને, મહાવીર નિર્ભયતાથી તે ઓરડામાંથી બહાર નીકળી પડ્યો.



## અષ્ટવિંશ પ્રસંગ

## ભીલદસ્યુની પ્રતિહિંસા

મહાવીરે બહાર આવીને પોતાના ગૃહમાં પ્રવેશ કર્યો. પ્રવેશ કરી તેણે જોયું કે, રણવીર ઉદાસ થઇ બેઠો છે. બન્ને જણા એકઠા થઇ બીજા એક એકાંતવાળા ઓરડામાં જઇ બેઠા. મહાવીરે ઉશ્કેરાઇને કહ્યું:-"ભાઇ! ભયંકર કારસ્થાન રચાયું છે. 'ભૂપસિંહ ભયાનક વિશ્વાસ-ઘાતક નિવડ્યો છે! મેં તેની સઘળી સલાહ સાંભળી છે. આપણો વિનાશ કરવાની સલાહ નક્કી થઇ ચૂકી છે. કિશોરના દૂતે આપણી માફીની વાત કહી નથી, સઘળી ધન દૌલતને ખાલસા કરી આપણને તે કાળા પાણીએ મોકલશે. ભૂપસિંહને એથી ભારી આનંદ થયો છે! ભારી ઉત્સાહ છે! દૌલતસિંહ આપણને ચીરી ખાવા માગે છે. ભૂપસિંહના નામપર ફરિયાદ નથી, તેણે જે સઘળાં ભયંકર દુષ્કર્મો કર્યાં છે, એની બધી વાતો તેને કબૂલ કરવી પડશે; તેને પણ દેશવટો ભોગવવો પડશે, આ સર્વેશા કાંડ ઉપસ્થિત થયા મારાથી તો કશું પણ સમજી શકાતું નથી. ફક્ત એટલુંજ હું સમજી શક્યો છું કે, આપણો સર્વનાશ કરવાનીજ ભૂપસિંહની મુખ્ય મતલબ છે! ભૂપસિંહ કહે છે કે, આપણે બેવકૂફ છીએ, આપણે ગદ્ધા છીએ. આપણને દગાથી ભુલાવ્યા છે! કામ પાર પાડવા માટે કબ્જે કર્યાં છે! રણધીરસિંહરાયની કન્યાને મને આપવાની વાત પણ બિલ્કુલ જૂઠી છે. ઓહ! ભયાનક વિશ્વાસઘાતક! ખરેખર હું મૂર્ખ છું, બેવકુફ છું. ખરેખર હું ગદ્ધો છું! દુરાત્માની મિથ્યા ચાતુરીપર વિશ્વાસ મૂકી હું બરાબર ભૂલમાં ફસાયો છું."

રણવીરે કહ્યું:-"ખરી વાત. તમે આજ સુધી સમજી શક્યા નહોતા, પરંતુ મેં તો એક કામમાં અનેક સંદેહનાં લક્ષણો જોયાં છે દૌલતસિંહની સાથે મુલાકાત થતાંજ એ ભાવ સાફ ખુલ્લો થઇ આવે છે. ગમે તેમ હો, પરંતુ રાજા તથા દીવાન મહા ભયાનક ખળ પુરુષો છે, અને એ સાથે પાપકાર્યના નાયકો પણ છે. મને એ શયતાનોનો વચ્ચે વચ્ચે ઘણીવાર અનુભવ મળી ગયો છે."

"અનુભવ કેમ. આજે મેં મારા પોતાના કાને પાપી કુચક્રીના પોતાના મ્હોંએથીજ ઘણી ઘણી ભયંકર વાતો સાંભળી છે. હવે એ લોકોપર કોઇ પણ રીતે વિશ્વાસ મૂકી શકાય તેમ નથી."

"ત્યારે હવે તમે શું કરવા માગો છો?"

"હું? મેં જે ધાર્યું છે, તે કાલનો સૂર્ય ઉગતાં પહેલાંજ તું જાણી શકીશ."

રણવીરે કહ્યું:—"દગાબાજી ઘણીજ ચમત્કારી થઇ પડી છે! કાનોકાન એ પાપીઓની વાત સાંભળવામાં આવી નહોત, તો તેમના વિનાશનો ઉપાય આપણાથી સહજમાંજ યોજી શકાત નહિ."

"જરા વિચારી જો જોઇએ કે, કારસ્થાન ક્યાં સુધી ભયંકર રચાયું છે? કિશોરને જીવથી મારવાની દૃઢ પ્રતિજ્ઞા છે. આજ સુધી ફાંસીનું લાકડું ખોદી રાખ્યું છે! એ દરમ્યાનજ તે કિશોરને શરણે જઇ, આપણો સર્વનાશ કરવાને તૈયાર થયો છે. ઉહ! એવા વિશ્વાસઘાતકના પાપનું પ્રાયશ્ચિત શું સહજમાંજ થઈ શકે ખરૂં કે? ચાલ, કોણ ક્યાં છે, તે જરા જોઇ આવીએ."

બન્ને ભાઇઓ ગુપચૂપ નીચે ઉતર્યા. સૈનિકો, પ્રહરીઓ, અનુચરો આદિ સર્વે કોણ ક્યાં કેવી હાલતમાં છે, તે સઘળું એકવાર તપાસી જોયું. સઘળા નિદ્રાધીન હતા. ફક્ત દરવાજાના પ્રહરીઓ પહેરો ભરતા અર્ધા જાગતા બેઠા હતા. એક કલાક પછી પાછું ફરીવાર જોયું. દોલતસિંહ સુતેલો છે, નિદ્રિત કે અચેતન છે, તે બરાબર સમજાયું નહિ, પરંતુ વસ્તુતઃ કોઇના મુખમાંથી એક શબ્દ પણ સંભળાતો નહોતો. ફરીવાર, બન્ને જણા એ તલ્વારો લઇને નીચે ઉતરી ગયા. પોતાના સૈન્યમાંથી છ જણને તેમણે જગાડ્યા. તલ્વારો લેવાનું કહ્યું. અર્થ ન સમજવા છતાં પણ તરતજ કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના તેમણે તેમજ કર્યું. છેવટે, બન્ને ભાઇઓ તેમને સાથે લઇને, ચૂપચાપ રાજાના શયનગૃહમાં જઇ પહોંચ્યા. ગૃહમાં પ્રવેશ કર્યો. ગૃહમાં દીવો સળગતો હતો, પથારીપર એક વ્યક્તિ નસકોરાં વગાડતી ઊંઘતી હતી. નિદ્રિત વ્યક્તિ અન્ય કોઇ નહિ પણ ખુદ રાજા ભૂપસિંહ પોતેજ હતો.

છ સોબતીઓ પથારીની છએ બાજૂએ ઉભા રહ્યા. બન્ને ભાઇઓ પલંગ પાસે શય્યાની ઉપર નીચે થઇને એકીટસે રાજાની હાલત જોવા લાગ્યા. આઠે તલ્વારો બિલ્કુલ ખુલ્લી હતી, મહાવીરે બોલાવ્યો:—"રાજા, રાજા, ઊઠો."

રાજાને શુદ્ધિ નહોતી. જોરજોરથી શરીર હચમચાવીને મહાવીરે ફરીવાર કહ્યું:—"રાજા! રાજા! જાગો! ઊઠો!"

રાજાએ ચમકીને જોઈ જોયું. ભયાનક દૃશ્ય ! આઠ પુરુષો ઓરડામાં આવી ઉભા છે ! આઠ તલ્વારો બિલ્કુલ નગ્ન થઇ તેના તરફ તલપી રહી છે. રાત્રિને અંતે આ શો કાંડ ? રાજાને અત્યંત ભય લાગ્યો ! ભયથી કંપતા અવાજે તેણે પૂછ્યું:—"કેમ ? શું છે?"

મહાવીરે કહ્યું:–" ઉઠ. "

રણવીરે કહ્યું:–" હા. જાગ, હવે ઉંઘી શકાશે નહિ. "

રાજા કંપતો કંપતો ઊઠી બેઠો થયો, જે તરફ વિકટમૂર્ત્તિ ઉભેલી જોવામાં આવી. તે તરફ જાણે સાક્ષાત્ યમ દેખાયા. આઠ તલ્વારો મ્યાનમાંથી બહાર કાઢેલી નજરે પડી. મામળો છે ? મનમાં ધાર્યું કે, અવશ્ય આ લોકો મારવા આવ્યા છે અવશ્ય છુપી સલાહ સાંભળી ગયા છે. ઉપાય શો ?" શરીર કંપ્યું, હૃદય કંપ્યું, આત્મા પણ કંપી ઊઠયો. મનમાં ફરીવાર વિચાર્યું કે, ચીત્કાર કરૂં, પણ વળી એ વિચાર બદલીને પુનઃ વિચાર્યું કે એથી પણ શું વળવાનું છે? આઠ નગ્ન તલ્વારો સ્હામે આવી ઉભી છે ! કોઇના આવી પહોંચતાં પહેલાંજ આ લોકો કાપી નાખશે. ચીત્કાર કરવો નિષ્ફળ છે. આ પ્રમાણે ઘણા વિચારો કરી તે બેઠો બેઠો કંપવા લાગ્યો.

મહાવીરે વ્યગ્ર સ્વરે પૂછ્યું:—" કેમ મહારાજ ! કંપો છો શા માટે ! શરીર સમાલો."

અપમાનના અંકુશથી અત્યંત વિંધાઇને રાજા બહારના સાહસથી અધીર કંઠે ભગ્ન વચને કહ્યું:–કોણ? તમો આવા રાત્રિને વખતે મારા શયનગૃહમાં આવી સ્થિતિમાં શા માટે આવ્યા છો ? બીજી કાંઇ નવી આફત આવી પડી છે કે શું ? "

મહાવીર હસ્યો, કાંઈ પણ બોલ્યો નહિ. રણવીરે કહ્યું:–' આફતને અમો ઓળખતા પણ નથી, અમારાપર આફત પણ આવતી નથી. જેઓ આફતનું નામ સાંભળી કંપી ઊઠે છે, તેમના પરજ આગળ પાછળથી અનેક આફતો આવી પડે છે. "

" વાતોમાં નકામો વખત ગાળવાનું મારાથી સહી શકાતું નથી." સંક્ષેપમાં આવી વાત કહીને મહાવીરે મજબૂત રીતે રાજાનો હાથ પકડીને પથારીપરથી નીચે ઉતાર્યો, દીવાલ સાથે અઢેલીને ઉભો રાખ્યો, તેનાંજ કપડાંથી તેના બન્ને હાથ બાંધ્યા, રાજાના કંપનો વેગ ઘણોજ વધી પડયો. અસ્પષ્ટ સ્વરે તેણે દુઃખ સાથે કહ્યું:–" બાંધો ના ! બાંધો ! આ અપમાન અસહ્ય થઈ પડ્યું છે ! એકવાર મને ક્ષમા કરો. "

વિકટ સ્વરે મહાવીરે કહ્યું:–"તેં અમારૂં કશું પણ કર્યું નથી કશું પણ બાકી રાખ્યું નથી, તારા પાપનું ઉચિત ફળ ભોગવ."

રાજા ચૂપ રહ્યો. ચામડાના કમરબંધમાંથી એ ઝીણી દોરીઓ કાઢીને રાજાના મુખમાં ક્ષણ માત્રમાં પહેરાવી દીધી. ઘોડાએ જાણે લગામ પહેરી. એ લગામનો છેડો ઝાલી એક લૂંટારો ગર્વસહિત ધક્કા મારતો મારતો અર્ધનગ્નાવસ્થામાં રાજાને નીચે લઇ ગયો. આખા દુર્ગમાં એવી હાલતમાં ફેરવીને સરદારો છેવટે અગાસીપર ચઢ્યા. જે અગાસીપર કિશોરસિંહને મારવા માટે ફાંસીનું લાકડું ખોડી રાખેલું હતું, તેજ અગાસીપર સઘળા આવી પહોંચ્યા. ફાંસીનાં લાકડાં પાસે આવી રાજાને સંબોધીને મહાવીરે કહ્યું:–"રાજા ભૂપસિંહ! તારી પ્રતિજ્ઞા હતી કે જ્યાં સુધી શિકાર ન મળે, ત્યાં સુધી ફાંસીનું લાકડું નાબૂદ કરીશ નહિ. બરાબર છે. વ્રતનો ભંગ કરનાર મહાપાપી! તું આજે તારૂં વ્રત પૂર્ણ કર? કિશોરને તો મેળવી શકયો નથી! કિશોરની સાથે તારી સંધિ થઇ ગઈ છે! અમોને તું કિશોરના હાથે રસાતળમાં મૂકવા માગે છે! તારો દોલતસિંહ અમોને ફાડી ખાવા ઇચ્છે છે! રણધીરસિંહની કન્યાને મારા હાથમાં આપવાની કબૂલાતને તું જૂઠી ઠરાવવા માગે છે, લાલચ આપી, દગો દઇ તું અમોને તારે કબ્જે રાખવા માગે છે! ઓહ! અમો બેવકૂફ છીએ! અમો ગધેડા છીએ! તું ચાલાક છે! વારૂ, હવે, તારૂં વ્રત પૂર્ણ કર." આવું સંભાષણ કરીને મહાવીરે સ્વહસ્તે રાજા ભૂપસિંહને ફાંસીને લાકડે લટકાવી દીધો.

ક્ષણવારમાં બધું ફના થઇ ગયું. દસ્યુ સરદારો એ રાત્રેજ આનંદદુર્ગમાંથી બહાર ચાલ્યા ગયા. પ્રભાતમાં દુર્ગનાં માણસોએ જાગીને જોયું કે, તેમનો રાજા બહાદુર ફાંસીના લાકડાં પર ઝૂલી રહ્યો છે! સઘળા ઘણાજ અજાયબી પામ્યા; પરંતુ કોઇપણ શોકાતુર થયું નહિ; એવાં લક્ષણો પણ કોઈના મુખપર પ્રકટ થયાં નહિ. જો કોઇ શોકાર્ત-દુઃખાર્ત અને ભયાર્ત્ત થયું હોય, તો તે એકમાત્ર તેનો પ્રિય દુષ્ટ દુરાચાર દીવાન દોલતસિંહજ થયો!

## ઊનત્રિંશ પ્રસંગ

### પરિચય.

આનંદદુર્ગથી એક કોશ દૂર કિશોરસિંહે સૈન્યસહ છાવણી સ્થાપન કરી હતી, એ વાત પ્રથમજ જણાવવામાં આવી છે. પ્રભાતમાંજ તેણે સમાચાર મેળવ્યા કે, રાજા ભૂપસિંહરાય ફાંસીએ લટકી માર્યો ગયો છે. હૃદયમાં આઘાત પામી સુરંગપૂર એ શોચનીય સમાચાર લખી, માણસ મોકલી તરતજ તે આનંદદુર્ગમાં આવી પહોંચ્યો. વૃદ્ધ દરવાને મલિન મુખે મલિન તેમજ પ્રફુલ્લ વદને કિશોરસિંહને પ્રણામ કર્યા. રાજાની શી રીતે આવી શોચનીય દશા થવા પામી હતી, એ સંબંધમાં દરવાનના મુખેથી તેણે સંક્ષિપ્ત સંવાદજ માત્ર શ્રવણ કર્યા. દુર્ગનાં તમામ માણસો દરવાજા પાસે આવી જમા થયાં. સહુએ કિશોરસિંહને જોઇને ખુશાલી જાહિર કરી. કિશોરસિંહે સહુની સાથે મિત્ર ભાવે સંભાષણ કર્યું. તે વખતની મુખ્ય ચર્ચા, રાજા ભૂપસિંહના અકાલ મૃત્યુનીજ થઈ પડી. કોણે કેવી રીતે એ જાલિમ કામ ખતમ કર્યું, એ બાબતમાં કોઇ ખાત્રીપૂર્વક કાંઇ કહી શક્યું નહિ. દુર્ગમાંથી રાત્રે કોઈ બહાર ચાલ્યું ગયું છે કે નહિ, કિશોરસિંહ સર્વસમક્ષ આવો પ્રશ્ન પૂછ્યો. દરવાને કહ્યું, દસ્યુ સરદાર મહાવીર અને રણવીર રાત્રિના છેવટના ભાગમાં અશ્વપર બેસી બહાર ચાલ્યા ગયા છે, તેઓ રાજાના મિત્રો હતા, આવવા જવાની તેમને અટકાયત નહોતી, એટલા માટેજ દરવાજો ખોલી આપવામાં આવ્યો હતો.

કિશોરસિંહે સ્તબ્ધ થઇને, આ સમાચાર સાંભળ્યા. "મહાવીરના પક્ષનાં બીજાં કોઇ માણસો આ દુર્ગમાં હતાં કે નહિ?" આ સવાલનો તેણે જવાબ મેળવ્યો કેઃ—"પાંચસો હથિયાર બંધ અનુચરો હતા." તેઓ ક્યાં ગયા, એની તપાસ થઇ, તપાસ કરતાં જાહિર થયું કે, ફક્ત બે સરદારો સિવાય બીજું કોઇપણ સદર દરવાજામાંથી બહાર નીકળ્યું નથી. જ્યારે સૂતા હતા, ત્યારે એ અવસરમાં દરવાવાજાનાં તાળાં ભાંગીને, તેઓ સઘળા એક પછી એક ન્હાસી ગયા છે, આ સઘળાં પ્રમાણો મેળવીને કિશોરસિંહે નિશ્ચય કર્યો કે, લૂટારા સરદારોએજ તેના દિલોજાન દોસ્ત રાજાને જીવજાનથી મારી ઠાર કર્યો છે.

જોકે ભૂપસિંહ ઘણા લાંબા વખતનો કિશોરસિંહનો જીવનવૈરી હતો, જો કે, ભૂપસિંહની દુષ્ટતાથી તેને ઘણા દિવસ ભયાનક યંત્રણા ભોગવવી પડી હતી, મરણની છેલ્લી ઘડી સુધી ભૂપસિંહ જોકે કિશોરસિંહના પ્રાણ લેવા માટે દૃઢપ્રતિજ્ઞ હતો, તોપણ તેના તે શોચનીય અકાલ મૃત્યુથી કિશોરસિંહ ઘણોજ દુઃખી થયો. તેની બન્ને આંખોમાંથી અવિરલ ધારે આંસૂ વહેવા લાગ્યાં. દરવાજાપર હવે વધારે વિલંબ ન કરતાં કેટલાક માણસોની સાથે તે દુર્ગના શિખરપર ચઢ્યો. દોરડું કાપી, લટકતા ભૂપસિંહના મુડદાને નીચે ઉતારી લેવામાં આવ્યું અને ફાંસીના લાકડાંને ભાંગી નાખવામાં આવ્યું. એ સમયે કિશોરસિંહના મનમાં અનેક પ્રકારના જે પૂર્વ ભાવોનો ઉદય થવા લાગ્યો, તે અવર્ણનીય છે.

એવા અપઘાત મૃત્યુની અંતિમ ક્રિયાની જેવી વ્યવસ્થા કરવી જોઇએ, તે સંબંધી સુરંગપૂરથી આત્મીયજનોના આવ્યા પછી તેમની સલાહ મૂજબ કરવામાં આવશે, એવી આજ્ઞા આપીને કિશોરસિંહ શોકાતુર મને દુર્ગમાં રહેવા લાગ્યો. દસ્યુ સરદારોની તપાસમાં દશે દિશામાં માણસો ગયાં. પરંતુ કોઇપણ દિશામાંથી તેમનો કશોપણ પત્તો મળ્યો નહિ. તેમનો કાલીદુર્ગ ખાલી પડ્યો છે, સંચિત લૂંટેલી સંપત્તિ, પશુઓ, અસ્ત્રશસ્ત્ર કે બીજું કશું પણ તે, દુર્ગમાં નથી; થોડી મુદતમાંજ તે સર્વ સ્થાનંતર કરીને લૂટારાઓ ક્યાં ચાલ્યા ગયા છે, એ કોઇનાથી પણ કહી શકાયું નહિં. એથી તપાસ નિષ્ફળ નિવડી.

બરાબર વખતસર સુરંગપૂરથી સ્વજનોએ આનંદપૂર આવી દર્શન દીધાં. રાજા રણધીરસિંહ બહાદુર કુમાર વરુણસિંહ, હિતૈષી મિત્ર રાજાઓ, મહાસભાના અમાત્યો, ગાયક સદાશિવ ભાટ, યુવક શાંતિપ્રસાદ બ્રાહ્મણ, વૃદ્ધ ભંડારી મહારાજ, પહાડી સેનાપતિ સુદર્શનલાલ અને જેઓ જેઓ કિશોરસિંહના સુભાકાંક્ષી હતા, તેઓ સઘળા એકી સાથે આવી હાજર થયા. ભૂપસિંહના એવા શોચનીય મૃત્યુથી સહુએ નાખુશી દેખાડી; પરંતુ તેનાં તિરસ્કાર ભરેલાં કામોનું સ્મરણ કરીને કોઇએ પણ આંતરિક શોકાનુભવ કર્યો નહિ. યથા સમયે શબની અંતિમ ક્રિયા સમાપ્ત થઇ. કિશોરસિંહ કર્તવ્યકાર્યમાં સદા તત્પરજ રહેતો. વૈરીયુદ્ધમાં વિજય મેળવ્યા પછી અંગીકાર પ્રમાણે પહાડી મોહનલાલના મૃતદેહને પર્વતની તળેટીમાંથી મંગાવીને તથા દારુણ દુશ્મન ભીમેશ્વર અને રમણચંદ્રનાં ચૂર્ણ દેહોને ઉપડાવીને તેમના અગ્નિ-

સંસ્કાર કરાવ્યા હતા; હવે, અત્યારે પોતાના જીવનશત્રુ ભૂપસિંહની અંતિમ ક્રિયા સમાપ્ત કરીને તેણે પોતાના કર્ત્તવ્યનું પાલન કર્યું.

ભૂપસિંહની પ્રેતક્રિયાના અવસાન પછી બે દિવસ અને બે રાત્રિ વીતી ગઈ. ત્રીજે દિવસે પ્રાતઃકાળે રાજા રણધીરસિંહના આગ્રહથી ગુરુદેવ અશોકાચાર્ય અને પેલી દીવાનીને એ સ્થળે બોલાવવામાં આવ્યા. આટલા બનાવો બની ગયા, આટલાં બધાં માણસો એકઠાં થયાં; પરંતુ દીવાન દોલતસિંહે એકવાર પણ મ્હોં બતાવ્યું નહિ. ભૂપસિંહના પરિણામની વાર્ત્તા સાંભળ્યા પછી દોલતસિંહે જે પથારી પકડી હતી અને દરવાજો બંધ કરીને અદૃસ્ય થઇ ગયો હતો, તેની તેજ હાલતમાં તે અત્યાર સુધી પડી રહ્યો હતો. તેણે ભોજન પણ કર્યું નહોતું, ઉત્થાન કર્યું નહોતું, કોઇની સાથે મેળાપ કર્યો નહોતો.

ગુરુદેવ અશોકાચાર્ય આવી પહોંચ્યા હતા. તેમને મધ્યસ્થળે બેસાડીને, એકત્ર થયેલી સમસ્ત સભ્ય મંડળીએ દસ્તુર મૂજબ એક સભા કરી બેસાડી. એ સભાનો ઉદ્દેશ શો હતો! ઉદ્દેશ અતિ મહત્ હતો. કિશોરસિંહ કોણ છે? તેનો પ્રકૃત પરિચય, હજી સુધી કોઇપણ જાણતું નહોતું. બૌદ્ધચાર્ય અશોકાનંદ જે કાંઈ જાણતા હતા, દીવાનીએ જે કાંઇ જાહિર કર્યું હતું, સુદર્શનની ગિરિગુહામાં મરણના મુખમાં આવી પડેલા મારવાડી ભીમેશ્વરે જે અંશને પૂર્ણ કર્યો હતો, તે સર્વને એકત્ર કરીને અમો આ સ્થળે જણાવીએ છીએ. એજ કિશોરસિંહનો પરિચય છે.

ક્ષત્રિયવંશમાં જન્મેલા બંગપ્રવાસી રાજા આનંદનારાયણ દેવ એક સાધુ પુરુષ હતા. તેમની રાજધાનીનું નામ આનંદપૂર હતું, બંગરાજ્યમાં મોટી જાગરો મેળવીને રાજા આનંદનારાયણ પુષ્કળ સાધુકાર્ય કરી સર્વત્ર યશસ્વી થયા હતા. તેમના નામાનુસારજ આનંદપૂર અને આનંદદુર્ગ સ્થાપાયાં હતાં. રાજા આનંદનારાયણને બે પુત્રો હતા. મોટો દેવન્દ્રનારાયણસિંહ અને નાનો ભૂપસિંહનારાયણ. પિતાની હયાતીમાં બન્ને પુત્રો સુરંગપૂર શહેરમાં અભ્યાસ કરતા. જરૂરને વખતે વાર તહેવારની રજાઓ વખતે અથવા પિતાની બોલાવતી વેળાયે તેઓ આનંદપૂર આવતા. બાળપણમાં બન્ને ભાઇઓનો વિલક્ષણ ભ્રાતૃભાવ હતો. એકી સાથે ભણવા ગણવામાં, એકી સાથે હરવા ફરવામાં, એકી સાથે અશ્વરોહણ કરવામાં, એકી સાથે યુદ્ધ વિદ્યા શિખવામાં અને એકી સાથે મોજમજા કરવામાં તેઓ બન્ને મહા

આનંદ માનતા. ગુરુજનો, રક્ષકો, પડોશીઓ આદિ સર્વની સાથે તેમનો સારો સદ્ભાવ હોવાથી તેઓ સહુના પ્રીતિપાત્ર થઈ પડયા હતા. વડીલની અનિચ્છા અથવા અજાણતામાં કનિષ્ટ કાંઇ કાર્યજ કરતો નહોતો, વડીલ પણ નિષ્કપટ હૃદયે કનિષ્ટને દિલ ખોલીને બધી વાતો કહી દેતો, નાનાને પૂછ્યા વિના કોઇપણ કાર્યજ કરતો નહિ. બન્ને બુદ્ધિમાન, ચતુર અને દૃઢ પ્રતિજ્ઞ હતા. સાંસારિક વિષયોમાં મોટાની આસક્તિ ઓછી હતી, નાનાની પ્રબળ હતી.

ઉમ્મરમાં બન્ને બે વરસ નાના મોટા હતા. દેવેન્દ્ર જ્યારે વીસ વરસનો હતો, ત્યારે ભૂપસિંહ અઢાર વરસનો હતો. એ વખતે રાજા આનંદનારાયણદેવ, ભયંકર પીડાથી પથારી વશ થયા; બન્ને પુત્રોને સુરંગપૂરથી ઘેર બોલાવી લેવામાં આવ્યા. મરણ પથારી પાસે બેસીને રાજકુમારોએ મરણતોલ પિતાના મુખેથી ઘણો સદુપદેશ સાંભળ્યો. થોડા દિવસમાંજ રાજાનું મૃત્યુ થયું. કુમાર દેવેન્દ્રનારાયણે રાજા થઇને રાજ્ય મેળવ્યું.

એ સમયથી જ ભૂપસિંહના હૃદયમાંથી ભ્રાતૃભાવ ઘટવા માંડયો. હિંસ્ર ભુજંગીની પેઠે ભૂપસિંહ અંદરને અંદર નીલવર્ણ થવા લાગ્યો; બહારથી કોઇ કાંઇ જાણી શક્યું નહિ. તેણે પણ કુશળતાથી મનનો ભાવ મનમાંજ દબાવી રાખ્યો. દોલતસિંહ તેના પિતાના વખતનો દીવાન હતો. આનંદરાજ પરમધાર્મિક સાધુ સ્વભાવના પુરુષ હતા, એથી ક્રુર બુદ્ધિ દોલતસિંહ તેમની પાસે કોઈ પણ જાતનું કારસ્થાન ફેલાવી શક્યો નહોતો. દેવેન્દ્રનારાયણ રાજા થયો છે, એનો સ્વાભાવ ઘણો વિશુદ્ધ છે, એની પાસે દીવાની કરવા છતાં પણ દોલતસિંહના મનનું કપાટ ખુલતું નહોતું. ભૂપસિંહની સાથે દોલતસિંહની સારી મિત્રતા હતી, આખો દિવસ તે તેને ભરમાવ્યા કરતો, એકાંતમાં લઇ જઇ અનેક બુરી સલાહો આપ્યા કરતો.

એક વરસ વીત્યું. નવીન રાજા દેવેન્દ્રનારાયણની પ્રજાવત્સલતાથી સર્વ પ્રજાજનો સંતુષ્ટ થયા. પિતાની પેઠે ધર્માનુષ્ઠાનથી તથા સુશાસનથી દેવેન્દ્રનારાયણ સમસ્ત લોકોનો પ્રિયપાત્ર થઈ પડયો. એથી પણ ભૂપસિંહનો હિંસાનલ અધિક પ્રજળી ઊઠયો. બન્ને ભાઇઓ વચ્ચે મુલાકાત થતી, વાતોચીતો થતી, દેવેન્દ્રનારાયણ પહેલાંની પેઠે ભ્રાતૃસ્નેહ દર્શાવતો; પરંતુ ભૂપસિંહ હવે એવી રીતે ભ્રાતૃભાવ દેખાડતો

નહિ. મુખમાં જાણે સઘળું આવી વસ્યું છે, વસ્તુતઃ મનની અંદર અન્ય ભાવનો જ્વલન્ત આવિર્ભાવ થતો. તેની દરેક હીલચાલ બાહ્યિક હતી. ભાઇની પાસે ઝાઝી વાર ટકીને બેસવાનું તે પસંદ કરતો નહિ. સદાનો સાધુ સ્વભાવવાળો દેવેન્દ્રનારાયણ ભૂપસિંહના આચરણમાં થયેલા આવા વિષમ પરિવર્તનને જરા પણ જાણી શક્યો નહિં તેના મનમાં કશો સંદેહ પણ પેદા થયો નહિ. આવી રીતે બીજું એક વરસ પણ વીતી ગયું.

રાજા દેવેન્દ્રનારાયણ કોઇ કોઇ વાર સુરંગપૂર જતો; એ સમયે ભૂપસિંહ રાજ્યની દેખરેખનો ભાર મેળવતો; દોલતસિંહ વિપરીત સલાહ આપીને પ્રજા પીડન શરૂ કરતો. ભૂપસિંહ પોતે વિપરીત કુશળતામાં પાકો ખેલાડી હતો; સળગતા અગ્નિમાં પ્રબળ વાયુ ઢોળવાનીજ દોલતસિંહ સલાહ આપતો, પ્રજા જેથી કરીને અસંતુષ્ઠ થઈ બળવો કરે, દેવેન્દ્રનારાયણ પદભ્રષ્ટ થાય અથવા આ દુનિયાંમાંથી નાબૂદ થાય, એવી દોલતસિંહ તથા ભૂપસિંહ પરસ્પર સલાહ કરતા અને એ સાથે એમ કરવામાં એક બીજાને સહાયતા પણ આપતા. દેવેન્દ્રની ગેરહાજરીમાં, સૈનિકો, પ્રજાજનો અને અનુચરો નાના પ્રકારની દુષ્ટતા સહન કરીને મનમાં ને મનમાં ઘણાજ અસુખી થતા, દેવેન્દ્રનારાયણના પાછા આવ્યા પછી કોઇ કોઇ તેની પાસે એ દુઃખની વાતો કહેવાનું સાહસ કરતા, પણ તે તેને લક્ષમાં ન લેતાં ઉદારતાથી ભૂપસિંહને ક્ષમા કરતો, એક અક્ષર પણ કહેતો નહિ.

પરંતુ પ્રજાનો પોકાર ઘણો વધી પડવાથી, એક દિવસ તેણે ભૂપસિંહને પોતાના મનની વાત કહી દીધી.

સુરંગપૂરમાં દેવેન્દ્રનારાયણની એક અતિ પ્રેમભાગિની સ્ત્રી હતી. ભૂપસિંહ એ વાત જાણતો હતો. એ સ્ત્રીને આનંદપૂરની નજીકના કોઈ એક સ્થાનમાં લાવી રાખવાની તેની ઇચ્છા હતી; ભ્રાતાની પાસે એ ઇચ્છા પ્રકટ કરવાથી, ભ્રાતાએ હસતા મુખે અનુકૂળ અભિપ્રાય આપ્યો. એ પ્રેમિકા સ્ત્રીને નિમિત્તરૂપ કરીને વડીલ ભાઇનું પતન કરીશ, એવી કુમંત્રણાને ભૂપસિંહે મનમાંજ દૃઢ કરી રાખી. નજીકમાં લાવવાની ઇચ્છા જાણીને, તે ઘણોજ ખુશી થયો. આનંદમાં ને આનંદમાંજ તેણે તેને લાવવામાં સહાયતા કરી.

દેવેન્દ્રનારાયણે વિના કારણ વિલંબ ન કરતાં, આનંદપૂરની નજીકના એક ઉદ્યાનમાં એ રમણીને બોલાવી રાખી. એવી રીતે

બીજાં ત્રણ વરસ વીત્યાં. પિતાના મૃત્યુ પછી, પાંચ વરસ રાજા દેવેન્દ્રનારાયણે રાજા ભૂપસિંહની સાથેનો ભ્રાતૃસ્નેહ બરાબર નિભાવી રાખ્યો.

જે રમણીની વાત કહેવામાં આવી છે, તે રાજપૂતકુમારી હતી. તેનું રૂપ ઘણું ચમત્કારિક હતું. અનેકાનેક રાજકન્યાઓમાં પણ એવું રૂપ હોવું સંભવિત નહોતું. દેવેન્દ્રનારાયણ તેની સાથે લગ્ન કરત, પરંતુ તે જે વંશમાં જન્મી હતી, તે વંશની કન્યા સાથે ઉંચા કુળમાં જન્મેલો ક્ષત્રિય રાજકુમાર લગ્ન કરી શકે તેમ નહોતો. પરંતુ વસ્તુતઃ એમનો બન્નેનો પ્રણય ઘણોજ ગાઢ અને ગંભીર હતો. જે સમયે તેને આનંદપૂર લાવવામાં આવી, તે સમયે તેની ઉમ્મર એકવીસ વર્ષની હતી. તેનું નામ મંદારિકા હતું.

આનંદપૂરના આનંદમઠમાં બૌદ્ધાચાર્ય અશોકાનંદ વસતા હતા, એ વાત તો જાહિરજ છે. તેમનો પ્રિય શિષ્ય આશુસુખ અને બીજા પણ કેટલાક ભક્ત શિષ્યો તે વખતે તે આનંદમઠમાં વસતા હતા. રાજા દેવેન્દ્રનારાયણ અને રાજભ્રાતા ભૂપસિંહ નારાયણ કોઇ કોઇવાર મઠમાં જઇને, ગુરુદેવની સાથે તથા શિષ્ય મંડળીની સાથે ધર્મની ચર્ચા ચલાવતા. રાજા દેવેન્દ્રનારાયણપર ગુરુદેવનો અને આશુસુખનો ખાસ કરીને વિશેષ સ્નેહ હતો, રાજા પણ દિવસે દિવસે બૌદ્ધધર્મનો અનુરાગી થયો. ભૂપસિંહે પણ ધર્મમંદિરની ઉપાસક મંડળીની પ્રીતિ મેળવી હતી, પરંતુ તે તેને નિભાવી શક્યો નહિ. સારાંશ કે, આનંદ મઠની સાથે આનંદ દુર્ગનો છેક દૂરનો સંબંધ નહોતો.

જ્યાં સુધી રાજા દેવેન્દ્રનારાયણસિંહે લગ્ન કર્યાં નહિ, ત્યાં સુધી, વડીલ અવિવાહિત રહે અને કનિષ્ટનાં લગ્ન થાય નહિ, એવા કારણથી ભૂપસિંહ પણ અવિવાહિતજ રહ્યો. મંદારિકા સિવાય બીજી કોઈ પણ સ્ત્રીમાં વિશુદ્ધ પ્રેમ સંભવશે નહિ, એમ ધારીને દેવેન્દ્રનારાયણ મનમાં ને મનમાંજ લગ્નના સંબંધમાં ઉદાસીન થયો હતો; પરંતુ મુખેથી કોઇને કાંઇ પણ જણાવતો નહોતો. ભૂપસિંહે સંકલ્પ કર્યો હતો કે, ગમે તે રીતે, અવિવાહિત, અપુત્ર વડીલ સહોદરને પૃથ્વીમાંથી વિદાય કરીને, પોતે નિષ્કંટકપણે પિતાનું રાજ્ય ભોગવવું. દોલતસિંહ આ સંકલ્પથી મહાઆનંદિત થયો હતો. ખરી રીતે દોલતસિંહજ એવી સલાહ આપનાર હતો. શી રીતે એ સંકલ્પ સિદ્ધ થાય, એનો સુયોગ મેળવવામાંજ તેઓ બન્ને ગુંથાયા હતા, એ સમયે રાજા દેવેન્દ્રનારાયણના લગ્નનો ઠરાવ થયો, આત્મીય લોકોએ તેમને સમજાવીને કહ્યું

કે:—"રાજવંશ નિઃસંતાન રહેવાથી રાજ્ય અરાજક થાય છે, તેથી રાજાને અધર્મ આવે છે, એટલા માટે રાજાને અવિવાહિત રહેવાયજ નહિ." દેવેન્દ્રનારાયણ લગ્ન કરવા ખુશી નહોતો, છતાં આત્મીયવર્ગની ઉત્તેજનાથી તેની મતિ ફરી, લગ્નમાં સમ્મતિ પણ આપી.

એ સમયે બીજી એક ચિંતા ઉત્પન્ન થઇ. મંદારિકાને શું કહેવું? એવી પ્રેમભાગિની પ્રિય બાલ્હિની મંદારિકાનો, વિના દોષે શું કહીને પરિત્યાગ કરી શકાશે? કોની સલાહ લેવી? મનમાં આવ્યું કે, બૌદ્ધ ગુરુની પાસે સઘળી હકીકત ખોલી દઉં. તેણે છેવટે તેમજ કર્યું. સમાન વંશમાં જન્મ થવાથી, કુમારી મંદારિકા તેની સહધર્મિણી થઇ શકત, પરંતુ તેમ નથી. ત્યારે હવે શું કરવું? ગુરુદેવે કહ્યું કે:— "કુમારી મંદારિકા અમારા મઠમાં રહેશે, મુલાકાત થઇ શકશે, ચિંતા શી છે?" એમજ થયું. મંદારિકા થોડા દિવસમાં મઠવિહારિણી થઇ. એથી પણ સુવિધા થઇ નહિ. લગ્નનો ભંગ કરવા માટે ભૂપસિંહ અનેક પ્રકારની હલકી વાતો ફેલાવવા માંડયો; એથી મંદારિકાને બીજી જગ્યાએ મોકલવાનીજ ગુરુદેવે સલાહ આપી. એક દિવસ સાંઝે, મંદારિકાને છૂપો વેશ પહેરાવીને, આશુસુખ રસ્તો બતાવતો તેની સાથે ચાલ્યો. જાસૂસના મુખેથી ભૂપસિંહે એ સંવાદ મેળવ્યા; દોલતસિંહને પાછળ જવાનું કહ્યું. તેણે રાજાને અથવા મંદારિકાને અથવા બન્ને જણાંને મારી નાખવાનું દોલતસિંહને ફરમાવ્યું. દોલતસિંહ હથિયારબંધ થઇ અંધારામાં દૂર દૂર રહીને મંદારિકા તથા આશુસુખની પાછળ ચાલ્યો. આ તરફ આશુસુખ પાછો ફર્યો. જે પ્રાન્તમાં જે સ્થાન સલામતી ભરેલું હતું, તે મંદારિકાને અને દેવેન્દ્રનારાયણને બરાબર બતાવી આવીને, અભય હૃદય સંન્યાસી પોતાના મઠ ભણી પાછો ચાલ્યો આવતો હતો; એવામાં દોલતસિંહની સાથે તેની મુલાકાત થઇ. દોલતસિંહ ડરી ગયો. હાથમાં હથિયાર ઝાલી રાજા તથા મંદારિકાની પાછળ પડયો હતો, એવી વાત જો કદાચ આ સંન્યાસી જાહેર કરી દેશે અને એ સાથે રાજાને પાછો સાવધ કરી દેશે, તો પછી ધારેલું કામ કોઇ કાળે પણ સિદ્ધ થશે નહિ, એવા ભયથી દોલતસિંહ સંન્યાસીપર ઘણોજ ગુસ્સે થયો, વળી જે કામ માટે તે બહાર નીકળ્યો હતો, તે કામ પણ તેનાથી હાંસિલ થઇ શક્યું નહિ; એથી તેના ક્રોધનો અવધિજ થયો. તેણે બધી બાબતોનો બરાબર વિચાર કરીને ધૂતારા દીવાન દોલતસિંહે, વિશ્વસ્ત ભાવે આશુસુખની

સાથે વાતો કરવા માંડી. આશુસુખે બીજી કાંઇ પણ શંકા આણી નહિ. વાતો કરતા કરતા તેઓ એક પર્વતપર ચઢ્યા. આશુસુખે રાજા દેવેન્દ્રનારાયણનાં લગ્નની વાત ઉપસ્થિત કરી હતી, એવામાં દુરાત્મા દોલતસિંહે એકદમ ઓચિંતો ધક્કો મારીને તેને સેંકડો હાથ નીચે આવેલી પહાડની એક ગંભીર ગુહામાં ગબડાવી દીધો. એ સમયે તે પાપાત્માએ નિશ્ચય કરી લીધો કે, આશુસુખનાં હાડેહાડના ચૂરેચૂરા થઈ ગયા હશે અને એ સાથે તે પંચત્વ પણ પામી ગયો.

એજ નિશ્ચિત હતું. પરંતુ આશુસુખ મર્યો નહોતો. વાંચક બંધુઓના સ્મરણમાં હશે કે, વરુણસિંહની હત્યાના અપરાધથી વિના દોષે કિશોરસિંહને ફાંસીનો હુકમ થયો, તે સમયે તેનું ખૂન થતાં પહેલાં થોડીવારેજ આશુસુખે સજીવ શરીરે વધભૂમિમાં દર્શન દીધાં હતાં, યોગની શક્તિ કેવી અનિર્વચનીય છે! યોગબળથી ન થઇ શકે, એવું કોઈ કાર્યજ નથી! સમસ્ત અલૌકિક ક્રિયાઓ યોગી પુરુષના યોગબળથી સિદ્ધ થઇ શકે છે. બૌદ્ધયોગી આશુસુખે અસીમ યોગબળથીજ એ સુનિશ્ચિત આસન્ન મત્યુના મુખમાંથી રક્ષા મેળવી હતી.

દોલતસિંહ છૂપી રીતે દુર્ગમાં પાછો ફર્યો. જે કાંઈ કરી આવ્યો, તે તેણે એકાંતમાં આવીને ભૂપસિંહને કહી સંભળાવ્યું. એ રાત્રેજ તેઓ બન્ને દુર્ગમાંથી અદૃશ્ય થઇ ગયા. બીજે દિવસે સવારમાં રાજા દેવેન્દ્ર નારાયણે માતાને ન જોઈ શકવાથી, સહુને પૂછગાછ કરી, પરંતુ કોઇનાથી કાંઇ પણ જવાબ આપી શકાયો નહિ; આખો દિવસ ગયો, પત્તો મળ્યો નહિ. ભૂપસિંહનો પણ નહિ અને દોલતસિંહનો પણ નહિ! તેઓ ક્યાં ગયા? કેમ ગયા? કાંઇ સમજાયું નહિ. પેલી તરફ આનંદમઠમાં મોટો ખળભળાટ મચી ગયો. આશુસુખ ગૂમ થયો! એ સંવાદ પણ રાજધાનીમાં ફેલાઇ ગયા; રાજાએ અતિ ઉદ્વિગ્ન થઇને ત્રણે જણાની તપાસમાં માણસો મોકલી આપ્યાં. સઘળા હતાશ થઈને પાછા ફર્યા.

રાજા દેવેન્દ્રનારાયણ મહા ઉદ્વિગ્ન થઈ ગયો. વિવાહની સૂચના ચાલી હતી, તે મુલ્તવી રહી, એક વરસ પછી ભૂપસિંહ દેશમાં પાછો આવ્યો. ખાસ કારણસર દિલ્હી જવું પડ્યું હતું, એવું સમજાવીને તેણે પોતાના સહાશય ભાતાને શાંત કર્યો. દેવેન્દ્રનારાયણે તેને વિવાહ કરીને સંસારી થવાનો ઉપદેશ આપ્યો. ભૂપસિંહે કહ્યું કેઃ—"એક ભાઇનાં લગ્ન થવાથીજ પિતૃ વંશની રક્ષા થશે, તો પછી બન્ને ભાઈઓને

લગ્ન કરવાની શી જરૂર છે? વળી લગ્ન કરવાની મારી ઇચ્છા પણ નથી."

કોઇ પણ પ્રકારે ભૂપસિંહ લગ્ન કરવાને સમ્મત થયો નહિ. વડીલના લગ્નની ધામધુમ મચી ગઇ. એક માસ પછી, દોલતસિંહ દેશમાં આવ્યો, બૌદ્ધ શિષ્ય આશુસુખનો બીજો કાંઇ પત્તો મળ્યો નહિ. ગમે તે પ્રકારે માર્યો ગયો છે, એવો સહુએ નિશ્ચય કર્યો. દોલતસિંહે તેને પર્વતપરથી ધકેલી દીધો છે, એવી શંકા કોઇના મનમાં ઉપજી નહિ.

ભૂપસિંહના પાછા આવ્યા પછી ત્રણ મહિને, રાજા દેવેન્દ્રનાં લગ્ન થયાં. લગ્ન પછી ભૂપસિંહ ફરીવાર દિલ્હી ગયો, એ વખતે પાછો દોલતસિંહ સાથે ગયો નહિ. થોડા દિવસ પછી તે પાછો ચાલ્યો આવ્યો. પાછો એક માસ પછી દોલતસિંહને લઇ તીર્થમાં જવાનું બહાનું કાઢી ભ્રાતાની અનુમતિ અનુસાર તે ઘરમાંથી બહાર નીકળ્યો- આવી રીતે કેટલીકવાર પરદેશની મુસાફરી કરી, તેનો સ્વભાવ ઘણોજ નિઃસ્નેહ થઈ પડયો. ભ્રાતાની સાથે વારંવાર વિચ્છેદ કરવાથી તે એક રીતે મમતાશૂન્ય થઇ પડયો. દેશમાં આવીને હમેશાં એકાંતમાં વસવા લાગ્યો, હમેશાં દોલસિંહની સાથે સલાહ કરવા લાગ્યો, હમેશાં બહારને બહારજ રહેવા લાગ્યો, આવી રીતે તે હમેશાં જૂદા જૂદા ભાવો દેખાડવા લાગ્યો. દેવેન્દ્રનારાયણ એનું કાંઇપણ ગૂઢ તાત્પર્ય સમજી શક્યો નહિ.

ત્રણ વરસ પછી મંદારિકા ગર્ભવતી થઇ. યથાકાળે તેને પેટે એક પુત્ર જન્મ્યો. દેવેન્દ્રનારાયણની રાણીએ પણ એ સમયે ગર્ભવતી થઇને એક પુત્રીનો પ્રસવ કર્યો. મંદારિકાનો પુત્ર અને રાણીનો પુત્ર એક મહિને નાના મોટા હતા. રાણીના પુત્રને માટે એક ધાત્રીની જરૂર પડવાથી, દીવાન દોલતસિંહે, ઉમદા અવસર મળેલો ધારીને, ભૂપસિંહની સલાહથી મંદારિકાનેજ લાવી આપી. રાજા એથી ઘણોજ સંતુષ્ટ થયો. મંદારિકા રાજઅંતઃપુરમાં પ્રવેશ કરીને, પોતાના પુત્ર તથા રાણીના પુત્રનું લાલનપાલન કરવા લાગી. મંદારિકાની સાથે રાજાનો કેવો સંબંધ છે, બન્ને બિલ્કુલ ઓળખાણ માત્ર પણ છે કે નહિ, એ બાબતમાં દોલતસિંહ જાણે કશું પણ જાણતોજ ન હોય એવું હાવભાવ કાર્યકલાપ દ્વારા તે તેને દર્શાવવા લાગ્યો. એથી રાજા ઉલટો અધિક વિશ્વસ્ત થયો, દોલતસિંહના તરફ બીજી રીતે તેની ગમે તેવી ધારણા હોય, પરંતુ આ વિષયમાં તો તે દોલતસિંહને વિશ્વાસુ મૃત્ય સમાનજ માનવા લાગ્યો.

રાજપુત્રની ઉમ્મર જ્યારે ચાર માસની થઇ, ત્યારે ભૂપસિંહ ફરીવાર એકલો પરદેશ ગયો. દોલતસિંહના નામે છુપા કાગળ પત્રો હમેશાં આવવા લાગ્યા, દોલતસિંહ પણ તેવીજ રીતે કાગળપત્રો લખવા લાગ્યો. લગભગ બે માસ એ પ્રમાણે ચાલ્યું. રાજપુત્ર છ માસનો થયો.

એક દિવસ રાજા દેવેન્દ્રના શ્વસુરાલય તરફથી સમાચાર આવ્યા કે, તેમના સસરા ઘણાજ બીમાર છે; કન્યા તથા જમાઇને મળવા માગે છે. રાજા એ સમાચારની ઉપેક્ષા કરી શકયો નહિ. બાળક પુત્રને સંકટ અને પીડાવાળા સ્થળે લઇ જવાનું પણ તેમણે યોગ્ય ધાર્યું નહિ. બાળકને ધાત્રીની ગોદમાં, દીવાનીની દેખરેખ તળે સોંપી, તે પોતે પોતાની સ્ત્રી સાથે શ્વસુરાલય તરફ ગયો.

દોલતસિંહના પત્રથી આ સમાચાર પણ દિલ્હી શહેરમાં પહોંચ્યા. ભૂપસિંહે તેનો પણ ઘટતો જવાબ આપ્યો. એક પક્ષ વીતી ગયું. ફરીવાર દિલ્હી પત્ર ગયો, આ તરફ દોલતસિંહે એક દિવસ એકાંતમાં મંદારિકાને તરેહતરેહની લાલચો આપીને કહ્યું:–"રાજાને તું જેવો ચાહે છે, તેવી રીતે તે તને ચાહતો નથી. લગ્ન થયાં છે, પુત્ર પણ થયો છે, એટલે હવે તે તારી દરકાર પણ શા માટે રાખે? તું છેક દાસી બાંદીની પેઠે રહી છે, તારો પુત્ર ગુલામગીરીના પંજામાં સપડાવશે. આ વખતે તું તારૂં ભલું ચાહતી હો, તો એક કામ કર. રાજાના પુત્રને ઝેર ખવડાવી મારી નાખ; રાણીનો પુત્ર અને તારો પુત્ર બન્ને એક સરખા છે, બન્નેના ચહેરા પણ બરાબર મળતા આવે છે, એથી કોઇ ઓળખી શકશે નહિ. તારો પુત્રજ રાજા થશે. રાણીના છોકરાને ઝેર ખવડાવ, બધો ઉત્પાત્ત મટાડ."

મંદારિકા પ્રથમ રાજી થઇ નહિ; છેવટે દોલતસિંહની ઘણી ઉશ્કેરણી અને ઘણીજ લાલચોથી એ કાર્ય કરવાને સમ્મત થઇ. જે દિવસે રાજકુમારને ઝેર ખવડાવવાનો ઠરાવ થયો, તે દિવસને બરાબર લખીને, તેની સાથે બીજું મન્તવ્ય પ્રકટ કરીને દુરાશય દોલતસિંહે દિલ્હી પત્ર લખી મોકલ્યો. ભૂપસિંહ તરતજ તેના મારવાડી મિત્ર ભીમેશ્વરને સાથે લઇ, વેગવાન અશ્વપર બેસી છૂપી રીતે આનંદપૂરની નજીકમાં આવી વસવા લાગ્યો. આ તરફ રાજપુત્રને વિષ ખવડાવવાનો દિવસ આવી લાગ્યો. મંદારિકાએ રાત્રે રાજકુમારને દૂધની સાથે વિષ દીધું. દોલતસિંહે ખુશી થઇને રાજા દેવેન્દ્રનારાયણને પત્ર લખ્યો, કે:–"બાળક રાજકુમાર એકાએક ઘણી સખ્ત પીડાથી બીમાર થયો

છે, માટે આપ સત્વર રાજધાનીમાં આવી પહોંચશો.”

જે સમયે પત્ર પહોંચ્યો, તે સમયે તેમને આનંદપૂરના અરણ્યમાંજ રાત્રિ વીતાડવી પડે, બરાબર એવો વખત ધારીનેજ દોલતસિંહે પત્ર મોકલ્યો. એ વિષ ખવડાવવાના બીજા દિવસની વાત હતી! બાળક તે દિવસે પણ થોડો થોડો જાગ્યો હતો; એથી એકી સાથે ઉથાડવા માટે દોલતસિંહે ફરીવાર બીજી રાત્રે વિશેષ વિષ આપવાનું કર્યું. વિધાતાના લેખ અતિ વિચિત્ર છે? બીજી રાત્રિનું વિષપાત્ર મંદારિકાના પુત્રના મુખે ધરવાથી, તે બાળકજ તરત પંચત્વ પામ્યો. રાણીનો પુત્ર થોડા વિષની પ્રક્રિયાને સહન કરી ધીમે ધીમે બચી ગયો. મંદારિકા પુત્રશોકે રડીરડી વ્યાકુળ થઇ. દોલતસિંહે સલાહ આપીઃ—“ ન્હાસી જા. ”

રાણીના બાળકને ગોદમાં લઈ મંદારિકાએ તેજ રાત્રે પલાયન કર્યું. વાંચકબંધુઓ! પચીસવર્ષ પહેલાં શંકરપૂરના મેદાનમાંથી એક સ્ત્રીને ગોદમાં બાળક લઇને દોડી જતી જોઇ શકયા હતા, તે સ્ત્રીજ આ મંદારિકા હતી! લગ્નની રાત્રે જે મકાનના ભંડારગૃહમાં બાળકને ફેંકીને મંદારિકા ગુમ થઇ, તેજ આપણો બહુ પરિચિત સન્માનાસ્પદ રણધીરસિંહરાયનો જે બાળક આજ દિવસ સૂધી રણધીરસિંહને ત્યાં પ્રતિપાલિત, શિક્ષિત, વર્દ્ધિત અને નાના પ્રકારની અદ્‌ભુત અદ્‌ભુત ઘટનાઓનો હેતુભુક્ત થયો હતો તેજ બાળક એ અત્યારના સુરંગપૂર–રાજ્યનો મુખ્ય સેનાપતિ વીરવર કિશોરસિંહ હતો. એજ આનંદપૂરાધિપતિ રાજા દેવેન્દ્રનારાયણ દેવનો વંશજ એકનોએક પુત્ર છે. જેને અમો આજ સૂધી વનવાસિની ઉન્માદિની–દીવાની તરીકે પરિચય કરાવતા આવ્યા છીએ, એ વનવાસિની દીવાનીજ પેલી મંદારિકા છે.

દોલતસિંહે, રાતોરાત મંદારિકાના મૃત્યુપુત્રને રાજમહાલયના બગીચામાં દટાવી દીધો. આ તરફ પુત્રની સખ્ત બીમારીના સમાચાર સાંભળી, રાજા દેવેન્દ્રનારાયણ મહા ઉત્કંઠિત થયો. સસરાની પીડાનો હજી સૂધી અંત આવ્યો નહોતો. તેથી તે દિવસે પોતે આવી શક્યો નહિ, કાલે આવીસ, એવું કહીને રાણીને એક વિશ્વાસુ આત્મીયની સાથે મોકલી આપી, બન્નેજણાં બે પાલખીઓમાં બેસી, ચાર પ્રહરીઓ સાથે રાત્રિને સમયે આનંદપૂરના અરણ્યમાં આવી પહોંચ્યાં.

ભૂપસિંહ એ તરફ કેટલાક ભાડુતી લૂંટારાઓ ભાડે કરી સરદાર

મારવાડી બદમાશ ભીમેશ્વરની સાથે એક વૃક્ષમાં છૂપાઇ રહ્યો હતો. બન્ને પાલખીઓ તે વૃક્ષતળે આવતાંની સાથેજ લૂટારાઓ ઝપાઝપ કરીને વૃક્ષની શાખાપરથી કૂદી પડ્યા. તેમના વિકટ ચીત્કારની ધ્વનિથી પાલખી ઉંચકનારાઓ પાલખીઓ મૂકીને દોડી ગયા. રક્ષક પુરુષો પણ પ્રાણના ભયથી નવ બે અગિયારાં ગણી ગયા. ભીમેશ્વરે ઉન્મત્ત થઇ, પાલખી ભાંગી, બન્ને આરોહીઓના કૂચે કૂચા કરી નાખ્યા; ટુકડે ટુકડા કરી નાખ્યા. રાજા રાણી બન્ને જણાં વનમાં લૂટારાઓના હાથથી કપાઇ ગયા છે, પાલખીના ભોઇઓદ્વારા આ હૃદયભેદક સંવાદ આનંદપૂરના રાજ મહાલયમાં પહોંચી ગયા. દોલતસિંહ રડીને વ્યાકુળ થયો, રાત્રેને રાત્રેજ દીવો સળગાવીને કેટલાંક માણસો સાથે લઇને, અરણ્યમાં આવી પહોંચ્યો. રક્તપ્લાવિત—લોહી લોહાણ એક નરનારી-દેહખંડ દર્શન કરીને સ્ત્રીની પેઠે ઉંચા અવાજે રડવા લાગ્યો. ત્યારપછી, એ દેહખંડનો અગ્નિસંસ્કાર કરી, બૌદ્ધધર્મની રીતિ મુજબ સમાધિ કરાવવામાં આવી. પદ્ધતિ પ્રમાણે સમાધિ મંદિર પણ નિર્મિત કરવામાં આવ્યાં, પણ વાસ્તવિક રીતે રાજા દેવેન્દ્રનારાયણ જીવતો હતો.

ભૂપસિંહ અને ભીમેશ્વર, એ રાત્રેજ ફરીવાર દિલ્હી ભણી રવાના થયા, એ વાત કહેવાની કાંઇ આવશ્યકતાજ નથી. ભીમેશ્વર કે જે પાષંડક્રિયાનો નાયક હતો, તે પહાડી સેનાપતિ સુદર્શનની અશ્વશાળાના અંધકૂપમાં મરણ તોલ અવસ્થામાં આ વાત પોતેજ પોતાના મુખેથી કિશોરસિંહને કહી ગયો હતો, આ સભામાંજ સજીવ સાક્ષીરૂપ એ સુદર્શન હાજર હતો. સભ્યજનો એ સુદર્શનના મુખેથી એ સઘળી વાતો શ્રવણ કરી.

આ પ્રમાણે પરિચય પ્રકટ થયો હતો, એવામાં એક અનુચરે આવીને સમાચાર આપ્યા કે, મકાનમાં એક માણસ મરવા પડ્યો છે, કિશોરસિંહની સાથે સાક્ષાત્કાર કરવા માગે છે છે.”

એ માણસ કોણ હતો, તે કિશોરસિંહ તરતજ જાણી ગયો. અશોકાચાર્યે, આશુસુખ, રાજા રણધીરસિંહરાય, એ ત્રણે પ્રધાન પક્ષને સાથે લઇને, કિશોરસિંહે એ અનુચરની સાથે મુમુર્ષુના ગૃહમાં પ્રવેશ કર્યો મુમુર્ષુ વ્યક્તિ તે પેલો પાપાત્મા દોલતસિંહ હતો. કિશોરસિંહે જે કાંઈ અનુમાન કર્યું હતું, તે બરાબરજ હતું. દોલતસિંહે ઝેર ખાધું હતું. કિશોરસિંહને પાસે આવેલો જોઇને, મર્મયાતનાથી તેણે રડતાં રડતાં ક્ષમા માગી. જૂદાં જૂદાં પ્રમાણોપરથી જે કાંઈ

પ્રકટ થયું હતું, તે સર્વનો મરણ વખતે અચકાતા અવાજે દોલતસિંહે સ્વીકાર કર્યો. પ્રમાણમાં જે કાંઇ અવશિષ્ટ હતું, તે સમસ્ત પૂર્ણ થયું. દોલતસિંહ મરી ગયો. કિશોરસિંહના આદેશથી તેની વિધિમુજબ અંતિમ ક્રિયા સમાપ્ત થઇ.

ફરીવાર સભાગૃહમાં સભા બેઠી. કિશોરસિંહની સુશીલતા, સદ્ગુણ, સાહસ, વીરત્વ અને લોકરંજન "અમાયિક ભાવથી પ્રથમથીજ સઘળા તેના પક્ષપાતી થયા હતા, અત્યારે તેઓ સર્વે જાણી ગયા કે, એ કિશોરસિંહ તેમનો રાજા છે. કિશોરસિંહ, તેમના પુણ્યવાન રાજા દેવેન્દ્રનારાયણ દેવ બહાદુરનો અતુલ કીર્ત્તિશાલી વંશધર છે! સર્વે લોકો આશ્ચર્યચકિત થયા, સર્વે લોકો ઉત્સાહ સંપૂર્ણ થઈ ગયા, આનંદ પ્રવાહમાં ડૂબી ગયા.

આનંદપૂર આનંદના પ્રવાહમાં ડૂબી ગયું. દુર્ગમાં મહા ધામધુમ મચી ગઇ. સમસ્ત સંબંધવાળા માણસોના મુખમાંથી જય આનંદરાજનો જય ' શબ્દનો ધ્વનિ બહાર નીકળવા લાગ્યા. એ જયોત્સવને વખતે સભામાં એક તેજઃ પુંજ સંન્યાસી આવ્યા. હાથમાં દંડ કમંડલુ, ગળામાં રૂદ્રાક્ષમાળા, મસ્તકપર જટા, અંગે વિભૂતિ, પરિધાનમાં ભગવો પોશાક અને વદનપર અનુપમ હાસ્ય ધારણ કરી તેમણે સભામાં પ્રવેશ કર્યો. અશોકાચાર્યે પ્રથમ પહેલાં ઉઠીને તેને સ્નિગ્ધ પ્રેમે આલિંગન કર્યું. સમાગત સમસ્ત લોકો એક પછી એક તેને ભક્તિભાવે પ્રણામ કરી હાથ જોડી ઉભા થયા, સિદ્ધ પુરૂષને જોતાં વેંતજ પ્રણામ કરવા જોઇએ, એમ ધારીને કિશોરસિંહે એ યોગીવરને સન્માન સહિત પ્રણામ કર્યા. યોગીવરનું વદન પ્રસન્ન હતું. તેઓ શાસ્ત્રવાક્યે સર્વને પ્રિયસંભાષણ અને આશીર્વાદ આપી ખભાપરનું મૃગચર્મ બિછાવીને બેઠા.

જાહિર થયું હતું કે, દુરાત્મા નરહન્તાઓ રાજા દેવેન્દ્રનારાયણ દેવનું ખૂન કરી શકયા નહોતા. અજ્ઞાતાવસ્થામાં તેઓ ગુમ થયા હતા. બીજે દિવસે પ્રભાતમાં પત્ની વિયોગ અને બાળકપુત્રના શોચનીય સંવાદ મેળવીને શોકાતુર રાજા, ગુપ્તવેશે શ્વસુરાલયમાંથી વિરાગી થઇ ચાલ્યા ગયા હતા, એ સંવાદ કોઈ પણ જાણી શક્યું નહોતું. રાજા એ પચીસ વર્ષ સુધી યોગચર્યામાં નિમગ્ન રહીને, યોગબળમાં બળવાન થયા હતા. કિશોરસિંહને અમાનુષિક અસ્વભાવિક બળ વીર્ય આપી, બન્ને પક્ષને વિભિષિકા દર્શાવી અને વારંવાર સ્થળે અલૌકિક ક્રિયાનું અનુષ્ઠાન કરી, રાજા દેવેન્દ્રનારાયણે પોતાની યોગવિદ્યાનો ચમત્કાર બતાવ્યો હતો, એ

સઘળું રાજા દેવેન્દ્રનારાયણના યોગબળનું આકર્ષણ હતું. સિંહદ્વારમાં બખ્તરનું પડવું, વનમાં અને ગૃહમાં રાતા રંગના પ્રકાશનું પેદા થવું, સમાધિમંદિરની સમીપમાં યુગલમૂર્ત્તિનો આવિર્ભાવ થવો, હાથમાં હાડકાંની લાકડી ઝાલેલા અજ્ઞાત પુરૂષનાદ્વારા દોલતસિંહને તાડના કરવી, રાસપૂર્ણિમાની રાત્રે સભામાં યુગલવેશે શુશીલાને આશીર્વાદ અપાવો, કારાગૃહમાં કિશોરસિંહની નજરે દીવાલદર્પણમાં સમસ્ત દુર્ગનાં દશ્યો દેખાવાં ઇત્યાદિ સમસ્ત પ્રકારનાં અલૌકિક કાર્યોના નિયંતા જ નવયોગી દેવેન્દ્રનારાયણનું યોગબળ હતું. આજે એજ :સભામાં અકસ્માત્ તે તેજસ્વી યોગીવરનું અધિષ્ઠાન થયું, એઓજ તે ઘણા દિવસના ગુમ થયેલા મહા યોગબળસંપન્ન આનંદરાજ મહાત્મા દેવેન્દ્રનારાયણ હતા.

કિશોરસિંહે જન્મ્યા પછી પિતાનાં દર્શન કર્યાં નહોતાં, આજે શુભપરિચયથી, પિતાનાં દર્શનથી ચરિતાર્થ થઇને, સાશ્રુનયને તેણે પિતાના ચરણોમાં પ્રણિપાત કર્યા; યોગીવરે પ્રસન્નવદને સ્નેહપૂર્વક આલિંગન કરીને, ઘણા ઘણા આશીર્વાદ આપ્યા. પ્રેમાશ્રુ અને આનંદાશ્રુ વરસવાથી બન્ને દેહ ભીંજાઇ ગયા. કિશોરસિંહનું જન્મલગ્ન રાજા બહાદુરના અને અશોકનંદના સ્મરણમાં હતું. એ લગ્ન અનુસાર ગણના કરીને રાશિ અનુસાર કિશોરસિંહનું ખરૂં નામ પાડવામાં આવ્યું. રાશિમાં નામ આવ્યું આદિત્યનારાયણ.

ઉત્સવની સીમા પરિસીમાજ ન રહી. રાજા રણધીરસિંહરાયે પચીસ વરસ સુધી એ અજ્ઞાત અપરિચિત રાજકુમારનું પુત્રની પેઠે પાલન કર્યું હતું; તેટલા માટે યોગીરાજે તેમને શતશત સાધુવાદ આપીને અંતરની કૃતજ્ઞતા દર્શાવી. દેવીપૂરનો જાગીરદાર કુલીનકુમાર ચૌધરી એ સભામાં હાજર હતો, તેજ રાજા દેવેન્દ્રનારાયણ દેવનો સસરો હતો. હતો; કુમાર કિશોરસિંહ કિંવા આદિત્યનારાયણની ગર્ભધારિણી જનનીનો જન્મદાતા પિતા હતો. આદિત્યનારાયણ આજ સુધી એ પરિચય જાણતો નહોતો. આજે આ શુભપરિચયથી ભક્તિમાન થઇને તેણે માતામહના ચરણોમાં પ્રણિપાત કર્યા. દૌહિત્રને ગોદમાં લઇને, કુલીનકુમાર હર્ષપૂર્વક રડી પડયો, તેને તેની કન્યા પણ તે સમયે સાંભરી આવી. શોકાશ્રુ, પ્રેમાશ્રુ, અને આનંદાશ્રુ વરસાવી આદિત્યનારાયણને તેણે વારંવાર અભિષિક્ત કર્યો. આવી રીતે અતીત પરિચયથી આનંદપૂર મહોત્સવમાં મસ્ત થયું. પ્રજાજનો, સભાસદો, અમાત્યો અને અનુચરો આદિ સર્વે મહાનંદે પરિપૂર્ણ થઈ ગયા.

## ઉપસંહાર

યોગીવર દેવેન્દ્રનારાયણે સંસારના અપત્ય સ્નેહથી તથા સર્વના આગ્રહથી એક પક્ષકાળ પર્યન્ત આનંદપૂરમાં નિવાસ કર્યો. એ એક પક્ષ દરમ્યાન શુભદિવસે, શુભક્ષણે કુમાર આદિત્યનારાયણની સાથે રણધીરસિંહકુમારી શ્રીમતી સુશીલાસુંદરીનો શુભ પરિણય સંપાદિત થયો. ભંડારી ગંધાધર ગંગોપાધ્યાયની કન્યા શ્રીમતી લલિતપ્રભાની સાથે શાંતિપ્રસાદ બ્રાહ્મણનાં લગ્ન થયાં. રાજા કલંબકેશરને એક રૂપવતી કન્યા હતી; આ ઉત્સવના અવસરમાં તેણે તે કન્યાને રાજા રણધીરસિંહરાયના પુત્ર વરુણસિંહને સમ્પ્રદાન કરી. ઉપરાસાપરી ઘણા આનંદ એકત્ર થયા.

મંદારિકા હવે ઉન્માદિની અથવા દીવાની નહોતી; આ સર્વ આનંદ ઉત્સવમાં તેનાં નયનોમાંથી આનંદની ધારા પ્રવાહિત થતી હતી. જેતું જેવું પરિણામ આવવાનો સંભવ હતો, તે પ્રમાણે સર્વે યથાયોગ્ય નિયમાનુસારજ થઈ ગયું હતું, આદિત્યનારાયણે મંદારિકાની આદરયત્નથી રક્ષા કરી. વાતની વાતમાં એક દિવસ એવો પ્રશ્ન ઉપસ્થિત થયો કે લૂટારા સરદાર મહાવીર અને રણવીર ક્યાં ગયા? તેમની શી દશા થઈ?" મંદારિકાએ કહ્યું:—"તેઓ મરી ગયા છે. ભૂપસિંહને ફાંસીએ લટકાવ્યા પછી, તેમણે બન્નેએ અશ્વ સહિત પર્વતના શિખર પરથી જંપાપાત કરીને આત્મહત્યા કરી છે. તેમના અનુચરો ભીલદુર્ગની ધન સંપત્તિને સ્થાનાંતર કરીને રાતોરાત દેશત્યાગી થયા છે." લૂંટારાંના ટોળાંના એક માણસની સાથે મંદારિકાની એક દિવસ મુલાકાત થઇ હતી, તે માણસે એ પાપપંથનો પરિત્યાગ કરીને વૈરાગ્યનો આશ્રય લીધો હતો અને તેના મુખેથીજ મંદારિકાએ આ સમાચાર મેળવ્યા હતા.

મંદારિકાનો દેવેન્દ્રનારાયણપ્રતિ અત્યંત ગભીર પ્રણય હતો, પરંતુ દુષ્ટ દીવાન દોલતસિંહની ઉશ્કેરણીથીજ તે રાજકુમાર કિશોરસિંહનું ખૂન કરવા જતાં પોતાના પુત્રને ગુમાવી બેઠી હતી અને ત્યાર પછી કિશોરને લઇને પલાયન કરી ગઇ હતી. પરંતુ પાછળથી પોતાના પાપનો પશ્ચાતાપ થવાથી તથા દેવેન્દ્રનારાયણનો પવિત્ર પ્રેમ અંતરમાં ઉભરાઇ આવવાથી તેણે કિશોરસિંહની હત્યા ન કરતાં છેવટ સુધી તેનું રક્ષણજ કર્યું હતું. યોગી દેવેન્દ્રનારાયણે તેનામાં પોતાની યોગવિદ્યાનો સંચાર કરાવ્યો હતો અને તેના યોગેજ તે અનેકાનેક અદ્‌ભુત કાર્યો કરવાને શક્તિવતી થઇ હતી.

## ઉપસંહાર

છેવટે એક પખવાડિયું વીતી ગયું. યોગીવર દેવેન્દ્રનારાયણ હવે લોકાલયમાં રહ્યા નહિ. પુત્રને નવવધૂ સહિત સ્વરાજ્ય પર અભિષિક્ત કરી, પ્રમાશ્રુપૂર્ણ નયને સર્વેની પાસેથી વિદાય લઈને, તેઓ યોગાશ્રમમાં ચાલ્યા ગયા. કુમાર આદિત્યનારાયણ ઉર્ફે કિશોરસિંહ, આનંદપૂર રાજ્યનો સર્વરંજન રાજા થયો; શ્રીમતી સુશીલા સુંદરી આનંદપૂરની રાણી થઇ. રાજા રણધીરસિંહરાય સુરંગપૂર જઇને, શિશુરાજ અમરકુમારના રક્ષકરૂપે ત્યાંનું રાજકાર્ય ચલાવવા લાગ્યા. મહાસભા પહેલાંની પેઠે અમાત્યવર્ગથી શોભિત થઇ. રાજા આદિત્યનારાયણ દેવ સુરંગપૂરની મહાસભાના સભ્ય અને માનનીય ન્યાયાધીશ થયા. શાંતિપ્રસાદ અને લલિતપ્રભાને માટે આનંદપૂરમાં એક નવું મકાન નિર્મિત થયું; નવીન રાજાએ પહેલાંની મિત્રતાની દાખલ શાંતિપ્રસાદને વાર્ષિક દશ હજાર મોહોરોની આવકવાળી એક જાગીર આપી. તેઓ તેનાવડે સુખસ્વચ્છંદે સંસાર–વ્યવહાર ચલાવવા લાગ્યાં. કુમાર વરૂણસિંહ પોતાની પત્ની સાથે શંકરપૂરમાં આવી વસ્યો. બીજા બધા આત્મીયજનો યથાયોગ્ય ઉપાધિ અને પુરસ્કાર પ્રાપ્ત કરીને પોતપોતાના નિવાસસ્થાનમાં પરમ સુખે દહાડા ગુજારવા લાગ્યા. મંદારિકાએ ભૈરવી નામ ધારણ કરીને અશોકાચાર્યના આનંદાશ્રમમાં આશ્રય મેળવ્યો. સદાશિવ ભાટ વૃદ્ધાવસ્થાને લીધે બૌદ્ધ ઉપાસક થઇ મંદારિકાની સાથે બૌદ્ધાશ્રમમાં વસવા લાગ્યો.

આવી રીતે સર્વેની સર્વ પ્રકારની સુવ્યવસ્થા થઇ. રાજા આદિત્યનારાયણ સુશીલા સમાન પ્રિય મહિષી મેળવીને સુખપૂર્વક રાજ્ય ભોગવવા લાગ્યો. કોઇવાર આનંદપૂર, કોઇવાર સુરંગપૂર તો કોઇવાર બીજા બંધુબાંધવોના નિકેતને—ગૃહે વસીને, નવ નરપતિ, નિત્ય નિત્ય નવીન નવીન સુખોનો સ્વાદ લેવા લાગ્યો. અંતે સિદ્ધ થયું કે, **धर्मनो जय, पापनो क्षय ! धर्मनो पुरस्कार ! अधर्मनुं प्रतिफल !**



# મનોહર નવલકથાઓ.

**મધુરમિલન**—પ્રેમકથાને નામે પ્રકટ થતાં વિકારી શૃંગારપૂર્ણ પુસ્તકો જેવું નહિ, પણ વિશુદ્ધ પ્રેમની દિવ્ય વ્યાખ્યા દર્શાવતું આ પુસ્તક દરેક નરનારીએ વાંચવુંજ જોઇએ, જગતમાં સ્વર્ગ ઉતારવાની કળા તમારે શીખવી હોય, તમારા જીવનમાં રસિકતાનો ઝરો વહેવડાવવો હોય, તો તમારી પત્નીને આ નવલકથા વંચાવો, તમે વાંચો, પ્રેમની દિવ્યતા શીખો. એટલે તમને પૃથ્વીપર સ્વર્ગ દેખાશે. કિમ્મત. ૧-૧૨-૦

**સૌન્દર્યવિજય** અથવા **સતરમી સદીનું ઈંગ્લાંડ**—આ વાર્તા એટલી બધી મનોહર અને ચિત્તાકર્ષક છે કે જેનું પ્રત્યેક પૃષ્ટ વાંચવાની વાંચકને જિજ્ઞાસા ઉપજ્યા વિના રહે તેમ નથી. રાજસતાના મદમાં પડી મોહઘેલી મહારાણી કેવાં કેવાં કૂકૃત્યો કરે છે અને છેવટે એની એટલી બધી હૃદયભેદક દુર્દશા થાય છે કે જેનું કોઈ પણ રીતે વર્ણન જ કરી શકાય તેમ નથી. પાપના પ્રવાહમાં તણાઇને મનુષ્ય મનુષ્યત્વનો ત્યાગ કરી એટલાં બધાં જાલિમ કૃત્યો કરે છે કે, જેથી રૂંવેરૂંવા ખડાં થઈ આવે તેમ છે. વળી સત્તરમી સદીમાં ભૂવિખ્યાત ઇંગ્લાંડ દેશની કેવી પરિસ્થિતિ હતી, ઈંગ્લાંડમાં કેવાં કેવાં કારસ્થાનો ચાલી રહ્યાં હતાં, એ સઘળા બનાવોનો આબેહુબ ચિતાર આલેખવામાં આવ્યો છે. મૂલ્ય ૨-૮-૦

**બંસરીબાલા:**—આ સામાજીક નવલકથામાં મનુષ્યજાતિના ભાવ, વિકાર, ચારિત્ર્ય વગેરેનું એવું સુંદર વર્ણન કરવામાં આવ્યું છે કે, વાંચનારને પોતાની દૃષ્ટિ સમક્ષ ખરો બનાવ બનતો હોય એવો ભાસ થયા વિના રહેશે નહિ. બાલિકાના હૃદયનો વિશુદ્ધ અનુરાગ, સહધર્મિણીની સ્મૃતિ, વિકાર કિંવા કામની પ્રચંડ જ્વાળા, અબળાનો આત્મોત્સર્ગ વગેરે વિવિધ વિષયોના મનોરંજક પ્રસંગોથી આ નવલકથા પૂર્ણ છે. સુંદર ચિત્રોસહિત, પાકું પૂઠું. મૂલ્ય રૂ. ૧-૮-૦